# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

ગ્રંથ : ૩

## ડૉ. આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં

એમ. કે. પરમાર
*(એમ.એ.એમ.ફીલ)*
(પ્રધાન સંપાદક)

પ્રકાશક :
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ.પી.એચ.ડી. (કોલંબીયા) ડી.એસ.સી. (લંડન)
એલ.એલ.ડી. (કોલંબીયા) ડી.લીટ (ઓસ્માનીયા) બાર.એટ.લૉ. (લંડન)

જન્મ : ૧૪ એપ્રીલ, ૧૮૯૧ પરિનિર્વાણ : ૬ ડિસેમ્બર, ૧૯૫૬

## "પહેલા ભારતીય અને અંતે પણ ભારતીય ભારતીય સિવાય કશું જ નહિ..."

"હું ખુલ્લં ખુલ્લાં કહું છું - હું નથી માનતો કે આ દેશમાં કોઈ વિશેષ સંસ્કૃતિને સ્થાન હોય - પછી ભલે તે હિંદુ સંસ્કૃતિ હોય, મુસ્લીમ સંસ્કૃતિ હોય, કન્નડ સંસ્કૃતિ હોય કે ગુજરાતી સંસ્કૃતિ હોય. આ એવી બાબતો છે જેનો આપણે ઈન્કાર કરી શકીએ નહિ. પરંતુ તેવી બાબતોને વરદાન તરીકે વિકસાવવાની નથી. તેવી બાબતોને અભિશાપ તરીકે, તેમજ જે આપણી વફાદારીને વિભાજિત કરતી હોય અને આપણને આપણા તમામ ધ્યેયથી દૂર લઈ જતી હોય તેવી તરીકે ગણવાની છે. આ સમાન ધ્યેય એટલે આપણે સૌ ભારતીય છીએ તેવી ભાવનાનું નિર્માણ કરવું... જયારે કેટલાક લોકો એમ કહે છે, અમે હિંદુ અથવા મુસલમાન પહેલાં છીએ અને ત્યારબાદ ભારતીય છીએ તે મને ગમતું નથી. હું સાફ સાફ કહું છું કે મને તેનાથી સંતોષ થતો નથી. વળી હું એવું પણ માનતો નથી કે ભારતીયો તરીકેની આપણી વફાદારીને કોઈ સ્પર્ધાત્મક વફાદારીથી, પછી ભલે એવી વફાદારી આપણા ધર્મમાંથી કે આપણી સંસ્કૃતિમાંથી કે પછી આપણી ભાષામાંથી ઉપસ્થિત થતી હોય, તો તેને કશી આંચ આવે. હું તમામ લોકોને 'ભારતીય પહેલાં' અને 'ભારતીય છેલ્લાં', જોવા માગું છું. અને બીજું કશું જ નહિ પણ માત્ર ભારતીય જ જોવા માગું છું."

### ડૉ. બાબાસાહેબ આંબેડકર

લખાણો અને ભાષણો, વોલ્યુમ-૨, પાન ૧૯૫

અલગ કર્ણાટક પ્રાંત રચના અંગેની ચર્ચા પરના પ્રવચનમાંથી મુંબઈ પ્રાંત વિધાનસભા ચર્ચા વોલ્યુ. ૨ પૃ. ૧૯૫ તા. ૪ એપ્રીલ, ૧૯૩૮)

**પ્રથમ આવૃત્તિ : ૧૪ એપ્રીલ, ૧૯૯૭**
**પ્રત :** ૫,૦૦૦

**મૂલ્ય:** રૂ. ૪૦/- (સામાન્ય સંસ્કરણ)
રૂ. ૧૦૦/- (ડીલક્ષ સંસ્કરણ)

**પ્રકાશક :**
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન
કલ્યાણ મંત્રાલય, ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ,
ગુજરાત રાજ્ય, ગાંધીનગર.

**વેચાણ કેન્દ્ર :**
૧. સરકારી પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ.
૨. સરકારી પુસ્તક ભંડાર, કોઠી કચેરી, વડોદરા.
૩. સરકારી પુસ્તક ભંડાર, રેસ કોર્સ પાસે, એરોડ્રામ રોડ, રાજકોટ.
૪. સરકારી પુસ્તક ભંડાર, બહુમાળી મકાન, એનેક્ષી-જી-૧, ભાવનગર.
૫. ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, ૨૫, અશોક રોડ, ન્યુ દિલ્હી-૧૧૦ ૦૦૧.

**મુદ્રક :**
નિયામકશ્રી સરકારી છાપકામ અને લેખન સામગ્રી વિભાગ,
ગાંધીનગર માટે એવ પ્રિન્ટર્સ, અમદાવાદ દ્વારા મુદ્રિત

સલાહકાર :

માનનીય શ્રી ૧. શ્રી બલવંતસિંહ રામુવાલીયા
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી શંકરસિંહ વાઘેલા
મુખ્યમંત્રી, ગુજરાત રાજય.

૩. શ્રી બાબુભાઈ મેઘજી શાહ
નાણામંત્રી, ગુજરાત રાજય.

૪. શ્રી કાંતીલાલ સોલંકી
સમાજ કલ્યાણમંત્રી, ગુજરાત રાજય.

૫. શ્રી કે. કે. બખ્શી
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૬. શ્રી ડી. કે. મનાવલન
અધિક સચિવ, કલ્યાણ મંત્રાલય.

૭. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૮. વસંત મુન પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૯. સ્વતંત્ર સેખોં
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૧૦. શ્રી જગન્નાથ પ્રસાદ
સંપાદક (હિંદી)

૧૧. એમ. કે. પરમાર
પ્રધાન સંપાદક.

સંકલન (મૂળ અંગ્રેજી)

શ્રી વસંત મૂન

અનુવાદક અને પરામર્શક :

ડૉ. રવિન્દ્ર ઠાકોર

હિંમતસિંહ વાઘેલા

એ. એસ. ખાન

એ. ડબલ્યુ. મીર

ડૉ. રમેશચંદ્ર પરમાર

ડૉ. પી. જી. જ્યોતિકર

ડૉ. ચંદ્રકાન્ત મહેતા

નિરંજન ત્રિપાઠી

રતિલાલ સાં. નાયક



# સંદેશ

ભારત રત્ન ડૉ. બાબાસાહેબ આંબેડકર વર્તમાન યુગનાં મહામાનવ હતા. નવભારતના નવનિર્માણમાં તેઓ પાયાની ઈંટ હતા. સામાજિક, આર્થિક રીતે શોષિત વંચિત કરોડો નરનારીઓને આત્મવિશ્લેષણની પ્રેરણા પ્રદાન કરી, તેમના અધિકારો માટે એકસૂત્રે બંધાઈ જવા આહ્વાન કર્યું હતું. ભારતનું બંધારણ રચીને તેમણે સામાજિક ન્યાય, સ્વતંત્રતા, અખંડિતતા, બંધુત્વ અને દેશના નિર્માણની કેડી કંડારી હતી.

બાબાસાહેબ ઉચ્ચકોટિનાં માનવતાવાદી, સમાજશાસ્ત્રી, ક્રાંતિદષ્ટા, દાર્શનિક, રાજનીતિજ્ઞ તેમજ તે વખતના અગ્રણી અર્થશાસ્ત્રી પણ હતા. અમેરિકા તેમજ યુરોપની વિશ્વવિદ્યાલયોમાં તેમનું મોટાભાગનું ઉચ્ચશિક્ષણ અર્થશાસ્ત્રનાં વિદ્વાન સંશોધકના રૂપમાં હતું. તેમના અર્થશાસ્ત્રના વિષયો પરનાં શોધ નિબંધ, પુસ્તકો, લેખો વિગેરે આર્થિકક્રાંતિના પાયાનાં પથ્થર સમાન હોય, તેને વર્તમાન આર્થિક નીતિઓના પરિપેક્ષમાં જોવા જોઈએ, જેથી કરીને તે આર્થિકક્રાંતિની પગદંડી બની રહે.

આજે અમે, અને અમારી સરકાર બાબાસાહેબના ઉચ્ચ આદર્શોનું અનુસરણ કરવા કૃત સંકલ્પ છીએ.

ડૉ. આંબેડકર ફાઉન્ડેશન તેમના સંપૂર્ણ વાઙમયને હિંદી ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત કરી રહ્યું છે. જેનું સમગ્ર ભારત અને વિશ્વમાં સ્વાગત થયું છે.

આ શૃંખલાના અનુસંધાનમાં ગુજરાતી ભાષામાં ગ્રંથ ૩ **"ડૉ. આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં"** સુજ્ઞ વાંચકોને સમર્પિત કરતાં મને આનંદ થાય છે. હું આ કાર્યમાં જોડાયેલા સર્વ કોઈ મહાનુભાવોનું અભિવાદન કરૂ છું.

લી.

**બલવંતસિંહ રામુવાલિયા**
કલ્યાણમંત્રી, ભારત સરકાર.

## આવકાર

માનવીય ગૌરવને અને માનવ અધિકારોને અખંડિત રાખવા ડૉ. આંબેડકર જીવનભર ઝઝુમ્યા અને શોષણ તથા અન્યાય સામે પ્રતિકારનું ખમીર પ્રગટાવ્યું. સ્વતંત્ર ભારતના બંધારણના ઘડવૈયા તરીકે મૂળભૂત અધિકારોના પ્રખર હિમાયતી આ રાષ્ટ્રનેતાની જન્મશતાબ્દીની યથાર્થ ઉજવણી માટે ગુજરાત સરકારે પણ "ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મશતાબ્દી ઉજવણી સમિતિ, ગુજરાત રાજય"ની રચના કરીને વિવિધ કાર્યક્રમોનું સફળ આયોજન કર્યું હતું.

આ સમિતિના ઉપક્રમે ભારત સરકારના કલ્યાણ મંત્રાલયે કરેલા નિર્ણય અનુસાર, મહારાષ્ટ્ર સરકારે ડૉ. બાબાસાહેબના પ્રવચનો અને લેખો ઉપર આધારીત અંગ્રેજીમાં પ્રસિધ્ધ કરેલા ચૌદ ગ્રંથો ગુજરાતીમાં અનુવાદ કરીને તેની પુસ્તકશ્રેણી પ્રસિધ્ધ કરવાની કામગીરી હાથ ધરવામાં આવી છે અને તેના ત્રીજા પુસ્તક તરીકે **"ડૉ. બાબાસાહેબ આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં"** ગુજરાતના નાગરિકોને સમર્પિત કરું છું. મને શ્રધ્ધા છે કે ડૉ. આંબેડકરના જીવન અને કાર્યોમાંથી સંદેશો મેળવવામાં આ પ્રકાશન ઉપયોગી બની રહેશે.

**શંકરસિંહ વાઘેલા**
મુખ્યમંત્રી, ગુજરાત રાજય

ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મ શતાબ્દી ઉજવણી સમિતિ તરફથી ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાડમયનું ગુજરાતી ભાષાંતર કરી છપાવવાના અનુસંધાનમાં ગ્રંથ-૩નું પ્રકાશન કરતાં સમિતિના અધ્યક્ષ તરીકે આનંદની લાગણી અનુભવું છું.

બંધારણના ઘડવૈયા અને સામાજિક ન્યાયના પ્રણેતા ડૉ. બાબાસાહેબ આંબેડકરે મુંબઈ વિધાનપરિષદમાં, ભારતીય વિધાનપરિષદની જે કલ્પના કરી હતી તે પુસ્તક રૂપે પ્રગટ કરી આપના કરકમળોમાં મુકતાં મને આનંદ થાય છે.

વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા સંપાદકોએ આ પુસ્તક પ્રગટ કરવા જે જહેમત ઉઠાવી છે તે સરાહનીય છે.

**બાબુભાઈ મેઘજી શાહ**
મંત્રી, નાણા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ,
ગુજરાત રાજય.

## આવકાર

બાબાસાહેબ ડૉ. ભીમરાવ આંબેડકરના લખાણો તથા ભાષણો ભારતીય સામાજિક ચિંતનના ઇતિહાસ અને વિકાસના યાદગાર દસ્તાવેજો છે. મહારાષ્ટ્ર સરકારે તેમનાં સંપૂર્ણ વાઙ્મયને અંગ્રેજી ભાષામાં જુદા જુદા ખંડોમાં પ્રકાશિત કર્યું છે. જેનો હિંદી તથા અન્ય ભારતીય ભાષાઓમાં અનુવાદ થઇ રહેલ છે.

સમગ્ર રાષ્ટ્ર જ્યારે આઝાદીની સુવર્ણજયંતી ઉજવી રહ્યું છે એવા શુભ ટાણે વિશ્વની સૌથી મોટી લોકશાહીના બંધારણના ઘડવૈયા, એક સ્વતંત્ર નિર્ભીક વિચારક, વિદ્વાન અને મહાન વિભૂતિ એવા મહામાનવ ડૉ. બાબાસાહેબ આંબેડકરના "લખાણો અને ભાષણો"નો ગુજરાતી અનુવાદ ગ્રંથ-૩ પ્રગટ કરવાનો અને ગુજરાતી પ્રજાના કરકમળમાં મૂકવાનો સફળ પ્રયાસ ગુજરાત સરકાર રચિત ડૉ. આંબેડકર જન્મશતાબ્દિ મહોત્સવ સમિતિએ કરેલ છે. જેને હું હૃદયપૂર્વક આવકારું છું. અનુવાદ કાર્ય સાથે સંકળાયેલ સંપાદક મંડળના સહુ સભ્યો કે જેઓના અથાક પ્રયત્નોથી ગ્રંથ-૩ પ્રગટ થઇ રહેલ છે. તેઓને પણ આ તબક્કે ધન્યવાદ પાઠવું છું.

મને પૂર્ણ શ્રધ્ધા છે કે આ જ પ્રકારે અન્ય ગ્રંથો ડૉ. આંબેડકર જન્મશતાબ્દિ મહોત્સવ સમિતિ દ્વારા સમયાંતરે પ્રગટ થશે, જે આવતીકાલની પેઢીને પથદર્શક નીવડશે.

જય ભીમ,

**કાંતિલાલ બી. સોલંકી**
મંત્રી, સમાજ કલ્યાણ અને કુટીર ઉદ્યોગો

## પ્રકાશકીય

ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાઙ્મયના હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત થયેલ ગ્રંથોનું સુજ્ઞ વાંચકોએ ભારે સ્વાગત કર્યું છે. તે આનંદની વાત છે.

આ શૃંખલામાં ગુજરાતી ભાષામાં **ગ્રંથ-૩ "ડૉ. આંબેડકર મુંબઈ વિધાન પરિષદમાં"** વિદ્વાન વાંચકોને સમર્પિત કરતા સુખદ લાગણી અનુભવું છું.

આ ગ્રંથ ડૉ. બાબાસાહેબ આંબેડકરે મુંબઈ વિધાનપરિષદમાં જુદા જુદા વિષયો પર એક તજજ્ઞની રીતે આપેલ વક્તવ્ય જેવાં કે બજેટ, ખેતી, સમાજ કલ્યાણ, પરિવાર નિયોજન, અસ્પૃશ્યતા, ગ્રામપંચાયત, નશાબંધી પ્રસૂતિલાભ તેમજ અન્ય વિષયો ઉપર આધારિત છે.

અંતમાં સંપાદક મંડળ, વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા રમતગમત યુવા અને સાંસ્કૃતિક વિભાગનાં સચિવશ્રી સ્વતંત્ર શૈંખો, સંયુક્ત સચિવ શ્રી મીનાબેન ભટ્ટ તેમજ શ્રી એન. એચ. ચૌધરી, શ્રી પી. આર. પટેલ અને શ્રી રમેશ વાણીયાની સેવાઓને યાદ કરવી રહી.

અમને પૂર્ણ વિશ્વાસ છે કે **ગ્રંથ-૩ "ડૉ. આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં"**નું પૂર્વવત સ્વાગત થશે જ.

લી.

**એચ. આર. ભીમાશંકર**
નિયામક
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન

## બે બોલ...

ભારતરત્ન ડૉ. બાબાસાહેબ આંબેડકર સામાજિક નવજાગરણના અગ્રદૂત હતા. તેમણે તેમનું સમગ્ર જીવન સદીઓથી દલિત શોષિત માનવીયોનાં આર્થિક, સામાજિક તેમજ શૈક્ષણિક ઉત્થાન માટે સમર્પિત કર્યું હતું. સમાજમાં પ્રવર્તતિ રૂઢિગત માન્યતાઓ અને વિષમતાઓને સમૂળી નષ્ટ કરવા તેમજ સામાજિક ન્યાય અને દલિતોનાં અધિકારોને સુનિશ્ચિત કરવા તેમણે આજીવન સંઘર્ષ કર્યો હતો.

બાબાસાહેબના સામાજિક નવચેતના અને નવા આર્થિક માળખાના સ્વપ્નને સાકાર કરવા ભારત સરકારે ડૉ. આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. ફાઉન્ડેશનની નીચેની યોજનાઓ અને ગતિવિધિઓને કાર્યાન્વિત કરવા અમે કૃત સંકલ્પ છીએ.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુસ્તકાલય
૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુરસ્કાર
૩. ડૉ. આંબેડકર વિદેશી શિષ્યવૃત્તિ
૪. ડૉ. આંબેડકર રિસર્ચ સંસ્થાની સ્થાપના
૫. ડૉ. આંબેડકરના સંપૂર્ણ વાંડમયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન.
૬. હિંદી અને અંગ્રેજી ભાષામાં ત્રિમાસિક "ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા"નું પ્રકાશન.
૭. ડૉ. આંબેડકર આંતરરાષ્ટ્રિય પુરસ્કાર
૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય સ્મારક ૨૬, અલીપુર રોડ, નવી દિલ્હી.

અમે ફાઉન્ડેશન વતી માનનીય શ્રી બલવંતસિંહ રામુવાલીયા કલ્યાણમંત્રી તેમજ શ્રી કે. કે. બખ્શી સચિવ કલ્યાણ મંત્રાલય ભારત સરકાર, પ્રતિ આભાર વ્યક્ત કરીએ છીએ; કે જેમનાં દ્વારા સમય સમય પર અમૂલ્ય સલાહસૂચન માર્ગદર્શન અને પ્રેરણા મળતી રહે છે.

ગુજરાતી ભાષામાં **ગ્રંથ-૩ "ડૉ. આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં"**નાં સફળ પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદમાં સહભાગી બને છે અને તેનાં સમન્વયકાર તેમજ પ્રધાન સંપાદક શ્રી એમ. કે. પરમાર તથા અન્ય અનુવાદકો અને પરામર્શકો સન્માનનાં પાત્ર છે.

અમને આનંદ છે કે ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ વાઙ્મય પરિયોજનાના અંતર્ગત ફાઉન્ડેશન દ્વારા પ્રકાશિત થયેલ ગ્રંથોનું સર્વત્ર સ્વાગત થયેલ છે. જેનાથી અમને પ્રોત્સાહન અને બળ મળ્યું છે.

લી.

**ડી. કે. મનાવલન**
અધિક સચિવ
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન

## સંપાદકીય......

મહારાષ્ટ્ર સરકારે પ્રકાશિત કરેલ ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાઙ્મયનું રાષ્ટ્રની બધી જ ભાષાઓમાં ભાષાંતર કરવાની એક યોજના ભારત સરકારના કલ્યાણ મંત્રાલયે અમલમાં મુકેલ છે.

આ યોજનાના અંતર્ગત ગુજરાત સરકારે તા. ૧૪-૪-૯૭ના રોજ ત્રણ ગ્રંથો પ્રકાશિત કરેલ છે. વાંચકોની સુવિધાને ધ્યાનમાં લઈ મૂળ અંગ્રેજી ગ્રંથ ૨ જાને ત્રણ ખંડોમાં વિભાજિત કરવામાં આવેલ છે. આ ત્રણ ગ્રંથોના વિષય છે.

ગ્રંથ ૩ ડૉ. આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં

ગ્રંથ ૪ ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે અને

ગ્રંથ ૫ ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં

**તેમાનો ગ્રંથ : ૩ "ડૉ. આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં" પ્રકાશિત કરતા આનંદ થાય છે.**

અનુવાદનું કામ ખૂબ જ મુશ્કેલ હોય છે અને તેનું સંપાદન, પુનરીક્ષણ, પરિશ્રમ માંગી લે છે. તેથી આ મુશ્કેલ કાર્ય કોઈ એક વ્યક્તિનું નહીં પરંતુ વ્યક્તિ સમૂહનું છે. વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા સંપાદકોના પરિશ્રમથી જ આ ગ્રંથો તૈયાર થઈ રહ્યા છે.

ડૉ. આંબેડકર ફાઉન્ડેશન કલ્યાણ મંત્રાલયના મંત્રી શ્રી બલવંતસિંહ રામુવાલીયા, સચિવ શ્રી કે. કે. બખ્શી, અધિક સચિવ શ્રી ડી. કે. મનાવલન, તત્કાલીન સંયુક્ત સચિવ શ્રી ગંગાદાસ, ડૉ. આંબેડકર ફાઉન્ડેશનના નિયામક શ્રી ભીમાશંકર અને શ્રી જે. એન. પ્રસાદના માર્ગદર્શનથી ગ્રંથોનું કાર્ય સરળ બન્યું છે. તેમજ ડૉ. રમેશચંદ્ર પરમાર અને ડૉ. પી. જી. જ્યોતિકરની સેવાઓ યાદ કરવી જ રહી.

ડૉ. બાબાસાહેબ આંબેડકરના ઐતિહાસિક અપ્રાપ્ય ફોટાઓ શ્રી ભાઈલાલ ગોહેલે પૂરા પાડી ગ્રંથોમાં ઓપ આપ્યો છે.

પ્રજ્ઞાશીલ વાંચકોને વિનંતી કરવાની કે આ અનુવાદને સાહિત્યિક કૃતિ નહી પરંતુ માહિતી અને જ્ઞાનના સીધાસાદા રૂપાંતરની જેમ સ્વીકારશે તો જ બાબાસાહેબના વાઙ્મયને આત્મસાત કરી શકાશે.

લિ.

**એમ. કે. પરમાર**

પ્રધાન સંપાદક

## અનુક્રમણિકા

# ૧

# બજેટ અંગે : ૧

**ડૉ. બી. આર. આંબેડકર :** પ્રમુખશ્રી, બજેટ ચર્ચા લાંબી ચાલી છે અને મને લાગે કે કહી શકાય એવું બધું કહેવાઈ ગયું છે. તેથી, મારા જેવા નવા સભ્ય માટે મૌન સેવવું ઠીક ગણાશે. પરંતુ, મને લાગે છે કે એક દ્રષ્ટકોણ છે જે આ ગૃહ સમક્ષ મૂકાયો નથી. હું એ દ્રષ્ટિકોણનું પ્રતિનિધિત્વ ધરાવતો હોઈ, હું માનું છું કે તેને અભિવ્યક્ત કરવાની મારી ફરજ છે.

પ્રમુખશ્રી, કોઈ વ્યક્તિ બજેટની આલોચના કરે ત્યારે તેને શરૂઆતમાં લાચારીની ભાવના ઘેરી વળે છે. કારણ કે અસરકારક આલોચનાનો વ્યાપ ખરેખર ખૂબ મર્યાદિત છે. આ બજેટમાં આપ્યા પ્રમાણેનું કુલ અંદાજી (ખર્ચ લગભગ ૩૬ ટકા જેટલું છે. આ ઈલાકાનું કુલ) અંદાજી મહેસૂલ ૧૫.૧/૨ કરોડ છે, ને આમાંથી આશરે ૯.૧/૨ કરોડ આ પરિષદની સંમતિ વિના કારોબારી દ્વારા વસૂલ લેવાય છે. મારો ઉલ્લેખ જમીન મહેસૂલ ને આબકારી મહેસૂલ પરત્વે છે. એટલે, ખર્ચ ને મહેસૂલ એ બંનેના વિચારણામાં લેતાં હું (માનું છું કે, એમ કહેવું વાજબી ગણાશે કે) કોઈ વ્યક્તિએ આલોચના કરવાની થાય ત્યારે તે ખરેખર ખૂબ જ મર્યાદિત રહેવાની કારણ કે પરિષદ તો ૬૪ ટકા ખર્ચ અને ૪૦ ટકા મહેસૂલ અંગે જ છણાવટ કરી શકે. પરંતુ પરિસ્થિતિ છે તેવી સ્વીકારી લેતાં પ્રમુખશ્રી, હું કરી શકું એવી ટીકા-ટિપ્પણ આપવા માંડું છું.

બજેટની મહેસૂલ બાજુની વાત શરૂ કરતાં, હું સૌ પ્રથમ તેની છણાવટ, માનનીય નાણાસભ્યના દ્રષ્ટિબિંદુથી ને ત્યાર પછી કરદાતાઓના દ્રષ્ટિબિંદુથી કરવા માગું છું. સારી મહેસૂલ પદ્ધતિની પહેલી ને અત્યંત આવશ્યક જરૂરિયાત એ છે કે એ વિશ્વસનીય હોવા જોઈએ એવું હું કહું ત્યારે માનનીય નાણાસભ્ય તે અંગે સંમત થશે. એવી

મહેસૂલ પદ્ધતિ (ભારે મહેસૂલ લાવે છે કે ઓછું મહેસૂલ) લાવે છે એ મહત્ત્વનું નથી. પરંતુ, એ પદ્ધતિના પરિણામે જે કંઈ મળે તે મહેસૂલ તેની ઊપજમાં નિશ્ચિત હોવું જોઈએ. આ દ્રષ્ટિબિંદુથી મહેસૂલ બાજુનો નિર્ણય કરીએ, તો મને લાગે છે કે જમીન મહેસૂલ જે બજેટની સૌથી મોટી બાબત (છે તે લગભગ ૫૦ લાખ જેવી વધઘટ) ધરાવી શકે છે. જો તમે "આબકારી" કે જે મહેસૂલનું બીજું સૌથી મોટું સાધન છે-તે જુઓ, તો તમને જણાશે કે સુધારાની શરૂઆતથી તેમાં ૭૩ લાખની વધઘટ જણાતી રહી છે. તેથી, મહેસૂલ પદ્ધતિની આ બંને બાબતોમાં એક જ દિશામાં વધઘટ થયા કરે તો તેના પગલે સરજાતાં પરિણામોની વિચારણા કરવા તરફ હું મારા મિત્ર, માનનીય નાણાસભ્યનું ધ્યાન દોરીશ. જો આ બંને બાબતોમાં (એક જ દિશામાં વધઘટ થતી રહેશે તો હું માનું છું કે એ બંને બાબતો) એમને એક કરોડથી વધુના ખાડામાં ઉતારશે. મહેસૂલની આવી પદ્ધતિ જ એક એવી પદ્ધતિ છે જેના પર માનનીય નાણાસભ્યે આધાર રાખવો જોઈએ કે કેમ તેની મને ખબર નથી. પરંતુ, તેઓ આ દેશના અર્થતંત્રનો હવાલો ધરાવે છે તેથી એ બાબત મારે નહિ પણ એમણે જોવાની છે.

હવે, પ્રમુખશ્રી, મહેસૂલની આ જ બંને બાબતો વિચારણામાં લેતાં ને તેમના અંગે કરદાતાઓના દ્રષ્ટિબિંદુથી નિર્ણય કરતાં હું માનું છું કે આ ઇલાકાની મહેસૂલ પદ્ધતિ નીતિન્યાય સાથે સુસંગત નથી (અને તેનો બચાવ કરી શકાય એમ નથી.) સૌ પ્રથમ, જમીન મહેસૂલ લઈએ. શબ્દોની રમતમાં એને ગમે તે કહો, એ કર છે કે ભાડું છે એ જે હો તે, પણ હું તો કહીશ કે આ જમીન મહેસૂલ ધંધાદારી વ્યક્તિના લાભ પરનો કર છે એમાં કોઈ શંકા નથી. જો આ બંને વસૂલાતો એકસરખી જ હોય, તો માનનીય નાણાસભ્ય પાસેથી હું જાણવા માગું છું કે એ બંનેની વસૂલાતની પદ્ધતિઓમાં ભેદભાવ શા માટે હોવો જોઈએ ? દરેક ખેડૂત, પછી તેની આવક ગમે તેટલી હોય, તો પણ એને જમીનવેરાની વસૂલાત હેઠળ લાવવામાં આવે છે. પરંતુ, આવકવેરા હેઠળ, જો કોઈ વ્યક્તિએ વર્ષ દરમિયાન કશી આવક કરી ન હોય, તો એને કર આપવાનું કહેવામાં આવતું નથી. પરંતુ જમીન મહેસૂલને લાગે વળગે છે ત્યાં સુધી, એ પદ્ધતિ અસ્તિત્વમાં નથી. પાક નિષ્ફળ ગયો હોય કે પાક મબલખ થયો હોય, તો પણ ગરીબ ખેડૂતને મહેસૂલ ચૂકવવાનું કહેવામાં આવે છે આવકવેરો તો ચૂકવવાની શક્તિના માન્ય સિદ્ધાંત પર વસૂલ કરવામાં આવે છે. પરંતુ, જમીન મહેસૂલ પદ્ધતિ હેઠળ, કોઈ વ્યક્તિ એક જમીનનો માલિક હોય કે જાગીરદાર હોય કે ઈનામદાર હોય તો પણ એક સમાન

દરે એની પાસેથી વેરો વસૂલ કરવામાં આવે છે. તેણે વેરો સમાન દરે જ ચૂકવવાનો રહે છે. આવો વેરો જે રીતે હોવો જોઈએ એ રીતનો પ્રગતિશીલ વેરો નથી પણ પ્રમાણસર વેરો છે. વળી, આવકવેરા હેઠળ, અમુક ન્યૂનતમ કરતાં ઓછી આવક ધરાવનારાઓને વસૂલાતમાંથી મુક્તિ મળે છે. પરંતુ, જમીન મહેસૂલ હેઠળ, કોઈ વ્યક્તિ ધનિક હોય કે ગરીબ હોય તો પણ, તેની પાસેથી વેરો નિર્દયતાપૂર્વક ઉઘરાવવામાં આવે છે.

વળી પાછું "આબકારી"ની વાત કરીએ. આ એક એવી બાબત છે જેમાંથી ભારે મહેસૂલ મેળવવામાં આવે છે. આ એક જાહેર કાયદાકીય ઈજારાશાહી છે' એમ કહેવામાં બે મત હોઈ ન શકે. સરકાર મહેસૂલ વધારી શકે એના હેતુ માટે આનો ઉદ્દેશ નહોતો, પરંતુ ઈજારાશાહીનો કાયદો એટલા માટે બનાવ્યો કે કેફી પીણા પીવાની આદત વિસ્તારીને લોકોની નીતિમત્તાનો ભંગ કરવાનું અટકાવી શકવામાં સરકારનો હાથ ઊંચો રહે. મહેસૂલ ઉઘરાવવાનો જ જો એકમાત્ર ઉદ્દેશ હોય, તો સરકારી ઈજારાશાહીની જરૂરત નથી. સરકારે આ ઈજારાશાહીની વ્યવસ્થા કઈ રીતે કરી છે ? દરેક ઈલાકાના લોકો પીવા પાછળ કેટલો બધો ખર્ચ કરે છે તેના આંકડા તમે લો, તો તમને જણાશે કે પીવાની આદતને લાગેવળગે છે ત્યાં સુધી મુંબઈ ઈલાકો પહેલો આવે છે. મેં જોયું છે કે મદ્રાસમાં દરેક વ્યક્તિ રૂ. ૧-૩-૭- (રૂ. ૧. ૨૨) ખર્ચે છે, બંગાળમાં રૂ. ૦-૭-૧ (રૂ. ૦. ૪૫) ખર્ચે છે. સંયુક્ત પ્રાંતોમાં રૂ. ૦-૪-૭ (રૂ. ૦-૨૮) ખર્ચે છે, પંજાબમાં રૂ. ૧-૭-૮- (રૂ. ૧. ૪૮) ખર્ચે છે, બર્મામાં રૂ. ૧-૪-૦ (રૂ. ૧. ૨૫) ખર્ચે છે, બિહાર અને ઓરિસ્સામાં રૂ. ૦-૮-૭ (રૂ. ૦. ૫૮) ખર્ચે છે, મધ્ય પ્રાંતો અને બિહારમાં, રૂ. ૦-૧૩-૩ (રૂ. ૦. ૮૩) ખર્ચે છે, પરંતુ મુંબઈમાં દરેક વ્યક્તિ રૂ. ૨-૨-૯ (રૂ. ૨. ૧૮) ખર્ચે છે એ આંકડો આપણી પાસે દુ:ખદાયક છે. આ પદ્ધતિનો બચાવ કરી શકાયે એમ છે કે કેમ એવું હું મારા મિત્ર, માનનીય નાણાસભ્યને, પૂછું છું. પ્રમુખશ્રી, સરકારે નશાબંધીની નીતિને સ્વીકારી છે અને તે નીતિને સફળ બનાવવા માટે અમુક ઉપાયો અપનાવ્યા છે. પરંતુ એ ઉપાયો કારગત નીવડ્યા નથી. આવો સૌથી પહેલો ઉપાય માપબંધી છે. હવે, પ્રમુખશ્રી, દેશી દારૂનો જે જથ્થો અમુક મર્યાદા ઉપરાંત વેચવાનો નહોતો એવો દેશી દારૂનો જથ્થો સરકારે માપબંધીથી ૧,૮૮૩,૮૦૪ ગેલન જેટલો ઠરાવ્યો. પરંતુ, વપરાશની તપાસ કરતાં જણાવ્યું કે એ બાંધેલી મર્યાદા તો કેવળ એક રેઢિયાળ બહાનું જ હતી. કારણ કે વપરાશમાં લેવાયેલો ખરેખર જથ્થો

૧૪,૦૫,૪૩૭ ગેલન જ હતો. એટલે કે, માપબંધીથી ઠરાવેલો ખરેખર જથ્થો વપરાશમાં લેવાયેલા ખરેખર જથ્થા કરતાં ૪,૭૮,૩૬૭ ગેલન વધારે હતો. હું સમજું છું કે નશાબંધીની નીતિના સફળ અમલ માટે અપનાવેલો બીજો ઉપાય હતો સલાહકાર સમિતિની નિમણૂક. પરંતુ, મેં જોયું છે કે આ સલાહકાર સમિતિની રચનાના ૪૦ ટકા સભ્યો નશાબંધી વિરોધી સભ્યો છે. પ્રમુખશ્રી હું નથી માનતો કે સરકારી પાટલીઓ પર બેઠેલા સભ્યો આ પરિષદને આપવા જોઈએ એટલા આદર સાથે જુએ છે. પ્રમુખશ્રી, જ્યારે હું આ દેશની નાણાકીય પધ્ધતિની વાત કરું છું ત્યારે, મને લાગે છે કે, મારા માનનીય મિત્ર નાણાસભ્યને એ સૂચવવું વાજબી જણાય છે કે લોકોની સમૃધ્ધિ એ રાજ્યની સૌથી મોટી બાપીકી મિલકત છે. તેમણે તે લોકોને નીતિભ્રષ્ટ કરવા જોઈએ નહિ અથવા તેમણે તેઓને ભિખારી બનાવવા જોઈએ નહિ. જે રાજ્ય પોતાની પ્રજાને ભિખારી બનાવે છે તે આખરે ખુદ ભિખારી બની જાય છે.

**પ્રમુખશ્રી,** હું હવે એક બાબતને સ્પર્શવા માગું છું. — મને ખબર છે મારો સમય ઓછો છે અને મને સહેજ વધારે સમય કૃપા કરી ફાળવી આપશો.

**માનનીય પ્રમુખશ્રી :** ના, ના.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહેસૂલના બીજા સાધનની વાત કરું, તો મને નથી લાગતું કે માનનીય નાણાસભ્ય આ ઈલાકાનાં સાધનોનો શ્રેષ્ઠ લાભપ્રદ ઉપયોગ કરવા માટે પોતાનો ઉત્તમ પુરુષાર્થ કરી રહ્યા છે. દાખલા તરીકે, વનોને મહેસૂલનાં સાધન તરીકે લઈએ, તો ૧૯૨૧-૨૨માં વન મહેસૂલ રૂ. ૭૪. ૯ લાખ હતું, ૧૯૨૭-૨૮માં વન મહેસૂલ માત્ર રૂ. ૭૪ લાખ હતું. તેથી તમને જણાશે કે, મહેસૂલ સ્થગિત થઈ ગયું છે. પરંતુ, વન અંગે કરેલ ખર્ચ પર તમે નજર નાખશો તો તમે જોઈ શકશો કે ખર્ચ રૂ. ૪૦ લાખથી વધીને રૂ. ૪૮ લાખ થયું છે, જેથી આખરે, આપણે જ્યારે વનમાંથી થતા ચોખ્ખા લાભની વાત કરીએ તો તમને લગભગ રૂ. ૪ લાખ જેટલી ખોટ થયેલી જણાશે.

પ્રમુખશ્રી, બીજું હું સિંચાઈ અને મુલકી બાંધકામ અંગે કહેવા માગું છું. મને લાગે છે કે વિગતો આપવામાં મારો સમય એળે જશે. પરંતુ, એક વાત તો મારે કહેવી જ છે. પ્રમુખશ્રી, જ્યારે સરકાર અમુક ઉદ્યોગ કે બાંધકામ હાથ ધરે છે ત્યારે તે મુખ્યત્વે મહેસૂલ માટે તેમ કરે છે; અથવા તો તે મુખ્યત્વે સેવા માટે તેમ કરે છે, જો કે

પ્રસંગોપાત તે મહેસૂલ માટે જ કરે છે એમ ગણાય; અથવા એવું ય હોય કે તે મુખ્યત્વે સેવા માટે તેમ કરે છે. મને નથી લાગતું કે સરકાર પાસે તેણે હાથ ધરેલી સેવાઓ સંબંધી કોઈ નિશ્ચિત કે અંકિત નીતિ હોય. દાખલા તરીકે, મને અંગત રીતે એવું લાગે છે કે – મારી અને આ ગૃહના અન્ય માનનીય સભ્યો વચ્ચે મતભેદ હોઈ શકે પરંતુ મને એવું લાગે તો છે જ કે સિંચાઈ ખાતા તરફથી મેળવવા માટે આપણે હક્કદાર છીએ તેટલું પૂરેપૂરું મળતર સિંચાઈ ખાતું આપણને આપતું નથી. મને લાગે છે કે જો મારા માનનીય મિત્ર કરવેરા તપાસ સમિતિનો અહેવાલ જોઈ જાય તો તેમને જણાશે કે પાણીનો દર ખૂબ ઓછો છે. હું માનું છું કે ગૃહની આ બાજુએ બેસતા આપણા સભ્યો આ ઈલાકાનાં સાધનો વધુ સારી રીતે પ્રયોજાય તેવી તેમની પાસેથી અપેક્ષા રાખવાના હક્કદાર છે.

પ્રમુખશ્રી, હું હવે બજેટની ખર્ચની બાજુ પર આવીશ. હું જાણું છું કે આ ગૃહના મોટા ભાગના સભ્યો ખાધ જોઈને ચોંકી ઊઠ્યા છે. હું કહું કે હું નથી ચોંકયો. ખાધ એ એવી બાબત નથી કે જેનાથી માનનીય સભ્યોએ ચોંકી જવું જોઈએ. જેના કારણે હું અશાંત થઈ ગયો છું એ બાબત તો એ છે કે બજેટમાં ખાધ આવી એ સામાજિક પ્રગતિની વિશાળ નીતિનો તેમાં સમાવેશ કરાયો એના કારણે નથી. વહીવટના બિન-ઉત્પાદક ખર્ચાની કિંમતમાં વધારો થયો એ ખાધ માટેનું સમગ્રપણે એક કારણ છે. પ્રમુખશ્રી, નાણાવિભાગના સચિવે ગઈ કાલે ગૃહને જ્યારે તર્કસંગત રીતે વાજબી થવાનું કહ્યું ત્યારે મારે કહેવું જોઈએ કે એમનામાં મને અતિ શાણપણ દેખાયું હતું. તેમણે કહ્યું કે જો આ ગૃહના માનનીય સભ્યો એવું ઇચ્છે કે સરકારી પાટલીઓએ તેઓને ગંભીરતાથી લેવા જોઈએ તો તેઓએ તર્કસંગત થવું જોઈએ. પ્રમુખશ્રી, એ દલીલમાં રહેલા વજૂદનો હું સ્વીકાર કરું છું. પરંતુ, હું એ દલીલ એમને પાછી મોકલવા માગું છું અને એમને પૂછું છું કે આ ઈલાકામાં થયેલો ખર્ચનો વધારો વાજબી છે કે કેમ અને વહીવટ ગુણવત્તાના વધારાના આધારે તેને વાજબી ઠરાવી શકાય કે કેમ ?

પ્રમુખશ્રી, આ ઈલાકામાં ૧૯૧૦ના વર્ષથી ૧૯૨૭-૨૮ના વર્ષ સુધીના વહીવટના ખર્ચની આપ તુલના કરો- અને એમાંય હું તો તુલનાના હેતુ માટે માત્ર એવા જ વિભાગોના આંકડાઓની વાત કરું છું જે વિભાગો તે વખતેય સંપૂર્ણતયા પ્રાંતિક હતા અને હમણાંય સંપૂર્ણતયા પ્રાંતિક છે – તો મને જણાય છે કે સામાન્ય વહીવટ હેઠળનું

ખર્ચ ૧૯૧૦-૧૧માં માત્ર રૂ. ૧૭ લાખ હતું. આજે એ ખર્ચ રૂ. ૧૨૬ લાખ છે. હું મારા માનનીય મિત્ર નાણાસચિવને પૂછું છું કે શું એ વાજબી છે કે કેમ ?

**શ્રી જી. વિલ્સ :** જો માનનીય સભ્ય મને રજા આપે તો હું એમને જણાવીશ કે બજેટમાં પત્રકોમાં આપેલા આંકડાનો ઉપયોગ ભારે કાળજીપૂર્વક કરવો જોઈએ એવું મેં ગઈ કાલે માનનીય સભ્ય રાવ સાહેબ દાદુભાઈ દેસાઈને સમજાવ્યું હતું. સુધારા પહેલાનું સામાન્ય વહીવટનું વર્ગીકરણ એ હમણાં હાથ ધરાયું છે તે વર્ગીકરણ નથી. સ્વત્ત્વાર્પણની જમીનોના કારણે થતા ખર્ચની બાબત હતી તે તે વખતે અન્ય સદર હેઠળ દર્શાવી હતી અને તે જ બાબત હવે સામાન્ય વહીવટના સદર હેઠળ સમાવવામાં આવી છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** એ જે હોય તે, આપણે તો જે પ્રમાણે અહીં અપાયાં છે તે પ્રમાણેનાં પત્રકો સ્વીકારવાં જ રહ્યાં, અલબત, મારા માનનીય મિત્રે કહ્યા પ્રમાણેના સુધારાને આધીન રહીને. પરંતુ મને ચોક્કસ લાગે છે કે ઇલાકામાં સામાન્ય વહીવટનું ખર્ચ ખૂબ ખૂબ ભારે થઈ રહ્યું છે. હકીકતમાં, આ ઇલાકાનો પાછલો ઇતિહાસ જોઈએ તોય તેમાં વાજબીપણું નથી. દાખલા તરીકે આજે આપણી પાસે ચાર કારોબારી કાઉન્સિલરો અને ત્રણ મંત્રીઓ છે અને આપણી પાસે તેઓના તાબા હેઠળના સચિવો અને નાયબ સચિવો છે જેમની સંખ્યા આશરે ૨૫ કે એટલી થાય છે. મને નથી લાગતું કે મારા માનનીય મિત્ર નાણા સચિવ એમ કહી શકે કે એ કંઈક અંશે વાજબી કહી શકાય એમ છે. માનનીય નાણા સભ્યે આ ઇલાકામાં વહીવટના આ ઉડાઉ ખર્ચની સ્પષ્ટતા કરવાનો પ્રયાસ કર્યો છે. મને આશા છે કે, પ્રમુખશ્રી, આપ મને થોડો સમય આપશો. . . .

**માનનીય પ્રમુખશ્રી :** ના, હું સમયની એવી ભારે ભીંસ અનુભવું છું કે માનનીય સભ્ય એ વાત સમજશે. તેમની પાસે વધુ બે જ મિનિટ છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** પ્રમુખશ્રી, અલબત, મારે જે કહેવું છે તે હું પડતું મૂકીશ, અને હવે હું મારા વકતવ્યનું સમાપન કરીશ. મારા પ્રવચનના આ ભાગમાં પ્રમુખશ્રી હું મારી સ્થિતિ તદ્દન સ્પષ્ટ કરવા માગું છું. આપણે માનનીય સભ્યો પાસેથી સાંભળતા આવ્યા છીએ કે સખત છટણી થવી જોઈએ. સંપૂર્ણ તત્પરતાથી એ સમૂહ સૂરમાં હું જોડાયો છું અને હું જોડાઉં જ છું, કારણ કે હું માનું છું કે છટણી

માટેનો અવકાશ છે. પરંતુ, મહાશય, આ છટણી આપણને બહુ મદદકર્તા નહીં થઈ પડે એ હકીકતથી હું મારી જાતને છેતરવા માગતો નથી. સૌથી વધુમાં વધુ છટણી કરીએ તો પણ મને લાગે છે કે તેનાથી આપણને બહુ બહુ તો કદાચ કરોડ-બે કરોડ રૂપિયાની રાહત થઈ શકે. પરંતુ એવું ક્યાં સુધી ચાલશે? હું જાણું છું કે એ ઉપાય યોજવાથી આપણે કદાચ બજેટને સમતોલ બનાવી શકીએ. પરંતુ, આ ગૃહની શું કેવળ એટલી જ મહેચ્છા છે કે બજેટ સમતોલ હોવું જોઈએ ? મને આશા છે અને એમ કહેવામાં હું સાચો છું એવી મને આશા છે કે ફરજિયાત શિક્ષણ માટે, તબીબી રાહત માટે, લોકોને પીવાની આદતમાંથી છોડાવવા માટે અને જીવનની તમામ સુખ-સગવડો માટેની આ પરિષદની ઇચ્છા ખરેખર રીતે પરિષદની તત્પરતા બતાવે છે. તો પછી, હું આ ગૃહને એ યાદ અપાવવા માગું છું કે આ પૃથ્વીની સારી ચીજો સ્વર્ગમાંથી નથી આવી પડતી. પ્રત્યેક પ્રગતિને એ માટેનું મૂલ્ય ચૂકવવું પડે છે અને એ મૂલ્ય ચૂકવે એ લોકોને જ એવી હાંસલ કરી શકે.



## ૨

# બજેટ અંગે : ૨

**ડૉ. બી. આર. આંબેડકર :** મહાશય, બજેટ વસ્તુત: ખાધવાળું બજેટ છે એટલા પૂરતું એ અસંતોષકારક છે એમાં શંકા નથી. પરંતુ, બજેટમાં ખાધ બતાવવામાં આવી છે માત્ર એટલી હકીકતના કારણે જ જો એ અસંતોષકારક હોત તો મને નથી લાગતું કે તેની કોઈ ગંભીર નોંધ લેવાનું મારે માટે જરૂરી બની ગયું ન હોત. તેમ છતાં, બજેટ માત્ર અસંતોષકારક જ નથી પરંતુ, મને લાગે છે મહાશય કે તે નિરાશાજનક બજેટ છે અને જે પરિસ્થિતિ પ્રવર્તી રહી છે તે ખરેખર જ ખૂબ ગંભીર પરિસ્થિતિ છે.

મહાશય, આપ જાણો છો કે આપણે લગભગ મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાના પ્રથમ દશકાના આરે આવી ઊભા છીએ અને એવું છે એટલા માટે, વર્ષ ૧૯૨૧થી હમણાં સુધીની પરિસ્થિતિનો તાગ મેળવવાનું આપણે માટે જરૂર ઉચિત ગણાશે. હવે, મહાશય, આ સુધારા એટલા માટે દાખલ કરવામાં આવ્યા હતા કે તેના પરિણામે "અનામત"તરીકે ઓળખાતા હોય તેવા વિષયો કરતાં સરકાર તબદીલ કરાયેલા વિષયો પ્રત્યે વધુ પ્રમાણમાં વિચારણા કરી શકે. પરંતુ, મહાશય, આ ઈલાકાના વર્ષ ૧૯૨૧થી અત્યાર સુધીના ખર્ચનું આપ પૃથક્કરણ કરો તો આપણને શું જણાય છે ? આપણને જણાય છે કે નવા શાસન હેઠળ, માત્ર કાયદો અને વ્યવસ્થાની જાળવણીમાં મદદરૂપ થતા વિષયો કરતાં પ્રગતિને મદદરૂપ થતા વિષયોને વધુ પસંદગી મળશે એવી જે આશાઓ રાખવામાં આવી હતી તે સાચી નથી પડી.

હું હવે બતાવીશ કે એ એમ કેમ થયું ? મેં જુદા જુદા પ્રાંતોમાં "તબદીલ" અને "અનામત" વિભાગો અંગે કરાતા ખર્ચના થોડાક આંકડા એકત્ર કર્યા છે અને મહાશય,

આપની પરવાનગીથી હું એ આંકડા આ ગૃહ સમક્ષ રજૂ કરવા માગું છું, જેથી કરીને આ ગૃહને એની જાણ થઈ શકે કે પરિસ્થિતિ કેટલી નિરાશાજનક છે. હું જે આંકડા આપી રહ્યો છું તેના પરથી, જુદા જુદી પ્રાંતોમાં તબદીલ અને અનામત વિભાગો અંગેના વર્ષ ૧૯૨૧-૨૨ના ખર્ચની તુલનામાં ૧૯૨૫-૨૬માં થયેલ ખર્ચની વધ અથવા ઘટની ટકાવારી જાણવા મળે છે. આ આંકડા નીચે પ્રમાણે છે :

| | અનામત વિભાગ | | તબદીલ વિભાગ | |
|---|---|---|---|---|
| | વધની ટકાવારી | ઘટની ટકાવારી | વધની ટકાવારી | ઘટની ટકાવારી |
| મદ્રાસ | ૧. ૨૧ | -- | ૧૪. ૨૬ | -- |
| મુંબઈ | ૬. ૩૩ | -- | ૫. ૮૨ | -- |
| બંગાળ+ | -- | -- | ૬. ૧૧ | -- |
| સંયુક્ત પ્રાંતો* | -- | -- | ૧૨.૫૭ | -- |
| પંજાબ | ૧૦.૪૦ | -- | ૨૯. ૪૧ | -- |
| બર્મા | ૩૪. ૩૬ | -- | ૬. ૪૪ | -- |
| બિહાર અને ઓરિસ્સા | ૫. ૮૯ | -- | ૪૪. ૬૬ | -- |
| મધ્ય પ્રાંતો | ૬. ૨૪ | -- | ૧૮. ૧૫ | -- |
| અસમ | ૮. ૨૪ | -- | ૧૨. ૭૫ | -- |

+ અનામત વિભાગ અંગેના ખર્ચની ઘટ
* અનામત વિભાગ અંગેના ખર્ચની ઘટ

મહાશય, આપણે આ આંકડા જોઈએ છીએ ત્યારે આપણને શું જણાય છે ? એ જાણીને મને દુ:ખ થાય છે અને મને ખાતરી છે કે આ ગૃહમાંની દરેક વ્યક્તિને એ જાણીને દુ:ખ થશે કે આવા મુંબઈ જેવા પ્રાંતનું સ્થાન અનામત અને તબદીલ વિભાગો અંગેના તેના સાપેક્ષ ખર્ચના ક્રમમાં સૌથી વધુ નીચું આવે છે. બર્મા જેવો પ્રાંત કે જેનો વહીવટ આટલી બધી ખરાબ રીતે કરવામાં આવ્યો હોવાનું જણાય છે તેનું સ્થાન

પણ આ બાબતમાં મુંબઈ કરતાં ઊંચું આવે છે. તેથી, હું, કહેવા માંગું છું મહાશય, કે એ એક ગંભીર કૌભાંડની બાબત છે. ખરું જોવા જઈએ તો મુંબઈ ઈલાકા જેવા મહત્ત્વના ઈલાકાના નાણાતંત્રનો વહીવટ જે રીતે થવો જોઈએ તે રીતે થયો નથી. હું ઈચ્છું છું કે માનનીય નાણા સભ્યે "તબદીલ" વિભાગો પ્રત્યે ખરેખર અપાયું તેના કરતાં વધુ ધ્યાન આપવું જોઈતું હતું. આંકડા પરથી એ સ્પષ્ટ જણાય છે કે અનામત વિભાગો અંગે પદ્ધતિસર જોઈએ તે કરતાં વધુ ખર્ચ કરાયું છે અને તબદીલ વિભાગોને પદ્ધતિસર ટટળાવવામાં આવ્યા છે. મહાશય, એવા ભારતીય નાણા સભ્યનો અર્થ શો જો તે પોતાના દેશવાસીઓની ઈચ્છાઓને પ્રતિસાદ આપવાના ન હોય ? તમામ દિશાઓમાં પ્રગતિ માટેની એક સામાન્ય માગ ઊઠવા પામી છે. માનનીય નાણા સભ્યને એની ખબર છે કે એ માંગણી કેટલી બધી આગ્રહભરી થતી રહી છે. પરંતુ દુર્ભાગ્યે, ભાવિમાં એમના હાથે કંઈ પણ થઈ શકે એવી આપણે આશા રાખી શકીએ એવું એમણે અત્યાર સુધી કશું કર્યું જ નથી.

તો પછી, મહાશય, માત્ર નાણા-વ્યવસ્થાનો વહીવટ ખરાબ રીતે થયો છે એટલું જ નહિ બલકે હું કહેવા માગું છું કે આ ઈલાકાની નાણાકીય પરિસ્થિત ખરેખર ખૂબ ગંભીર છે. મહાશય, જો આપ ૧૯૨૧-૨૨થી અત્યાર સુધીની વર્ષો વર્ષની નાણાકીય સ્થિતિ તપાસો તો આપને જણાશે કે દર વર્ષે પુરાંતની ઘટ પડતી જાય છે, અને તેય એટલી બધી કે પુરાંતવાળા બજેટ હોવાના બદલે આપણે આપણી પુરાંતને ખતમ કરી નાંખી છે અને હવે આપણે એવા સમય પર આવી પહોંચ્યાં છીએ કે બજેટમાં ખાધની શ્રેણી દેખાવા માંડી છે. ૧૯૨૨-૨૩માં રૂ. ૬૪ લાખની પુરાંત હતી. ૧૯૨૩-૨૪માં પુરાંત ઘટીને રૂ. ૨૯.૩૮ લાખની થઈ ગઈ. ૧૯૨૫-૨૬ના વર્ષમાં, વર્ષ આખરે રૂ. ૯૧ લાખની ખાધ હતી અને આપણે જાણીએ છીએ કે ત્યારથી માંડીને અત્યાર સુધી કામકાજની પરિસ્થિતિ કેવી રહેતી આવી છે. મહાશય, આ આંકડા પરથી આપ જોઈ શકશો કે આ ઈલાકાની નાણાકીય પરિસ્થિતિ વર્ષોવર્ષ કથળતી જાય છે અને મહાશય, હું કહેવા માગું છું કે, સરકારે કરેલી પ્રતિબદ્ધતાઓને લક્ષમાં લઈએ તો હવે પછી આવનારા સમયમાં પરિસ્થિતિ ખરેખર ખૂબ ગંભીર બની જવાની છે. મહાશય, આપ જાણો છો કે લોન-વ્યવસ્થાઓની ચુકવણી તરત કરી દેવાની રહેશે. ઈલાકાની ખતમ થઈ ચૂકેલી નાણાસ્થિતિ પર ભારે બોજ થઈ જ પડે તેમ હોય તેવી લોનની પરત ચુકવણી માટે કંઈક વ્યવસ્થા કરવાની રહેશે.

મહાશય, આ પરિષદ અને સરકાર સાર્વત્રિક ફરજિયાત પ્રાથમિક શિક્ષણ પરત્વે પ્રતિબધ્ધ છે. આ પરિષદ અને સરકાર નશાબંધીની નીતિનો અમલ કરવા પરત્વે પણ પ્રતિબધ્ધ છે. મને લાગે છે કે સરકારના કોઈ પણ માનનીય સભ્ય એ વાતનો ઈનકાર નહિ કરી શકે કે આ ત્રણ બાબતોના કારણે આ ઈલાકાના અર્થતંત્ર પર ખૂબ ભારે બોજ આવી પડવાનો છે અને આ ત્રણ બાબતો વિના પણ આપણું અર્થતંત્ર વર્ષોવર્ષ કથળતું જતું હોય ત્યારે હું તો એની કલ્પના જ નથી કરી શકતો કે જ્યારે આપણે આ બાબતોને વ્યવહારુ સ્વરૂપ આપવાનું શરૂ કરીશું ત્યારે પરિસ્થિતિની દશા કેવી બનશે ?

હું જાતે જયારે આવી પરિસ્થિતિમાં મુકાઈ જાઉં છું ત્યારે મને સૌથી વધુ આશ્ચર્ય એ વાતનું થાય છે કે આ બધી વાતોથી જાણે એવું લાગે છે કે માનનીય નાણા સભ્યના પેટનું પાણીય હાલતું નથી. તેઓ તો એવું પણ જણાવતા નથી કે તેમને આ બધી પ્રતિબધ્ધતાઓની જાણ છે. નાણાકીય પત્રકમાં એમણે જણાવ્યું છે કે તેઓ આ જવાબદારીઓથી સભાન છે તેવું તેઓ દર્શાવતા નથી. જો હું એમ કહું તો ચાલે કે તેઓ તો માત્ર ભૂખમરાની નીતિનો જ— એટલે આવતી કાલની કશી ચિંતા કર્યા વગર આજની જ વાત કરો એવી નીતિનો જ— અમલ કરી રહ્યાં છે. પરિસ્થિતિની ભાવિ આવશ્યકતાઓ સુધારે તેવી સામાન્ય નીતિની રૂપરેખા જોવા મળતી નથી. "આપ મુએ ફિર ડૂબ ગઈ દુનિયા" એ જ એમનું મુખ્ય રટણ લાગે છે. તેઓ તો માત્ર બજેટની ખાધને પહોંચી વળવાનો જ પ્રયાસ કરે છે. દુષ્કાળ વીમા ગ્રાન્ટમાં અને મેસ્ટન ફાળામાં ઘટાડો કરીને તેમને શું ફાયદો થઈ શકશે એની જ ગણતરીમાં તેઓ પડયા છે. પરંતુ હું તેમને પૂરી ગંભીરતાથી પૂછવા માગું છું કે મારે મન જે આવા નાના અને નજીવા લાભ છે તેનાથી આપણને ઈલાકાની નાણાકીય સ્થિરતા સાધવામાં ખરેખર મદદ થશે કે કેમ ? મહાશય, મને લાગે છે કે તેનાથી એમ કરી શકાશે એવું ધારવું એ એક ભૂલ ગણાશે. માનનીય નાણા સભ્યે આપણને કાં તો એવી ખાતરી આપવી જોઈએ કે આપણને સફળતાપૂર્વક આગળ ધપાવી શકે એવી આ ઈલાકાના વહીવટમાં અર્થતંત્રની પર્યાપ્ત શક્યતાઓ છે અથવા તો તેમણે આપણને ચોકકસપણે કહેવું જોઈએ કે કરવેરાનો આશ્રય લીધા વગર આપણે જે માંગીએ છીએ તે આપણે મેળવી શકીશું નહિ. નામદાર રાજ્યપાલશ્રીએ ગઈ કાલે કરેલા પ્રવચનનો હું આદરપૂર્વક ઉલ્લેખ કરું છું. તે પ્રવચનમાં નામદાર રાજ્યપાલશ્રીએ દર્શાવ્યું હતું કે, વિધાન પરિષદ

કરવેરા માટે સમગ્રપણે જવાબદાર છે અને જરૂરી હોય એ પ્રમાણેના કરવેરા નાખવા એ એની સત્તાની અંદર આવી જાય છે. હું સ્વીકારું છું કે વિધાન પરિષદને કરવેરાની સત્તા છે. પરંતુ હું એ પણ કહેવા માગું છું કે આ બાબતની પહેલ સરકારે જ કરવી જોઈએ. કઈ જાતના કરવેરા પોતે નાખવા માંગે છે એ સરકારે જ સૂચવવું જોઈએ. શુ સરકારે એવું કર્યું છે ? ઊલટું, સરકાર તો તદ્દન ખામોશ થઈને બેસી રહી છે. તે શું કરવાની છે એ અંગે આપણને કશું કહેવાનો એનો વિચાર નથી. એમ તો કહી શકાય નહીં કે કોઈ યોજનાનો અમલ કરવા માટે સરકાર પાસે કશી સામગ્રી નથી. આપણે સૌ જાણીએ છીએ કે નવી અને પર્યાપ્ત નાણાકીય નીતિ શરૂ કરવા માટે પૂરતી થઈ પડે તેવી અસંખ્ય ભલામણો સાથે કરવેરા તપાસ સમિતિએ અત્યંત વ્યાપક અહેવાલ આપ્યો છે. મને ખાતરી છે કે આ ભલામણો માનનીય નાણાસભ્યના ટેબલ પર પડી છે, પરંતુ એ બાબતે કંઈ કરતાં કંઈ જ કરવામાં આવ્યું નથી એવું જણાય છે. મહાશય, હું એમ કહું છું કે પરિસ્થિતિ સાચે જ બહુ ગંભીર છે અને માનનીય નાણા સભ્ય એ પરિસ્થિતિ સાથે એક મુત્સદ્દીને છાજે એવી રીતે કામ લેવાનો પોતે નિર્ધાર કરે એ માટેનો સમય પાકી ગયો છે.



# ૩

# બજેટ અંગે : ૩

**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : અધ્યક્ષ શ્રી મહોદય, મારા માનનીય મિત્ર નાણામંત્રીએ રજૂ કરેલું આ બીજું નાણાપત્રક છે. તેથી, આ બજેટની વધુ બારીક ચકાસણી તેમજ ગાઢ પરીક્ષા કરવામાં આવી હોવાની આશા રાખવી સાહજિક ગણાશે. આ બજેટ અંગે હું શું માનું છું એ જણાવતાં પહેલાં, જેમણે ચર્ચામાં ભાગ લીધો છે તેવા આ ગૃહના તમામ સભ્યોએ આ બજેટને વખાણ્યું છે એ હકીકત હું ભૂલી શકું નહિ. માનનીય નાણામંત્રીને, જેઓ આ બજેટ વિષે બોલ્યા છે તેવા તમામ સભ્યો તરફથી તેમની કામગીરીને પ્રશંસા મળી છે એનો અમુક અંશે સંતોષ જરૂર થયો હશે. પરંતુ મારે કબૂલ કરવું જોઈએ કે મારા પહેલાં જેઓ બોલ્યા તે વક્તાઓએ જે રીતે આ બજેટને વખાણ્યું છે તે રીતે તેની ખરેખર પ્રશંસા થવી જોઈએ એનું મને ભારે આશ્ચર્ય થાય છે. તેમણે રજૂ કરેલાં નાણાપત્રકની વિચારણા માટે મેં અમુક સમય આપ્યો છે અને એ કહેતાં હું અચકાતો નથી કે મેં કદીય જોયું ન હોય એવું આ માત્ર તદ્દન નજીવી રકમનું બજેટ છે એટલું જ નહિ બલકે એ એક પોકળ અને નિરર્થક બજેટ છે. આ ઇલાકાની સન્મુખ પડેલા ભાવિની એમાં કોઈ દ્રષ્ટિ નથી અને પ્રશ્નોની કશી પિછાન નથી. મારું આવું કથન કંઈક અંશે શબ્દઘેલછા લાગે પરંતુ હું જે કહી રહ્યો છું એનું હું હમણાં જ સમર્થન કરું છું.

મહોદય, એક બાબત એવી છે જે માટે કદાચ હું સરકારની પ્રશંસા કરું, પરંતુ કમનસીબે મારા માનનીય મિત્ર માટેની એ પ્રશંસા એમના પક્ષે નહિ જાય. એ પ્રશંસાનો લાભ અવશ્ય માનનીય ગૃહમંત્રીને મળશે. મારો ઉલ્લેખ નવી યોજનાની બાબત નં. ૪૫ અંગે છે. આ બાબત નં ૪૫ એક એવી બાબત છે જેમાં પોલીસદળ વધારવા માટે રૂ. ૩૬, ૨૧૭ના વધારાના ખર્ચની જોગવાઈ કરવામાં આવી છે. મહોદય, બીજી

બાજુએ બેઠા છે તે સભ્યો અને તેઓએ પદ ગ્રહણ કર્યું અને સરકારનો એક ભાગ બન્યા એ પહેલાંના પોલીસદળ વચ્ચેનો સંબંધ એ તો એક સુવિદિત બાબત છે. શ્વેત વસ્ત્રોમાં સજ્જ એવા સંખ્યાબંધ લોકો ઠેકઠેકાણે પોલીસનો પીછો કરતાં "પીળી ટોપી, હાય હાય"ની બૂમો પાડતા હોય એવું દૃશ્ય જોયું હોવાનું મને સારી પેઠે યાદ છે. એક સમયે જેમને લોકો પર જુલમ અને દમન કરવાનો હાથો ગણવામાં આવતા હતા એ પોલીસ અને કૉંગ્રેસ પક્ષ વચ્ચે આ બિરાદરી સ્થપાઈ હોત તો નાણા માગવા માટે માનનીય ગૃહમંત્રીને અને નાણા ફાળવવા માટે માનનીય નાણા મંત્રીને અભિનંદન આપવા માટેની એક ચોક્કસ બાબત બની ગઈ હોત, મારા મતે તો ચોક્કસ એમને પોલીસ દળની જરૂરત છે. તેમને ચોક્કસ પોલીસ દળની વફાદારીની જરૂરત છે, કારણ કે હવે આપણે સૌ જાણીએ છીએ કે તેઓ પોલીસ દળ સાથે કઈ કામગીરીમાં રોકાયા છે અને પોલીસ દળનો કેવો ઉપયોગ કરાઈ રહ્યો છે એનો આપણી પાસે તાજો જ દાખલો છે. મારો ઉલ્લેખ ધારાવી ખાતે કરાયેલા ગોળીબાર અંગે છે. મને ખાતરી છે કે હાલની સરકારને, જેણે હું માનું છું ત્યાં સુધી, મજૂરના હિતની પ્રગતિ માટે ખૂબ ઓછી સહાનુભૂતિ દર્શાવી છે, મજૂર વર્ગો સામે પોલીસ દળનો વધુ મોટો ઉપયોગ કરવો પડે. કૉંગ્રેસ મંત્રી મંડળ તેના સાથે રંગમાં ખીલી ઊઠ્યું હોત તો એ અભિનંદનીય બાબત ગણાત. પરંતુ, એટલું કહી હું વિરમીશ, કારણ કે બાકીના બજેટમાં એવું કશું નથી જેને માટે સરકાર કશી શાબાશી લઈ શકે.

મહોદય, આ ગૃહનું લક્ષ હું જેના તરફ દોરવા માગું છું, એ સૌ પ્રથમ બાબત એ છે કે એવી કઈ અમુક બાબતો છે જેને હું નાણાકીય અનૌચિત્યનાં ઉદાહરણ ગણું છું. અહીં મારી સમક્ષ માનનીય નાણામંત્રીએ રજૂ કરેલા નાણાપત્રકમાંથી મેં પસંદ કરી છે તેવી—પાંચ બાબત છે, એટલે કે બાબત નં. ૫૩ જેમાં શિક્ષણ માટે રૂ. ૨૪ લાખની જોગવાઈ કરવામાં આવી છે. બાબત નં. ૪૬ જેમાં મરજિયાત પોલીસદળ માટે રૂ. ૨૫,૦૦૦ની જોગવાઈ કરવામાં આવી છે, બાબત નં. ૧૦૫ જેમાં ગ્રામ પંચાયતો માટે રૂ.૪ લાખની જોગવાઈ કરવામાં આવી છે, બાબત નં. ૧૦૦ જેમાં મજૂર સુખસગવડો માટે રૂ. ૧ લાખની જોગવાઈ કરવામાં આવી છે અને બાબત નં. ૬૭ જેમાં યુનાની હકીમોની તાલીમ માટે રૂ. ૮૦, ૦૦૦ની જોગવાઈ કરવામાં આવી છે. હવે, મહોદય, જો કોઈ પરિપત્રિત કરાયેલ બ્લ્યુ બુક પર નજર નાખે તો એને જણાય કે સરકારે કબૂલ કર્યું છે કે નાણાકીય દરખાસ્તમાં સમાવિષ્ટ હોય તેવી બાબતોમાંથી

કોઈ પણ બાબત માટે કોઈ પણ યોજના અસ્તિત્વમાં નથી. આ તમામ સદરો જેના અંગે આ ખર્ચ કરવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે તે હજી ગર્ભાવસ્થામાં છે. તેમને પોતાને જ ખબર નથી કે એ ક્યા હેતુઓ છે જે અંગે આ નાણા ખર્ચવાનાં છે. બીજી વાત એ છે કે જેના માટે આ ખર્ચ થવાની ધારણા છે તેવા કોઈ પણ વિધાયી ઉપાય આ ગૃહે પસાર કર્યો નથી. મહોદય, આ ખર્ચ જેના માટે આ ગૃહમાંથી કોરો ચેક મેળવવાનું અને શિક્ષણ, પોલીસ વગેરે જેવાં મુખ્ય સદરો હેઠળ એ ખર્ચ આવતું હોય ત્યાં સુધી સરકારના સભ્યો પૂરેપૂરી સ્વતંત્રતા સાથે ઇચ્છે તેવી ગમે તે બાબત અંગે તે કરવાનું જરૂરી બની જાય છે તે લગભગ બધું મળીને રૂ. ૩૧ લાખ જેટલું થવા જાય છે. હવે કોઈ એ હકીકત વિચારણામાં લે કે માનનીય નાણામંત્રીએ હાલના બજેટમાં ઉમેરેલી નવી બાબતોની કુલ રકમ આશરે રૂ. ૧.૧૬ લાખ થાય છે, તો આ ગૃહના હાથમાંથી માત્ર ઊંચકી લઈને અને પોતાને મળે તેવી રીતે તે ખર્ચવાનું આ સરકાર વિચારતી હોય તેવાં નાણાની રકમ કોઈ બહુ સરળતાથી પ્રાપ્ત કરી શકે છે.

મહોદય, હું એ કહ્યા વિના રહી શકતો નથી કે આ સરકાર આ ગૃહના વિશેષાધિકારો પર સતત તરાપ મારતી આવી છે. મારા માનનીય મિત્ર ગૃહમંત્રી કમનસીબે અહીં નથી અને મને એનો ખેદ છે, કારણકે જેના માટે તેઓ મુખ્યત્વે જવાબદાર છે એવી એક કે બે બાબતોનો હું ઉલ્લેખ કરવા માગું જ છું. જ્યારથી કોંગ્રેસ સરકાર હોદ્દા પર આવી છે ત્યારથી એ મારા ધ્યાન પર આવ્યું છે કે માનનીય ગૃહમંત્રીએ એવો આગ્રહ રાખ્યો છે કે આ ગૃહે પસાર કર્યો હોય એવા કોઈ અમુક કાયદા હેઠળ સરકાર ઘડે તેવા કોઈ પણ નિયમો પસાર કરવાનો આ ગૃહને અધિકાર નથી. મહોદય, હું એમ કહું છું કે આ ગૃહની સત્તા પર આ એક તરાપ છે. હું કહું છું કે નિયમો પર નિયમો બન્યા છે. એવાય નિયમો છે જેનાથી માત્ર વહીવટી નીતિનો અમલ જ થાય છે. એવાય નિયમો છે જે બીજું કશું ય ન હોય તો પણ કાયદાનો એક ભાગ હોય છે અને હું દાવો કરું છું અને હું આગ્રહ રાખું છું કે જ્યાં જ્યાં કોઈ નિયમ કોઈ કાયદાનો એક ભાગ હોય ત્યારે આ ગૃહને મૂળ કાયદા પર નિયમ પસાર કરવાનો અધિકાર છે એટલું જ નહિ બલકે આ ગૃહને એ જ રીતે નિયમ પણ પસાર કરવાનો અધિકાર છે, અને મને એ નથી સમજાતું કે કોઈ પણ વહીવટી સરકાર ક્ષેત્રને પોતાના પૂરતું જ મર્યાદિત કઈ રીતે રાખી શકે ? પરંતુ કોંગ્રેસ સરકારે એવું કર્યું છે. એણે વારંવાર અને વખતોવખત ગૃહના આ વિશેષાધિકાર પર તરાપ મારી છે. આ રીતે નાણા ઊંચકી

લેવાં, આ રીતે કોરા ચેકની માંગણી કરવી અને હું આ ગૃહના વિશેષાધિકાર પરનો બીજો હુમલો એને તરાપ માનું છું. મહોદય, અત્યારે પરિસ્થિતિ કેવી છે એની મને ખબર નથી પરંતુ, જૂના ભારત સરકાર અધિનિયમ અન્વયે તૈયાર કરેલા સોંપણી નિયમો તરીકે ઓળખાતા નિયમોથી હું ઠીક ઠીક વાકેફ હતો અને મને લાગે છે કે મારા માનનીય મિત્ર નાણામંત્રી મારી સાથે સંમત થશે કે સોંપણી નિયમોના એક વિભાગમાં નાણાવિભાગની રચના તરીકે ઓળખાતી જોગવાઈનો સમાવેશ કરાયો હતો. જૂના ભારત સરકાર અધિનિયમ અન્વયે તે વખતે માન્ય ઠરેલ એક નૈતિક સિદ્ધાંત એ હતો કે નાણાવિભાગને તબદીલ વિભાગ તરીકે રાખવાની જરૂર ન હોવી જોઈએ. નાણાવિભાગને તબદીલ વિભાગ તરીકે નહિ ગણવા માટે અપાયેલું એક કારણ ખૂબ મહત્ત્વનું કારણ હતું. નાણાવિભાગને એક પ્રહરી તરીકે રાખવાનો હેતુ હતો. નાણાવિભાગનો ઉદ્દેશ એ હતો કે કોઈ પણ એક ખાતાનો હવાલો ધરાવતા કોઈ પણ એક મંત્રીએ રજૂ કરેલું તમામ ખર્ચ બારીકાઈથી નાણા વિભાગ તપાસી જાય. એવો ઉદ્દેશ રખાયો હતો કે નાણાવિભાગનાં મુખ્ય કાર્યોમાંનું એક મુખ્ય કાર્ય એ, કોઈ એક હેતુ માટે માંગવામાં આવેલી રકમ જરૂરી હતી અને પ્રાંતની નાણાકીય સ્થિતિને લક્ષમાં લેતાં મંજૂર કરી શકાય એમ હતી માત્ર એ જ જોવાનું હતું. એટલું જ નહિ પરંતુ માગવામાં આવેલી ગ્રાન્ટ અંગેની બાબતને યોગ્ય રીતે રજૂ કરવામાં આવી હતી તે પણ જોવાનું હતું.

મને ખાતરી છે કે જો કે ૧૯૧૯નો ભારત સરકાર અધિનિયમ સમાપ્ત થયો છે અને તે અધિનિયમ અન્વયે ઘડેલા સોંપણી નિયમો પણ સંભવતઃ હવે કાયદા તરીકે નથી તેમ છતાં તે સોંપણી નિયમોમાં ગણાવેલા સિદ્ધાંતોને કાયમી ગણવા જોઈએ અને સદાને માટે તેમને બંધનકર્તા માનવા જોઈએ. જ્યારથી વિધાનમંડળે કારોબારી તંત્ર પર સરસાઈ મેળવનાર નિયંત્રણ તંત્રના એક મહત્ત્વના ભાગ તરીકે નાણાને ગણવામાં આવ્યું ત્યારથી, હંમેશાં એ સ્વીકારવામાં આવ્યું છે કે કોઈ પણ મંત્રી, અમુક માગણીમાં સમાવિષ્ટ કરવી જરૂરી હોય તેવી અમુક સેવાઓ અને અમુક બાબતો નિર્દિષ્ટ કર્યા વગર કોઈ પણ ઊચક રકમ માટેની માગણી વિધાનમંડળ સમક્ષ રજૂ કરી શકશે નહિ. આનું બેવડું કારણ છે. જે અંગે નાણા ખર્ચાઈ રહ્યાં હોય તે વિગતો કઈ છે તે ગૃહે જાણવું જોઈએ. બીજું, ગૃહે મંજૂર કરેલાં નાણા કઈ રીતે ખર્ચાયાં તે જાણવું ઓડિટ અને હિસાબ ખાતા માટે જરૂરી છે. અને મહોદય, હું કહું છું કે આ કંઈક એવી બાબત

છે જે અક્ષમ્ય કહી શકાય એવી છે કે સરકાર પાસે એટલી હિંમત હોવી જોઈતી હતી, હું કહું છું કે એટલી ધીરતા હોવી જોઈતી હતી કે આ ગૃહ સમક્ષ આવીને કેવળ એટલું જ કહે કે જેના ઔચિત્ય વિષે ગૃહે કદીય નિર્ણય કર્યો નથી અને જેની વિગતો અંગે ખુદ સરકારે પોતાનું મન તૈયાર કર્યું નથી એવી અમુક બાબતો અંગે ખર્ચવા માટે તેને રૂ. ૩૧ લાખ જોઈએ છે. હું કહું છું કે આ ધીરતા છે.

હવે, ખુદ બજેટ વિશે વાત કરું તો, આ બજેટ જેનું બનેલું છે તેવી જુદી જુદી બાબતોની વિગતો તપાસવાનો મારો વિચાર નથી. એ તો મને ઊંડા પાણીમાં ઉતારશે, સાથોસાથ હું એવું પણ નથી માનતો કે સામાન્ય ચર્ચા એક એવો પ્રસંગ છે જ્યારે કોઈએ ખર્ચની વિગતોમાં ઊતરવું જોઈએ. બજેટનાં સામાન્ય પાસાં, આપણી સામે પડેલા વ્યાપક પ્રશ્નો અને એ પ્રશ્નોને હલ કરવા માટે નાણામંત્રીએ અપનાવેલ સાધનોપાય વગેરે જેવી બાબતો પૂરતો મારી જાતને મર્યાદિત રાખવા માગું છે. નોંધવા જેવી પહેલી બાબત તો એ છે કે હમણાં અસ્તિત્વમાં છે તે પ્રમાણેના વહીવટના માળખા માટે આ બજેટમાં ઉમેરવામાં આવી છે તેવી નવી બાબતોના ખર્ચની કુલ રકમ રૂ. ૧,૧૬,૬૭,૦૦૦ જેટલી આવે છે. પ્રશ્ન એ છે કે આના પરથી આપણી પ્રવૃત્તિઓના વાસ્તવિક વિસ્તરણનો ખ્યાલ આવે છે ?

હવે, મહોદય, મને લાગે છે કે આપણે આ આંકડામાંથી એક બાદબાકી કરવી જોઈએ, અને એ બાદબાકી છે રૂ. ૪૮,૧૧,૦૦૦ની નાણા મંત્રીએ સ્વીકાર્યા પ્રમાણે ખર્ચનો એ ભાગ અનાવર્તક છે, એટલે કે, રોજબરોજની જરૂરિયાતો હોય તેવી હંગામી બાબતોને આવરી લેવા માટે તેનો ઉદ્દેશ છે. જેને ભરપાઈ કરવાની સરકારની ફરજ છે તેવી સામાજિક સેવાઓની આવી ઊણપો માટે કાયમી ધોરણે જોગવાઈ કરવાનો તેનો ઉદ્દેશ નથી. તેથી, રૂ. ૧,૧૬,૦૦,૦૦૦ ની કુલ રકમમાંથી રૂ. ૪૮ લાખ બાદ કરતાં આપને રૂ. ૬૮,૫૬,૦૦૦ની સિલક મળે અને તેથી, હું કહું છું કે બરાબર અંદાજ તૈયાર કરીને પણ સરકાર આ પ્રાંતની સામાજિક સેવાઓને પહોંચી વળવાના કાયમી વધારાના ખર્ચ તરીકે જે રકમ સાથે આગળ આવી છે, તે રકમ રૂ. ૧,૧૬,૦૦,૦૦૦ની કહેવાતી આ મોટી રકમ નથી પરંતુ રૂ. ૬૮, ૫૬,૦૦૦ની રકમ છે. તેમાંથી પણ તમારે મારા અંદાજ પ્રમાણે વધુ બાદબાકી નશાબંધીને કારણે રૂ. ૩૧,૪૫,૦૦૦ની છે. એ તો કેવળ એક નકારાત્મક બાબત જ છે. પ્રાંતની જરૂરિયાતોને

પહોંચી વળવા માટે નક્કર ધોરણે તો એનાથી કશું ઉમેરાતું નથી. એ તો કેવળ સરકારને મળવાપાત્ર હોય તે મહેસૂલની રકમને જતી કરવાની જ વાત છે. તેથી, આખરે તો, કાયમી ખર્ચ માટેની જોગવાઈ કરતા વાસ્તવિક બજેટ તરીકે કોઈને નજરે પડતી હોય તો તે રકમ રૂ. ૩૭,૧૧,૦૦૦ થી જરાય વધુ નથી. રૂ. ૩૭,૧૧,૦૦૦ની આ રકમની વહેંચણી સરકાર કઈ રીતે કરે છે તે આ ગૃહના ઘણા સભ્યો જાણે છે. એક તરત નજરે ચઢે એવી બાબત છે શિક્ષણ, જેનું ખર્ચ આવે છે. રૂ. ૨૯ લાખ, અને તે ખર્ચ આવર્તક છે. નાની સિંચાઈનું ખર્ચ રૂ. ૩,૫૦,૦૦૦ છે અને તે પણ આવર્તક છે. બાકીનું ખર્ચ અનાવર્તક છે, અને ખર્ચની બીજી બાબતો છે ગ્રામ પંચાયતો, ગ્રામ ખુલ્લી જગ્યાઓ, પાણી પુરવઠો, તબીબી રાહત, કવીનાઈન, આયુર્વેદિક દવાનું શિક્ષણ અને એ બધું, એ તમામનું ખર્ચ અનાવર્તક છે, એટલે કે એ તમામ બાબતોનો કેવળ ઉદ્દેશ આખા વર્ષ માટેની હંગામી બાબતો તરીકેનો છે. હવે, મહોદય, જે રીતે બજેટની વાત કરવી જોઈએ એ રીતે બજેટની વાત કરું તો ખરેખર પૂછવાનો રહેતો હોય એ પ્રશ્ન આ છે : વાસ્તવમાં જ્યારે આ સરકાર આ ગૃહ સમક્ષ આવે છે અને આટલી રૂ. ૩૭, ૧૧,૦૦૦ જેવી નજીવી રકમની માંગણી કરે છે, ત્યારે આ સરકારને અભિનંદન આપવાનાં હોય ખરાં ? મહોદય, એ પૂછતાં હું જરાય ખચકાતો નથી કે આ પ્રાંતની જરૂરિયાતોને લક્ષમાં લેતાં, નિરક્ષરતાને લક્ષમાં લેતાં, નબળા આરોગ્યને લક્ષમાં લેતાં, મલેરિયાને લક્ષમાં લેતાં, અને આ પ્રાંતમાં પ્રવર્તમાન એવા પરમિયા અને ચાંદી અને બીજા રોગોને લક્ષમાં લેતાં આ સરકાર રૂ. ૩૭,૧૧,૦૦૦ જેવી નજીવી રકમ માટે માગણી કરતી આગળ આવે એમાં જવાબદારીનું ભાન છે ખરું ? એમાં પર્યાપ્તતાની ભાવના છે ખરી? હું જોઉં છું કે મારા માનનીય મિત્ર મંત્રી હસે છે. અલબત્ત એમણે હસવું જોઈએ. એ બીજું કરી પણ શું શકે ? તેઓ બીજું કંઈ જ કરી શકે એમ નથી (હસાહસ) (માનનીય સભ્ય: એમણે રડવું જોઈએ?) હું તો ઇચ્છું કે તેઓ રડે, અને તેઓને રડતા જોવામાં મને તો બહુ મઝા આવે, કારણ કે એમ કરવાથી તો ખરેખર અમુક પ્રમાણમાં લાગણી અને અમુક પ્રમાણમાં સહાનુભૂતિનાં દર્શન થશે. હસવું આપણને ક્યાંય લઈ જતું નથી અને ચોક્કસ એ કંઈ દલીલ નથી.

હવે, મહોદય, આ પ્રશ્નનું બીજું પાસું હું હાથ ધરું છું, અને તે આ છે – સરકારે આ બજેટમાં જોગવાઈ કરેલું આ ખર્ચ કાયમી થાય તેવો કોઈ અવકાશ છે ? સરકાર શિક્ષણ અંગે ખર્ચવા વિચારે છે તે રૂ. ૨૯ લાખનું ખર્ચ આગામી વર્ષ માટે અથવા તે

પછીના વર્ષ માટે ઉપલબ્ધ બને એવી કોઈ તક છે ? સરકારે નાની સિંચાઈનાં કામો માટે અને બીજી ઘણી બાબતો માટે કરેલી જોગવાઈ—આ તમામ બાબતો અંગે ખર્ચવા માટેનાં નાણા આગામી વર્ષે અથવા તે પછીના વર્ષે આપણને ઉપલબ્ધ બનશે તેવી કોઈ તક છે ? આપણે તેવી કોઈ આશા રાખી શકીએ ખરા ? આ બાબતો કાયમી બાબતો બનશે એના પર આપણે આધાર રાખી શકીએ ખરા ? મહોદય, હું કોઈ હકારાત્મક જવાબ આપી શકું નહિ. પરંતુ આપણે જો ખરેખર એક પ્રશ્ન પૂછીએ તો આપણા સૌની સમક્ષ એ વાત સ્પષ્ટ બનશે, અને એ પ્રશ્ન આ છે, સરકારે આ ખર્ચનાં નાણાની જોગવાઈ કઈ રીતે કરી છે ? તેણે આ હેતું માટે અપનાવેલાં સાધનો કયાં છે ?

મને જણાય છે કે નાણા મંત્રીએ આ બજેટ તૈયાર કરવામાં સૌ પ્રથમ ચાલુ વર્ષના બજેટમાંથી રૂ. ૧૦,૫૦,૦૦૦ની પુરાંત પર આધાર રાખ્યો છે. તે પછી તેમણે આ વર્ષની સિલકો પર રૂ. ૬૩ લાખ સુધીનો આધાર રાખ્યો છે, અને ત્રીજી વાત એકે તેમણે હમણાં વસૂલ લેવાય છે તેવા રૂ. ૮ લાખના અમુક કરવેરામાંથી જેને તેઓ વધારાની ઊપજ કહે છે તેમાંથી મેળવવાની આશા રાખી છે. મારા માનનીય મિત્રે બજેટમાં જોગવાઈ કરેલી નવી બાબતો માટે નાણા પૂરાં પાડવા માટે તેઓ જેના પર આધાર રાખે છે તેવાં નાણાકીય સાધનો આ છે. પરંતુ, મહોદય, હું પુછું છું તે પ્રશ્ન આ છે : મારા માનનીય મિત્ર નાણા મંત્રીએ તૈયાર કરેલાં આ નાણાકીય સાધનો અને ઉપાયો કાયમી અને આખર સુધી ટકે એવાં છે ? આ સાધનોપાય વર્ષોવર્ષ મળી રહે તેવો તેમના પર આધાર રાખી શકાય તેમ છે ખરો ? ચાલો આપણે આંકડાનું પૃથક્કરણ કરીએ. સૌ પ્રથમ, ચાલુ વર્ષના મહેસૂલમાં થયેલા વધારાને કારણે એમને જે રૂ.૧૦,૫૦,૦૦૦ મળ્યાં છે તે મુખ્યત્વે એ હકીકતને કારણે છે કે સદ્‌ભાગ્યે તેઓ બે સાધનો એટલે કે આબકારી અને ટિકિટોમાંથી વધારાની આવક મેળવી શક્યા છે. તેમના પોતાના આંકડા અનુસાર મહેસૂલનાં આ બે સાધનોમાંથી તેમને રૂ.૨૧,૫૨,૦૦૦ મળ્યા છે. તે પછી, ભારત સરકારે તેમને આવકવેરા મળતરના એક ભાગ તરીકે રૂ. ૨૭ લાખનું મહેસૂલ આપ્યું. હવે એમના પોતાના સિદ્ધાંત પ્રમાણે નશાબંધી અથવા કહો કે આબકારી મહેસૂલ એ દૂષિત નાણા છે. એમનો આખો તમાશો જો કોઈ એમ કહી શકે તો- એક દૂષિત તમાશો છે અને દૂષિત નાણા પર રચાયેલો છે. ચાલો આપણે ભૂતકાળની વાત જવા દઈએ; આપણે તો વર્તમાનનો સામનો કરી રહ્યાં છીએ, અને

આ આબકારીનાં નાણા તેમને ફરીથી નહીં મળી શકે એ અંગે કોઈ શંકા જ નથી. તેઓ વધુ રકમ વસૂલ કરી શકતા નથી એટલું જ નહિ બલકે તેમને જે રકમ મળે છે તે પણ તેઓ જતી કરે છે. ટિકિટોમાંથી મને નથી લાગતું કે એમને બહુ રકમ મળી રહે. એમાંથી મોટી રકમ મળી રહે એવી તેમને આશા નથી, અને તેથી આવર્તક વર્ષોનો પ્રશ્ન છે ત્યાં સુધી જેના કારણે તેમની સિલક છલકાઈ ગઈ તેવી આ બંને બાબતો અંગે આપણે વિચાર કરવાનું માંડી વાળવું જોઈએ. આવકવેરો તો આવે કે ન પણ આવે. એ પણ પાછી આકસ્મિક બાબત છે. તેથી ભાવિને સંબંધ છે તેટલા પૂરતું હવે આપણે જોઈ શકીએ તે સમગ્ર દૃશ્ય આવું છે. એમણે બજેટમાં દર્શાવેલી ખર્ચની નવી બાબતો માટેની વાસ્તવિક અસ્કામતો તરીકેનો આધાર બીજું કંઈ નહિ પરંતુ રૂ. ૮ લાખની નજીવી રકમ છે જેને તેઓ આ પ્રાંતમાં પ્રવર્તમાન તમાકુ કરવેરાની પધ્ધતિની પુનઃરચનામાંથી મેળવવાનું વિચારે છે. રૂ. ૩૭ લાખના આ વધારાના ખર્ચ માટે, આપણી પાસે તમામ મહેસૂલ રૂ. ૮ લાખ છે તેના પર આપણે આધાર રાખી શકીએ. તેથી મને લાગે છે કે રૂ. ૩૭ લાખના બજેટ સ્વરૂપે આપણી સમક્ષ રજૂ કરાયેલો આ નજીવો તમાશો ફરી આવતા વર્ષે ન આવે એમ કહું તો એ વાજબી ગણાશે.

હવે, મહોદય, ચાલો આપણે આ બજેટને બીજા દૃષ્ટિકોણથી જોઈએ. હું આ પ્રશ્ન પૂછું છું : કૉંગ્રેસ સરકાર પોતાના ખભા પર ઉપાડવા માગે છે તેવી જવાબદારીઓ કઈ છે ? ચાલો આપણે આપણી કુલ જવાબદારીઓનો વિચાર કરીએ. મહોદય, આ જવાબદારીઓ એવી છે કે જેને આપણે આવતી કાલે કે પરમ દિવસે પહોંચી વળીએ અથવા આ જવાબદારીઓને પહોંચી વળવામાં આપણને લાંબો સમય લાગશે કે કેમ એ એક ગૌણ બાબત છે. એ તો સાવ અલગ જ પ્રશ્ન છે. આપણે સૌએ – જેઓ આ બાજુએ બેઠા છે તેઓ અને જેઓ બીજી બાજુએ બેઠા છે તેઓ-એમ સૌએ એક વાર એ જાણી લેવું એ તદ્દન મહત્ત્વનું, હું તો કહું કે તદ્દન આવશ્યક અને હકીકતમાં બુનિયાદી બાબત છે કે આપણે આ પ્રાંતના લોકોના કલ્યાણને લાગેવળગે છે ત્યાં સુધી આ પ્રાંતના લોકોના કલ્યાણ માટે શું કરવાનું વિચારીએ છીએ. તેથી આપણે એ પરિસ્થિતિને કઈ રીતે અને કેટલી જલદી પહોંચી વળીએ એ પ્રશ્ન બાજુ પર રાખીએ તો પણ આખરી પરિસ્થિતિ કેવી થવાની છે તેનો આપણે તાગ મેળવીએ એ ખૂબ જરૂરનું છે. હવે, મહોદય, પરંપરાગત રીતે જે બાબતો આ પ્રાંતમાં આજદિન સુધી

અસ્તિત્વ ધરાવે છે તે જોતાં, સરકારે શિક્ષણ, જાહેર આરોગ્ય, તબીબી રાહત અને કહી શકાય તો અમુક અંશે પાણી પુરવઠા જેવાં ક્ષેત્રોને ચોક્કસ રીતે આવરી લેતી પોતાની જવાબદારીઓ અને ફરજો હાથ ધરી છે. જો કે કદી પરિપૂર્ણ કરી નથી એ તદ્દન સ્પષ્ટ બાબત છે. એક સ્વીકૃત બાબત તરીકે આ કાર્યો સરકારનાં છે. હવે, મને કહેતાં આનંદ થાય છે કે કોંગ્રેસ મંત્રીમંડળ જ્યારે તા. ૧૭મી ઓગસ્ટ, ૧૯૩૭ના રોજ હોદ્દા પર આવ્યું ત્યારે તેણે "સરકારની મજૂર નીતિ" તરીકે ઓળખાતું એક નિવેદન બહાર પાડ્યું. મારા માનનીય મિત્રને હું એ નિવેદનની યાદ અપાવીશ, કારણ કે સરકારે અખબારી યાદીમાં જે જણાવ્યું છે તેની તેમણે સહેજ પણ નોંધ લીધી નથી. એ નિવેદનનો ઉલ્લેખ કરતાં મને જણાય છે કે સરકારે ડંકાની ચોટ પર એ હકીકતનો સ્વીકાર કર્યો છે કે માત્ર આ જ ફરજો એવી નથી જેને સરકાર પોતાની જવાબદારીઓ તરીકે સ્વીકારી શકે. કોંગ્રેસ સરકારે સ્વીકાર્યું છે કે જેમને આવશ્યક સેવાઓ કહેવામાં આવે છે તેવી શિક્ષણ, જાહેર આરોગ્ય, તબીબી રાહત અને પાણી પુરવઠા જેવી સેવાઓ ઉપરાંત વધારામાં, તમામ આધુનિક શહેરોમાં સામાન્ય ધોરણોસર હવે પ્રવર્તમાન એવી બીજી ફરજો પણ છે જે સરકારે પોતાના માથે લેવી જોઈએ. મને લાગે છે કે આ ફરજો છે : બેરોજગારીના કારણે અપાતા લાભ, માંદગી-વીમો, વૃદ્ધાવસ્થા પેન્શન, પ્રસૂતિના પરિણામે અપાતા લાભ અને આશ્રિતોને અકાળ અવસાન થતાં મળવાપાત્ર લાભ. તેથી, આપણે આ પરિસ્થિતિ સ્વીકારીને પ્રારંભ કરવો જોઈએ કે મારી સરકાર કે જે હોદ્દાની લગામ પોતાના હાથમાં હોવાનો દાવો કરે છે તેણે આ ફરજોને પોતાનાં કાર્યો તરીકે ગણવી જોઈએ અને તેથી, પ્રશ્ન એ છે કે જો સરકાર આ જવાબદારીઓ અદા કરવાનો નિર્ણય કરે તો સરકારની કુલ જવાબદારીઓ કેટલી થવા જાય છે ? મેં કહ્યું તેમ, આપણે આજે કે આવતી કાલે આમ કરી શકવાની સ્થિતિમાં છીએ કે નહિ તે કંઈ મહત્ત્વની બાબત નથી. તેનાથી પ્રશ્ન હલ થવાનો નથી. આપણી ફરજો કઈ છે અને આપણે જેમાં આખરે સંકળાઈ જઈએ એવી જવાબદારી કઈ છે તે આપણે જાણવું જોઈએ તે તદ્દન આવશ્યક છે, તદ્દન જરૂરી છે. હવે, મહોદય, આ તમામ બાબતોને વિચારણામાં લેતાં, જો આપણે આ જવાબદારીઓને સંપૂર્ણ સ્વરૂપે અદા કરવાનું હાથ ધરવાના હોઈએ તો, આ પ્રાંતના મહેસૂલ પર ચોક્કસ કેટલી જવાબદારી નાખવામાં આવશે એ અંગેનો કંઈક પ્રકારનો અંદાજ મારા માનનીય મિત્ર પોતાના નિષ્ણાત જ્ઞાનના આધારે આપણને જણાવશે એવી હું, આ ચર્ચાના અંતે પણ આશા રાખીશ અને આવકારીશ. હું કરી શકું એમ હોય ત્યાં સુધી તો મેં અમુક નાની ગણતરી કરી રાખી

છે. મારી ગણતરીઓ ચોક્કસ ન હોઈ શકે. મારી પાસે માહિતી નથી, મારી પાસે સામગ્રી નથી, મારી પાસે નિષ્ણાત સહાય નથી, પરંતુ સરકારની કુલ નાણાકીય જવાબદારીઓ કેટલી થશે તે ચોક્કસ રીતે શોધી કાઢવાનો મેં સાહસભર્યો કંઈક પ્રયાસ કર્યો છે. વિવેકપૂર્વક કહીએ તો આ પ્રાંતની કુલ જવાબદારીઓ રૂ.૨૪ કરોડ જેટલી થશે. આ પ્રાંતની સરકારે આ વાત ધ્યાનમાં રાખવાની છે. મને કોઈ વાંધો નથી કઈ સરકાર સત્તા પર આવે. આ સરકાર પણ આ પ્રાંતનો વહીવટ કાયમી ધોરણે ચલાવ્યા કરે. સરકાર પોતાની જવાબદારીઓ અંગે સભાન હોય તો મને તે સરકાર સાથે કોઈ ઝઘડો નથી. તેથી, આપણે ધ્યાનમાં રાખવાનો પ્રશ્ન એ છે કે તમે આ ૨૪ કરોડ રૂપિયાની રકમ કઈ રીતે ઊભી કરવાના છો ? એ રકમ થોડી વધુ હોય કે થોડી ઓછી હોય, આ પ્રાંતની સરકારે માથે લેવાની થશે તે જવાબદારી લગભગ એ આંકડાની આસપાસની હશે. મહોદય, હું પૂછું છું કે : આ રકમ ઊભી કરવાનું સામર્થ્ય આ સરકારમાં છે ? અગર કોઈ પણ સરકારમાં છે ? ચાલો હવે આપણે વિશ્વના બીજા ભાગોમાંના મહેસૂલના અમુક આંકડા જોઈએ અને વિશ્વના અન્ય ભાગોમાંની પરિસ્થિતિની આપણા પોતાના પ્રાંતમાં આપણને જણાતી પરિસ્થિતિ સાથે તુલના કરીએ. થોડાક દેશોમાંના માથાદીઠ મહેસૂલના થોડાક આંકડા મેં તૈયાર કર્યા છે. તે આ પ્રમાણે છે :-

| | પ્રા. | શિ. | મે. |
|---|---|---|---|
| કેનેડા | ૯ | ૮ | ૦ |
| દક્ષિણ ઓસ્ટ્રેલિયા | ૧૯ | ૦ | ૦ |
| ન્યુ સાઉથ વેલ્સ | ૧૩ | ૦ | ૦ |
| ન્યુઝીલેન્ડ | ૨૨ | ૦ | ૦ |
| દક્ષિણ આફ્રિકા સંઘ | ૪ | ૦ | ૦ |
| (પ્રાંતિક સરકારો દ્વારા એકત્રિત મહેસૂલ આમાં સમાવિષ્ટ નથી .) | | | |
| ઓસ્ટ્રેલિયા | ૧૨ | ૦ | ૦ |
| આઈરિશ ફ્રી સ્ટેટ | ૧૦ | ૦ | ૦ |
| મુંબઈ | ૦ | ૦ | ૭ |

મહોદય, હું કહું છું કે આ એક અત્યંત વ્યથાપૂર્ણ ચિત્ર છે. આ એક ચિત્ર છે, આ એક વિરોધાભાસ છે, જેના પરિણામે, આ પ્રાંતના લોકોની આમજનતાનું કલ્યાણ કરવાની જવાબદારી સ્વીકારવા માંગતા કોઈ પણ નાણામંત્રીના કદમ ડગમગવા માંડે.

હવે, આ પ્રાંતની નાણાકીય સ્થિતિ સંબંધી આપણે ધ્યાનમાં લેવા જેવી બીજી વાત એ છે કે આપણું મહેસૂલ સંપૂર્ણ રીતે સ્થગિત થઈ ગયું છે. હું નાણામંત્રીએ જ કહેલી વાત કહી રહ્યો છું. ગયા વર્ષના બજેટ-પ્રવચનમાં તેમણે ૧૯૨૨ અને ૧૯૩૫ વચ્ચેના સમયગાળા દરમિયાન ભારતના જુદા જુદા પ્રાંતોમાં મહેસૂલનો વધારો સરખાવતા આંકડાની ખૂબ ઉપયોગી માહિતી આપી હતી. એ વધારો નીચે પ્રમાણે હતો :

| | ટકાવારી |
|---|---|
| મદ્રાસ | ૨૬.૭ |
| પંજાબ | ૨૮.૬ |
| સંયુક્ત પ્રાંતો | ૧૬.૭ |
| અસમ | ૧૪.૭ |
| બંગાળ | ૧૧.૯ |
| મુંબઈ | ૩.૦ |

એમાં, આ ૩ ટકામાંય પાછો વધુ ઘટાડો થવા પામ્યો છે. ઉપર જણાવેલો વધારો, વર્ષ ૧૯૨૨થી નાખવામાં આવેલા તમામ વધારાના કરવેરા વિચારણામાં લો એ આધારે થયો હોવાનું જણાય છે. ૧૯૨૨ થી ૧૯૩૫ સુધીના વસૂલ લેવાયેલા તમામ વધારાના કરવેરા જો તમે બાદ કરો, તો મુંબઈ ઇલાકાનું મહેસૂલ ૫.૧/૨ ટકા જેટલું ઘટી ગયું છે. તેથી, આપણે એવી સ્થિતિમાં ખુદ મુકાઈ ગયા છીએ કે આપણું મહેસૂલ બિલકુલ વધતું જ નથી, મહેસૂલ લગભગ સ્થગિતતાની સ્થિતિમાં છે. હવે, એમાં બે [illegible]વાં પરિબળો ઉમેરો. પહેલું તો એ કે આ સ્થિતિ, હવે, આ સરકારે સ્વીકારેલી નશાબંધી નીતિના કારણે વધુ કથળતી જવાની. બીજું એ કે, આ સરકારે જમીન મહેસૂલ ઘટાડવાની પોતાની નીતિ જાહેર કરી છે એ આપણે ધ્યાનમાં રાખવાનું છે. હવે, એ એક હકીકત છે કે મહેસૂલની આ બંને બાબતો એક સાથે મળીને લગભગ રૂ. ૭ કરોડ જેટલી રકમ આપે છે. આ રૂ.૭ કરોડની રકમને, સરકારે નિયત કરેલી નીતિ જોતાં, હવે, પ્રાંતની ગાયબ થઈ જતી અસ્કામતો તરીકે ગણવી જોઈએ. તેથી, જેને કાયમી સ્વરૂપનું

કહી શકાય એવું કશુંય નિર્મિત કરવા માટે કાયમી આધાર તરીકે તમે ગણતરી કરી શકો એવું ચોખ્ખું મહેસૂલ કેવળ રૂ. ૫ કરોડનું છે. આની સામે તમારે, મેં કહ્યું તેમ, રૂ. ૨૪ કરોડની અંતિમ જવાબદારી ઊભી કરવાની રહે છે.

હવે, મહોદય, પ્રશ્ન એ છે કે, આ પ્રાંતનાં નાણાકીય સાધનો સુધારવાના માર્ગો કયા છે ? મને કહેતાં દુ:ખ થાય છે પરંતુ મારે ખરેખર કહેવું જોઈએ કે મારા માનનીય મિત્રે તૈયાર કરેલ નાણાકીય પત્રક અને બજેટ પ્રવચન જોતાં લાગે છે કે આ બજેટ અત્યંત પારોઠનાં પગલાં ભરતું બજેટ છે. આ એક એવું બજેટ છે જે દર્શાવે છે કે સરકારે દર્દભર્યા શબ્દોમાં જે કહ્યું છે તેમાંથી તેણે પીછેહઠ કરી છે. મહોદય, માનનીય નાણામંત્રીએ તૈયાર કરેલ ગયા બજેટ પ્રવચન બદલ હું જરૂરથી કહીશ અને મને લાગે છે કે જ્યાં પ્રશંસા કરવી યોગ્ય હોય ત્યાં પ્રશંસા કરવી જ જોઈએ – કે એ બજેટ પ્રવચનમાં બહાદુરીનું તત્ત્વ હતું, સમૂળી ક્રાંતિનું તત્ત્વ હતું; જેના કારણે ગૃહની આ બાજુએ બેઠા છીએ તેવા આપણાં સૌનાં હૈયાં આનંદથી નાચી ઊઠયાં હતાં. ગયા પ્રસંગે તેમણે કરેલા પ્રવચનની તુલના મેં આ વખતે તેમણે કરેલા પ્રવચન સાથે કરી છે અને એ બેઉ વચ્ચે મને ભારે દુ:ખદ વિરોધાભાસ જોવા મળ્યો. મહોદય, ગયા વર્ષે મારા માનનીય મિત્રે, એમણે કરેલા પ્રવચનના આધારે નિર્ણય કરતાં કહી શકાય કે મારા મન પર એવી છાપ ઊભી કરી કે જેનો આપણે સૌ સામનો કરી રહ્યા છીએ. તેમાંના સૌથી વધુ કઠીન અને વધુ મહત્ત્વના પ્રશ્ન અંગે એટલે કે નાણા ઊભાં કરવાના પ્રશ્ન અંગે તેઓ સભાન છે. એ પ્રશ્ન આપણો સૌથી અગ્રિમતા ધરાવતો પ્રશ્ન હતો એ હકીકતથી તેઓ વાકેફ હતા. એટલું જ નહિ પરંતુ તેમણે આપણને વચન આપેલું કે તેઓ એ પ્રશ્નને એવી રીતે હલ કરશે કે જેથી કરીને આ પ્રાંતના લાભ માટે વધુ મોટા પ્રમાણમાં નાણાકીય સાધનો ઉપલબ્ધ થઈ શકશે એટલું જ નહિ બલકે માથા પરના ભારણને એટલી સમાનતાપૂર્વક વહેંચી નાંખવામાં આવશે કે જેનાથી જે લોકો એ વેઠી નહીં શકે એમને એમાંથી મુક્ત કરવામાં આવશે અને જેઓ એ સહન કરી શકશે એમના પર વેરો લાદવામાં આવશે. માનનીય નાણામંત્રીએ ગયા વર્ષે કરેલ પ્રવચનમાંથી અમુક ફકરા હું એમને વાંચી સંભળાવું છું. ફકરા ૧૪માં, મારા વિદ્વાન મિત્રે આ પ્રમાણે કહ્યું છે :

માનનીય સભ્ય : "માનનીય મિત્ર"

**ડૉ. બી. આર. આંબેડકર :** હું ઉચ્ચ ન્યાયાલય સાથે સંકળાયેલો છું જ્યાં અમે અમારા મિત્રોને "વિદ્વાન" કહીએ છીએ. તો મારા માનનીય મિત્રે આ પ્રમાણે કહ્યું હતું.

છેલ્લે, આપણે અતિ જરૂરી એવાં વધારાનાં નાણાંના સાધન તરીકે નવા કરવેરાની વાત કરીએ. આ સંદર્ભમાં, આપણો પ્રથમ ઉદ્દેશ, હાલના કરવેરાના પ્રમાણભારમાં જરૂરી સમાયોજન કરવાનો છે. પહેલાં આપણે જમીન વેરો લઈએ. આપણો અંતિમ ઉદ્દેશ, આપણી જમીન હાલમાં જેમાં વિભાજિત છે તેના બિન-આર્થિક જમીનનાં ખાતાં પર વેરો લેવાનું બંધ કરવાનો છે. તેમ છતાં, શરૂઆતમાં, વધુ મોટી ખેતીવિષયક આવકો પર શ્રેણીયુક્ત વેરો દાખલ કરવાનું આપણને જરૂરી લાગે છે. ખરેખર ખેડૂતને કબજો છોડાવી હઠાવી મૂકવાની પ્રક્રિયા કરવાથી જમીનોનો ગણનાપાત્ર હિસ્સો ખેતી કરતા ન હોય અને ભાડું ઉઘરાવતા હોય તેવા ગેરહાજર જમીનમાલિકના હાથમાં જઈ પડયો છે. જમીનના ખરેખર ખેડૂતને જે રીતે ગણવામાં આવે છે એવી જ રીતે કરવેરામાંથી મુક્તિ આપવા કે તેમાં ઘટાડો કરવાની બાબતમાં મોટી કે નાની એવી કોઈ આવકો છે ખરી ? વળી પાછી, સ્વત્વાર્પિત જમીનોમાંથી મળતી આવકનો એક મોટો વર્ગ પણ છે. આવી આવકોના કારણે આ પ્રાંતને વાર્ષિક લગભગ ૭૦ લાખની ખોટ ખાવી પડે છે. આપણે જ્યારે આપણા ખાતેદારોના વધુ સમૃદ્ધ વર્ગો પર વેરો નાખવાનું વિચારતા હોઈએ ત્યારે આવી આવકોને કેવી લેખવી ? આ ગૃહની બંને બાજુએ બેઠેલા માનનીય સભ્યોના આના જેવા પ્રશ્નો પરનાં મંતવ્યો સરકાર દ્વારા ચોક્કસ દરખાસ્તો તૈયાર કરવામાં અત્યંત ઉપયોગી થઈ પડશે. કરબોજ વેઠી શકે એવી જમીનોની આવકો પર વધુ ભારે કરવેરાની નીતિ અપનાવવાથી ઉપલબ્ધ થઈ શકે તેવાં નાણાકીય સાધનોનો મહદંશે ઉપયોગ, જમીન વેરાનો બોજ જમીન ખરેખર ખેડનારાઓ સરળતાથી વેઠી શકે તેવો બનાવવા માટે અને તેઓની જિંદગી વધુ સારી બનાવવા માટે કરવો જોઈએ એવું આપણને લાગે છે. વધુ મોટી અને નીતિ-ન્યાયપૂર્વક કરવેરાપાત્ર ખેતીવિષયક આવકો પર શ્રેણીબદ્ધ વેરાના પરિણામ અંગેની તપાસ શરૂ કરી દેવામાં આવી છે. એ જ પ્રમાણે, આપણે જેમાંથી હાલમાં આપણું મહેસૂલ મેળવીએ છીએ તેવા બીજા કરવેરા, તેમના પ્રમાણભારના સંદર્ભમાં તેમજ જાહેર હિતો પર તેમની અસરોના સંદર્ભમાં એમ બંને દ્રષ્ટિએ કાળજીપૂર્વક ફેરતપાસવાનું અને તેમનું સમાયોજન કરવાનું જરૂરી બની ગયું છે. આપણે આ કામગીરીમાં શક્ય તેટલી ઉતાવળે આગળ

વધી રહ્યા છીએ અને સરકારને સંપૂર્ણ આશા છે કે અમારા ચોક્કસ નિર્ણયો, આ ગૃહ સમક્ષ રજૂઆત માટે આગામી બજેટ તૈયાર થઈ જાય ને સમય સુધીમાં જાહેર કરી શકાશે.

"મને આશા છે કે આજે સાંજે મેં જે કંઈ કહ્યું છે એમાંની કોઈ પણ બાબતથી, સામાજિક ઉપયોગિતાની યોજના અંગે નાણા પૂરા પાડવા માટે નવા કરવેરા વિચારવા સરકાર તૈયાર નથી એવી માન્યતાને સમર્થન નહિ મળે., હું કહીશ કે આવી છાપ સત્યથી વેગળી ગણાશે. જો કે આ પ્રાંતમાં કરવેરાનું પ્રમાણ ખૂબ ભારે છે. તેમ છતાં આમાંના મોટા ભાગના કરવેરા આ પ્રાંતમાં વધુ ગરીબ લોકો દ્વારા વેઠવામાં આવી રહ્યા છે. જમીન વરો, આબકારી વેરો, સ્ટેમ્પ અને કોર્ટ ફી, જાહેર વાહનો અંગેના વેરા, દેશમાં ઉગાડાતી તમાકુ પરનો વેરો — આ તમામ વેરા મુખ્યત્વે વધુ ગરીબ વર્ગો દ્વારા જ ચૂકવવામાં આવે છે. આવકવેરો જ એક એવો વેરો છે જે ધનિક દ્વારા ચૂકવાય છે અને તે પણ હાલમાં પ્રાંતિક સરકારની પહોંચ બહારનો થઈ ગયો છે. જેઓ મોટા ભાગના પ્રાંતિક વેરા ચૂકવે છે તેવા વધુ ગરીબ વર્ગો અને જેઓ કેન્દ્ર સરકારને આવક વેરો ચૂકવે છે તેવા વધુ ધનિક વર્ગોની વચ્ચે લોકોના ઠીક ઠીક પ્રમાણના વર્ગો આવે છે જેમણે પોતાના પ્રાંતની નાણાકીય જવાબદારીઓનો હિસ્સો વેઠવો જોઈએ. પ્રાંતિક મહેસૂલમાં જેમનો ફાળો અપર્યાપ્ત છે તેવા વધુ સંપત્તિવાન વર્ગોએ પણ મહેસૂલમાં પોતાનો ઉચિત ભાગ આપવા માટે આગળ આવવું જોઈએ. સંખ્યાબંધ નિયંત્રણો દ્વારા આપણે જે રીતે પ્રતિજ્ઞાબદ્ધ છીએ એ જોતાં કરવેરા નાખવાનું શોધી કાઢવાનું કાર્ય સરળ નથી, કારણ કે તેમ કરવાથી તો અસર એમના પર જ પડશે કે જેઓ કરવેરાપાત્ર છે પણ જેમના પર વેરો નાંખવામાં નથી આવ્યો. જો કે આજે હું ભાવિના નિર્ણયોની આગળથી ધારણા બાંધી શકું એવી સ્થિતિમાં નથી તેમ છતાં હું કહી શકું કે આ ગૃહ સમક્ષ રજૂ કરવાની દ્રષ્ટિએ ઘણી દરખાસ્તોની શક્યતાઓ આપણે શોધી-તપાસી રહ્યા છીએ અને એ એવી દરખાસ્તો હશે જેમાં નશાબંધીની નીતિના કારણે થનારી ખોટ આપણે ભરપાઈ કરી શકીએ એટલા માટે જરૂરી નાણાની જોગવાઈ કરી શકાશે એટલું જ નહિ બલકે જેનાથી આપણે સામાજિક સેવા સૌથી વધુ વ્યાપક અર્થમાં ગણાતી સામાજિક સેવાનાં ઘણાં ક્ષેત્રોમાં આપણે ઈચ્છીએ છીએ તેવું તમામ પ્રકારનું વિસ્તરણ નહિ પણ કંઈક વિસ્તરણ આપણે હાથ ધરી શકીશું

એ પછી, મહોદય, તેમણે આવું અવલોકન પણ કર્યું :

"એક બીજી દિશા પણ છે જેમાં સરકારનાં નાણાકીય સાધનો વધારવાના હેતુસર સરકારની પ્રવૃત્તિઓ વિસ્તારવી જોઈએ. ઘણી જાહેર ઉપયોગિતાઓ સેવાઓ એવી છે જેનો ઉપયોગ હાલમાં સમગ્ર સમાજના ભોગે થોડાકના લાભ માટે કરાઈ રહ્યો છે. શા માટે રાજ્યે આવી પ્રવૃત્તિઓનું રાષ્ટ્રીયકરણ કરીને તેમાંથી થતા નફાનો વિનિયોગ સમગ્ર સમુદાયના ભલા માટે ન કરવો ? દા. ત.; લોકોને અપાતો વીજળી પુરવઠો હાલમાં ખાનગી સંસ્થાઓ દ્વારા સંરક્ષણ હેઠળ અપાઈ રહ્યો છે જે જનતા વતી સરકાર જ આપી શકે. આ જાહેર ઉપયોગિતા પ્રવૃત્તિના ફાયદા, જનતાની માન્યતાપ્રાપ્ત સંસ્થા એટલે કે સરકાર મારફત સમગ્ર જનતાનાં ખિસ્સાંને શા માટે ન મળે ? આ દિશામાં અત્યાર સુધી કશુંય કરવામાં આવ્યું નથી. સરકાર દ્વારા સારી રીતે હાથ ધરી શકાય એવાં આવકનાં ઘણાં અન્ય સંભાવી સાધનો ઉપયોગમાં લેવાયાં વિનાના પડી રહ્યાં છે અથવા થોડાક લોકોના લાભ માટે તેમનો ઉપયોગ કરવાની છૂટ અપાઈ છે. જ્યાં સુધી રાજ્ય પ્રવૃત્તિઓને વિસ્તારી શકાય એવું મોટું ક્ષેત્ર છે જેનો આપણે પૂરો ઉપયોગ કરવો જોઈએ અને જાહેર લાભનાં શક્ય નાણાકીય સાધનો તરીકે આવા પ્રકારની પ્રવૃત્તિઓને સરકાર વિશ્વાસપૂર્વક સ્વીકારવા તૈયાર રહેશે

મારા માનનીય મિત્રે કરેલા નવા બજેટ પ્રવચનમાં આમાંનું કશું છે ખરું ? તેમણે તો પોતાનું જ બોલેલું ફોક કર્યું છે : તેમણે તેમના ગયા બજેટ પ્રવચન દરમિયાન કરેલાં નિવેદનોમાંથી કોઈ પણ નિવેદન પરત્વે અછડતોય ઉલ્લેખ નથી. હું એમને આ પ્રશ્ન પૂછું છું : તેમણે અબી બોલા અબી ફોક કેમ કર્યું ? કોણે તેમને આવું કરવાની ફરજ પાડી ? (માનનીય સભ્યો : "વલ્લભભાઈ !" "શેગાંવ !") નક્કી આની પાછળ કોઈનો હાથ છે. હું એમાં નહિ ઊતરું પરંતુ હું એક વાત જરૂર કહેવા માગું છું, અને મારામાં રહેલી સમગ્ર સલુકાઈપૂર્વક હું એ વાત કહેવા ચાહું છું. મને લાગે છે તે નવા કોઈ કરવેરા નથી એ કારણસર મારા માનનીય મિત્રને અભિનંદન આપવામાં આવ્યાં છે. સરકાર કરવેરા લઈને નથી આવી એ બદલ હું ખુદ સરકારની ભારોભાર પ્રશંસા કરું છું. તેથી, આ બજેટ, મારા મતે, ધનિક આદમીનું બજેટ છે. એ ગરીબ આદમીનું બજેટ નથી. ગરીબ આદમી વધુને વધુ માગતો હોય છે. ધનિક માનવીને સરકારથી સ્વતંત્ર રહેવાનું પોસાતું હોય છે. ધનિક માનવીને શાળાની જરૂરત નથી હોતી, તે પોતે

શાળાનો શિક્ષક રાખી શકે છે અને પોતાના પુત્રને શાળામાં કે કોલેજમાં મોકલ્યા વગર તેને બી.એ. કે એમ.એ સુધીનું શિક્ષણ આપી શકે છે. ધનિક માનવીને દવાખાનાની જરૂરત નથી હોતી : તે ડૉક્ટરને તેડાવી શકે છે, તેને રૂ. ૩૦ ચૂકવી શકે છે અને પોતે, તેની પત્ની અને તેનાં સંતાનો જો કોઈ રોગથી પીડાતાં હોય તો તપાસ કરાવી શકે છે. એ તો એક ગરીબ માનવી જ એવો છે જેને પોતાના સહારા માટે સરકારની જરૂરત પડતી હોય છે; એક ગરીબ માનવી જ એવો છે જેને વધુ સેવાની જરૂરત પડતી હોય છે. જે સરકાર પોતાના નામને સાર્થક કરતી સરકાર છે, જે સરકારમાં કશી સચ્ચાઈ રહી છે તેવી સરકાર ગરીબ વર્ગોને એવું નહિ કહી શકે કે કરવેરા વસૂલ કરવાની પોતાની શક્તિ નથી તે કારણસર પોતે આ સુખસગવડોની જોગવાઈ નહિ કરી શકે. આવી સરકાર તો જેટલી વહેલી પદભ્રષ્ટ થાય તેટલી સૌને વહેલી નિરાંત.

**માનનીય શ્રી મોરારજી આર. દેસાઈ :** ઘર્ષણ જ ત્યાં છે ને !

**ડૉ. બી. આર. આંબેડકર :** હજી બીજો એક મુદ્દો છે જેનો હું ઉલ્લેખ કરવા માગું છું. હું જે કહું છું તેમાં આ ગૃહના કેટલા સભ્યો સંમત થશે એની મને ખબર નથી પરંતુ, પ્રાંત ગમે તે હોય તો પણ, ભારતમાંની સરકારો, જો તેઓ પોતાનું ધ્યાન યુરોપીય દેશોમાં જેને કેવળ સામાજિક સેવાઓ કહેવાય છે તેટલા પૂરતું મર્યાદિત રાખશે તો તેનો કશો અર્થ સરશે નહિ. મારી એ માન્યતા છે અને હું ભારપૂર્વક એ જણાવું છું કે આ સરકારની એક મુખ્ય ફરજ છે ગરીબીની સમસ્યાને હલ કરવાની. સરકારે એ જોવું જોઈએ તે એવા સાધનોપાય અપનાવે જેનાથી આ પ્રાંતની રાષ્ટ્રીય આવક કંઈક સંગીન સ્તર પર પહોંચી શકે જેના પરિણામે બહુમતી લોકો તમામ આધુનિક અને સુસંસ્કૃત માનવોને સાચા અર્થમાં મળે છે તેવી સુખસગવડોમાં જીવી શકે.

અત્યાર સુધી યુરોપીય દેશોમાં પ્રવર્તમાન રહી છે તેવી સામાજિક સેવાઓની પદ્ધતિ કે જે દ્વારા સરકાર રોકડ સહાય અથવા બેરોજગાર -લાભ,પ્રસૂતિ પછીના લાભ અને એવું બધું આપે છે તેમાંથી એક વાતની પૂર્વધારણા બંધાય છે અને એ પૂર્વધારણા એવી છે કે બહુમતી લોકો જરૂરિયાતથી પર છે, ગરીબી રેખાથી ઉપર છે, અને બીજું એ કે કેવળ થોડાક જ લોકો એવા છે જેઓ આર્થિક પદ્ધતિની અનિશ્ચિતતાઓના કારણે અથવા તો તેમના પર આવી પડતી કોઈ આસમાની- સુલતાનીના કારણે એવી ગરીબી-

રેખાની નીચે પડી જાય છે અને સરકારની સહાયની જરૂરત રાખતા હોય છે. તેથી, યુરોપીય દેશો એકંદરે સમાજના સામાન્ય આર્થિક ઉત્કર્ષના પ્રશ્નોની ચિંતા નથી કરતા એ સંપૂર્ણત: શક્ય છે, સંપૂર્ણતયા ન્યાય છે. પરંતુ, આ દેશમાં આપણે જે પ્રશ્નોનો સામનો કરવો પડે છે તે તો સંપૂર્ણપણે જુદા સ્વરૂપમાં છે. એમ કહેતા, હું સહેજે અચકાતો નથી — અને હું એમ કહું તો મારી સાથે ઝઘડે એવું આ ગૃહમાં કોઈ છે એવું હું ધારતો નથી કે આપણે તમામ એક ભિખારીઓ અને હમાલોનું રાષ્ટ્ર છીએ. કોઈ આ પ્રજાના તમામ સમુદાયને આ રીતે જ વર્ણવી શકે. તેથી, પોતાનું નામ સાર્થક કરે એવી કોઈ પણ સરકાર શાંતિથી બેસી રહી શકે નહિ અને આવા ગંભીર પ્રશ્નને લક્ષમાં લીધા વિના રહી શકે નહિ.

હવે, મહોદય, આપણી સમક્ષ પડેલી બજેટ દરખાસ્તોને ધ્યાનમાં લઈએ તો એવું કંઈ છે જેનાથી એવો નિર્દેશ મળતો હોય કે આ સરકાર આ પ્રશ્ન પરત્વે સજાગ છે, આ પ્રશ્નને આ સરકારે ધ્યાનમાં લીધો છે અને આખરે તો એક સર્વોચ્ચ ઉદ્દેશ તો એ જોવાનો છે કે આ દેશની રાષ્ટ્રીય આવક વધે અને રાષ્ટ્રીય ડિવિડન્ડ ઊંચું આવે. મને તો એવું કશુંય નજરે નથી ચઢતું. સર્વત્ર એકજ વિચાર પ્રવર્તતો હોવાનું જણાય છે અને આ તબકકે હું ખરેખર તેને તપાસવા માગું છું. તમામ એવું મંતવ્ય ધરાવે છે કે ખેડૂતોની મોટા ભાગની ગરીબીનું ઉગમ સ્થાન જમીન મહેસૂલનો ભારે બોજ છે. તેથી,એવું મંતવ્ય બને છે- અને મને શંકા નથી કે આ મંતવ્ય નાણામંત્રીનું છે-કે લોકોની આવક વધે તેમ કરવા માટે જે કંઈ કરવું જરૂરી બને છે તે છે જમીન મહેસૂલનો તે બોજ ઘટાડવો. હવે, મહોદય, હું એ કહેવાની છૂટ લઉં છું કે આના કરતાં વધારે કપોલકલ્પિત વાત બીજી કઈ હોઈ શકે ? આનો અર્થ એ નથી કે હું જમીન મહેસૂલ ઘટાડવાનો વિરોધી છું : હું તો એની તરફેણ કરું છું; હું એનો આગ્રહ રાખીશ, કારણ કે હું તો કહું જ છું કે જમીનના ઉપયોગ બદલના માત્ર ભાડાથી અલગ હોય એવા ખેતીના નફા તરીકે જે ઓળખાય છે તેને લેવાનો ખરેખર તો સરકારને અધિકાર નથી. પરંતુ, જે પ્રવર્તમાન હોવાનું જણાય છે તે વિચારને, અને આ સરકાર જેના આધારે આગળ વધતી જણાય છે તે વિચારને, એટલે કે લોકોના આમ સમુદાયની ગરીબીની રાહત માટે જે કંઈ કરવું જરૂરી છે તે છે જમીન મહેસૂલની માફી અથવા તેમાં ઘટાડો એ વિચારને મને આ ક્ષણે તપાસવા દો.

મહોદય, ચાલો આપણે તપાસીએ અને જોઈએ કે આ પ્રક્રિયા દ્વારા કઈ રાહત આપી શકાય છે? આપણે એકત્રિત કરીએ છીએ તે કુલ જમીન મહેસૂલ આશરે રૂ.૩.૧/૨ કરોડ છે અને આ પ્રાંતની કુલ વસ્તી લગભગ ૨ કરોડ જેટલી છે. હવે, એક દલીલ તરીકે લઈએ અને હું એ દલીલ ખુદ મારી સામે કરું છું, કે આ સરકાર પૂરતી ઉદાર છે. અને સંપૂર્ણ જમીન મહેસૂલ એટલે કે રૂ. ૩. ૧/૨ કરોડ માફ કરી શકે તેમ છે, તો ચાલો આપણે રૂ. ૩.૧/૨ કરોડની આ મૂલ્યવાન રકમ ૨ કરોડની વસ્તીમાં વહેંચી દઈએ. હવે, એક કાચા અંદાજના આધારે મને જણાય છે કે આ સંજોગો હેઠળ એક વ્યક્તિની આવકમાં થનારો કુલ વધારો રૂ. ૧ અને ૮ આના થશે. આ તો સૌથી વધુ રકમ છે. આ રકમને માસિક ભથ્થામાં રૂપાંતરિત કરવામાં આવે, તો મને લાગે છે કે દરેક માનવીની આવકમાં કરવામાં આવનાર વધારો ૨.૧/૨ આના જેટલો થશે. હવે, હું એમ પૂછવા માગું છું કે કોઈ પણ વ્યક્તિ ગંભીરતાપૂર્વક એવી દલીલ કરી શકે ખરી કે સમગ્ર જમીન મહેસૂલની માફીના પરિણામે થનાર ૨.૧/૨ આનાના વધારાના કારણે આપણું આર્થિક કલ્યાણ એવી રીતે વધવા પામશે કે જેથી કરીને આપણી વચ્ચેથી ગરીબીની સમસ્યા નાબૂદ થઈ જશે. મહોદય, આ સમસ્યા માટે જુદા ઉપાયો – સાવ જુદા જ ઉપાયોની જરૂરત છે. હું એમાં હમણાં ઊતરવા માગતો નથી; મેં આ ગૃહને લગભગ પૂરતાં પ્રમાણમાં થકવી નાંખ્યું છે. પરંતુ, મારે એ કહેવું જોઈએ કે આ એક એવી બાબત છે જે અંગે આ સરકાર જરાય જાગ્રત હોવાનું જણાતું નથી, અને હું જરૂર કહીશ કે જે સરકારને આ પ્રશ્નની ખબર નથી, જે સરકાર પાસે આ પ્રશ્નના ઉકેલ માટેનાં સાધનોપાય નથી તે સરકાર કશી રાહત આપી શકે નહિ, તે સરકાર આ પ્રાંતના લોકોના સુખની સ્ત્રોત બની શકે નહિ; અને તેથી, હું સમાપનમાં કહીશ કે આ બજેટ, ખૂબ નિરાશાજનક બજેટ છે, આ બજેટનો ઉદ્દેશ ધનિકને હાશકારો આપનાર અને કરોડોને ભૂખનો હાયકારો આપનાર બજેટ છે. (તાળીઓ)



# ૪

# બજેટ અંગે : ૪

**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : અધ્યક્ષ મહોદય, નાણામંત્રીએ આ ગૃહ સમક્ષ રજૂ કરેલું આ ત્રીજું બજેટ છે. હું માનું છું કે એમ કહેવું અતિશયોક્તિ નહિ ગણાય કે તેમણે આ ગૃહ સમક્ષ રજૂ કરેલાં પહેલાં બે સંતોષકારક ઢંગના નહોતાં અને પહેલાં બે બજેટના અસંતોષકારક સ્વરૂપ માટે પૂરતાં કારણો હતાં. એમણે રજૂ કરેલું પહેલું બજેટ હકીકતમાં એમનું બજેટ નહોતું, એ બજેટ સંભવતઃ વચગાળાના મંત્રીમંડળે તૈયાર કરેલું હતું અને બેશક પહેલાં બજેટમાં રહેલી જે કંઈ ક્ષતિઓ હતી તેના માટે નાણામંત્રીને જવાબદાર ઠરાવી શકાય નહિ. બીજું બજેટ તૈયાર થયું તે અંગે એક એવું બહાનું હતું કે સરકારને પોતાની યોજનાઓ તૈયાર કરવાનો અને એ સમગ્ર બાબત ગળે ઉતારવાનો પૂરતો સમય નહોતો માટે તે ઉતાવળે તૈયાર થયું હતું. પરંતુ આપણી સમક્ષ રજૂ કરાયેલા આ હાલના બજેટને આવાં બહાનાં કે ખોટાં કારણો લાગુ પાડી શકાય એમ નથી એની મને ખાતરી છે. એમ કહેવું જોઈએ કે આ બજેટ એવું છે જે પરિપકવ વિચારણા પછી તૈયાર કરવામાં આવ્યું છે. મંત્રીમંડળના પોતાના દ્રષ્ટિકોણથી જોતાં જે અગત્યની બાબતો જણાય તેવી ખર્ચની દરખાસ્તો પરત્વે ખ્યાલ રાખીને અને કરવેરાને ખ્યાલમાં રાખીને મંત્રીમંડળ પાસે જે પૂરી યોજનાઓ છે તેને બેશક આ બજેટમાં મૂર્ત સ્વરૂપ આપવામાં આવ્યું છે. તેથી, મને લાગે છે કે આ બજેટને વધુ સ્પષ્ટ અને ઝીણવટભરી રીતે ચકાસવું જરૂરી બની જાય છે.

દરેકને ખબર છે કે આ બજેટ એક એવું બજેટ છે જેના કારણે ભારે મોટો અજંપો સર્જાયો છે. જેમને કંઈક આશા હતી તેઓ નિરાશ થયા છે, અને જેમને એ માથામાં વાગ્યું છે, તેઓએ એને ક્રાન્તિકારી બજેટ તરીકે ગણાવ્યું છે. હું મારી વાત કરું તો જ્યારે હું બજેટની મહેસૂલ બાજુનો અને તેની ખર્ચની બાજુનો ઉલ્લેખ કરું છું ત્યારે

મારું પોતાનું મંતવ્ય એવું થાય છે કે આ બજેટનું યોગ્ય વર્ણન એવું થાય કે મહેસૂલ બાજુએ આ બજેટ બેદરકાર બજેટ છે અને ખર્ચ બાજુએ આ બજેટ અક્કલ વગરનું બજેટ છે. અલબત્ત, આ બજેટના ભાગ જેવા નાણાવિધેયકમાં જણાવેલી દરખાસ્તોના ગુણદોષ ચર્ચવાનો આ પ્રસંગ નથી, નાણાવિધેયક આ ગૃહ સમક્ષ વિચારણા માટે રજૂ થાય ત્યાં સુધી આ દરખાસ્તો પર વિગતે ટીકા-ટિપ્પણ કરવાનું ટાળવું જોઈએ. તેમ છતાં, સામાન્ય રીતે એમ કહેવું ગેરડહાપણભર્યું નહિ ગણાય કે મંત્રીએ નાણાવિધેયકમાં જણાવેલી કરવેરાની દરખાસ્તો અંગે હું શું માનું છું.

નાણાવિધેયકમાં છ જુદી જુદી દરખાસ્તો છે. સૌ પ્રથમ, ૧૯૩૨ના મુંબઈ નાણા અધિનિયમ નં.૨ દ્વારા મંજૂર કરાયેલ સ્ટેમ્પ જકાત અને કોર્ટ ફીમાં કરાયેલ વધારા વધુ એક વર્ષ માટે ચાલુ રાખવાનું વિધેયકમાં વિચારવામાં આવ્યું છે. બીજું, તેમાં વીજળીની વપરાશ અંગેના વેરામાં વધારો કરવામાં આવ્યો છે. ત્રીજું, તેમાં સ્થાવર મિલકતના દસ્તાવેજો અંગે અમુક શહેરો અને શહેરી વિસ્તારોમાં લેવાતી સ્ટેમ્પ ડયુટીમાં વધારો કરવામાં આવ્યો છે. ચોથું, તેમાં સ્થાવર મિલકતના પટા-ખત અંગે વેરો લેવામાં આવ્યો છે. પાંચમું, તેમાં મુંબઈ, મુંબઈ પરા વિસ્તારના જિલ્લા અને અમદાવાદ શહેરમાંનાં મકાનોની વાર્ષિક ભાડા કિંમત અંગે ૧૦ ટકાનો વેરો નાખવામાં આવ્યો છે અને છઠ્ઠું, તેમાં ત્રણ બાબતો એટલે કે ઊંજણતેલો, તૈયાર કાપડ અને રેશમી રેસા અંગે ૬.૧/૪ ટકાથી વધુ નહિ તેટલો વેચાણ વેરો નાખવામાં આવ્યો છે. મેં કહ્યું તેમ, કરવેરાની આ દરખાસ્તોની વીગતોમાં હું ઊતરવાનું વિચારતો નથી. હમણાં હું જે કરવા માગું છું તે એ છે કે હું સામાન્ય સિધ્ધાંતો અંગે મારા મનમાં થઈ આવતી અમુક ટીકા-ટિપ્પણી એક સારાંશ તરીકે આપવા માગું છું.

હવે સ્ટેમ્પ અને કોર્ટ ફી ચાલુ રાખવાની બાબતમાં હું માનનીય નાણામંત્રીને યાદ દેવડાવીશ કે, જો મારી યાદદાસ્ત મને દગો દેતી ન હોય તો, જૂની વિધાન પરિષદમાં કોંગ્રેસીઓ આ વેરાનો હંમેશાં વિરોધ કરતા આવ્યા છે. મહોદય, મને એક પણ એવી બજેટ બેઠક યાદ નથી કે જ્યારે કોંગ્રેસીઓએ એ બજેટ બેઠકને એક બાજુએ નાણાસભ્ય અને બીજી બાજુએ કોંગ્રેસીઓ વચ્ચે એક પ્રકારના વાર્ષિક અખાડામાં ફેરવી નાખી ન હોય. જે વેરા સામે પૂરી તાકાતથી મરણિયા થઈને દર વર્ષે લડાતું હતું અને જયાં કોંગ્રેસીઓ પોતે જ આ વેરાને આજીવન પટો આપી દેવા તૈયાર નહોતા ત્યાં ખુદ

કૉંગ્રેસી મંત્રીઓ જ સામા ચાલીને હવે એમ વિચારતા હોય કે આ વેરો વર્ષોવર્ષ અનંતકાળ સુધી ચાલુ રાખવો જોઈએ તો એનો અર્થ એ થયો કહેવાય કે, કમસેકમ, જે નીતિનો કૉંગ્રેસીઓ અમલ કરતા આવ્યા છે તે નીતિનો હવે જ્યારે તેઓ હોદ્દા પર આવ્યા છે, ત્યારે ભંગ થઈ રહ્યો છે એટલે કે જે બાબતો તે વખતે ખરાબ હતી તે બાબતો હવે સારી થઈ ગઈ છે કારણ કે તેવી બાબતોનું સંચાલન હવે કૉંગ્રેસીઓ દ્વારા કરવામાં આવી રહ્યું છે. મગજ ફરી ગયું હોય તે પ્રકારના ઘણા બધા દાખલા ટાંકી શકાય એમ છે. આપણે જાણીએ છીએ કે કૉંગ્રેસીઓ જીવ પર આવીને બાઝંબાઝી કરવા ટેવાયેલા હતા, કારણ કે કારોબારીને ન્યાયતંત્રથી અલગ કરવામાં નહોતી આવી. તેઓ વિચારતાં હતાં કે એ એક સૌથી વધુ જુલમી પદ્ધતિ હતી અને હવે આપણે એ જે કૉંગ્રેસીઓને જોઈએ છીએ કે તેઓ તે એક સૌથી વધુ આદર્શ પદ્ધતિ છે એવું સમર્થન આપે છે. હું આનાથી વધુ કંઈ કહીશ નહિ પરંતુ હું એવો ચોક્કસ નિર્દેશ કરીશ કે તમામ કૉંગ્રેસીઓએ જાહેર કરેલ વિશ્વાસની ચોક્કસ વિરુદ્ધની આ વાત છે.

વીજળી અંગેના વેરાની વાત કરું તો પણ મારા મતે આ એક સિદ્ધાંત તરીકે ખરાબ વેરો છે. હું પણ એમાંનો જ એક છું જેઓ એમ માને છે કે વીજળીના ઉપયોગને વધુ ને વધુ પ્રોત્સાહન આપવું જોઈએ, કારણકે વીજળીના અભાવે લોકો કેરોસીન બાળશે અને તેનાથી ધુમાડો ઉત્પન્ન થશે અને તે આરોગ્યને હાનિકર્તા છે અને તે તો આપણે બને એટલી શ્રેષ્ઠ રીતે અટકાવવું જ જોઈએ. કેરોસીનની વપરાશને પ્રોત્સાહન ન આપવાનો એકમાત્ર ઉપાય એ છે કે વીજળીને શક્ય તેટલી સસ્તી બનાવવી. અને તેથી મારી રજૂઆત એ છે કે સામાન્ય સિદ્ધાંતોની દ્રષ્ટિએ આ એક ખરાબ વેરો છે. કરવેરાની દરખાસ્તના આ ભાગ અંગેની મારી બીજી ટીકા-ટિપ્પણ એ છે કે આ એવો વેરો છે જેની ખરાબ રીતે વહેંચણી કરવામાં આવી છે. આ વીજળી વેરા વિષે ધ્યાનમાં આવતી સૌથી વધુ અસાધારણ બાબત એ છે કે સિનેમા અને થિયેટર દ્વારા ઉપયોગમાં લેવાતી ઊર્જા અંગેના વેરામાં કશો વધારો કરવામાં આવ્યો નથી. મહોદય, મને એવો વિચાર આવે છે તે જો કોઈ વ્યકિત કે કોઈ એકલદોકલ સંસ્થા પર વેરો નાખવાનો થતો હોય તો ચોક્કસપણે એ સિનેમા અને થિયેટર જ હોઈ શકે. કારણ કે જો એવો વેરો સિનેમા પર કે થિયેટર પર નાખવામાં આવે તો ચોક્કસ રીતે તેવો વેરો ગ્રાહકને વેઠવાનો ન આવે તો પણ થિયેટરો અને સિનેમાઓમાં જતી વ્યકિતઓના માથે આવી પડશે. એમ થવાથી કરવેરા મોજશોખનાં સાધનો પર આવી પડશે અને મને ખાતરી

છે, જો કે હું તદ્દન ચોકકસ કહી શકું નહિ, કે માનનીય નાણામંત્રીએ કર્યું છે તેમ આ વેરો ગૃહમાલિકો પર ફેલાવી દીધો છે તેના બદલે જો તેમણે સિનેમા પર અને થિયેટર પર એ દર વધારી દીધો હોત તો આ વેરામાંથી તેમણે ધાર્યું હતું તેવું તમામ મહેસૂલ તેમને મળ્યું હોત. પરંતુ, મેં કહ્યું તેમ, આ વેરો વેઠવાની જેની સૌથી વધુ પહોળી પીઠ છે તેવા પક્ષને મુક્ત રાખ્યો છે એ એક અસાધારણ ઘટના છે,અને શું કરવામાં આવ્યું છે ? જે કરવામાં આવ્યું છે તે આ છે : જે વ્યકિતઓ આત્યાર સુધી ૧૨થી ઓછા યુનિટો વાપરતી હતી તેમના પર હવે વેરો ઝીંક્યો છે અને જેઓ ૧૨થી વધુ યુનિટ વાપરતા હતા તેઓનો કરવેરો ૯ પાઈથી વધારીને ૧૫ પાઈનો કરવામાં આવ્યો છે. મહોદય, આ કરવેરાના આવા માપની વહેંચણીમાં રહેલો નીતિ-ન્યાય મને સમજાતો નથી. એવું કેમ છે કે જે લોકો ૧૨થી ઓછા યુનિટ વાપરતા હતા એ કારણે અત્યાર સુધી તેમને મુક્તિ આપી હતી તેમના પર હવે કરવેરો નાખવામાં આવ્યો છે? એવું કેમ છે કે જેઓ માત્ર ૯ પાઈ (પ. ન.પૈ.) વેઠતા હતા તેઓને ૧૫ પાઈ (૮ ન.પૈ.) આપવાનું થયું છે, જ્યારે થિયેટરોને અને સિનેમાઓને આ માપમાંથી મુક્તિ આપવામાં આવી છે ? કરવેરાની ત્રીજી બાબત એટલે કે દસ્તાવેજો પરના વેરામાં થયેલો વધારો, મારા મતે, તદ્દન ગેરવાજબી છે. મુંબઈ શહેરમાં, માનનીય નાણામંત્રી આ વેરો ૩.૧/૨ ટકાથી વધારીને ૪ ટકા કરવાનું વિચારે છે જે હાલના ધોરણે ૨૦ ટકાનો વધારો છે. પૂના અને અમદાવાદમાં તેઓ આ વેરો ૨.૧/૨ ટકાથી વધારીને ૩ ટકા કરવાનું વિચારે છે જે પણ ૨૦ ટકાનો વધારો છે. બીજાં નગરોમાં -જે સરકારે જાહેર કરવાના છે-આ વેરો ૧.૧/૨ ટકાથી વધારીને ૩ ટકા કરવાનો છે, જે ૫૦ ટકાનો વધારો છે, અને બાકીના નગરોમાં આ વેરો ૧.૧/૨ ટકાથી વધારીને ૨ટકા કરવાનો છે, ૩૩.૧/૨ ટકાનો વધારો છે. નાણાવિધેયક સાથે જોડવામાં આવેલું માનનીય મંત્રીનું ઉદ્દેશો અને કારણોનું પત્રક વાંચતા મને, આ કરવેરા વધારવા માટેના વાજબીપણા અંગે કશો ખુલાસો જણાતો નથી. માનનીય મંત્રી જે કંઈ કહેવું પસંદ છે તે આટલું જ છે : કે દસ્તાવેજો માટેનો સ્ટેમ્પ વેરો ગ્રામ વિસ્તારોમાં ઊંચો છે તેના કરતાં શહેર વિસ્તારોમાં ઊંચો હોવો જોઈએ એવું હિતાવહ હોવાનું વિચારવામાં આવ્યું છે ? શું શહેર વિસ્તારોમા વધુ [illegible] તેમણે અત્યાર સુધી તેઓ ચૂકવતા આવ્યાં છે તેના કરતાં વધુ ચૂકવવું [illegible] માનનીય મંત્રી પાસેથી આનો કશો જવાબ મળતો નથી. કોઈ પણ જાતના વાજબીપણા કે કારણ વગર આ વેરો વધારવામાં આવશે એમ કહેવું એ એક નરાતાર આપખુદ પગલું છે.

એ પછી આપણે પાંચમી દરખાસ્ત લઈએ, એટલે કે મિલકત વેરાની વાત કરીએ. આ વેરો, અલબત્ત, સમગ્ર કરવેરા દરખાસ્તનું કેન્દ્રબિન્દુ છે. હવે, આ દરખાસ્ત મારા મતે, વિવિધ દ્રષ્ટિકોણથી જોતાં વાંધાજનક છે, મારા માનનીય મિત્ર શ્રી. જમનાદાસ મહેતાએ દર્શાવ્યું છે કે આ પગલાંનો એક વાંધો એ છે કે : આ સરકાર, હવે, અત્યાર સુધી જે મ્યુનિસિપલ સરકારો પાસે હતો તેવા કરવેરાના પાયા પર તરાપ મારે છે. મુંબઈ શહેર મ્યુનિસિપાલિટી તેના મહેસૂલનો મોટો ભાગ મિલકત પરના કરવેરામાંથી મેળવે છે. માત્ર મુંબઈ મ્યુનિસિપાલિટી જ તેનું મહેસૂલ આ મિલકત વેરામાંથી મેળવે છે એટલું જ નહિ પરંતુ એ જ પ્રમાણે તમામ શહેરની મ્યુનિસિપાલિટીઓને મિલકત પર વેરો લેવાની છૂટ છે. મહોદય, કરવેરાનું આ ક્ષેત્ર જે મ્યુનિસિપલ સંસ્થાઓ માટે અનામત રાખ્યું છે તેમાં સરકાર દ્વારા કરાતી સ્પર્ધા, મને ખાતરી છે કે સ્થાનિક સ્વરાજયના વિકાસ માટે ભારે ખતરારૂપ સાબિત થશે. આ મુદ્દા પર હું વધુ કંઈ નહિ કહું પરંતુ હું આ દરખાસ્તનાં અમુક બીજાં પાસાંનો ઉલ્લેખ કરીશ અને પ્રથમ પાસું આ છે : મુંબઈ શહેરના ભાડવાતો ચળવળ ચલાવી રહ્યા છે કે મુંબઈ શહેરમાં ભાડાં અસાધારણ છે અને એ ઘટાડવાં જોઈએ. હવે, મહોદય, જો સરકાર, એ કરવેરાનું આ પગલું ભરીને જે કંઈ કરવાની છે તે પ્રમાણે, મિલકતની કિંમતના ૧૦ ટકા લઈ લેવાની હોય, તો તેણે એ જ કેડી પર ચાલતાં બીજું પગલું ભરીને મકાન માલિકોને એમ ન કહેવું જોઈએ કે તેણે હાલના ભાડાના ઊંચા દર સામે ચળવળ ચલાવી રહ્યા હોય તેવા ભાડવાતોનું ભાડું પણ ઘટાડવું જોઈએ, તેથી, સરકાર જે કંઈ કરી રહી છે તે બીજું કંઈ નહિ પરંતુ મુંબઈ શહેરના અને તે જ પ્રમાણે અમદાવાદના તથા પૂનાના ભાડવાતોને કાયદેસર રીતે જે મળવાપાત્ર હોય તો તે તેમની પાસેથી આંચકી લઈને તેમને છેહ દેવા જેવું છે : અને મને લાગે છે કે આ પગલાં સામે ઉઠાવી શકાય તેવા સૌથી વધુ ગંભીર વાંધાઓમાંનો આ એક ચોક્કસ પ્રકારનો વાંધો છે.

બીજું, સરકારની દરખાસ્ત હેઠળ કરવેરાની વિષય-વસ્તુ બનવાની છે તેવી આ મિલકતને હમણાં કરવેરાને આધીન છે તેવી મિલકત કહી શકાય નહિ, સાથોસાથ તેને, જેના પર હળવો વેરો નાખવામાં આવ્યો છે અને તેથી તે હજી વધુ કરવેરો વેઠી શકે એમ છે એવી મિલકત પણ કહી શકાય નહિ. ચાલો આપણે ખુદ મુંબઈ શહેરનો જ કેસ લઈએ.

**માનનીય અધ્યક્ષ :** મને લાગે છે કે કંઈક ગેરસમજ થાય છે : પૂનાને આ કરવેરાની દરખાસ્તમાં સમાવિષ્ટ કરવામાં આવ્યું નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું દિલગીરી વ્યક્ત કરું છું – માત્ર મુંબઈ અને અમદાવાદ જ. હવે, મુંબઈમાં જે સ્થિતિ છે તે સંબધમાં જે માલૂમ પડે છે તે આમ છે. મુંબઈ મ્યુનિસિપાલિટી, તેના પોતાના ઉપયોગ માટે, મિલકતની દરખાસ્ત ના કિંમત પર એકંદરે ૧૮.૧/૨ ટકા ઉઘરાવે છે. તે ઉપરાંત, મકાનના માલિકે, જો મિલકત પટે ધારણ કરેલી મિલકત હોય, તો ભોંયતળિયાના ભાડા તરીકે ઓળખાતી રકમ ચૂકવવી પડે છે. તે ઉપરાંત , તેણે, તેની મિલકતની કુલ ભાડાકિંમતમાંથી તેને મળતી આવક પર ભારત સરકારને આવકવેરો ચૂકવવો પડે છે. આ બધું એક સાથે ગણતાં, મને લાગે છે કે આ તમામ બોજ ચોક્કસ આશરે ૨૨થી ૨૩ ટકા જેટલો થશે (માનનીય સભ્ય : ૫૦ ટકા). ભલે, મારા માનનીય મિત્ર કહે છે તેમ એ ૫૦ ટકા જેટલો થશે; એ અંગે તેઓ કદાચ પાછળથી ખુલાસો કરશે. હું જે કહેવા માગું છું તે આ છે કે એવું ન કહી શકાય કે આ મિલકત, હળવી રીતે કરવેરો નંખાયેલી મિલકત છે; એ એવી મિલકત છે જેના પર ભારે પ્રમાણમાં કરવેરો નંખાઈ જ ચૂક્યો છે અને તેથી, તેના પર ભાવિમાં ૧૦ ટકાનો બોજ લાદવાનું પગલું અત્યંત અન્યાયી ગણાશે.

માનનીય નાણામંત્રીને બીજી એક બાબત હું બતાવવા માગું છું તે આ છે. તેઓ આ વેરાને જાણે. એ વેરો એક વેરો નહિ પણ એક દર હોય એ રીતે ગણતા હોવાનું જણાય છે. તો પછી મારે એમની સાથે એ મુદ્દા પર બાખડવાનું થાય છે. તેઓ જે વસૂલ કરી રહ્યા છે તે દર નથી પરંતુ તે વેરો છે. દર અને વેરા વચ્ચેનો તફાવત આ રહ્યો. દર એ એક એવી બાબત છે જેના માટે તમને ચોક્કસ સેવા મળે છે. આપણે મ્યુનિસિપાલિટીને દરો ચૂકવીએ છીએ, કારણ કે આપણે મ્યુનિસિપાલિટીને જે ચૂકવીએ છીએ તેના બદલામાં આપણને પ્રત્યક્ષ સેવા મળે છે-આપણને પાણી મળે છે, આપણને સફાઈ-સેવા મળે છે, આપણને દીવાબત્તી મળે છે, આપણને બીજી વિવિધ સેવાઓ મળે છે. ખરેખર તો એ, અપાતી સેવાઓ માટેનું ખર્ચ છે, પરંતુ માનનીય મંત્રી જે કરી રહ્યા છે એ કેસમાં તો સેવાઓ જેવું કશું નથી. તેથી એ વેરો છે અને હું તો કહીશ કે જો કે મંત્રીશ્રી એને મિલકત પરનો વેરો કહેવાનું પસંદ કરે છે તેમ છતાં એ આવક પરનો વેરો છે, કારણ કે મારે એમને કહેવું જ પડશે કે કોઈ પણ જગ્યાએ

વસ્તુઓ કશું ચૂકવતી નથી હોતી. તો આ સમગ્ર અંતિમ પૃથક્કરણથી જોઈએ તો જે ચૂકવે છે તે તો માનવી છે ; વસ્તુઓ ચૂકવતી નથી. જો માનવીઓ ચૂકવતાં હોય, તો તેઓ પોતાની આવકમાંથી ચૂકવતાં હોય છે. તેથી એ આવકવેરો છે. હવે, માનનીય મંત્રીને પૂછીશ કે નીતિ-ન્યાયના જે સિદ્ધાંતોને હંમેશાં આવકવેરાની સામાન્ય યોજનાના એક ભાગ તરીકે માન્ય લેખવામાં આવે છે તેમને આ વેરાનો ભાગ માટે બનાવવામાં આવતા નથી ? બે બાબતોનો ઉલ્લેખ કરી શકાય. જણાવવી જરૂરી હોય તેવી એક બાબત એ છે કે આવકવેરાની પ્રત્યેક યોજનાની અંદર જ મુક્તિનો આધાર પડેલો હોય છે. અમુક ન્યૂનતમ કક્ષાની નીચે તમે વેરો નાખી શકો નહિ. હાલના સમયમાં છે તે આવક વેરામાં ન્યૂનતમ રકમ, મને લાગે છે કે, આશરે રૂ. ૨,૦૦૦ છે. જો આ આવકવેરો હોય, અને હું આગ્રહ રાખીને કહું છું કે એ આવકવેરો છે અને બીજું કંઈ નથી, તો એવું કેમ છે કે એમાં કશી મુક્તિ નથી ? તમામ મકાનમાલિકોને એક સાથે ભેગા બાંધવાનો કશા ઉપયોગ નથી. હું હિન્દુ કૉલોનીમાં રહું છું; ત્યાં એવા ઘણા લોકો છે જેમણે સરકાર તરફથી પોતાની ગ્રૅચ્યુઈટી મેળવી છે, ત્યાં એવા ઘણા લોકો છે જેમને પ્રોવિડન્ડ ફંડની અમુક એકત્રિત રકમ મળી છે. આ લોકોએ નાનાં ઘરો બાંધ્યાં છે. ઘરનાં એક ભાગમાં તેઓ રહે છે અને ઘરના બાકીના ભાગમાં તેમના ભાડવાતો રહે છે. આ લોકો ભોંયતળિયાનું ભાડું ચૂકવે છે; તેઓ મ્યુનિસિપલ વેરો ચૂકવે છે. શું તેમના માટે કોઈ જ વિચારણા નથી ? તે પછી, એવા કેટલાય લોકો છે જેમણે લાખો રૂપિયા મકાનમાં રોકયા છે અને જેઓ બીજું કશું જ કરતા નથી પરંતુ આ મિલકતોમાંથી મળતી આવક પર જીવે છે. એક પ્રકારનો મકાનમાલિક અને બીજા પ્રકારનો મકાનમાલિક એ બંને વચ્ચે ભેદ છે અને ભેદ કરવો જ જોઈએ. એવો ભેદ અહીં શા માટે કરવામાં આવ્યો નથી ?

ચાલો, બીજી વિચારણા કરીએ. આવી સંખ્યાબંધ મિલકતો-મને ખબર નથી કેટલી પરંતુ તેમાંની મોટી સંખ્યાની મિલકતો-ચોક્કસ એવી મિલકતો છે જે સખાવતી સંસ્થાઓની માલિકીની છે. દાખલા તરીકે મુંબઈ શહેર. અહીં, આપણે સોશ્યલ સર્વિસ લીગ, સર્વન્ટસ ઑફ ઈન્ડિયા સોસાયટી જેવી અને બીજી ઘણી એવી સંસ્થાઓ છે જેઓનો ઉલ્લેખ કરી શકાય અને તે બધી સંસ્થાઓ પોતાને મળતી આવકનો ઉપયોગ ગરીબ વિધવાઓને, જેમને શિક્ષણ નથી મળી શક્તું તેવાં અનાથ બાળકોને મદદ કરવાની અને તેઓને તબીબી સહાય આપવા માટે કરતી હોય છે. હું એ સમજી

શક્તો નથી કે જેણે તમામ સામાજિક સેવાઓને લગતી પોતાની જવાબદારી ફગાવી દીધી છે. આ વિશે હું પાછળથી કહીશ- અને આવી સેવાઓ માટેની જોગવાઈ સખાવતમાંથી કરવા માટેનો ભાર જનતાના માથે નાખી દીધો છે તેવી આ સરકારે સખાવતી સંસ્થાઓ માટે કોઈ પણ મુક્તિ શા માટે બનાવવી ન જોઈએ ? આવકવેરા અધિનિયમની કલમ-૪માં પણ જણાવવામાં આવ્યું છે સખાવતોમાંથી મળતી આવકને કરવેરાને અધીન બનાવવી નહિ. મને એ નથી સમજાતું કે આમાંથી કોઈ પણ વિચારણાએ માનનીય નાણામંત્રીના મનમાં કેમ કબજો જમાવ્યો નથી. મને ખાતરી છે કે જ્યારે આપણે ખુદ વિધેયક પર વિચારણા કરીશું ત્યારે તેઓ કંઈક કહેશે.

વેચાણ વેરાની વાત કરીએ તો અંગત રીતે મને એ વેરો નથી ગમતો. હું જાણું છું કે એવા લોકો છે જેઓ માને છે કે એ સારો વેરો છે અને તે લેવો જોઈએ. પરંતુ એ વિશેનો મારો અભિપ્રાય જુદો છે. મારે મતે, ૧૮૯૪ના વર્ષથી આપણે ભારતમાં ભારતીય મિલો પર નાખતાં આવ્યા છીએ તેની અને જે સુતરાઉ કાપડની બનાવટો પરની આબકારી જકાત તરીકે ઓળખાતી હતી તેની તેમાંથી ગંધ આવે છે. તે તેના સિવાય બીજું કશુંય હોઈ શકે નહિ. જો તે ઉત્પાદક દ્વારા અથવા વિક્રેતા દ્વારા માથેથી ખસેડી દેવામાં આવે તો ચોકકસ એ ગ્રાહકને જ અસર પહોંચાડે; તે ચોકકસ તેના જીવનધોરણને અસર પહોંચાડે. જો તેને માથેથી ખસેડી મૂકવામાં ન આવે, જો તે ખુદ ઉત્પાદક દ્વારા જ ઉપાડી લેવામાં આવે, તો તેની અસર જેના પર તેને નાંખવામાં આવ્યો છે તે ઉદ્યોગ પર પડે. બેમાંથી કોઈ પણ કેસમાં એ કંઈ બહુ સંતોષકારક કરવેરાનો ભાગ નથી.

હવે, મહોદય, હું પણ એવા લોકોમાંનો એક છું જેનું હંમેશાં એવું મંતવ્ય રહ્યું છે કે જીવનની સારી વસ્તુઓ મન્નતની માફક સ્વર્ગમાંથી ઊતરી પડતી નથી, એવું ક્યાંય ક્યારેય બન્યું નથી. હકીકતમાં તો, જો તમારે જીવનની સારી વસ્તુઓ જોઈતી હોય, તો તમારે એની કિંમત ચૂકવવી પડતી હોય છે. જ્યાં સુધી તમે એની કિંમત ન ચૂકવો ત્યાં સુધી તમને એ વસ્તુઓ મળે નહિ. તેથી હું પણ એવા લોકોમાંનો જ એક છું. જે કરવેરા સામે અંતઃકરણપૂર્વકનો વાંધો ઉઠાવી શકે નહિ, કારણ કે હું પણ ચોકકસ એવા લોકોમાંનો એક છું જેઓ જીવનની સારી વસ્તુઓ મેળવવામાં માને છે અને તેમની કિંમત ચૂકવવામાં પણ માને છે. તેથી, આપણે વિચારવાનો પ્રશ્ન એ છે આ

બધા કરવેરા શાના માટે ? એનો હેતુ શો છે ? સરકાર આ કરવેરા વસૂલ કરીને કંઈ સારી વસ્તુઓ આપવાનું વિચારે છે ? અત્રે એ યાદ રાખવું જરૂરી છે કે કરવેરાની આ યોજના દ્વારા નાણાંમંત્રી કુલ મહેસૂલ વધારવાનું વિચારે છે એ રૂ. ૧૬૯ લાખ છે.

હવે, મહોદય, બજેટની વાત કરીએ તો સૌ પ્રથમ એ પૂછવું જોઈએ કે આ બજેટમાં સમાવિષ્ટ કરાયેલ ખર્ચની નવી બાબતો કઈ છે ? હવે, જેમાં કેવળ વહીવટી વિભાગોનો જ ઉલ્લેખ કરાયો છે અને જેના પરિણામે લોકોના સામાજિક કલ્યાણને પ્રત્યક્ષ લાભ થતો નથી એવી ખર્ચની અમુક બાબતો મેં બજેટમાંથી બાકાત રાખી છે. મારા મતે, જેની અસર લોકોના જાહેર કલ્યાણ પર થતી હોય તેવી બાબતો તરીકે ઓળખાતી ખર્ચની નવી બાબતોને બજેટમાંથી મેં ચૂંટી કાઢી છે. મેં જોયું છે કે બજેટમાં સિંચાઈ માટેની જોગવાઈ રૂ. ૭.૫૦ લાખ છે. શિક્ષણ માટે તેમાં જોગવાઈ રૂ. ૧૬.૫૦ લાખ કરવામાં આવી છે. આ રૂ. ૧૬.૫૦ લાખમાંથી રૂ. ૫ લાખની જોગવાઈ પ્રાથમિક શિક્ષણના વિસ્તરણ માટે કરવામાં આવી છે, રૂ. ૫ લાખની જોગવાઈ મકાનો માટે કરવામાં આવી છે અને રૂ. ૧.૮૧ લાખની જોગવાઈ બુનિયાદી હસ્તકલા શરૂ કરવા માટે કરવામાં આવી છે. એ પછી જાહેર આરોગ્ય હેઠળ, ગ્રામ પાણી પુરવઠા માટેના રૂ. ૫ લાખની બાબત બાદ કરતાં કશું નોંધનીય નથી, ખેતી માટે કંઈ નથી, સહકાર માટે રૂ. ૭ લાખ છે. ગ્રામ વિકાસ માટે અમુક પ્રકારનો પ્રચાર કરતાં કરતાં આખાય ઈલાકામાં રખડતાં હોય એવા ૭,૦૦૦ યાયાવર માણસોનો રોજગાર- અલબત્ત કંઈ બહુ ન કહેવાય. જેનાથી માનનીય મંત્રીને લાગે છે કે લોકોને એ મદદરૂપ થઈ પડશે.

બીજું, ઋણ-ફેડણી માટે રૂ. ૨ લાખની જોગવાઈ છે. હું દર્શાવવા માગું છું તે એક બાબત એ છે કે, પ્રાંતની જરૂરિયાતો લક્ષમાં લેતાં બજેટમાં જેની જોગવાઈ કરા' છે તે ખર્ચ અપૂરતું છે કે કેમ તે પ્રશ્ન બાજુએ મૂકીએ તો પણ, આ ગૃહે ''ાલમાં રાખવાની એક બાબત એ છે કે નવા ખર્ચ માટે નવા કરવેરા તદ્દન જરૂા નથી. માનનીય નાણાંમંત્રીએ તેમના બજેટ પ્રવચનમાં પોતે જ કહ્યું છે તેમ રૂ. ૧૬૯ લાખના કુલ કરવેરામાંથી માત્ર રૂ. ૪૪ લાખ જ, બે યોજનાઓ એટલે કે એક ગ્રામ શિક્ષણના વિકાસ માટે અને એક આર્થિક ગ્રામ વિકાસ માટે જરૂરી હોવાની ધારણા છે. બાકીની રકમ, લગભગ ૧૨૫ લાખ, મંત્રીમંડળની વિચારણામાં છે તેવા નવા ખર્ચ માટે જોઈતી

નથી. રૂ. ૧૨૫ લાખની રકમ મંત્રીમંડળને બીજા કશા હેતુ માટે નહિ પરંતુ તેઓ જેને પોતાની નશાબંધીની નીતિ કહે છે તેમાંથી ઊભી થતી ખાધને દૂર કરવા જોઈએ છે, અને તેથી, વિચારણા માટે ઉપસ્થિત થતો પ્રશ્ન સાવ સાદો પ્રશ્ન છે. આ મુદ્દો તદ્દન સંકુચિત બનાવી દેવાયો છે અને એ મુદ્દો આમ છે : દારૂ પીવો એ પ્રશ્ન છે ? અને જો દારૂ પીવો એ પ્રશ્ન હોય તો એ તાકીદનો પ્રશ્ન છે ? જયાં સુધી આ ગૃહ આ બંને પ્રશ્નોનો હકારાત્મક જવાબ આપવા તૈયાર નહીં થાય ત્યાં સુધી, નાણામંત્રીએ દરખાસ્ત કરેલાં કરવેરા અંગે મતદાન કરવાનું કશું વાજબીપણું નહિ રહે. મહોદય, આપણે આ સ્થિતિનું પૃથક્કરણ કરવામાં ભૂલ નથી કરવી. દારૂ પીવાની લત એ એક અનિષ્ટ છે અને તેનાથી બહુ ખરાબ પરિણામો સર્જાય છે એ અંગે તો પ્રશ્ન જ નથી. પરંતુ દારૂ પીવો એ અનિષ્ટ છે એનો સ્વીકાર કરવો એનો એવો અર્થ નથી કે દારૂ પીવો એ પ્રશ્ન છે એનો સ્વીકાર કરવો, એમાંય એ એક તાકીદનો પ્રશ્ન છે એનો સ્વીકાર કરવો એ વાત તો વળી પાછી જુદી જ છે.

હવે મહોદય, આ પરિસ્થિતિને તુલનાત્મક દૃષ્ટિએ જોઈએ. મુંબઈ ઈલાકામાં શું સ્થિતિ છે ? આ ક્ષણે, બાકીના ભારત માટે આપણે ચિંતા કરવાની તદ્દન જરૂર નથી, કારણ કે આપણે મુંબઈ મંત્રીમંડળના બજેટની ચર્ચા કરી રહ્યાં છીએ. દારૂ પીવાના પ્રશ્નને લાગેવળગે છે ત્યાં સુધી મુંબઈ ઈલાકામાં સ્થિતિ શું છે અને બીજા દેશોમાં સ્થિતિ શું છે ? સૌ પ્રથમ તો, હું જુદા જુદા દેશોમાં પ્રાપ્ત કરતાં કુલ આબકારી મહેસૂલ સંબંધી થોડાક આંકડા આપીશ. કારણ કે આબકારીમાંથી મળતા દેશના મહેસૂલ પરથી દેશને સામનો કરવો પડતો હોય એવા પ્રશ્નની ગંભીરતાનો કંઈક નિર્દેશ મળી રહે છે. હવે, મેં આ આંકડા, લીગ ઓફ નેશન્સ દ્વારા પ્રસિધ્ધ કરાયેલી બ્લ્યુ બુકમાંથી લીધા છે અને આ આંકડા વર્ષ ૧૯૩૧નાં સંદર્ભમાં છે. ગ્રેટ બ્રિટનની શરૂઆત કરીએ તો વસ્તી ૪,૪૯,૩૭,૪૪૪ છે અને આબકારી મહેસૂલ ૧,૫૦,૪૮,૯૫,૦૦૦ છે. ઓસ્ટ્રીઆ – જે હવે નથી પરંતુ જે ૧૯૩૭ સુધી હતું. - તેમાં વસ્તી ૬૭,૬૦,૨૩૩ છે અને આબકારીમાંથી મળતું કુલ મહેસૂલ ૧૫.૯૬ લાખની આસપાસ જેટલું હતું. કેનેડામાં વસ્તી ૧ કરોડ, જયારે મેળવાતું આબકારી મહેસૂલ ૫૭, ૧૯ લાખ. આઈરિશ ફ્રી સ્ટેટની કુલ વસ્તી ૨૯,૬૫,૮૫૪ છે જયારે આબકારીમાંથી મળતું કુલ મહેસૂલ ૬૬૫ લાખ છે. એ પછી ડેન્માર્ક લઈએ, તેની કુલ વસ્તી ૩૭ લાખ છે. જ્યારે મેળવાતું આબકારી મહેસૂલ ૫,૩૪,૮૦,૦૦૦ છે. ફ્રાન્સની કુલ વસ્તી લગભગ ૪૧૯

લાખની આસપાસ જેટલી છે. જયારે આબકારીમાંથી મળતું કુલ મહેસૂલ ૨૦,૭૦,૭૯,૬૫૦ છે. હવે નોર્વેના આંકડા લઈએ. નોર્વેની કુલ વસ્તી ૨૮,૧૪,૧૯૪ છે અને તેનું આબકારીમાંથી મળતું મહેસૂલ એ એક એવો દેશ છે જયાં સ્થાનિક અપવાદ ૧,૬૬,૭૨,૬૦૦ છે.

હવે, મહોદય, આના આધારે આપણા ઈલાકાના આંકડાની તુલના કરીએ. મુંબઈ ઈલાકાની વસ્તી ૧૮૦ લાખની છે. આબકારીમાંથી મળતું કુલ મહેસૂલ ૩૨૫ લાખ છે. કોઈ પણ વ્યક્તિ એમ કહી શકે કે મુંબઈ ઈલાકામાં દારૂની વપરાશના કારણે એવો પ્રશ્ન ઊભો થવાનું કહી શકાય કે જેને પહોંચી વળવા માટે રાજ્યે તેને તાત્કાલિક હાથ ધરવો જોઈએ ? જે માણસે "હા" કહ્યું અને હકારાત્મક જવાબ આપ્યો તે જરૂર એવો માણસ હશે જેણે પોતાનાં સમગ્ર સાનભાન ગુમાવી દીધાં હશે

(હસાહસ)

ચાલો, બીજી કસોટી કરીએ. દારૂની વપરાશની વાત કરીએ અને હું ખુદ મુંબઈ સરકારે આપેલા અહેવાલમાંથી આ આંકડા આપું. લોકો પીએ છે તે દારૂનો કુલ જથ્થો કેટલો ? હવે, મુંબઈ સરકારે બહાર પાડેલ બ્લ્યુ બુક અથવા વહીવટી અહેવાલમાં જણાવાયું છે કે સમગ્ર ઈલાકા માટેની સરેરાશ વપરાશ માથાદીઠ ૩ ડ્રામ જેટલી થવા જાય છે. મને કહેવામાં આવ્યું છે કે એ એક ઔંસ કરતાં ઓછું પ્રમાણ છે, ખરેખર તો એક ઔંસનું ૧/૪ છે, અને સામી પાટલી પર બેઠેલા મારા મિત્રો આને પ્રશ્ન કહે છે. ગ્રામ વિસ્તારમાં વપરાશ ૧.૮ ડ્રામ છે. અને નગરોને એકી સાથે લઈએ તો ૮. ૨ ડ્રામ છે – ઔંસ પણ નહિ. ફરી પાછું, મુંબઈ ઈલાકાનું મહેસૂલ ધોરણ લઈએ અને હું હવે અહીં વપરાશની સૌથી મોટી બાબત એટલે કે દેશી દારૂની વાત કરું છું જે અલબત્ત આપણી આબકારીનો સૌથી મોટો આંકડો છે. આ ઈલાકાને દેશી દારૂમાંથી કેટલું મહેસૂલ મળે છે ? અહેવાલ જણાવે છે કે દેશી દારૂમાંથી મળતી કુલ રકમ રૂ. ૧,૫૪,૪૩,૭૫૦ છે. આ કુલ રકમ આખા ઈલાકાની છે. ચાલો હવે આ રકમને શહેર વિસ્તારો અને ગ્રામ વિસ્તારો વચ્ચે વહેંચી નાખીએ. વહીવટી અહેવાલ પ્રમાણે, મુંબઈ ઈલાકામાં ૩૩ નગરો છે. આ ૩૩ નગરોની એક સાથે લઈએ તો કુલ વસ્તી આશરે ૨૯,૦૦,૦૦૦ લોકોની છે આ ૩૩ નગરોમાંથી દેશી દારૂમાંથી મળતું મહેસૂલ કેટલું ? આ ૩૩ નગરોમાંથી મળે છે તે મહેસૂલ પૂરેપૂરું એક કરોડ રૂપિયા.

છે. એનો અર્થ એ થયો કે વસ્તીના બાકીના લોકો જેઓ નગરોમાં નથી વસતા પરંતુ ગામડામાં રહે છે અને મારી ગણતરી પ્રમાણે એમની સંખ્યા ૫૨,૦૦,૦૦૦ છે. તેઓ ૫૪ લાખ રૂપિયાથી વધુ નહિ તેટલી કિંમતનો દેશી દારૂ પીએ છે. એની માથાદીઠ ગણતરી કરીએ તો એનો અર્થ એ થાય કે પ્રત્યેક વ્યક્તિ વર્ષમાં ૫ આના (૩૧.ન.પૈ.)ની કિંમત કરતાં વધુ દારૂ પીતો નથી. હું નગરોમાંના કુલ આંકડાનું હજી વધુ પૃથક્કરણ કરું. નગરોમાં મેં કહ્યું તેમ, ૨૯,૦૦,૦૦૦ લોકો એક કરોડ રૂપિયાની કિંમતનો દારૂ પીએ છે. શું એ સાચું છે ? આપણે સૌ જાણીએ છીએ કે આ દેશમાં સ્ત્રી દારૂ નથી પીતી, ને સૌથી રીઢો દારૂડિયો પણ તેની પત્ની એકાદ ડ્રામ જેટલી પણ ચૂસકી ભરે એ સહન નહીં કરે. બાળકો પણ દારૂ નથી પીતાં. તેથી, સ્ત્રીઓ અને બાળકોને બાદ કરીએ, તો મને લાગે છે કે નગરોની આશરે ૭૫ ટકા વસ્તીને દારૂ નહિ પીતી વસ્તી તરીકે બાદ કરવામાં આપણે વાજબી ઠરીશું. જો તમે એ બાદ કરો, તો એનો અર્થ એમ થાય કે ૧૦,૦૦,૦૦૦ લોકો એવા લોકો છે જેઓને દારૂ પીવાના અનિષ્ટની અસર પહોંચે છે. મહોદય, મારી સમક્ષ પડેલા આ આંકડા જોઈ હું એમ કહેવાનો દાવો કરું છું કે કોઈ પણ સ્વસ્થ મનની વ્યક્તિ સમક્ષ આ આંકડા પડ્યા હોય તો એ એમ નહિ કહી શકે કે દારૂ પીવાનો પ્રશ્ન આ દેશમાંનો એવો પ્રશ્ન છે કે જેને તરત હલ કરવો જોઈએ.

હવે, મહોદય, હું જાણું છું કે એવા લોકો છે જેઓ અમેરિકાને પોતાનો આદર્શ માને છે, અને જેઓ માને છે કે અમેરિકાએ ૧૯૧૯માં પોતાના સંવિધાનમાં સુધારો કરીને નશાબંધીની નીતિને સફળ બનાવી છે એ કારણે આ દેશે પણ એના માર્ગદર્શન હેઠળ ચાલવું જોઈએ. પરંતુ મહોદય, આપણે આંખો મીંચીને આડેધડ અથડાઈએ એ પહેલાં, હું તો કહીશ કે, અમેરિકામાં સ્થિતિ કેવી હતી તે વિચારવું આપણે માટે જરૂરી છે. અમેરિકાએ ૧૯૧૯માં પોતાના સંવિધાનમાં સુધારો કર્યો તે પહેલાં આ પ્રશ્નનું કેવું અસ્તિત્વ હતું અને આ પ્રશ્નનું અસ્તિત્વ કયા પરિણામ પર હતું એના થોડાક આંકડા મારી પાસે છે. અમેરિકામાં દારૂની કુલ વપરાશ કેટલી હતી ? ફેલ્ડમેને લખેલાં પુસ્તક "નશાબંધી" મુજબ, સ્થિતિ આવી હતી. ૧૯૧૦ અને ૧૯૧૪ના વર્ષ વચ્ચે ગાળેલા દારૂ, વાઈન અને બિયરની કુલ માથાદીઠ વપરાશ વ્યક્તિ દીઠ ૨૨.૪૩ ગેલન હતી. ૧૯૦૫ અને ૧૯૧૦નાં વર્ષો વચ્ચે એ વપરાશ ૨૧ હતી. ૧૯૦૦ અને ૧૯૦૪નાં વર્ષો વચ્ચે એ ૧૮.૮૭ હતી. એ જોઈ શકાશે કે માથાદીઠ વપરાશ ઝડપથી

વધતી જતી હતી. ૧૯૦૦ અને ૧૯૦૧ વચ્ચે એ ૧૮ હતી, ૧૯૦૫ અને ૧૯૦૯ વચ્ચે એ ૧૯.૪૬ હતી અને ૧૯૧૦ અને ૧૯૧૪ વચ્ચે એ ૨૨.૪૩ હતી. ખરેખર, આપણી સ્થિતિને અમેરિકામાંની સ્થિતિ સાથે કોઈ પણ રીતે તુલનાત્મક કહી શકાય નહિ.

ચાલો, બીજો નિર્દેશ લઈએ. શું આપણે એમ કહી શકીએ ખરા કે આ દેશમાં દારૂની લત કહી શકાય એવી કોઈ બાબત છે ? શું આપણે એમ કહી શકીએ ખરા કે અહીં લોકો જે મરી ગયા તે માત્ર દારૂ પીવાની લતના કારણે જ મરી ગયા ? અથવા તો જેઓ મરી ગયા તેઓ દારૂ પુષ્કળ પ્રમાણમાં પીતા હોવાના કારણે કાળજાની તકલીફને કારણે મરી ગયા ? આ પ્રાંતના જાહેર આરોગ્ય અહેવાલમાં પ્રસિધ્ધ થયેલા આંકડા હું જોઈ ગયો છું અને ભારત સરકાર દ્વારા નિયુક્ત આરોગ્ય કમિશનરે પ્રસિધ્ધ કરેલા આંકડા પણ હું તપાસી ગયો છું, અને હું કહેવા માગું છું કે એમાંથી એકે પણ આવી કોઈ બાબત ધ્યાનમાં લેવાનું પણ જરૂરી ગણ્યું નથી. તેઓ દારૂ પીવાની લતને કારણે અથવા કાળજાની તકલીફને કારણે થતાં મૃત્યુને લક્ષમાં લેતા નથી એનું કારણ એ છે કે આવી કોઈ બાબત ભારતમાં બનતી જ નથી. બીજી બાજુ, અમેરિકામાં જુઓ શું બન્યું છે. અમેરિકામાં ૧૯૧૭માં ૧,૦૦૦ લોકોમાંથી ૫ જણ કેવળ દારૂ પીવાની લતના કારણે જ મૃત્યુ પામ્યા, ૧૯૧૬માં ૫.૮, ૧૯૧૫માં ૫.૨, ૧૯૧૪માં ૪.૯. ૧૯૧૩માં ૫.૧૦. હજી બીજો નિર્દેશ લઈએ, એટલે કે લિવર સિરોસિયુસ્ના કારણે થતાં મૃત્યુ. ૧૯૧૭માં ૧,૦૦૦ લોકોમાંથી ૧૧ વ્યક્તિઓ, ૧૯૧૬માં ૧૨, ૧૯૧૫માં ૧૨.૬, ૧૯૧૪માં ૧૩, ૧૯૧૩માં ૧૩.૪. આવી ઘટના, હું કહું છું, દેશના આપણા ભાગમાં બિલકુલ બનતી નથી. તેથી, મારી દલીલ એ છે કે મંત્રીમંડળ એમ કહે કે આ એક એવો પ્રશ્ન છે કે જેનો ઉકેલ કરવો જોઈએ ત્યારે એના પક્ષે [illegible] જોઈતું છે. મારી દલીલ એ છે કે આ પ્રશ્ન ખરેખર વાસ્તવિક દૃષ્ટિએ દેશના આપણા ભાગમાંનો પ્રશ્ન હોઈ શકે નહિ, ને તે માટે બે ઘણાં સારાં કારણો જવાબદાર છે. એક સારું કારણ એ છે કે ભારતમાં તમામ ધર્મો લોકોને મનાઈ ફરમાવવામાં એકમત છે કે દારૂ પીવો એ પાપ છે. ધર્મના કારણે ઘણી તોફાની બાબતો બની હશે. પરંતુ ચોક્કસ એ વાતમાં તો શંકા નથી કે હિંદુ અને મુસ્લિમ એ બન્ને ભારતીય ધર્મોએ અને જરથુસ્ત ધર્મે એક સારી બાબત એ કહી છે કે તેમણે આવી મનાઈ ફરમાવી છે. જેનું આપણે પ્રજાના મોટા ભાગના લોકોએ કડક રીતે પાલન કર્યું છે.

આપણે દેશને બીજા દેશોથી અલગ પાડતું અને દારૂ પીવાની વાતને સંબંધ છે તેટલા પૂરતું જે પ્રશ્ન નથી સર્જતું એવું બીજું વિભાજક લક્ષણે એ છે કે દારૂની હેરફેર સરકારના હાથમાં છે. અમેરિકાની બાબતમાં છે તે પ્રમાણે અથવા બીજા યુરોપીય દેશોની બાબતમાં છે તે પ્રમાણે દારૂની હેરફેર કરવાનું કામ ખાનગી નફાખોરોના હાથમાં નથી. સરકાર એક જવાબદાર સંસ્થા છે, લોકોના અભિપ્રાયને અધીન છે, તે આ ગૃહના અભિપ્રાયને અધીન છે અને તેથી તે ખાનગી નફાખોરી કરી શકે એવી કોઈ ગરબડ કરી શકે નહીં. મેં કહ્યું તે પ્રમાણે, આ પ્રશ્નને પ્રત્યેક દ્રષ્ટિબિંદુથી જોતાં એ એવો પ્રશ્ન છે જેને હલ કરવો જરૂરી છે એ વાત સ્વીકારવાનો હું ઇનકાર કરું છું.

હવે, મહોદય, બીજો પ્રશ્ન જે હું પૂછવા માગું છું તે આ છે. શું આ એવો તાકીદનો પ્રશ્ન છે કે જેને આપણે તમામ બાબતોને બાજુ પર મૂકી દઈને સૌ પ્રથમ હલ કરવો જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે એ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે આ પ્રાંતના લોકોની જુદી જુદી જરૂરિયાતો કઈ છે. શું બીજી જરૂરિયાતો પૂરેપૂરી સંતોષાઈ છે ? શું તેઓને સહિષ્ણુતાની હદ સુધી સંતોષ થયો છે કે જેથી કરીને તેઓ સહિષ્ણુતાની હદ સુધી સંતુષ્ટ થયા હોવાના કારણે આપણે તેઓને આ ક્ષણે બાજુએ હડસેલી મૂકીએ અને માત્ર આ એક જ પ્રશ્નને હલ કરીએ ? ચાલો હું થોડાંક દ્રષ્ટાંતો આપું.

સૌ પ્રથમ શિક્ષણનો પ્રશ્ન લઈએ. પ્રૌઢ શિક્ષણની બાબતમાં, પ્રાંતમાંની સ્થિતિ આવી છે. પુરુષો પૂરતું પુરુષ વસ્તીના કેવળ ૧૪.૩ ટકા જ અક્ષરજ્ઞાન ધરાવે છે. સ્ત્રી વસ્તી પૂરતું માત્ર ૨.૪. ટકા સ્ત્રી વસ્તી અક્ષરજ્ઞાન ધરાવે છે. એનો અર્થ એ થયો કે લગભગ ૮૬ ટકા પુરુષ વસ્તીનો અને ૯૮ ટકા સ્ત્રી વસ્તીને હજી શિક્ષણના શ્રીગણેશ શીખવાડવાની જરૂરત છે. જેથી કરીને બીજા વર્ગોના દાવપેચોનો ભોગ બન્યા વિના તેઓ પોતાના જીવનની પ્રવૃત્તિઓનું સંચાલન કરી શકે. આ બાબત અંગે અહેવાલ તૈયાર કરવા સરકાર દ્વારા નિયુક્ત એક સમિતિ હતી. તે સમિતિએ એક અહેવાલ તૈયાર કર્યો છે. પરંતુ, તે સમિતિએ કરેલી દરખાસ્તોનો અમલ કરવા માટે હાલના બજેટમાં કશી જોગવાઈ કરી હોવાનું મને જણાતું નથી. બાળકોનું શિક્ષણ લો. આ પ્રાતમાં શી સ્થિતિ છે ? આ પ્રાંતમાં, જેનો તદ્દન ઇનકાર કરી ન શકાય એવી એક બાબત એ છે કે આ સરકારે કૉલેજ શિક્ષણ અંગેની પોતાની જવાબદારી માથેથી ઉતારી મૂકી છે. મને લાગે છે કે આ મુદ્દા અંગે કશી શંકા ન હોઈ શકે. આ પ્રાંતના છોકરાંઓને

ઉચ્ચ શિક્ષણ આપવાની બાબતમાં આ સરકારને પોતે કંઈ કામકાજ કરવાનું હોય એમ લખાતું નથી. સરકારે એ બાબત ખાનગી સંસ્થાઓ પર છોડી દીધી છે. માધ્યમિક શિક્ષણ સંબંધમાં આ બાબત ઓછેવત્તે અંશે એવી જ દશાને વરેલી છે.

સરકાર પોતાના ખભા પર કશી જવાબદારી લેતી નથી, પરંતુ ખાનગી સંસ્થાઓ દ્વારા એકત્રિત નાણામાં રાજયની તિજોરીમાંથી નાની ગ્રાન્ટો રૂપે પૂરક નાણા પૂરા પાડે છે. તેથી, શિક્ષણની બાબત પૂરતું આપણે ખરેખર પ્રવૃત્તિના ખૂબ મર્યાદિત ક્ષેત્ર હેઠળ છીએ.

હવે, પ્રાથમિક શિક્ષણ. પ્રાથમિક શિક્ષણ માટે સરકારે શું કર્યું છે ? ગઈ કાલે હું એકત્રિત કરી શક્યો એ આંકડા પરથી મને હાલની સ્થિતિ આવી લાગે છે. પ્રાથમિક શિક્ષણ અધિનિયમ ૬ થી ૧૧ વર્ષની વય વચ્ચેના બાળકોને લાગુ પડે છે. ૬ થી ૧૧ વર્ષની વય વચ્ચેના બાળકોની કુલ સંખ્યા ૨૪,૭૯,૦૦૦ છે. આ બાળકોમાંથી મને લાગે છે કે ૭,૫૪,૦૦૦ શાળાઓમાં ભણે છે, અને બાકીના શાળાઓમાં જતાં નથી. આ પ્રમાણ આ રીતે તૈયાર કરાયું છે. દર ત્રણ બાળકોમાંથી એક બાળક શાળામાં જાય છે અને બે બાળકો હજી શાળાની બહાર છે. આ પ્રશ્નને અન્ય દૃષ્ટિકોણથી એટલે કે પ્રાથમિક શિક્ષણ માટે સરકારે જોગવાઈ કરેલી સવલતોના દૃષ્ટિકોણથી તપાસીએ તો સરકારી આંકડા મુજબ, આ પ્રાંતનાં નગરોમાં ૧૮૪ પ્રાથમિક શાળાઓ છે. આ તો વાત થઈ નગરોની બાબતમાં. ગામડાં સંબંધી શી સ્થિતિ છે ? આ પ્રાંતમાંના ગામડાંની કુલ સંખ્યા ૨૧,૪૮૪ છે. આમાંથી માત્ર ૮,૫૯૯ ગામડામાં જ શાળાઓ છે, અને ૧૨,૮૮૫ ગામડામાં શાળાઓ છે જ નહિ. આ સ્થિતિ છે. પ્રાથમિક શિક્ષણ અધિનિયમની જોગવાઈઓનો અમલ કરવાનો પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ સરકાર તેમના માટે સવલતોની જોગવાઈ કરવાની પણ ચિંતા કરતી નથી. હવે, મહોદય, મારા મન પર વારંવાર અથડાતી એક વિચિત્ર બાબત એ છે – અને મને ખબર નથી કે માનનીય નાણામંત્રીને એ સ્પર્શે છે કે કેમ - કે પ્રાથમિક શિક્ષણને ફરજિયાત બનાવવાનું કેટલું ખર્ચ આવે ? પ્રાથમિક શિક્ષણ સમિતિએ તૈયાર કરેલા આંકડા મુજબ, પ્રાથમિક શિક્ષણને ફરજિયાત બનાવવા માટે મુંબઈ સરકારને રૂ. ૧.૩૦ લાખની જરૂરત પડે. હવે, મહોદય માનનીય નાણામંત્રી તેમની કરવેરાની દરખાસ્તો દ્વારા એટલી જ રકમ ઊભી કરી રહ્યા છે. કરવેરા માટેની દરખાસ્તો સારી છે કે નહિ અને મારું લક્ષ એ પ્રશ્ન પૂરતું શ્રેષ્ઠ

રીતે મર્યાદિત રાખીને અને કયા હેતુ માટે આ નાણા ખર્ચવાં જોઈએ એ પ્રશ્નને બાજુએ રાખીને મારે માનનીય નાણામંત્રીને પૂછવો જોઈએ એ આ છે. તમે લગભગ રૂ. ૧.૩૦ લાખ ઊભા કરી રહ્યા છો, તમારે આ નાણા દારૂડિયાની દશા સુધારવા માટે ખર્ચવા જોઈએ એ જરૂરી છે કે તમારે આ નાણા જેમને શિક્ષણ નથી મળતું એવાં બાળકોને શિક્ષણ આપવા માટે ખર્ચવા જોઈએ એ જરૂરી છે ? તમે કેવી પસંદગી કરો ? ખરેખર સમગ્ર પ્રશ્ન આ જ છે. બાળકોનું શિક્ષણ વધુ મહત્ત્વનું છે ? લગભગ ૧૭ થી ૧૮ લાખ બાળકોનું શિક્ષણ, જેઓ દારૂ પીવાનું પસંદ કરે છે તેવા શહેરના ૧૦ લાખ લોકોની દશા સુધારવા કરતાં ઓછા મહત્ત્વનું છે ? મહોદય, હું એમાં નથી માનતો. હું નશામુક્ત માનવી છું અને હું ઈચ્છું કે પ્રત્યેક જણ એવું હોય. પરંતુ ખરેખર પ્રશ્ન આ છે. જો તમે શિક્ષિત માનવી આપો જે સૌમ્ય માનવી પણ હોય તો હું એને આવકારું. પરંતુ, જો તમે મને એમ કહો કે હું એવો સૌમ્ય માનવી જે મૂર્ખ હોય, જે ઠોઠ હોય, જે કશું સમજતો ન હોય તેને સ્વીકારું તો મને કહેવા દો કે હું એવા માનવીને સ્વીકારું જે દારૂ પીતો હોય પરંતુ કંઈક જાણતો હોય, મારી એ સ્થિતિ છે. હું માનુ છું કે માનનીય નાણામંત્રીએ પણ, પ્રાંત પર પોતે નાખતા હોય તેવા જબરદસ્ત કરવેરાની વહેંચણી કરતી વખતે એ સ્થિતિને વિચારણામાં લેવી જોઈએ.

બીજી વૈકલ્પિક બાબત હાથ ધરીએ. મારો ઉલ્લેખ જાહેર આરોગ્ય પરત્વેનો છે. આ પ્રાંત જાહેર આરોગ્ય પાછળ કરે છે તેવું કુલ ખર્ચ રૂ. ૩૧,૪૮,૦૦૦ જેવી જૂજ રકમનું છે. આપણું કુલ ખર્ચ પર ૨.૫૦ ટકાના દરે તે તૈયાર થાય છે. હવે, મહોદય, ગ્રામ પાણી પુરવઠો એક તાતી જરૂરિયાત છે. એવા સંખ્યાબંધ ગામડાં છે જ્યાં પાણી પુરવઠો બિલકુલ છે જ નહિ. કોઈ પણ વ્યક્તિ જો ગામડાંમાં જાય તો તેને જોવા મળશે કે આ પ્રાંતમાંનું પ્રત્યેક ગામડું બીજું કંઈ નહિ પણ ઉકરડો છે. તેને ગામડું કહેવું એ એક વ્યર્થ શબ્દપ્રયોગ થયો ગણાય, એને માનવ વસવાટ માટેનું લાયક સ્થળ કહેવું એ પણ એક શબ્દછલ ગણાય. ગામડાંમાં પ્રવર્તમાન અસ્વચ્છ સ્થિતિની અને ભયંકરતાની સુધારણા કરવી એ ખરેખર આપણા પ્રાંતની તીવ્ર આવશ્યકતા છે. અસંખ્ય લોકો મલેરિયાના કારણે મૃત્યુ પામે છે. તમામ પ્રકારના રોગોથી મરણને શરણ થાય છે. ભાગ્યે જ ત્યાં દવાખાનાં છે. દવાઓ વહેંચવાની કે તબીબી સારવાર માટેની ભાગ્યે જ કશી જોગવાઈ ત્યાં હોય છે. મેં કહ્યું તેમ ત્યાં પાણી પુરવઠો નથી. ગયા વર્ષે રૂ. ૧૦ લાખની જોગવાઈ કરવામાં આવી હતી. આપણે જાણતા નથી એ

નાણા કઈ રીતે ખર્ચાયાં. આ વર્ષે મને અમુક આશરે રૂ. ૮,૫૫,૦૦૦ની જોગવાઈ કરાઈ હોવાનું જાણવા મળ્યું છે. આટલી ગંજાવર જરૂરિયાતને જોતાં આ બધું શું છે ? ત્યાં તબીબી સહાય નથી, પીવા માટે સ્વચ્છ પાણી નથી એ હકીકતના લીધે સંખ્યાબંધ લોકો મરી રહ્યાં છે. બાઈબલના શબ્દપ્રયોગનો ઉપયોગ કરીને કહી શકાય કે નાણામંત્રીએ મુંબઈ અને અમદાવાદમાંના ૧૦ લાખ દારૂડિયાઓના પ્રાણ બચાવવા માટે અથવા કહો કે એમના પ્રાણરક્ષક થવા માટે આ નાણા ખર્ચવાનું પસંદ કર્યું છે.

હવે, મહોદય, બીજો મુદ્દો લો. એજ મુદ્દો કરવામાં આવ્યો છે, કે આપણે શહેરમાં રહેનારાઓ પર વેરો નાખી રહ્યા છીએ. આપણે શહેરી વસ્તી પર વેરો નાખી રહ્યા છીએ. એનું કારણ એ છે કે આપણે ગ્રામજનોની સુખ-સગવડો સુધારવા માંગીએ છીએ. આ બજેટમાં આવા પ્રકારનું કશું કરવામાં આવ્યું છે ખરું ? જો માનનીય મંત્રી, જેના માટે મારા કેટલાક મિત્રોએ આટલી બધી કાળજી અને લક્ષ આપ્યાં છે તેવી બાબત ખરેખર કરી રહ્યા હોય તો હું અત્યંત ખુશ થઈશ. કોના માટે રૂ. ૧.૬૯ લાખનો આ વેરો ખર્ચાય છે ? તેઓ નગરમાં રહેતા હોય એવા દારૂડિયા માટે ખર્ચે છે. ગામડાંમાં રહેતા ગરીબ માનવીને તેમાંથી કોઈપણ લાભ મળતો નથી. દા. ત., કોઈ એકાદી બાબત લો, એટલે કે જમીનવેરો. આ પ્રાંતમાં જમીન વેરાની કુલ રકમ રૂ. ૩,૩૮,૬૩,૦૦૦ છે. ગયા વર્ષે દસ લાખ રૂપિયા માફ કરાયા હતા. અલબત, આ કાયમી ઘટાડો નથી. બજેટમાં દર્શાવવામાં આવ્યું છે કે, લગભગ ૪૦ લાખ રૂપિયા જેટલી રકમનો કુલ કાયમી ઘટાડો કરવામાં આવશે. એનો અર્થ એ કે ગ્રામ વસ્તીએ હજી પણ રૂ. ૩ કરોડનું જમીન મહેસૂલ વેંઠવું પડશે. હું નાણામંત્રીને પૂછવા માગું છું એ પ્રશ્ન આ છે : જો તેઓ રૂ. ૧.૬૯ લાખનો આ વેરો શહેરમાં રહેનારાઓ પાસેથી ઊભો કરવાના હોય, તો તે જમીન મહેસૂલને સદંતર રદ કેમ નથી કરતાં ? અંગત રીતે હું ખરેખર ખૂબ ખુશ થઈશ, જો તેઓ આ તમામ નાણાને જમીન મહેસૂલ રદ કરવા પાછળ ખર્ચતા હોય, તો આ કરવેરાના ઉપાયો પ્રત્યેનો મારો વિરોધ હું પાછો ખેંચી લઈશ. તેઓ એમ કરવા તૈયાર છે ? તેઓ એમ કેમ કરી શકતા નથી ?

હવે, મહોદય, એક કે બે મુદ્દા એવા છે જેનો હું ઉલ્લેખ કરીશ. આ બજેટમાં, માનનીય નાણામંત્રી બે બાબતોનો યશ લઈ જતા હોવાનું જણાય છે. એક તો એ કે ગમે તેમ તો પણ તેઓ આ તમામ વેરા શહેર વિસ્તારોમાંથી ઉઘરાવે છે અને બીજું

એ કે, આ બધી બાબતોને તેમની કુલ આવક સાથે જોતાં, વધારાનો કોઈ બોજ લાદવામાં આવ્યો નથી, કારણ કે નવા વેરા તરીકે જે કંઈ લેવામાં આવ્યું છે તેને નશાબંધી દ્વારા માફ કરવામાં આવ્યું છે અને તેથી એકંદર સરવાળે તો આ રકમો સરખી થઈ જાય છે. હવે પહેલા પ્રશ્નની બાબતમાં, હું કેટલાક મહત્ત્વનાં આંકડા પ્રત્યે ધ્યાન દોરીશ. મારો એવો મત રહ્યો છે કે – અને આ પ્રાંતની સ્થિતિનો હું કરી શક્યો છું તેવાં અભ્યાસ દ્વારા મારો એ મત સમર્થન પામ્યો છે કે – આપણાં પ્રાંતને લાગે-વળગે છે ત્યાં સુધી, ખેતી એ સૌથી વધુ ગીચ વ્યવસાય છે. આ પરિસ્થિતિના સમર્થનમાં હું કેટલાક આંકડા ટાંકવા માગું છું. જોવા મળતી પહેલી બાબત એ છે કે, ક્ષેત્રફળની દ્રષ્ટિએ જોતાં મુંબઈ એ એક નાનો પ્રાંત છે. આ પ્રાંતનું કુલ ક્ષેત્રફળ ૭૬,૭૩૫ ચો. માઈલ છે. જે ખરેખર તો મદ્રાસ ઈલાકાના લગભગ અડધું છે, પંજાબનું બે- તૃતીયાંશ છે અને સંયુક્ત પ્રાંતોનું તથા મધ્ય પ્રાંતોનું પણ બે-તૃતીયાંશ છે અને બિહાર તથા ઓરિસ્સાથી સહેજ જ નાનું છે. હવે, આ વાત ધ્યાનમાં લઈએ તો ખેતીના હેતુઓ માટે, અનાજ ઉગાડવા માટે જેમાં ખરેખર વાવણી કરાતી હોય તેવા વિસ્તારની તુલના કરો. મુંબઈમાં, જેમાં વાવણી કરાતી હોય તેવો કુલ વિસ્તાર ૩,૨૮,૦૧,૯૭૧ એકર છે. હવે, મેં કહ્યું તેમ, આપણો પ્રાંત ક્ષેત્રફળમાં નાનો હોવા છતાં, આપણા પ્રાંતમાં ખરેખર વાવણી કરાતો વિસ્તાર મદ્રાસમાં છે. જે મુંબઈ કરતાં બે ગણો મોટો છે, તેમાં અને સંયુક્ત પ્રાંતોમાં પણ લગભગ તેટલો જ છે. એ વિસ્તાર બિહાર અને ઓરિસ્સામાં અને મધ્યપ્રાંતોમાં વાવણી કરાતા વિસ્તારો કરતા આશરે ૮૦ લાખ એકર જેટલો વધુ છે. અને પંજાબમાં વાવણી કરાતાં વિસ્તાર કરતાં આશરે ૬૦ લાખ એકરથી વધુ છે. મારી દલીલ એ છે કે આના પરથી તો એવું જોવા મળે છે કે આ પ્રાંતમાં ખેતી એક ગીચ ઉદ્યોગ છે, એટલે કે ઉપયોગમાં લઈ શકાય તેવો લગભગ એકે એક ઈંચ વિસ્તાર ઉપયોગમાં લેવાઈ ચૂક્યો છે, અને તેથી હવે લોકોને ખેતી તરફ ધકેલવાનો કશો અર્થ નથી. ચાલો હજી વધુ તુલના કરીએ – ખેડાઉ પડતર જમીનોની. સંયુક્ત પ્રાંતોમાં ખેડાઉ પડતર જમીન ૧૦૦ લાખ એકર છે, મદ્રાસમાં ૧૩૦ લાખ એકર, મધ્ય પ્રાંતમાં ૧૪૦ લાખ એકર, પંજાબમાં ૧૪૦ લાખ એકર, અને મુંબઈમાં એ માત્ર ૬૦ લાખ એકર છે.

મહોદય, જ્યારે સ્થિતિ આવી હોય, તો હું એવું મંતવ્ય ધરાવું છું ને પૂર્ણ વિચાર કરીને હું કહું છું કે આ પ્રાંતની મુક્તિ – અરે, હું તો કહીશ કે સમગ્ર ભારતની મુક્તિ

**એવી છે કે તેમાંથી** આપણને જાહેર કલ્યાણ તરીકે ખરેખર કશું નથી પ્રાપ્ત થતું. આના જેવી પરિસ્થિતિમાં, મને લાગે છે કે, માનનીય નાણામંત્રીએ જેટલી સાવચેતી રાખી છે તેના કરતાં વધુ સાવચેતી તેમણે રાખવી ખૂબ જ જરૂરી હતું. એ કહેતાં હું દિલગીરી અનુભવું છું કે તેઓએ [illegible] કર્યું નથી. (તાળીઓ)



# ૫

# નાણા અધિનિયમ સુધારા વિધેયક અંગે

## ડૉ. બી. આર. આંબેડકર (મુંબઈ શહેર) :

અધ્યક્ષ મહોદય, માનનીય નાણામંત્રીએ રજુ કરેલા વિધેયક અંગે વિચાર કરતાં મને જણાય છે કે આ વિધેયકમાં ત્રણ જોગવાઈઓ કરવાનો આશય છે. વિધેયકમાં કરવા ધારેલી પહેલી જોગવાઈ, મિલકત વેરાને પ્રથમ બોજો બનાવવાની છે, બીજી જોગવાઈ, વેરાની બિનચૂકવણી માટેની શિક્ષા સંબંધી છે અને ત્રીજી જોગવાઈ, આ વિધેયકમાંની શિક્ષાને લગતી કલમને પશ્ચાદ્‌વર્તી સ્વરૂપ આપવા અંગેની છે. શરૂઆતમાં, મને કહેતાં આનંદ થાય છે કે માનનીય નાણામંત્રીએ આપણે હમણાં જે સાંભળ્યું તે તેમના પ્રવચન દરમિયાન તેમણે કરેલી જાહેરાત બદલ તેમને અભિનંદન આપવાની મને તક સાંપડી છે, એટલે કે શિક્ષાને પશ્ચાદ્‌વર્તી સ્વરૂપ આપવાની કલમ દૂર કરવા માટેનો સુધારો સ્વીકારવા તેઓ તૈયાર થશે. આટલે સુધીનો વાત સારી પતી એ સારું કહેવાય. એ બધું તો બરાબર, પરંતુ, જે સરકાર, વિધેયકમાં પાંચ પ્રખર વકીલોનો સમાવેશ કરે છે તે સરકારે શરૂઆતમાં વિધેયકમાં પશ્ચાદ્‌વર્તી સ્વરૂપ ધરાવતી શિક્ષા દાખલ કરતાં વિચાર કરવો જોઈતો હતો એ બાબતે મારી આશ્ચર્યની લાગણી વ્યક્ત કર્યા વિના આ મુદ્દા પરથી અન્ય મુદ્દાઓ ઉપર જવાનું મારા માટે શક્ય નથી. મને લાગે છે કે એ આઘાતજનક બાબત ગણાય. એને એ સ્વરૂપે કદીય લાવવું જોઈતું નહોતું. તેમ છતાં, એ બાબત બાજુ પર પડતી મૂકીએ તો પણ, વિધેયકમાંની બીજી બે જોગવાઈઓ જે આપણું લક્ષ માગી લે છે કે બાકી રહેતી બે જોગવાઈઓ છે, એટલે

કે મિલકત વેરાને પ્રથમ બોજ ગણવો જોઈએ કે કેમ અને તે વેરાની બિન-ચૂકવણી બાબતમાં કોઈ શિક્ષા રાખવી જોઈએ કે કેમ ?

શિક્ષાના પ્રશ્ન અંગે હું બીજો પ્રશ્ન હાથ ધરીશ. મને લાગે છે કે વિધેયકના તે પાસા સાથે સંકળાયેલા એક કે બે મુદ્દા પરત્વે હું ગૃહનું ધ્યાન દોરું તો તે ઈષ્ટ ગણાશે. મારા વિદ્વાન મિત્રે એ ધ્યાનમાં લીધું હશે – તેમણે કદાચ એ પ્રત્યે પૂરતું લક્ષ આપ્યું નથી – કે ખુદ મ્યુનિસિપલ અધિનિયમમાં જ મિલકત વેરાના મ્યુનિસિપલ હિસ્સાની બિન-ચૂકવણી માટે શિક્ષા કરવાની કશી જોગવાઈ કરવામાં આવી નથી. મુંબઈ શહેર મ્યુનિસિપલ અધિનિયમની કલમ ૨૦૦માં જોગવાઈ કરવામાં આવી છે કે આકારણી થઈ જાય કે તરત, જેણે વેરો ચૂકવી દેવાનો રહે છે તે માલિકને બિલ આપવાનું રહેશે. વળી, કલમ ૨૦૦માં જોગવાઈ કરી છે કે આવું બિલ અપાય તેના ૧૫ દિવસની અંદર તેની રકમ ચૂકવી દેવાની રહેશે. વળી, કલમ ૨૦૩માં જોગવાઈ કરી છે કે જો બિલની રકમ ૧૫ દિવસની અંદર ચૂકવવામાં ન આવે તો ત્યાર પછી પરિણામસ્વરૂપે, બિલ આપ્યાની તારીખથી માગ્યાની નોટિસ કહેવાય છે તે ટેકનિકલ રીતે જેને આપવામાં આવશે. વળી, કલમ ૨૦૩માં કહ્યું છે કે આવી બાકી નીકળતી અને મળવાની નોટિસમાં જણાવેલી રકમ ૧૫ દિવસની અંદર ચૂકવવામાં ન આવે તો બાકી નીકળતી તેવી રકમની વસૂલાત માટે મ્યુનિસિપાલિટીને અમુક અધિકાર રહેશે.

હવે, મ્યુનિસિપલ અધિનિયમ અન્વયે, જે વ્યક્તિ મિલકત વેરો ચૂકવવામાં કસૂરદાર હોય તેની પાસેથી તે વેરાની રકમ મ્યુનિસિપાલિટી વસૂલ કરી શકે તે માટે ઉક્ત અધિનિયમમાં માત્ર બે જ જોગવાઈઓનો સમાવેશ કરાયો છે. પહેલો કદમ એ છે કે કસૂરદારની મિલકત પર ટાંચ લાવવી. મ્યુનિસિપાલિટીને છૂટ અપાયેલી બીજી રીત એ છે કે તેણે સામાન્ય રાહે નિયમસરનો દાવો દાખલ કરવો. પરંતુ, શિક્ષાને લાગે વળગે છે ત્યાં સુધી, ખુદ મ્યુનિસિપલ અધિનિયમમાં કોઈ પણ પ્રકારની જોગવાઈ નથી. એ પછી, બીજા નાણાકીય ઉપાયો પર આવતાં હું આવકવેરા અધિનિયમમાંની જોગવાઈનો ઉલ્લેખ કરવા ધારીશ. મારા માનનીય મિત્રે એ ધ્યાનમાં લીધું હશે કે જેઓ કસૂરદારો હોય તેવી વ્યક્તિઓને કરી શકાય એવી અમુક પ્રકારની શિક્ષાની જોગવાઈ તે આવકવેરા અધિનિયમ હેઠળ કરાઈ છે. આવી જોગવાઈ તે અધિનિયમની કલમ ૪૫ હેઠળ કરાઈ છે. એ તો એક વિસ્તૃત કલમ છે અને હું એમાં ઊંડો ઊતરવા

માગતો નથી. હું સારાંશ જણાવી એમ કહી શકું કે સતત બનતી કસૂરના હેતુ માટે કલમ ૪૫ હેઠળ એક યોજના સમાવિષ્ટ કરાઈ છે. એટલે કે જો તમે એક દિવસ માટે કસૂર કરો તો તમારે શિક્ષાની અમુક રકમ ચૂકવવી પડે. જો તમે બે દિવસ માટે કસૂર કરો તો શિક્ષાની વધુ રકમ ચૂકવવી પડે. એ શિક્ષાની રકમ પ્રગતિશીલ સ્વરૂપની છે. અહીં જણાવેલી શિક્ષાની અધિકતમ રકમ એટલે ખુદ વેરાની રકમ છે. અહીં જણાવેલી જોગવાઈમાં એવું નથી કે ચાલુ રહેના કસૂર બદલ ચાલુ રહેતી શિક્ષાની રકમ. હવે, હું મુંબઈ જમીન મહેસૂલ કાયદાની વાત કરું. એમાંની શિક્ષા, કલમ નં. ૪૮માં જણાવી છે એ જોગવાઈમાં કેવળ આટલું જ છે. જો કોઈ વ્યક્તિ કે જેણે પોતાનો હપ્તો નિયત મુદતની અંદર ચૂકવ્યો ન હોય એ અર્થમાં કસૂરદાર હોય તો કલેક્ટર કાં તો શિક્ષાની રકમ લઈ શકશે અથવા તો બાકી નીકળતી રકમ પર વ્યાજ લઈ શકશે. નિયમ અનુસાર, તે બાબતમાં નિયમ બનાવવાની સત્તા આપનાર એક સરકાર જ છે. જમીન મહેસૂલ કાયદા હેઠળ મુંબઈ સરકારે ઘડેલા નિયમો વાંચી જતા મને જણાયું છે કે સરકારે શિક્ષાની રકમ વસૂલ લેવાની બાબતમાં કે વ્યાજ વસૂલ કરવાની બાબતમાં કોઈ પણ નિયમ બનાવ્યો જ નથી. બાકી નીકળતી રકમના અધિકતમ એક ચતુર્થાંશ લેખે શિક્ષાની રકમ જેમાં ઠરાવવામાં આવે છે તે ખુદ માગણીની નોટિસમાં જ રાબેતા મુજબની જાણ કરવામાં આવે છે. હવે, મહોદય, હું સરળતાથી સ્વીકારું છું કે શિક્ષાનો સિદ્ધાંત નવો છે પરંતુ એ કંઈક એવી બાબત છે જે નિ:શંકપણે ઘણો નાણાકીય જોગવાઈઓમાં અસ્તિત્વ ધરાવે છે. હવે, આપણે વિચારવાના પ્રશ્નો, તે કઈ રીતે નિયત કરાઈ છે તે સંબંધી અને નિયત કરાયેલી અધિકતમ શિક્ષાની રકમ સંબંધી છે.

વિધેયકની અન્ય જોગવાઈઓ અંગે માનનીય મંત્રીએ આપણને કહ્યું છે કે એ જોગવાઈઓ કેવળ પરિણામલક્ષી જ હતી. મારા પૂરતી વાત કરું તો મારે એવો વિચાર કરવો જોઈતો હતો કે એ જોગવાઈઓ વિધેયકનો સૌથી વધુ વિવાદાસ્પદ ભાગ છે. આ વિધેયકમાં જેનો હું વિરોધ કરી શકું તેવી કોઈ જોગવાઈ હોય તો ખરેખર તો તે છે કલમ ૨૪બી જેને મારા માનનીય મિત્ર દાખલ કરવા ઇચ્છે છે. સૌ પ્રથમ તો, આ કલમ કેવળ પરિણામલક્ષી જ છે એવી દલીલો અંગે મને કહેવા દો. તે કલમ પરિણામલક્ષી છે કે તે અત્યંત ધરમૂળથી પરિવર્તન કરનાર છે કે પછી તે ક્રાન્તિકારી કહી શકાય એવી છે ?

**માનનીય શ્રી એ. બી. લટ્ટે :** મેં કદી એમ નથી કહ્યું કે તે પરિણામલક્ષી છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું શબ્દ પાછા ખેંચું છું.

**માનનીય શ્રી. એ.બી. લટ્ટે :** મેં તો કહ્યું કે જોગવાઈને સ્પષ્ટ કરવા માટે તે છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** સ્થિતિને સ્પષ્ટ કરવાનો પ્રયાસ કરીને બેશક મારા માનનીય મિત્ર મંત્રીએ મુંબઈ શહેરનાં મ્યુનિસિપલ કૉર્પોરેશનને એક મુદ્દો બનાવ્યો છે. અત્યારે આપણે કઈ સ્થિતિમાં છીએ ? પરિસ્થિતિ કંઈક આવી દેખાય છે : શહેરી મિલકત વેરા અંગેની મુંબઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનની બાકી નીકળતી રકમને પ્રથમ બોજો ગણવો કે કેમ ? સૌ પ્રથમ ફેબ્રુઆરીમાં જ્યારે આ વિધેયક અંગે ચર્ચા કરાઈ હતી ત્યારે આ વિધેયક સામે કરાયેલા હુમલાનો એક મુદ્દો આપને યાદ હશે અને એ મુદ્દો એવો હતો કે સરકાર, શહેરી મિલકતને પ્રાંતિક કરવેરા માટેનો એક આધાર ગણીને, ખરેખર તો જે ક્ષેત્રને એક પરંપરા દ્વારા અને સર્વસામાન્ય સંપતિ દ્વારા કરવેરા ખાતર મ્યુનિસિપાલિટી માટે અનામત રાખવામાં આવ્યું છે તે ક્ષેત્ર પર આક્રમણ કરી રહી છે. આ બાજુએ બેઠેલા ઘણા સભ્યોએ અને ખાસ કરીને મારા માનનીય મિત્રશ્રી, જમનાદાસ મહેતાએ વ્યક્ત કરેલી ટીકાનો એક મુદ્દો આ હતો કે સરકારે કરવેરાના મ્યુનિસિપલ ક્ષેત્રમાં અતિક્રમણ કરીને મ્યુનિસિપાલિટીને પાંગળી બનાવી દીધી છે. આ થયો ટીકાનો એક મુદ્દો. આ વિધેયક સામેની ટીકાનો બીજો મુદ્દો એ છે કે આ સરકારે એવા વેરા વસૂલ કરવા માટે મુંબઈ મ્યુનિસિપાલિટીનો એક એજન્ટ તરીકે ઉપયોગ કર્યો એ સરકાર પક્ષે બહુ ખરાબ ગણાયું. રજૂ કરાયેલો એક મુદ્દો એવો હતો કે જે રીતે કેન્દ્ર સરકાર પોતે નાખતી હોય તેવા કરવેરા દા. ત. આબકારી મહેસૂલ, આવકવેરા, મીઠા પરની જકાત વગેરે વસૂલ કરવા માટે ના પોતાના તંત્રનો ઉપયોગ કરે છે બસ તેવી જ રીતે મુંબઈ સરકારે પણ ાતાની માલિકીની હોય તેવી સંસ્થાઓ દ્વારા આ વેરો વસૂલ કરવો જોઈએ. મારા માનનીય મિત્રએ એક સુસ્થાપિત સિદ્ધાંતથી, એ અત્યંત સક્ષમ પ્રથાથી દૂર જતા રહ્યા અને આ મહેસૂલ વસૂલ કરવાના હેતુ માટે મ્યુનિસિપાલિટીની સેવાઓ ઉપયોગમાં લેવા માંડયા. સદ્દભાગ્યે, તેમણે હમણાં તેઓ જે કરી રહ્યા છે તે મુજબ, મ્યુનિસિપાલિટીની

તકલીફો વધારી દીધી નહોતી. એ વખતે એમની પાસે એ કહેવાની હિંમત નહોતી કે શહેરી મિલકત વેરા અન્વયે મુંબઈ સરકાર વતી મ્યુનિસિપાલિટી દ્વારા વસૂલ કરાયેલો વેરો પ્રથમ બોજો બનાવાવાનો છે. એમણે એવું કહ્યું નહોતું. હું વિધેયકને પૂરું જોઇ ગયો છું. તેમાં એવી મતલબની કોઈ જોગવાઈ મને જણાઈ નથી. તેથી, મારી દલીલ એ છે કે આપણે સફર ખેડીએ છીએ તે આ એક નવી ભૂમિ છે.

આ વિધેયકના પહેલાં કેવી સ્થિતિ હતી ? જો કોઈ મુંબઈ શહેર મ્યુનિસિપલ અધિનિયમની કલમ ૨૧૨ જુએ તો પરિસ્થિતિ આવી દેખાય : તે કલમ અનુસાર, મુંબઈ શહેરમાં આવેલી અને મ્યુનિસિપાલિટી દ્વારા લેવાપાત્ર મ્યુનિસિપલ વેરાને અધીન હોય તેવી મિલકત પર જમીન મહેસૂલ પ્રથમ બોજ હતું. જમીન મહેસૂલ પદવી, અગ્રતા ક્રમમાં આવી તે પહેલી બાબત હતી. મ્યુનિસિપલ હકદાવો. પરિસ્થિતિ એ પ્રમાણે હતી. હવે પરિસ્થિતિ કેવી થવાની છે ? હવે પરિસ્થિતિ આવી રહેશે. જમીન મહેસૂલ પ્રથમ બોજો બનશે; સરકારનો નીકળનો શહેરી મિલકત વેરો બીજો બોજો બનશે; અને આ મિલકત વેરામાં જેને સંપૂર્ણ હિત છે તે મ્યુનિસિપાલિટી છેલ્લે આવે છે. મહોદય, લગભગ ૧૩ લાખ લોકોના કલ્યાણનો બોજ પોતાના ખભા પર લઈને ફરનારી મુંબઈ મ્યુનિસિપાલિટીના દ્રષ્ટિકોણથી જોઈએ તો શું આ પરિસ્થિતિ ઈર્ષ્યાજનક પરિસ્થિતિ છે ? જે વિધેયકમાં મ્યુનિસિપાલિટીના હકદાવાને છેલ્લે મૂકવામાં આવ્યો હોય એ વિધેયકને આપણે સંમતિ આપવી જોઈએ. શું એ વાત બરાબર અને યોગ્ય છે ખરી ? મારા માનનીય મિત્ર આ શહેરી વેરો વસૂલ લેવા માટે જવાબદાર છે. તેમની શરૂઆતની ટીકા દરમિયાન તેમણે પોતે નીભાવ્યા મુજબ આ પગલાનો લોકો વિરોધ કરી રહ્યા છે.

માનનીય શ્રી. એ. બી. લટ્ટે : મેં તો કહ્યું કે લોકોના એક ભાગ દ્વારા જ –

ડૉ. બી. આર. આંબેડકર : મારે માટે તો એટલું જ પૂરતું છે (હસાહસ).

તેમણે કહ્યું કે આ પગલાનો વિરોધ થઈ રહ્યો છે. જો આ પગલાનો વિરોધ કરાઈ રહ્યો છે, તો એ કેવા પ્રકારનો વિરોધ છે ? આપણે એ જાણવું જોઈએ. મને નથી લાગતું કે હું ખોટું નિવેદન કરી રહ્યો છું અથવા તો એવું નિવેદન કરી રહ્યો છું જે માનનીય મહેસૂલ મંત્રીની જાણમાં ન હોય – અને મને લાગે છે મારા માનનીય મિત્ર– વિરોધ પક્ષના નેતા મારી સાથે સંમત થશે કે આ વિધેયકનો વિરોધ કરનાર જમીન

માલિકોના નાના વર્ગોને બાદ કરતાં, સમગ્ર મુસ્લિમ સમાજ તેનો વિરોધ કરી રહ્યો છે. હું માનું છું કે આમાં જરા જેટલી પણ અતિશયોક્તિ નથી. પણ તેઓ વિરોધ કરે છે જ : સાચી રીતે કે ખોટી રીતે, હું આ તબક્કે એની તપાસ કરવા માગતો નથી. તેથી, આ કેસ કોઈ એકાદ એવા રકમ ચૂકવવા નહિ માગતા અડિયલ કડવા વ્યક્તિગત માનવીનો નથી બલકે સમગ્ર સમાજ છે જે તેનો વિરોધ કરે છે. હવે, મહોદય આ વિધેયકના પરિણામે આપણે કઈ પરિસ્થિતિનો સામનો કરવાનો થાય છે ? પરિસ્થિતિ આવી છે. મિલકતો પર નાખેલો મ્યુનિસિપાલિટીનો પોતાનો વેરો અને મુંબઈ સરકારે નાખેલો અને મુંબઈ સરકાર વતી મ્યુનિસિપાલિટીએ ઉઘરાવવાનો એમ બંને પ્રકારનો વેરો વસૂલ કરવાનું મ્યુનિસિપાલિટીને જણાવવામાં આવ્યું છે. હવે, મારા માનનીય મિત્ર એક લુટારાની જેમ ધસી આવે છે અને મ્યુનિસિપાલિટીએ વસૂલ કરેલાં નાણા પર ત્રાટકે છે અને તે પણ એ હકીકતને લક્ષમાં લીધા વિના કે મ્યુનિસિપાલિટીએ વસૂલ કરેલી રકમ તેમની વતી વસૂલ કરી છે કે કેમ અથવા તે રકમ ખુદ મ્યુનિસિપાલિટી વતી વસૂલ કરવામાં આવી છે કે કેમ ? જો હું આવું કહું તો મારા માનનીય મિત્ર તે સાથે સંમત નહિ થાય. જે ક્ષણે તેઓ તેમની ખુલ્લી આંખે જુએ કે મ્યુનિસિપાલિટીની બેન્કની સિલક વધી ગઈ છે બસ તે જ ઘડીએ મ્યુનિસિપાલિટીની ઉધાર બાજુ કેવી છે તેની તપાસ કર્યા વિના ખૂબ આરામથી બેન્કને વૉરંટ મોકલી આપે છે. મ્યુનિસિપાલિટી આશ્ચર્યકારક વિમાસણમાં મુકાઈ જાય છે. મ્યુનિસિપાલિટીએ કરવું શું ? મ્યુનિસિપાલિટીએ વિધેયકની યોજના અનુસાર, સમગ્ર સમાજની સામે પડવાનું રહે છે અને વેરો વસૂલ કરવાનો રહે છે. હવે, મારા માનનીય મિત્ર સમક્ષ હું જે મુદ્દો રજૂ કરું છું. તે આ છે. જો તેમનામાં હિંમત હોય તો ભલે તેઓ જાતે વેરો વસૂલ કરે. જો મ્યુનિસિપાલિટીએ સંગઠિત વિરોધનો – અને એ એવો વિરોધ જે પરદાનશીન મુસ્લિમ સમાજ તરફથી થઈ રહ્યો છે – સામનો કરવાનો હોય તો મ્યુનિસિપાલિટી કઈ રીતે આ વેરો વસૂલ કરે ? એવા પરદાનશીન ઘરોમાં કોની હિંમત છે કે જે પ્રવેશી શકે અને શોધી શકે કે તેમની પાસે કેટલા દરદાગીના છે અને કેટલું જરઝવેરાત છે ? આ પ્રસંગે મ્યુનિસિપાલિટી શું કરી શકે ? તેની પાસે પોલીસની ફોજ નથી. તેની પાસે લોકોને ફરજ પાડવા માટેની કોઈ સામગ્રી નથી અને કોઈ સાધન નથી. આખરે તો, તેમણે વેરો નાખવાનો છે, તો તેમને બહાર નીકળવા દો અને એક હિંમતવાન માનવી તરીકે તેમની પોતાની સંસ્થાને કામે લગાડવા દો અને જેઓ એ

વેરો ચૂકવવાની ના પાડતા હોય તેમને સકંજામાં લઈને તે વસૂલ કરવા દો. મારો મુદ્દો આ છે : હું એની પરવા નથી કરતો. પરંતુ ખરેખરો મુદ્દો તો આ છે : શું મુંબઈ સરકારે, જેના માટે મુંબઈ મ્યુનિસિપાલિટી જવાબદાર નથી તેવાં કારણોસર, મુંબઈની મ્યુનિસિપાલિટીને આવી વિકટ પરિસ્થિતિમાં મૂકી દેવાની છૂટ આપવી જોઈએ ? તમે કેમ તમારી જવાબદારીમાંથી છટકી જવા માગો છો ? એમ કહેવું અતિશયોતક્તિ નથી અને એવું કહેવામાં હું આનાકાની કરતો નથી કે આ એક અત્યંત બાયલું વિધેયક છે. જો તમે એમ કહો કે તમારો વેરો લોકપ્રિય છે તો તે વસૂલ કરવાની તમારી જવાબદારીમાંથી તમે ભાગી કેમ છૂટો છો ? તમે એ ભાર મ્યુનિસિપાલિટીના માથે શા માટે નાખો છો ? તમે તેમનાં સાધનોને શા માટે કામે લગાડો છો ? એ દૃષ્ટિકોણથી વિચારતાં પણ મને અવશ્ય લાગે છે કે આ એક નામર્દ બિલ છે જેને સમર્થન આપવું જરૂરી નથી.



૬

# શિક્ષણ માટેની ગ્રાન્ટ અંગે

**ડૉ. બી. આર. આંબેડકર :** પ્રમુખશ્રી, હું વધુ સમય લેવા માગતો નથી કારણકે હું જાણું છું કે આપણા પક્ષે જે સમય છે તે બહુ ઓછો છે. સાથોસાથ, હું માનનીય શિક્ષણમંત્રીશ્રીની વિચારણા માટે અમુક મુદ્દા રજૂ કરવા ઇચ્છું છું.

એમના ધ્યાન પર લાવવા માંગુ છું તે પ્રથમ મુદ્દો એ એક એવી હકીકત છે કે આપણે આપણાં બાળકોના શિક્ષણની બાબતમાં અત્યંત મંદ પ્રગતિ કરી રહ્યા છીએ. ભારત સરકારે શિક્ષણની પ્રગતિ અંગે પ્રસિધ્ધ કરેલો તાજેતરનો અહેવાલ જોતા અત્યંત નિરાશાજનક ચિત્ર ઉપસે છે. તેમાં કહેવાયું છે કે જો શિક્ષણની પ્રગતિ, અત્યારે થઇ રહી છે તે ગતિએ થતી રહેશે તો શાળા વયના છોકરાઓ માટે ૪૦ વર્ષનો અને શાળા વયની છોકરીઓ માટે ૩૦૦ વર્ષનો સમય તેઓને શિક્ષણ લેતાં કરવામાં લાગશે. મારે આમાં એ કહેવું છે, મહોદય, કે આ ગૃહ માટે એ વિચારવા જેવું અત્યંત અંધકારભર્યું ભાવિ છે. માનનીય નાણામંત્રીએ એમનું બજેટ રજૂ કર્યું તે દિવસે એમણે અમને કહ્યું હતું કે ૧૯૨૧-૨૨થી અત્યાર સુધી શિક્ષણ અંગેનાં ખર્ચમાં રૂ. ૩૯ લાખ જેવો વધારો થયો હતો. મહોદય, શિક્ષણ અંગેના ખર્ચના વધરાની રકમ અને શાળાઓમાંના વિદ્યાર્થીઓની સંખ્યાનો વધારો વિચારણામાં લેતા મને જણાય છે કે વિદ્યાર્થીઓની સંખ્યામાં થયેલો વધારો શિક્ષણ અંગેના ખર્ચના વધારાની સાથે ખરેખર સપ્રમાણ નથી. જો આપણે ૧૯૧૬-૧૭ થી ૧૯૨૨-૨૩ સુધીના આંકડા લઈએ તો આપણને જણાય છે કે શિક્ષણ અંગેના ખર્ચમાં લગભગ ૧૦૦ ટકા જેવો વધારો થયો છે, જ્યારે એ જ મુદત દરમિયાન વિદ્યાર્થીઓની સંખ્યામાં થયેલો વધારો માત્ર ૨૯ ટકા છે. મહોદય, મને ખબર છે કે આ પ્રાંતમાં ભારે નાણા ભીંસ છે. અને આપણે હાલમાં શિક્ષણમાં ઝડપી વધારો કરવા માગીએ એવી પરિસ્થિતિમાં નથી, પરંતુ આપણે એક

વસ્તુ માટે તો ચોકકસ દલીલ કરી શકીએ. આ ઈલાકામાં આપણી પાસે બે વિભાગો છે જે મારે કહેવું પડે છે કે સામસામી દિશામાં કામગીરી બજાવી રહ્યા છે. આપણી પાસે શિક્ષણ વિભાગ છે જેનો હેતુ લોકોને નીતિમાન અને સામાજિક ભાવનાથી સજજ બનાવવાનો છે. બીજી બાજુએ આપણી પાસે આબકારી વિભાગ છે જે મારે કહેવું પડે છે કે, ઊલટી દિશામાં કામગીરી બજાવે છે. મહોદય, હું માનું છું કે, જો હું એવી દલીલ કરું કે આપણે આબકારી સ્વરૂપે લોકો પાસેથી જે રકમ લઈએ છીએ કમસેકમ તેટલી જ રકમ આપણે શિક્ષણ અંગે ખર્ચવી જોઈએ તો એ કંઈ ઝાઝુ માગ્યા જેવું નહિ ગણાય. આ ઈલાકામાં શિક્ષણ અંગે વ્યક્તિ દીઠ આપણે કરીએ છીએ તે ખર્ચની રકમ કેળળ ૧૪ આના છે, પરંતુ આબકારી મહેસૂલ રૂપે આપણે જે નાણા વસૂલ કરીએ છીએ તે રકમ રૂ. ૨-૨-૯ (રૂ. ૨.૧૭)છે. મને લાગે છે કે આપણે શૈક્ષણિક ખર્ચનું સમાયોજન એ રીતે કરવું જોઈએ કે જેથી કરીને આપણે લોકોની પાસેથી આબકારી રૂપે રકમ લઈએ છીએ ત્યાં તેટલી રકમ લોકોના શિક્ષણ અંગે આપણે ખર્ચવી જોઈએ એ જ માત્ર વાજબી વાત ગણાય.

ઓછાવત્તા અંશે સમાનતાના ધોરણે ગણાય અને જેના તરફ હું મારા માનનીય મિત્ર શિક્ષણ મંત્રીનું ધ્યાન દોરવા માંગું છું તેવી બીજી એક બાબત એ છે કે હાલમાં આપણે નાણાની જે રકમ પ્રાથમિક શિક્ષણ અંગે ખર્ચીએ છીએ તે રકમ મહદંશે ખરેખર બગાડ જ છે. પ્રાથમિક શિક્ષણનો ઉદ્દેશ એ જોવાનો છે કે પ્રાથમિક શાળાના પ્રવેશ ધારામાં પ્રવેશતું પ્રત્યેક બાળક ત્યાંથી છોડીને ત્યારે જ જાય કે જયારે તે શિક્ષિત બની જાય અને એના સમગ્ર જીવન દરમિયાન તે શિક્ષિત બનતું જ રહે. પરંતુ આપણે આંકડા જોઈએ તો આપણને જણાય છે કે પ્રાથમિક શાળામાં પ્રવેશતા આ પ્રત્યેક બાળકોમાંથી કેવળ અઢાર બાળકો જ ચોથા ધોરણ સુધી પહોંચે છે; તેમાંનાં બાકીનાં બાળકો એટલે કે પ્રત્યેક ૧૦૦માંથી ૮૨ બાળકો નિરક્ષરતાની અવસ્થામાં સરી પડે છે. આવી પરિસ્થિતિ છે તો એનો ઉપાય શો છે ? મહોદય, ભારત સરકારે શિક્ષણની સમીક્ષા અંગેના તેના અહેવાલમાં કરેલી ટીકા- ટિપ્પણીને હું માનું છું કે કશા વધુ બહાના સિવાય આ ગૃહ સમક્ષ વાંચી સંભળાવવામાં આવે. અહેવાલમાં જણાવવામાં આવ્યું છે :-

"શૈક્ષણિક પ્રયાસમાં થતો દુર્વ્યય ઘણો મોટો છે અને મોટા ભાગના શિક્ષણ શાસ્ત્રીઓનો અભિપ્રાય એવો છે કે ભારતમાં શૈક્ષણિક પ્રયાસમાં થતા દુર્વ્યયના પ્રશ્નનો

કંઈ ઉકેલ નથી, પરંતુ તે ફરજિયાત બનાવવું જોઈએ. પ્રાથમિક વર્ગોમાં શૈક્ષણિક પ્રયાસોનો કુલ દુર્વ્યય અને શૈક્ષણિક નાણાની સહવર્તી પાયમાલી, એ માટે પ્રયોજાતી કુલ શકિતના આશરે પચાસ ટકા જેટલા થવા જાય છે."

તેથી હું, માનનીય શિક્ષણમંત્રીને પ્રાથમિક શિક્ષણ અંગે વધુ નાણા ખર્ચવાની વિનંતી કરું છું કે જેથી કરીને બીજું કશું નહિ તો પણ એ જોવા માટે કે તેઓ જે કંઈ ખર્ચે છે તેનું આખરે કંઈક તો ફળ મળ્યું. મહોદય, બેક બે રેકલેમેશનની બાબતમાં સરકારી પાટલીઓ પરથી આગ્રહપૂર્વક કરાયેલી દલીલ કરતાં આ દલીલ કંઈ બહુ જુદી નથી. બેક બે અંગે વધુ નાણા ખર્ચવાની આપણને આગ્રહભરી વિનંતી કરાઇ હતી કારણકે આપણને કહેવામાં આવ્યું હતું કે જો આપણે બેક બે અંગે વધુ નાણા નહિ ખર્ચીએ તો આપણે જે કંઈ ખર્ચ કર્યું છે તે તદ્દન ખોટમાં જશે. મને લાગે છે કે એવી જ દલીલ આ કેસમાં પણ ઉપયોગમાં લેવી જોઈએ, અને આપણે કહી શકીએ કે શાળામાં પ્રવેશતું પ્રત્યેક બાળક ચોથા ધોરણમાં પ્રવેશે તે જોવા માટે જ્યાં સુધી આપણે નાણાની પૂરતી રકમ નહીં ખર્ચીએ ત્યાં સુધી આપણે તે બાળક અંગે જે કંઈ ખર્ચ કરી ચૂકયાં છીએ તે કોઈ કરતાં કોઈ પણ હેતુસરનું નહિ ગણાય.

મહોદય, માનનીય શિક્ષણ મંત્રીનું લક્ષ હું જે બાબત પ્રત્યે દોરવા માંગું છું તે ત્રીજી બાબત આ છે. આ ઇલાકામાં શિક્ષણ માટે આપણે જે રીતે નાણાકીય જોગવાઈ કરીએ છીએ તેની આપણને માહિતી આપતા આંકડા પર નજર ફેરવતાં મને જણાય છે કે વિનયન કોલેજો અંગે આપણે કુલ જે ખર્ચ કરીએ છીએ તેમાંથી લગભગ ૩૬ ટકા જેવી રકમની જોગવાઈ ફીમાંથી કરાઈ છે; આપણે હાઈસ્કૂલો અંગે જે ખર્ચ કરીએ છીએ તેમાંથી લગભગ ૩૧ ટકા જેટલી રકમની જોગવાઈ ફીમાંથી કરાય છે; આપણે મિડલ સ્કૂલો અંગે જે ખર્ચ કરીએ છીએ તેમાંથી લગભગ ૨૬ ટકા જેટલી રકમ ફીમાંથી મેળવાય છે. હવે, મહોદય, હું એમ કહેવા માંગું છું કે આ તો શિક્ષણનું વ્યાપારીકરણ થયું કહેવાય. શિક્ષણ એ એક એવી બાબત છે જેને પ્રત્યેક માનવીની પહોંચની અંદર લવાય એમ થવું જોઈએ. શિક્ષણ વિભાગ એ એવો વિભાગ નથી જેને "આટલું આપો તો સામે આટલું મળે" એવા ધોરણે લેખવો જોઈએ. શકય તેટલી તમામ રીતે શિક્ષણને સસ્તું બનાવવું જોઈએ અને તે પણ શકય તેટલી અધિકતમ મર્યાદા સુધી. આ દલીલ હું આગ્રહપૂર્વક એટલા માટે કરું છું કે મને લાગે છે કે

આપણે એક એવા તબક્કે આવી રહ્યા છીએ કે જ્યારે સમાજના નીચલા થર હાઈસ્કૂલોમાં, મિડલ સ્કૂલોમાં અને કોલેજોમાં પ્રવેશી રહ્યા છે અને તેથી આ વિભાગની નીતિ એવી હોવી જોઈએ કે જેથી શકય બને તેટલી રીતે ઉચ્ચ શિક્ષણ નીચલા વર્ગોને માટે સસ્તું થઈ પડે. તેથી હું માનનીય શિક્ષણમંત્રીનું લક્ષ આ ઈલાકાના શિક્ષણના વહીવટમાં આ લગભગ ઊડીને આંખે વળગે તેવી હકીકત પ્રત્યે દોરવા માંગું છું.

મહોદય, મારા માનનીય મિત્ર શિક્ષણમંત્રીના ધ્યાન પર હું લાવવા માંગું છું તેવો ચોથો મુદ્દો, આ ઈલાકામાં જુદા જુદા વર્ગો નાં શિક્ષણમાં થઈ રહેલી તુલનાત્મક પ્રગતિમાં રહેલી ભારે અસમાનતા અંગે છે. પરંતુ, તેની વાત કરું તે પહેલાં, હું એક હકીકત સમજાવવા માંગુ છું, એટલે કે આ ઈલાકા વસ્તીગણતરી અહેવાલમાં, શિક્ષણની બાબતમાં જુદી જુદી કોમોની પ્રગતિની તુલના કરવાના હેતુસર કુલ વસ્તીને જુદા જુદા ચાર વર્ગોમાં વિભાજિત કરવામાં આવી છે. પહેલો વર્ગ "પ્રગતિશીલ હિંદુઓ" કહેવાય છે, બીજો વર્ગ "વચગાળાના હિંદુઓ" કહેવાય છે, અને તેમાં એવા લોકોનો સમાવેશ કરવામાં આવ્યો છે જેઓને રાજકીય હેતુઓ માટે હવે અબ્રાહ્મણો એટલે કે મરાઠાઓ અને સંલગ્ન નીતિઓ તરીકે નામનિર્દિષ્ટ કરવામાં આવ્યા છે.

ત્રીજો વર્ગ એ છે કે જેમને પછાતવર્ગો કહેવામાં આવે છે જેમાં દલિતો, ગિરિજનો અને ગુનેગાર જાતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. આપણે ચોથો વર્ગ છીએ કે જેમાં મુસ્લિમોને આવરી લેવાયા છે. આ વિભાગોને લક્ષમાં રાખીને જોઈએ તો શિક્ષણની બાબતમાં આ જુદી જુદી કોમોની તુલનાત્મક પ્રગતિમાં ભારે અસમાનતા જોવા મળે છે. વસ્તીના ધોરણે તેઓ જ્યાં ઊભા છે તે ક્રમ અનુસાર અને શૈક્ષણિક પ્રગતિના ધોરણે તેઓ જ્યાં ઊભા છે તે ક્રમ અનુસાર, લોકોના આ વર્ગોની તુલના કરતા આપણને શું જણાય છે ? મને જણાય છે કે વચગાળાનો વર્ગ એટલે કે અબ્રાહ્મણો કે જેઓ વસ્તીના ધોરણે ક્રમમાં પ્રથમ છે તેઓ કોલેજ શિક્ષણમાં ત્રીજા છે, માધ્યમિક શિક્ષણમાં ત્રીજા છે અને પ્રાથમિક શિક્ષણમાં ત્રીજા છે. પછાત વર્ગો કે જેઓ વસ્તીના ક્રમમાં બીજા છે તેઓ કોલેજ શિક્ષણ ક્રમમાં ચોથા છે, માધ્યમિક શિક્ષણના ક્રમમાં ચોથા છે અને પ્રાથમિક શિક્ષણના ક્રમમાં ચોથા છે. મુસ્લિમો કે જેઓ વસ્તીના ક્રમમાં ત્રીજા છે, તેઓ કોલેજ શિક્ષણના ક્રમમાં બીજા છે, માધ્યમિક શિક્ષણના ક્રમમાં બીજા છે, અને પ્રાથમિક શિક્ષણના ક્રમમાં બીજા છે. પ્રગતિશીલ હિંદુઓ કે જેઓ વસ્તીના ક્રમમાં ચોથા

છે તેઓ કૉલેજ શિક્ષણના ક્રમમાં પહેલા છે, માધ્યમિક શિક્ષણના ક્રમમાં પહેલા છે અને પ્રાથમિક શિક્ષણના ક્રમમાં પહેલા છે. હવે, મહોદય,મેં જુદી જુદી કોમોની શૈક્ષણિક પ્રગતિમાં રહેલી તુલનાત્મક અસમાનતાનો ખ્યાલ આપ્યો છે.પરંતુ, આ આંકડા પરથી આપણને, આપણા ઈલાકામાંની જુદી જુદી કોમોની પ્રગતિમાં રહેલી અસમાનતાના વ્યાપનો ખ્યાલ નથી આવતો. તેથી, હું માનનીય શિક્ષણ મંત્રીને તેમની ગંભીર વિચારણા માટે નીચેના આંકડા સાદર કરું છું, સૌ પ્રથમ પ્રાથમિક શિક્ષણ જોઈએ તો આપણને જણાય છે કે —

| | |
|---|---|
| પ્રગતિશીલ હિંદુઓ ......... | તેમની વસ્તીના ૧૦૦૦ દીઠ ૧૧૯ વિદ્યાર્થીઓ. |
| મુસ્લિમો ............... | તેમની વસ્તીના ૧૦૦૦ દીઠ ૯૨ વિદ્યાર્થીઓ. |
| વચગાળાનો વર્ગ ........... | તેમની વસ્તીના ૧૦૦૦ દીઠ ૩૮ વિદ્યાર્થીઓ. |
| પછાત વર્ગ ............. | તેમની વસ્તીના ૧૦૦૦ દીઠ ૧૮ વિદ્યાર્થીઓ. |

આ તો થઈ પ્રાથમિક શિક્ષણની સ્થિતિની વાત. માધ્યમિક શિક્ષણની વાત કરીએ તો આપણને જણાશે કે —

| | |
|---|---|
| પ્રગતિશીલ હિંદુઓ ......... | તેમની વસ્તીના એક લાખમાં ૩૦૦૦. |
| મુસ્લિમો ............... | તેમની વસ્તીના એક લાખમાં ૫૦૦. |
| વચગાળાનો વર્ગ ........... | તેમની વસ્તીના એક લાખમાં ૧૪. |
| પછાત વર્ગ ............. | તેમની વસ્તી એક લાખમાં ૧૪. |

આ માધ્યમિક શિક્ષણ અંગેની સ્થિતિની વાત થઈ.

હવે, કૉલેજ શિક્ષણની બાબતમાં જોઈએ તો આપણને જાણવા મળે છે કે —

| | |
|---|---|
| પ્રગતિશીલ હિંદુઓ ......... | તેમની વસ્તીના એ લાખમાં ૧૦૦૦. |

| | |
|---|---|
| મુસ્લિમો . . . . . . . . . . . . . . . . | તેમની વસ્તીના બે લાખમાં ૫૨. |
| વચગાળાનો વર્ગ . . . . . . . . . . . . | તેમની વસ્તીના બે લાખમાં ૧૪. |
| પછાત વર્ગ . . . . . . . . . . . . . . | શૂન્ય (અથવા જો કોઈ હોય તો લગભગ એક.) |

કોલેજ શિક્ષણની વાત કરીએ તો પછાત વર્ગની આ દશા છે જ્યારે તેમની કુલ વસ્તી લગભગ ૩૭.૧/૨ લાખ જેટલી છે. મહોદય, આ આંકડા પરથી નિર્ણાયક રીતે બે બાબતો નજરે પડે છે. એક, જુદી જુદી કોમો શિક્ષણની બાબતમાં સમાન ધોરણે નથી. આ આંકડા પરથી બીજી, એક બાબત પણ જણાઈ આવે છે જેના પ્રત્યે હું માનનીય ગૃહનું લક્ષ દોરવા માગું છું એટલે કે મુસ્લિમો શિક્ષણની બાબતમાં જબરજસ્ત રીતે સૌની આગળ નીકળી ગયા છે. મહોદય, આ કંઈ કાલ્પનિક નિવેદન નથી. મેં આ માનનીય ગૃહને આપ્યા તે આંકડા ૧૯૨૩-૨૪ માટેના મુંબઈના લોકશિક્ષણ નિયામકના અહેવાલમાંથી છે, અને આ દલીલના સમર્થનમાં હું, મુસ્લિમ સંમેલનના અધ્યક્ષસ્થાનેથી આવી જ ટકોર જેમણે કરી તેવા સર ઇબ્રાહીમ રહીમતુલ્લા જેવી વ્યક્તિનો અભિપ્રાય ટાંકુ છું. એ યાદ રહે કે હું આ નિવેદન કોઈપણ જાતની કટુતાની ભાવનાથી નથી કરતો એટલું જ નહિ પણ હું સરકારે મુસ્લિમોના શિક્ષણની બાબતમાં કરેલા પ્રયાસોથી દુભાતો પણ નથી. હું અહીં ભારપૂર્વક જણાવવા માગું છું કે આ દેશ જુદી જુદી કોમોનો બનેલો છે. આ તમામ કોમો પોતપોતાના દરજ્જા અને પ્રગતિની બાબતમાં અસમાન છે. જો તે સૌને સમાનતાના સ્તર સુધી લાવવી હોય તો એકમાત્ર ઉપાય એ છે કે અસમાનતાનો સિધ્ધાંત અપનાવવો અને જેઓ આ સ્તરથી નીચે હોય તેઓને પક્ષપાતભરી માવજત આપવી. હું જાણું છું કે એવા લોકો છે જેઓ વિરોધ કરે છે અને માવજતની સમાનતાના સિધ્ધાંતને વળગી રહે છે. પરંતુ હું કહીશ કે સરકારે મુસ્લિમોને આ સિધ્ધાંત લાગુ પાડીને એક સુંદર કાર્ય કર્યું છે. કારણ કે હું પ્રમાણિકતાથી માનું છું કે જેઓ અસમાન છે તેવા લોકોને માવજતની સમાનતા આપવી એ ઉદાસીનતા અને ઉપેક્ષાનું કેવળ બીજું નામ છે. મારી એકમાત્ર ફરિયાદ એ છે કે સરકારે હજી આ સિધ્ધાંત પછાત વર્ગોને લાગુ પાડવાનું વિચાર્યું નથી. આર્થિક ધોરણે વાત કરીએ કે સામાજિક દ્રષ્ટિએ વાત કરીએ, પછાત વર્ગો, બીજી કોઈપણ કોમ અપંગ નથી થઈ

ગઈ એટલા પ્રમાણમાં અપંગ થઈ ગયા છે. તેથી, હું માનું છું કે પક્ષપાતભરી માવજતનો સિધ્ધાંત એમના કેસમાં અપનાવવો જ જોઈએ. મેં દર્શાવ્યું તેમ, તેમની સ્થીતી મુસ્લિમોની હાલત કરતાં પણ બદતર છે અને મારી એક માત્ર દલીલ એ છે કે અત્યંત પક્ષપાતભરી માવજત જેઓ તેને માટે લાયક છે અને જેમને જેની જરૂરત છે તેમને જો આપવામાં નહિ આવે તો પછાત વર્ગોને, સરકાર મુસ્લિમો પ્રત્યે આપે છે તેના કરતાં સરકારનું વધુ લક્ષ પ્રાપ્ત કરવા માટે લાયક ગણવામાં આવશે. આ એક એવો પ્રશ્ન છે જેને આ ગૃહ સમક્ષ મૂકવાની મારી અત્યંત મહત્ત્વની ખ્વાહિશ છે, અને માનનીય શિક્ષણમંત્રીને મારી આગ્રહભરી વિનંતી છે કે મુસ્લિમ કોમના ઉત્કર્ષ માટે અપનાવવામાં આવ્યા છે તે જ પ્રમાણેનાં પધ્ધતિઓ ને સિધ્ધાંત પછાત વર્ગોના ઉત્કર્ષ માટે પણ તેમણે અપનાવવાં જોઈએ. મહોદય, ૧૮૯૨ના શિક્ષણ કમિશનના અહેવાલ અંગે ૧૮૮૫માં ભારત સરકારે બહાર પાડેલી સૂચનાઓ હું માનનીય મંત્રીને બતાવવા માગું છું. મુસ્લિમ કોમનું શિક્ષણ સુધારવા માટે જુદી જુદી દરખાસ્નો રજૂ કરવામાં આવી હતી; તેમ છતાં, જે દરખાસ્ત પર ભારત સરકારે ભાર મૂક્યો હતો તે, મુસ્લિમ કોમની શૈક્ષણિક જરૂરિયાતોની તપાસ કરવા માટે ખાસ નિરીક્ષણ કર્મચારીઓની નિમણૂક અંગેની હતી. મને લાગે છે કે દલિતોના શિક્ષણની કાળજી રાખવા માટે ખાસ નિરીક્ષણ કર્મચારીઓ માટે તેટલી જ તાકીદની જરૂરિયાત છે. મહોદય, હું એ જણાવીશ કે પ્રાથમિક શિક્ષણ અધિનિયમ એક ભારે અનિષ્ટ છે. કદાચ માનનીય સભ્યો મારી સાથે સંમત નહિ થાય, પરંતુ હું તો કહીશ જ કે એ એક અનિષ્ટ છે, તે બેવડું અનિષ્ટ છે. તે અનિષ્ટ છે કારણ કે શિક્ષણની જવાબદારી, શિક્ષણ એક મોટી જરૂરિયાત છે એવું સમજવા માટે જેઓ પૂરતા પ્રમાણમાં જાગ્રત નથી એવાઓના હાથમાં તબદીલ કરવામાં આવ્યું છે, જેમને શિક્ષણની જરૂરિયાતનું ભાન છે એવા લોકો જો હોય તો તેઓ આ પરિષદમાં જણાતા નથી. સ્થાનિક મંડળોના સભ્યો પણ, શિક્ષણ એક જરૂરિયાત છે એવું સમજવા માટે અશિક્ષિત છે. તેથી, હું કહું છું કે આ પરિષદે શિક્ષણ અંગેની જવાબદારી જેઓને શિક્ષણ માટે લાગણી નથી તેવા લોકોના હાથમાં તબદીલ કરીને ભારે અનિષ્ટ કર્યું છે. વળી, શિક્ષણની સ્થાનિક સંસ્થાઓને તબદીલ એક અનિષ્ટ છે કારણ કે એ બોજને એ રીતે એવા ખભા પર તબદીલ કર્યો છે જે ખભા તે ઉઠાવી શકે એટલા પહોળા નથી. મહોદય, આપણે સૌ જાણીએ છીએ કે આમજનતાનું શિક્ષણ મોટા ખર્ચની બાબત છે અને તે વેઠી શકે

એમ કહી શકાય એવું હોય તો તે આ પરિષદ છે જેનું મહેસૂલ રૂ. ૧૫.૧/૨ કરોડ છે અને નહિ કે સ્થાનિક સંસ્થાઓ જેમનું આછું-પાતળું મહેસૂલ અમુક લાખ રૂપિયા છે.

મહોદય, મને લાગે છે કે આ પરિષદે શિક્ષણને સ્થાનિક સંસ્થા ખાતે તબદીલ કરીને આમજનતામાં શિક્ષણના પ્રસારને લગભગ અચોક્કસ મુદત સુધી મોકૂફ રાખી દીધું છે અને એવું કરવામાં તેણે ગંભીર પ્રકારની ભૂલ કરી છે. પરંતુ, મહોદય, હું જે મુદ્દો રજૂ કરવા માગું છું તેની આ તો માત્ર પ્રારંભિક બાબત જ કહેવાય એટલે કે આ અનિષ્ટથી લોકોને સૌથી વધુ સહન કરવું પડતું હોય તે દલિતો છે. માનનીય સ્થાનિક સ્વરાજ્ય મંત્રી પ્રત્યે ભારે આદર સહિત મારે એ કહેવું પડે છે કે તેમનાં સ્થાનિક મંડલો સંગ્રહાલયમાં નાણાગૃહોની ફેશન તૈયાર કરવામાં પડયાં છે જ્યાં વ્યવસ્થાપકનો ઉદ્દેશ પ્રત્યેક જાતની એક વ્યક્તિ માટે સ્થાન તૈયાર કરે. મહોદય, દરેક સ્થાનિક સંસ્થામાં દલિતોના એક જ પ્રતિનિધિની જોગવાઈ કરવામાં આવી છે. આ વર્ગોના એક જ પ્રતિનિધિ રાખવાની શી ઉપયોગિતા છે ? હું એ સમજી શક્તો નથી. દા. ત.; જો સ્થાનિક મંડળમાં દલિતોના પ્રતિનિધિત્વનો ઉદ્દેશ, દલિતોનાં હિતમાં હોય તેવી નીતિને સ્થાનિક મંડળના માથે ઠોકી બેસાડવાનો હોય તો એ વ્યર્થ છે. કારણ કે એ નક્કી છે કે દસ કે બાર જણાની સંસ્થામાં એક વ્યક્તિની શી વિસાત ? ઈલાકાના તમામ ભાગોમાંથી આવતી ફરિયાદોને હું સાંભળું છું કે હાલના શાસન હેઠળ દલિતો પોતાને સૌથી વધુ અસહાય દશામાં જુએ છે. તેઓ એવા લોકોથી ઘેરાયેલા છે જેઓ કોઈ પણ રીતે પ્રગતિ અને સુખાકારી માટેની તેમની અપેક્ષાઓ કે તેમની ઇચ્છાઓમાં ભાગીદાર નથી. તેથી, આ જરૂરિયાત વધુ ને વધુ મોટી બની જાય છે. હું કહું છું કે આ સરકારે પોતાના પ્રત્યક્ષ નિયંત્રણ હેઠળ અમુક નિરીક્ષણ સંસ્થા નિયુક્ત કરવી જોઈએ જે જોશે કે શિક્ષણ જેવો વિષય જેમના હવાલામાં સોંપવામાં આવ્યો છે તેવી સંસ્થાઓ દલિતોની ઉપેક્ષા ન કરે. દલિતો વિશે બીજી વાત હું કહેવા માગું છું તે એ છે કે મેં જોયું છે કે બજેટમાં અમુક રકમ પછાત કોમો માટેની શિષ્યવૃત્તિઓ માટે અલગ મૂકવામાં આવી છે. હવે, મહોદય, બજેટમાં વપરાયેલો "પછાત વર્ગો" એ શબ્દપ્રયોગનો અર્થ હું સમજી શકતો નથી. મારી તો એવી બહુ ઈચ્છા હતી કે માનનીય મંત્રીએ, લોકશિક્ષણ નિયામકે તેમના અહેવાલમાં અપનાવ્યો છે તેવો જ શબ્દપ્રયોગ અપનાવ્યો હોત, અને હું એ જોવાની બહુ ઇચ્છા રાખું છું કે "પછાત વર્ગો" એ

શબ્દપ્રયોગમાં સમાવિષ્ટ કરવાનું તેઓ વિચારે છે તેવી જુદી જુદી કોમોમાંથી દરેક કોમને માટે તેઓ અલગ અને ભિન્ન એવી રકમની ફાળવણી કરે, ત્યારે જ અપણે, વચગાળાના હિંદુઓ, પછાત હિંદુઓ અને મુસ્લિમો વર્ષો વર્ષ કેવી પ્રગતિ કરે છે તે જાણવાની સ્થિતિમાં હોઈશું. હમણાં તો આપણે એક સાથે જૂથમાં બંધાયા છીએ; જ્યારે હકીકત તરીકે જોઈએ તો આપણા સૌને એક સાથે જૂથમાં બાંધવાનું કોઈ કારણ નથી, કારણ કે આપણે એકબીજાથી ચોકકસપણે જુદા છીએ, પછી ભલે આપણે એમ વખતોવખત કહ્યા કરીએ કે આપણે સૌ એક છીએ.

વળી ત્રીજી બાબત જે હું જણાવવા માગું છું અને જેના પ્રત્યે માનનીય મંત્રી પોતાની શ્રેષ્ઠ વિચારણા આપશે એવી મને આશા છે એ છે દલિતોના છોકરાઓને શિષ્યવૃત્તિઓ આપવાની રીત. હવે, શિષ્યવૃત્તિ એક સહાય તરીકે, કશીય સહાય હોય જ નહિ એના કરતાં, સારી છે. પરંતુ, મારા માનનીય મિત્ર શિક્ષણ મંત્રી, મારી પાસેથી જાણી શકશે કે મારી તપાસ અને મારા અનુભવના આધારે મને જણાયું છે કે શિષ્યવૃત્તિઓ આપવાની રીત ખરેખર જાહેર નાણાનો બગાડ જ છે. સરકાર દ્વારા અપાતી મદદ ખરેખર તો બાળકના શિક્ષણ માટેની મદદ છે એવું સમજવા માટે દલિત માતા-પિતા બહુ ગરીબ છે, બહુ અજ્ઞ છે. માતા-પિતા તો શિષ્યવૃત્તિને તેમના ખર્ચાને પહોંચી વળવા માટેની કુટુંબ સહાય તરીકે જુએ છે. ખરેખર છોકરાના શિક્ષણ માટે તે ઉપલબ્ધ કરાતી નથી અને શિષ્યવૃત્તિનો તો એ જ મુખ્ય ઉદ્દેશ છે. મહોદય, શિષ્યવૃત્તિ આપવાથી મેં જોયું છે કે છોકરો લક્ષ્ય સ્થળે કદી પહોંચી શક્તો નથી. તેના માટેનાં જુદાં જુદાં અનેક કારણો છે. સૌ પ્રથમ તો, દલિતનો છોકરો આસપાસના અનિષ્ટ વાતાવરણમાં ઉછરતો હોય છે.......

**માનનીય સભ્ય :** તેના માટે કોણ જવાબદાર છે ?

**ડૉ. બી. આર. આંબેડકર :** ભગવાન જાણે કોઈ પણ રીતે ઈષ્ટ ન ગણાય તેવા સંજોગોમાં તેનો ઉછેર થાય છે, અને છોકરાને શિષ્યવૃત્તિ મળે છે ત્યારે તમામ પ્રકારની અનિષ્ટ અસરોનો તે સહેલાઈથી ભોગ બની જાય છે. યોગ્ય દિશાસૂઝ વિના તે ઝૂકી જાય છે અને પોતાનું શિક્ષણ ત્યજી દે છે અને તેની પાછળ ખર્ચેલાં નાણા બરબાદ થાય છે તેથી, હું માનનીય મંત્રી સમક્ષ રજૂઆત કરું છું કે પછાત વર્ગોના શિક્ષણના ઉત્તેજન માટે કાં તો સરકાર તેની પોતાની મેળે શરૂ કરે અથવા તો ખાનગી

સંસ્થા શરૂ કરે તેવાં છાત્રાલયોને ઉત્તેજન આપવામાં આ નાણા ખર્ચવાનું શું તેઓ માટે વધુ સારું નહિ ગણાય ? મહોદય, એમ કરવાથી બેવડાં નાણા બચશે. સૌ પ્રથમ તો છાત્રાલયને લીધે છોકરો આસપાસની અનિષ્ટ પરિસ્થિતિમાંથી ઉગરી જાય છે તેના કારણે અસરકારક નિરીક્ષણ શક્ય બને છે અને છાત્રાલયનો વહીવટ ખાનગી સંસ્થા દ્વારા કરાતો હોય ત્યારે તેનો અર્થ સરકારનાં નાણાના કંઈક અંશે બચત એવો થશે.

મહોદય, હું મારે પક્ષે મળેલા ખૂબ ટૂંકા સમયમાં કરવા ઈચ્છું એવા આ ત્રણ સૂચનો છે. હું આશા રાખું છું કે મારા માનનીય મિત્ર શિક્ષણમંત્રી તેના અંગે કાળજીભરી વિચારણા કરશે અને એ બાબતમાં જરૂરી કાર્યવાહી હાથ ધરશે.



# ૭

# મુંબઈ યુનિવર્સિટી અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૧

ડૉ. બી. આર. આંબેડકર : પ્રમુખશ્રી, મુંબઈ યુનિવર્સિટી અંગે મારા માનનીય મિત્રે આપેલું. પ્રવચન મેં ખૂબ રસપૂર્વક સાંભળ્યું છે. એમના એક કલાક અને વીસ મિનિટ ચાલેલા પ્રવચનમાં એમણે આવરી લીધેલા વિષય અંગે તેઓ એટલા વિસ્તારપૂર્વક બોલ્યા છે કે મારે કહેવા માટે બહુ ઓછો સમય મળશે એવી મને ભીતી છે. તેમ છતાં મારા માનનીય મિત્ર યુનિવર્સિટીના પ્રતિનિધિ કે આપણે જે અંગે આજે ચર્ચા કરી રહ્યા છીએ તેવા આ મહત્ત્વના વિધેયક અંગે આપણને સલાહ આપવા જેમને ખાસ જણાવવામાં આવ્યું છે તેવા પ્રા. હેમિલે આ ગૃહ સમક્ષ હજી સુધી રજૂ નથી કર્યું અવું એક દૃષ્ટિબિંદુ છે, તે એક સદ્‌ભાગ્યની બાબત છે એવું હું માનું છું. મહોદય, મારા માનનીય મિત્ર શ્રી મુનશીએ પોતાના પ્રવચનનો વિચારપૂર્ણ ભાગ મુંબઈ યુનિવર્સિટીની રચના પરત્વે આપ્યો . વિધેયકમાં જણાવ્યા પ્રમાણે, સિન્ડીકેટ, સેનેટ અને એકેડેમિક કાઉન્સિલના સંબંધો વિષે તેમણે ભારે આત્મીયતાથી વાત કરી. યુનિવર્સિટીના સભ્ય થવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું નથી. તેથી, આ ખાસ વિધેયકમાં સમાવિષ્ટ કરાયેલી જોગવાઈઓથી આપણે સૌ ઇચ્છીએ છીએ તેવાં પરિણામ આવશે કે કેમ તે અંગે હું એટલી જ સત્તાપૂર્ણ રીતે કહી શકું નહિ. પરંતુ, મહોદય, મારે કહેવું જોઈએ- મારા માનનીય મિત્ર મુંબઈ યુનિવર્સિટીના સભ્ય પ્રત્યેના ઉચિત માન સાથે - કે આપણે, મારા માનનીય મિત્ર જે રીતે ઇચ્છે છે તે રીતે આ ત્રણ સંસ્થાઓ વચ્ચે સંબંધ સ્થાપવામાં સફળ થઈએ તો પણ, મન ડર છે કે અંતે તો આપણને કોઈ નક્કર પદાર્થ નહિ પરંતુ તેનો માત્ર પડછાયો જ પ્રાપ્ત થશે. મહોદય, આ વિધેયકનો પ્રાથમિક

ઉદ્દેશ તો માનનીય શિક્ષણમંત્રીને હું સમજી શક્યો છું ત્યાં સુધી, મુંબઈ યુનિવર્સિટીને વધુ સારું શિક્ષણ આપતી યુનિવર્સિટી તરીકે વ્યવસ્થિત કરવાની છે હું એ બાબતને આ વિધેયકના મુખ્ય ઉદ્દેશના એક ઉદ્દેશ તરીકે ગણું છું. હવે, મહોદય, આ વિધેયકમાં સમાવિષ્ટ છે તે જોગવાઈઓનું હું પૃથક્કરણ કરવા માંડું તો મારે કહેવું જોઈએ કે મને લાગે છે કે આ ખાસ બાબતમાં આપણને ચોક્કસ નિરાશા થવાની. આ યુનિવર્સિટીની સ્થાપના થઈ ત્યારથી જ આ યુનિવર્સિટીને જેના કારણે સહન કરવું પડતું આવ્યું હોય એવી સૌથી મોટી ખામીઓમાંની એક ખામી એ છે કે મુખ્યત્વે તેની રચના એક પરીક્ષક સંસ્થા તરીકે થઈ હતી.

મહોદય, એનો ખ્યાલ આવવો જોઈએ કે યુનિવર્સિટી, સંશોધનને ઉત્તેજન આપવામાં કે ઉચ્ચ શિક્ષણને આગળ ધપાવવામાં જો પરીક્ષા પદ્ધતિને પોતાના અસ્તિત્વનું સર્વસ્વ બનાવી દે તો એને સફળતા મળી શકે નહિ. આ હકીકત ૧૯૦૨ના યુનિવર્સિટી કમિશનને સમજાઈ હતી અને તે કમિશનના અહેવાલના પરિણામે જે વિધેયક આવ્યું તેમાં એ ખ્યાલ રાખવામાં આવ્યો કે જે કાનૂનથી, યુનિવર્સિટી અસ્તિત્વમાં આવી હોય તે કાનૂનમાં, યુનિવર્સિટી પરીક્ષાઓમાં બેસતા વિદ્વાનોની પરીક્ષા લેવાના પોતાના રાબેતા મુજબનાં કાર્ય ઉપરાંત શિક્ષણકાર્ય પણ પ્રત્યક્ષ રૂપે હાથ ધરી શકે એ માટે ફેરફાર કરવો જોઈએ. હવે, મહોદય, જ્યારે ૧૯૦૪નો પેલો ખાસ અધિનિયમ અમલમાં આવ્યો ત્યારે, યુનિવર્સિટીને અલબત્ત તે સમયે અસ્તિત્વમાં હતી જ તેવી સંખ્યાબંધ કોલેજોના અસ્તિત્વના કારણે ઉચ્ચ શિક્ષણ હાથ ધરવાનો પોતાનો પંથ બંધ થઈ ગયેલો જણાયો. તેથી, દેખીતી રીતે જ, મહોદય, યુનિવર્સિટી અનુસ્નાતક કામગીરી તરીકે ઓળખાતા ક્ષેત્રને પોતાની પાસે રાખે એટલું જ માત્ર યુનુવર્સિટી કરી શકે એમ થયું, અને ૧૯૧૨થી મુંબઈ યુનિવર્સિટી એ જ દિશામાં કામ કરતી આવી છે અને જેમણે સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રમાં અનુસ્નાતક કામગીરી શરૂ કરવાની હોય ખાસ તેવા જ વિદ્યાર્થીઓને સાચવવા માટે સ્કૂલ ઑફ સોશિયોલોજી એૅન્ડ ઇકોનોમિક્સની તેણે સ્થાપના કરી છે. મહોદય, હું સમજું છું કે યુનિવર્સિટી, ૧૯૦૪ના અધિનિયમથી પોતાને સોંપાયોલ કામગીરી પાર પાડવા માટે અમુક બીજા અનુસ્નાતક વિદ્યાશાખાઓ સ્થાપવા માટે પણ ઇચ્છુક છે. આ વિધેયક જેમણે ઘડ્યું હોય તેવી વ્યક્તિઓ પ્રત્યે ઉચિત માનની લાગણી સાથે, મહોદય, મારે કહેવું જોઈએ કે યુનિવર્સિટીએ શિક્ષણ આપતી યુનિવર્સિટી તરીકેનું પોતાનું કાર્ય પાર પાડવામાં યુનિવર્સિટીએ અપનાવેલ

વિભાજનની આ નીતિનાં પરિણામો પ્રત્યે તેમણે કશું લક્ષ આપ્યું નથી. મહોદય, મને લાગે છે કે મારા માનનીય મિત્ર પ્રા. હેમિલ અને મારા માનનીય મિત્ર શ્રી. મુનશી મારી સાથે સંમત થશે જ્યારે હું એમ કહીશ કે ૧૯૦૪નાં અધિનિયમથી અમલમાં લવાયેલ આ વિભાજન – જે દ્વારા યુનિવર્સિટીઓ પોતાની જાતને અનુસ્નાતક કામગીરી માટે સોંપી દીધી છે અને પૂર્વ-સ્નાતક કામગીરી કોલેજોને સોંપી દીધી છે – તેના કારણે બે સંસ્થા વચ્ચે અમુક અંશે સ્પર્ધા ઊભી થવા પામી છે – હું તો એમ પણ કહીશ કે અમુક પ્રમાણમાં દુશ્મનાવટ ઊભી થવા પામી છે. જોકે આ બાબતમાં મારો અનુભવ મર્યાદિત છે તેમ છતાં પણ, હું અમુક સમય માટે અહીંની એક કોલેજમાં પ્રાધ્યાપક હતો અને આજેય જોકે પ્રાધ્યાપક નથી તેમ છતાં પણ હું હજીય મારા જૂના સાથીદારોને ક્યારેક ક્યારેક મળતો રહું છું અને તેઓ મને કહે છે કે યુનિવર્સિટીના પ્રાધ્યાપકો અને કોલેજના પ્રાધ્યાપકો વચ્ચેના સંબંધો હોવા જોઈએ તેટલા મૈત્રીભર્યા નથી. મહોદય, ચોક્કસ એવું હશે જ. દા. ત.; જ્યારે યુનિવર્સિટી પોતે, જે બીજી કોલેજ તેમની પોતાની રીતે આવું જ શૈક્ષણિક કાર્ય ચલાવી જ રહી છે તેમના કરતાં કંઈક વધુ ઊંચું, કંઈક વધુ ચઢિયાતું સ્થાપે ત્યારે એકને બીજાની ઈર્ષા થાય એ સ્વાભાવિક છે. મહોદય, હવે હું કહીશ કે કોલેજનો પ્રાધ્યાપકીય સ્ટાફ યુનિવર્સિટી દ્વારા સ્થાપિત પ્રાધ્યાપકીય સ્ટાફ સાથે સુમેળભર્યા સંબંધોથી જોડાયેલો ન હોય તો કોલેજોને કે યુનિવર્સિટીને કે વિશાળ જનસમુદાયને કશો લાભ થાય એ રીતે કંઈ પણ સંશોધન થઈ શકે નહિ કે જ્ઞાનને ઉત્તેજન મળી શકે નહિ એમ હું માનું છું.

બીજું, મહોદય; હું એમ કહીશ કે યુનિવર્સિટી પોતે પૂર્વ-સ્નાતક શિક્ષણ કાર્ય ઉપાડી ન લે ત્યાં સુધી, ગમે તેટલા પ્રમાણનું અનુસ્નાતક કાર્ય ઉપરથી ઠોકી બેસાડવામાં આવ્યેથી કોઈ પણ પ્રકારનો અર્થ સરે નહિ. મહોદય, આપણે જેની વાત કરવાના છીએ તે જુદી જુદી કોલેજોની સ્થિતિ શું છે ? સરકારી કોલેજોને જવા દઈએ, , તો એ કહેવા માગું છું, મહોદય, કે મોટા ભાગની કોલેજની સ્થાપના ખાનગી પ્રયાસોને પરિણામે થવા પામી છે, અને કોલેજો પૂર્વસ્નાતકોની તાલીમ સાથે સંતોષકારક રીતે કદમ મિલાવી શકશે એમ હું માનતો નથી, એવું કહેવાની જ્યારે હું છૂટ લઉં છું, ત્યારે, આ કોલેજમાં સેવા આપતી હોય તેવી વ્યક્તિઓ પ્રત્યે મને કશો અનાદર છે એવો મારો કહેવાનો અર્થ નથી. સૌ પ્રથમ તો એ કોલેજોનો સ્ટાફ અપૂરતો છે. દા. ત.; બે વિષયો, એટલે કે જે મારા ખાસ વિષયો છે તે ઈતિહાસ અને રાજકીય અર્થતંત્રની

વાત કરીએ તો મને લાગે છે કે કોલેજ પાસે તેના સ્ટાફ પર આ વિષયો લેવા માટે સામાન્ય રીતે બે પ્રાધ્યાપકો છે. હવે મને લાગે છે કે કોલેજમાં બે પ્રાધ્યાપકો રાજકીય અર્થતંત્ર કે ઈતિહાસ જેવા વિશાળ વિષયો પર્યાપ્ત રીતે શીખવી શકે એવું માનવું ગલત ગણાશે. આનું પરિણામ એ આવ્યું, અને મને લાગે છે કે મારે માનનીય મિત્ર પ્રા. હેમિલ મારી સાથે સંમત થશે જ્યારે હું કહીશ કે દરેક પ્રાધ્યાપકને સપ્તાહમાં તેર કલાક જેટલા સમય સુધી લેકચર આપવાનું ફરજિયાત બને છે. હું કહીશ કે જે પ્રાધ્યાપક પાસે એવી સળંગ ગુલામીની દશામાં કામ કરવાનું હોય એ શિક્ષક શબ્દના સાચા અર્થમાં કદી શિક્ષક બની શકે જ નહિ. તે માત્ર, તૈયાર રાખેલી નોંધોની મદદથી કાર્ય કરતો એક ડાધિયો જ બની શકે છે. આપણે તેની પાસેથી કશી મૌલિકતાની અપેક્ષા રાખી શકીએ નહિ અને તેને સાંભળવાનું જેમને દુર્ભાગ્ય સાંપડ્યું હોય તેમને તે કશી પ્રેરણા આપી શકે નહિ. સમગ્ર અભ્યાસ કેવળ એક યાંત્રિક પ્રક્રિયા જ બની બેસવાનો. કોલેજો માત્ર ઓછા સ્ટાફવાળી છે એટલું જ નહિ પરંતુ તેમના સ્ટાફ પર સામાન્ય રીતે જે માણસો લેવામાં આવે છે તે એ કારણે નહિ કે તેમણે કોલેજોને આપવાનું જ્ઞાન તેમની પાસે વધુ છે પરંતુ એ કારણે કે તેઓ ઓછો પગાર સ્વીકારવા રાજી છે. અનુસ્નાતકોની આખી ફોજની મદદથી કોઈ પણ સાહસિક વ્યક્તિ કોલેજ ઊભી કરી શકે છે અને શિક્ષણને અનુસ્નાતકના કાબૂ હેઠળ લાવી શકે છે. મહોદય, હું કહીશ કે જો તમારું અનુસ્નાતક કાર્ય, મેં વર્ણવ્યું તેટલું બધું ખરાબ હોય, તો જે યુનિવર્સિટી અનુસ્નાતકને પોતાને ત્યાં કાર્ય કરવા માટે ઉપરથી ઠોકી બેસાડે તે યુનિવર્સિટી સાચા જ્ઞાનને કે સાચા સંશોધનને ઉત્તેજન આપવામાં સફળ બની શકે નહિ. ત્રીજું, હાલની પધ્ધતિમાં સંપૂર્ણ બગાડ રહેલો છે, અને મને લાગે છે કે યુનિવર્સિટીનું અને કોલેજોનું વધુ સારું સંચાલન કરીને આ બગાડને સહેલાઈથી નિવારી શકાય. દા. ત.; ખુદ મુંબઈ શહેરમાં રાજકીય અર્થતંત્રના શિક્ષણનો પ્રશ્ન લઈએ. મહોદય, મારી જાણ મુજબ સિડનહામ કોલેજ ઑફ કોમર્સમાં આશરે લગભગ છ પ્રાધ્યાપકો છે જેઓ ખાસ કરીને ઈતિહાસ અને રાજકીય અર્થતંત્ર અને વાણિજ્યિક ભૂગોળ શીખવે છે. વિલ્સન કોલેજમાં બે પ્રાધ્યાપકો છે જેઓ એ જ વિષયો શીખવે છે. એલ્ફીન્સ્ટન કોલેજમાં બે પાધ્યાપકો છે; સેંટ ઝેવિયર્સ કોલેજમાં બે પ્રાધ્યાપકો છે. આ બધું થઈને, મહોદય, મુંબઈ જેવા શહેરમાં આપણી પાસે, કહો કે, ઈતિહાસ અને રાજકીય અર્થતંત્ર શીખવતી એક વિદ્યાશાખા છે જે બાર શિક્ષકોની બનેલી છે. મહોદય, ચોકકસ એમ કહી શકાય કે જો

આ ચાર કોલેજોનું તેમના બાર પ્રાધ્યાપકો સાથેનું સંચાલન એવી રીતે ગોઠવી શકાય કે લેકચર આપવાની પદ્ધતિને એકત્રિત કરીને જુદી જુદી કોલેજોના વિદ્યાર્થીઓને, કોઈ એક અમુક કોલેજમાં અપાનારાં લેકચરોને સાંભળવાની અને તેમાં હાજર રહેવાની છૂટ આપવામાં આવે તો લેકચર આપનારા પ્રાધ્યાપકોને કોઈ અન્ય પ્રકારનું ખાસ કાર્ય કરવા માટે સહેલાઈથી મુક્ત કરી શકાય. જો આવું કરવામાં આવે તો મને સંપૂર્ણ ખાતરી છે કે, આ બાર સજ્જનો જેઓ હમણાં એક જ વિષયો અંગે જુદી જુદી કોલેજોમાં લેકચરો આપે છે તેઓ પૂર્વ સ્નાતક શિક્ષણકાર્ય સંભાળી શકશે એટલું જ નહિ બલકે અનુસ્નાતક શિક્ષણ કાર્ય પણ સંભાળી શકશે; જેથી કરીને આપણે હમણાં સ્કૂલ ઑફ સોશિયોલોજી ઍન્ડ ઇકોનોમિક્સના વિસ્તરણ અંગે જે ખર્ચ કરવું પડે છે તે ચોક્કસ બચાવી શકાશે અને અન્ય વિષયો અંગે તેનો વધુ સારો ઉપયોગ કરી શકાશે.

હવે, મહોદય, આવો દુર્વ્યય માત્ર ઇતિહાસ અને રાજકીય અર્થતંત્રના અનુસ્નાતક શિક્ષણકાર્યની બાબતમાં થાય છે એટલું જ નહિ; પરંતુ, મહોદય, હું કહીશ કે આવો દુર્વ્યય, યુનિવર્સિટી અનુસ્નાતક સંશોધન માટેના એક વિષય તરીકે જેને પોતાને માથે લે તેવા અન્ય કોઈ પણ વિષયની બાબતમાં પણ થશે જેનું સીધું કારણ એ જ કે આપણી કોલેજો પોતે લઘુ ( ખિસ્સા) યુનિવર્સિટીઓ બની ગઈ છે. દરેક કોલેજ લગભગ દરેક બુદ્ધિગ્રાહ્ય વિષય શીખવે છે અને એની પાસે એના કોલેજીયેટ સ્ટાફ પર પ્રાધ્યાપકો હોય છે જે યુનિવર્સિટી પરીક્ષાઓ માટે નિયત કરેલા હોય તેવા તમામ વિષયો શીખવે છે. પરિસ્થિતિ આ રીતની હોવાને લીધે, જો યુનિવર્સિટી અનુસ્નાતક કાર્ય માટે અલગ પ્રાધ્યાપકોની નિમણૂક કરે તો, મારે પ્રવચનના એક ભાગમાં અગાઉ મેં જણાવ્યું છે તેમ જુદા જુદા ગેરલાભો ઉપરાંત કાર્ય બેવડાવાનું અને બગાડ થવાનો એ ચોકકસ. તેથી, મહોદય, હું કહીશ કે જો વિધેયકનો ઉદ્દેશ ઉચ્ચ શિક્ષણ અને સંશોધનને ઉત્તેજન આપવાનો હોય તો શ્રેષ્ઠ રીત એ રહેશે કે હમણાં કરવામાં આવ્યું છે તેમ કોલેજોને યુનિવર્સિટીથી અલગ નહીં પાડવી પરંતુ એક એવું સંયોજન કરવું કે જેમાં યુનિવર્સિટી અને કોલેજો સમાનતાના ધોરણે સહયોગીઓ રહે અને પૂર્વ સ્નાતક અને અનુસ્નાતક એમ બંને અભ્યાસોને એક સાથે મળીને ઉત્તેજન આપવામાં ભાગ લઈ શકે. મહોદય, આ જે મેં કહ્યું એ, મારે કહેવું જોઈએ કે ખરેખર મારું કથન નથી. એ તો, કલકત્તા યુનિવર્સિટી સામે પડેલા આવા જ પ્રશ્નનું જેમાં પૃથક્કરણ કરાયું છે તે સેડલર કમિશને ભલામણ કરેલી વાત છે. એમાં તો કંઈ શંકા જ નથી કે સેડલર

કમિશન, આ દેશમાં શક્ય હોઈ શકે એવું એક સૌથી વધુ નિષ્ણાત કમિશન હતું. હું અંગત રીતે એ સમજી શક્યો નથી કે જેઓ પોતાના કાર્યમાં સંપૂર્ણ નિષ્ણાત હતા તેવા માણસોએ તૈયાર કરેલા અહેવાલને આ સરકાર કઈ રીતે ઠેબે ચઢાવી શકે અને સેડલર કમિશન પર બેઠેલા નિષ્ણાતોના વિગતપૂર્ણ અને સુવિચારિત ચુકાદા વિરુદ્ધ તે પછાડી શકે ?

મેં, મુંબઈ યુનિવર્સિટીની પુનર્રચના અંગે યુનિવર્સિટી સમિતિએ તૈયાર કરેલો અહેવાલ ભારે કાળજીપૂર્વક વાંચ્યો છે. પરંતુ, સેડલર કમિશનની ભલામણો કરતાં કંઈ કેટલાય ગણી વધુ અસરકારક ને લાભપ્રદ નીવડશે એવા મારા અભિપ્રાયને હું જેના પરિણામે બદલી શકું એવું કશું મને તેમાં જણાયું નથી. તેથી હું માનું છું કે જો મારે માનનીય મિત્ર શિક્ષણમંત્રી, કાં તો ખુદ આ વિધેયકમાં જ જોગવાઈઓ દાખલ કરીને અથવા તો વિનિયમો ઘડવાની બાબતમાં સેનેટને સત્તા આપીને, હજી કંઈક અંશે, યુનિવર્સિટીને, ભૌગોલિક રીતે સંકુલ કેન્દ્રોમાં આવેલી "અંગભૂત કોલેજો" કહેવાતી કોલેજો પર વધુ નિયંત્રણ રાખીને શિક્ષણકાર્યને સ્થાનવર્તી બનાવવાની છૂટ આપે, તો તે એક ખૂબ સુંદર બાબત ગણાશે. મને લાગે છે કે સમિતિએ સ્વીકાર્યું છે કે પૂના એવું સ્થળ છે જેમાં અલગ યુનિવર્સિટીની સ્થાપના માટેનો સમય પાકી ગયો છે. એમાં શંકા નથી કે ખુદ મુંબઈમાં પણ પોતાના માટે અલગ યુનિવર્સિટી સ્થાપવાનો સમય પાકી ગયો છે, અને મને લાગે છે કે જો આ બે કેન્દ્રોમાં આવેલી કોલેજોને અલગ કરવામાં આવે અને તેમને એક જૂથમાં રાખીને એક યુનિવર્સિટી બનાવવામાં આવે તો આપણે, ઉચ્ચ શિક્ષણ અને સંશોધનના ઉત્તેજનના પ્રશ્નને હલ કરી શકીશું. ઇલાકામાં જે છૂટી છવાઈ આવેલી છે તે મુફસિલ કોલેજોની બાબતમાં આપણે, "મુફસિલ બોર્ડ"ની સ્થાપનાની જેમાં ભલામણ કરવામાં આવી છે તે સેડલર કમિશનનું સૂચન અપનાવીને ખૂબ સહેલાઈથી કામગીરી કરી શકીએ. હું કહીશ કે સેડલર કમિશને સૂચવેલી યોજના, આ સુધારા સમિતિએ ભલામણ કરેલી યોજના એટલે કે રેક્ટરની નિમણૂક કરતાં સો દરજ્જે વધુ સારી છે. મહોદય, ખુદ યુનિવર્સિટીની રચના બાબતમાં મારે જે કંઈ કહેવું હતું તે બધું મેં કહ્યું.

હવે, હું, સેનેટની રચનાનો પ્રશ્ન હાથ ધરીશ. મારા માનનીય મિત્ર શ્રી.જાધવે જ્યારે એમ કહ્યું કે મુંબઈ યુનિવર્સિટીની સેનેટ પર પછાત કોમોના પ્રતિનિધિત્વની

જરૂરિયાતનો ખ્યાલ, ઉદ્દેશો અને કારણોના પત્રકમાં રાખવામાં આવ્યો નથી, ત્યારે તેમના પ્રવચનથી ગઈ કાલે ભારે ગરમાગરમી મચી ગઈ હતી. એ જોઈને મને કંઈક આશ્ચર્ય થયું કે મારા માનનીય મિત્ર, મુંબઈ યુનિવર્સિટીના સભ્ય, એકદમ ઉકળી ઊઠ્યા હતા. પરંતુ, મહોદય, હું એ જણાવીશ કે આપણે જે સીડીથી ચઢીએ છીએ તેને હડસેલી મૂકીએ છીએ, અને મારા માનનીય મિત્ર, યુનિવર્સિટીના સભ્ય, જેમણે ઝનૂનપૂર્વક એમ જણાવ્યું છે કે કોમવાદ સાથે એમને સ્નાનસૂતક નથી એ પોતે જ એમાં અપવાદ નથી. મહોદય, હું એમને યાદ અપાવવા માગું છું કે તેમણે પોતે જ, ગુજરાત ગુજરાતીઓ માટે છે તેવા કારણે પોતાને ટેકો આપવા યુનિવર્સિટીના સ્નાતકોને મેનિફેસ્ટો આપ્યો હતો. હવે હું તેમને પૂછવા ચાહીશ કે જો એ કોમવાદ નહોતો તો કોમવાદ શું છે ? હું ચાહીશ કે તેઓ તેનો જવાબ આપે.....

**શ્રી. કે. એમ. મુનશી :** મહોદય, મને કહેતા આનંદ થાય છે કે એ નિવેદન તદ્દન ખોટું છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** એ તદ્દન ખોટું નથી. મેં પોતે તમારો મેનિફેસ્ટો વાંચ્યો છે. જો કે રાજકારણીઓ ટૂંકી યાદદાસ્ત ધરાવતા માણસો છે.

આ ગૃહની અંદર જ હું જે કહેવા માગું છું તે આ છે કે મને નથી લાગતું કે હિંદુઓ અને મુસ્લિમો, જે પ્રમાણે તેમની રચના થઈ છે તે જોતાં, પ્રમાણિકતાથી એમ કહી શકે કે તેઓ એકબીજા પ્રત્યેના તેમના વલણમાં કોમવાદી નથી. આ ગૃહનો કોઈ પણ સભ્ય એમ નહિ કહી શકે કે તેના વલણમાં તે કોમવાદી નથી. જો કોઈ માનનીય સભ્ય આનો ઈનકાર કરે તો તેને મારો પડકાર છે.....

**રાવ બહાદુર આર. આર. કાળે :** હું એ વિધાનને પડકારું છું.

**માનનીય સભ્યો :** અમે પણ એ વિધાનને પડકારીએ છીએ.

**માનનીય પ્રમુખશ્રી :** શાંતિ, શાંતિ. મહેરબાની કરી મેજ પર બેસીને સામસામી વાતચીત ન જોઈએ.

**રાવ બહાદુર આર. આર. કાળે :** પણ માનનીય સભ્ય ડૉ. આંબેડકરે કહ્યું કે તેમના વિધાનનો જે કોઈ માનનીય સભ્ય ઈનકાર કરશે તેને તેઓ પડકારશે.

ડૉ. બી. આર. આંબેડકર : આ બાબતની વિરુદ્ધ એવું કહી શકાય એમ છે જ નહિ કે પ્રત્યેક હિંદુ અને પ્રત્યેક મુસ્લિમ અમુક જ્ઞાતિ કે કોમમાં જન્મ્યો છે. એનો પણ ઇનકાર કરી શકાય એમ નથી કે આપણે એક પ્રકારના કોમવાદી વાતાવરણમાં ઉછર્યા છીએ અને મોટા થયા છીએ. આપણે તે કોમની અપેક્ષાઓ અને મહેચ્છાઓના ભાગીદાર છીએ; આપણને તે કોમની અશક્તતાઓ જોઈને લાગી આવે છે અને પરિણામે, મારા મનમાં લગીરે શંકા નથી કે આ ગૃહમાં છે તે અને આ ગૃહની બહાર છે તે પ્રત્યેક સભ્ય પ્રત્યેક પ્રશ્ન પ્રત્યે સભાન રીતે કે અભાન રીતે કોમવાદી દ્રષ્ટિકોણથી જ જોશે.

માનનીય સભ્યો : ના, ના.

ડૉ. બી. આર. આંબેડકર : આ તમારી "ના" માં હું તદ્દન માનતો નથી. હું એને દંભ કહું છું "ના" ની બૂમ પાડવી એ તદ્દન ઢોંગ છે. મહોદય, ખુદ હું, આ ગૃહ સમક્ષ આવતા દરેક પ્રશ્નને – હું પ્રમાણિકતાથી એકરાર કરું છું – કોમવાદી દ્રષ્ટિકોણથી જોઉં છું અને હું મારી જાતને પૂછું છું કે તે દલિતો માટે સારું ગણાશે કે નહિ.

શ્રી. કે. એફ. નરીમાન : દિલગીર છું.

ડૉ. બી. આર. આંબેડકર : જેઓ "દિલગીર છું" એમ કહે છે તેઓ ખુદ કોમવાદથી મુક્ત નથી. બિન-કોમવાદ વિશે બોલવું બહુ સહેલું છે, કારણ કે તે કેવળ એક વાત જ થઈ ગણાય. મહોદય, આપણે જાણીએ છીએ કે આપણાં મન જ એવી રીતે ઘડાયાં છે કે આપણે બીજી કોમો સાથે સમાનતાના ધોરણે જોડાઈ શકીએ નહિ. જ્યારે આપણે આપણી દીકરીનું લગ્ન કરવાનું થાય છે ત્યારે આપણે પૂછવા માંડીએ છીએ કે વર આપણી પોતાની જ્ઞાતિનો છે કે નહિ (હસાહસ). જ્યારે આપણે ભોજન માટે મહેમાનોને આમંત્રીએ છીએ ત્યારે આપણે પૂછીએ છીએ કે તેઓ આપણી પોતાની કોમના સભ્યો છે કે કેમ.. ...

શ્રી. બી. જી. પહલજાણી : હું એને પડકારું છું.

ડૉ. બી. આર. આંબેડકર : આપણે આવું નથી કરતા એમ કહેવું એ કેવળ દંભ છે. હું આશા રાખું છું કે માનનીય સભ્યો એ સમજશે કે આ એક એવી ખામી છે જેના માટે હું કોઈ એક કોમ પર આરોપ નહિ મૂકું. મહોદય, હું કહીશ કે એ એક

કલંક છે જેને કારણે આપણને સૌને સહન કરવાનું આવે છે. જો એમ જ હોય, તો એ વાત પિછાણી લેવી જોઈએ કે કોઈ પણ એક કોમ, તે બુદ્ધિશાળી રીતે ગમે તેટલી પ્રગતિશીલ બની ગઈ હોય તો પણ, બીજી કોમોની રક્ષક બની શકે નહિ. આ વાત તો, સુધારા અધિનિયમ જેમણે ઘડ્યો તે કાયદા ઘડનારાઓએ પણ પિછાણી છે. જો એમ ન હોત, તો આપણે આ પરિષદમાં મુસ્લિમો માટે અલગ પ્રતિનિધિત્વ અને દલિતો માટે અલગ પ્રતિનિધિત્વ જોઈ શકત નહિ. આપણે આ પરિસ્થિતિનો વ્યાપક દ્રષ્ટિકોણ ધરાવવા માટે સંવૈધાનિક રીતે અશક્ત છીએ તે કારણસર અને કોમવાદનાં સક્રિય બળોને અંકુશમાં રાખી શકાય તે માટે, આ પ્રતિઅંકુશની જોગવાઈ કરવામાં આવી છે અને મને લાગે છે કે આ કાયદો ઘડનારાઓએ એની બહુ બુદ્ધિપૂર્વક જોગવાઈ કરી છે. મહોદય, હું આ મુદ્દા પર પ્રમાણિક થવા ચાહીશ અને હું આશા રાખું છું કે માનનીય સભ્યો પણ પ્રમાણિક થશે. વાત એક બાબતની કરવી અને કાર્ય બીજી બાબતોનું કરવું એનો કશો અર્થ નથી. હું કહીશ કે જે કોમો બુદ્ધિશાળી દ્રષ્ટિએ પ્રગતિશીલ નથી તે કોમોનું મુંબઈ યુનિવર્સિટીની સેનેટ પર પ્રતિનિધિત્વ જરૂરી શા માટે ન હોય તેનું કારણ આ જ છે. મહોદય, હું કહેવા માગું છું કે આ બાબતમાં સેનેટ જાણી જોઈને કશો પૂર્વગ્રહ ધરાવે છે એવો આરોપ એના પર હું બિલકુલ નહિ મૂકું, તેમ છતાં હું કહીશ કે મુંબઈ યુનિવર્સિટીની અત્યાર સુધીની નીતિ પછાત વર્ગો અથવા દલિતો માટે બહુ પ્રોત્સાહક રહી નથી. હું માત્ર એક જ દ્રષ્ટાંત ટાંકીશ. યુનિવર્સિટીએ અપનાવેલ શિક્ષણ પધ્ધતિનું દ્રષ્ટાંત લો. એ વિશે મારા મનમાં જરાય શંકા નથી અને હું નથી માનતો કે જેઓ યુનિવર્સિટીનું પ્રતિનિધિત્વ ધરાવે છે તેઓ એ હકીકતનો ઇનકાર કરશે કે આપણી પરીક્ષાની પધ્ધતિ આજે ભારતમાં અસ્તિત્વ ધરાવતી એક શક્ય તેટલી કડક પધ્ધતિ છે. બેશક, આ બાબતને, જેઓ એમ માને છે કે પરીક્ષાનું ધોરણ ઊંચુ લાવવું એટલે શિક્ષણનું ધોરણ ઊંચું લાવવું એવા ભારતમાંના અમુક શિક્ષણશાસ્ત્રીઓએ વાજબી ઠરાવી છે. માનપૂર્વક હું તેઓથી જુદો પડું છું. પરીક્ષા એ એવી બાબત છે જે શિક્ષણ કરતાં સાવ ભિન્ન છે; પરંતુ શિક્ષણનું ધોરણ ઊંચું લાવવાના નામે તેઓ પરીક્ષાઓને એટલી અશક્ય અને એટલી કડક બનાવી દે છે કે જેમને અત્યાર સુધી યુનિવર્સિટીના દરવાજામાં પ્રવેશવાની તક નથી મળી તેવી પછાત કોમોને તદ્દન બહાર રાખવામાં આવે છે. પરંતુ હું એ વિશે કંઈ બોલવા માગતો નથી; કારણ કે એ પધ્ધતિ તમામ કોમોને સમાન રીતે લાગુ પડે છે. પરંતુ, મહોદય,

એ અંગે સહેજ વિચાર કરો. યુનિવર્સિટીએ કદી એનો વિચાર કર્યો છે કે સાથોસાથ લેવાતી પરીક્ષાઓની પછાત કોમોના શિક્ષણની પ્રગતિ પર કેવી અસર પડે છે ? અમુક ઉમેદવારે તે જે પરીક્ષામાં બેસે તેમાં તમામ પ્રશ્નપત્રોમાં એકી ધડાકે પાસ થવાનું રહેશે એવી માગણી કરવામાં કયો સદ્‌ગુણ રહ્યો છે તે મને નથી સમજાતું. જેમના માતા – પિતા પૂરતાં ધનિક હોય, જેઓ દિવસ દરમિયાન કોલેજોમાં હાજરી આપવા માટે સમય ફાજલ પાડી શકે એમ હોય અને જેઓ પોતાના સમગ્ર સમય શિક્ષણને આપી શકતા હોય તેવાં વિદ્યાર્થીઓ માટે આ એક ઉદાસીનતાની બાબત હોઈ શકે. પરંતુ જે માતાપિતા નિર્ધન હોય, ગરીબીનો માર ખાધેલ હોય, જેઓ પોતાની બંને સમયની રોટી મળી શકે તે માટે કુટુંબની કમાણીમાં ઉમેરો થાય તે ખાતર દિવસના સમય દરમિયાન પોતાનો પુત્ર કમાય તેવું ઈચ્છતા હોય તેવા માતાપિતાનું શું ? જે છોકરાને યુનિવર્સિટી શિક્ષણ પાછળ આપવા માટે દિવસના ૧૨ કલાક દરમિયાન બહુ ઓછો સમય મળતો હોય તેનું શું ? ખરેખર તો જો યુનિવર્સિટીએ પછાત કોમોની આર્થિક સ્થિતિ માટે વિચાર્યું હોત તો ચોકકસ તે, મારા મતે જે તદ્દન ગેરવાજબી અને અડબંગ છે તેવી સાથોસાથ લેવાતી પરીક્ષાઓની પધ્ધતિની પાછળ આદું ખાઈને પડી ન હોત. મારા મનમાં હમણાં જ આવ્યું તેવું બીજું એક દ્રષ્ટાંત હું તમને આપું છું, કારણ કે મારા માનનીય મિત્ર શ્રી. મુનશી કહે છે કે યુનિવર્સિટી કોઈના પ્રત્યે કોઈ પણ જાતના પક્ષપાત દર્શાવ્યા વિના બધું જ કામકાજ કરે છે. મારા એક મિત્ર જેને યુનિવર્સિટી સેનેટમાં નિયુક્ત કરવામાં આવ્યા છે તેમણે મને એક દિવસ કહ્યું કે તેમણે, દલિતોનાં જે વિદ્યાર્થીઓ યુનિવર્સિટી પરીક્ષાઓમાં બેસે તેમને ફીની બાબતમાં કંઈક છૂટછાટ આપવી જોઈએ એવો ઠરાવ સેનેટમાં બે વાર રજૂ કર્યો. તેમના કહેવા પરથી હું સમજી ગયો કે સેનેટે તેમના પ્રસ્તાવને બંનેવાર ઉડાવી દીધો હતો.

**એક માનનીય સભ્ય :** તમામ કોમોમાં ગરીબ લોકો છે.

**માનનીય પ્રમુખશ્રી :** અવરોધોની પરવા કર્યા વિના માનનીય સભ્ય પોતાનું વક્તવ્ય જારી રાખે.

**ડૉ. બી. આર. આંબેડકર :** એ બાબતનો સર્વત્ર સ્વીકાર કરવામાં આવ્યો છે, સરકારે પણ એ સ્વીકાર્યું છે કે એવી કોમો છે જે આર્થિક દ્રષ્ટિએ ગરીબ છે અને જેને સરકાર તરફથી અમુક ખાસ છૂટછાટ જરૂર મળવી જ જોઈએ, જેથી કરીને તેઓ

અન્ય કોમો જે કક્ષાએ ઊભી છે તે જ કક્ષાએ આવી શકે. સેનેટ જો આવા શાણા સિદ્ધાંતની કદર ન કરે અને એને સમજે નહિ તો હું કહીશ કે એવી સેનેટ પછાત વર્ગોનાં હિતની રક્ષક કદીય બની શકે નહિ.

મારા માનનીય મિત્ર પ્રાધ્યાપક હેમિલે તેમના પ્રવચન દરમિયાન અમુક ટકોર કરી, અને મને લાગે છે કે એ જરૂરી છે કે હું એમની સાથે એ અંગે છણાવટ કરું, જો કે હું આ ગૃહનો ઝાઝો સમય લેવા માગતો નથી. એમણે કહ્યું કે દલિતોને અને પછાત વર્ગોને, જો તેઓ યુનિવર્સિટીની કાર્યક્ષમતાને મદદરૂપ બની શકે તો સેનેટ પર ચોક્કસ નામનિયુક્તિ મળવી જોઈએ. મને લાગે છે કે તેમણે અપનાવેલું દલીલનું ધોરણ આવું હતું કે જો દલિત સભ્યો શૈક્ષણિક બાબતોમાં નિષ્ણાત હોય તો તેઓને મુંબઈ યુનિવર્સિટીની સેનેટ પર ચોક્કસ બેઠક મળવી જોઈએ. હવે, હું એમ કહેવા માગું છું કે મારા માનનીય મિત્ર પ્રાધ્યાપક હેમિલ જ્યારે એવું વિધાન કરે છે ત્યારે સેનેટના સાચા કાર્યને તદ્દન ભૂલી જાય છે. સેનેટ એ કંઈ યુનિવર્સિટીની કારોબારી સંસ્થા નથી. પછાત વર્ગોના કોઈ પણ સભ્યે સિન્ડીકેટ પર અથવા એકેડેમિક કાઉન્સિલ પર કોઈ ખાસ પ્રતિનિધિત્વની માગણી નથી કરી. હું જાણું છું, અને મારા માનનીય મિત્ર પ્રાધ્યાપક હેમિલને જેટલો છે તેટલો જ મને પણ ખ્યાલ છે કે આ બંને સંસ્થાઓ બેશક એવી સંસ્થાઓ છે જેના પર નિષ્ણાત વ્યક્તિઓ જ હોવી જોઈએ જેઓ યુનિવર્સિટીનો તમાશો ચાલુ રાખે. પરંતુ મારે એમને યાદ અપાવવું છે કે સેનેટને તો સમગ્રતયા વિધાયી સંસ્થા તરીકે રાખવાનો ઉદ્દેશ છે અને એવી સંસ્થા તરીકેનું તેનું કાર્ય છે. પછાત કોમોની જરૂરિયાતોને રજૂ કરવી અને એવી જરૂરિયાતોને સંતોષવા માટે આવશ્યક હોય તેવી સવલતો સૂચવવી. મારા અભિપ્રાય મુજબ સેનેટ આપણી વિધાન પરિષદને મળતી આવતી સંસ્થા છે અને આપણે આ વિધાન પરિષદમાં દલિતોમાંથી સભ્યો છે જેઓને નીમવામાં આવે છે એનું કારણ એ નહિ કે તેઓની ઇચ્છા, સરકારી બાજુએ અહીં બેઠેલા માનનીય સભ્યોને સ્થાનભ્રષ્ટ કરવાની છે પરંતુ એમનું એકમાત્ર કામકાજ અહીં એ છે કે અશક્તતાઓ હેઠળ સહન કરતી હોય તેવી કોમોની જરૂરિયાતો શી છે તે સરકારને બતાવવું. અમે જે માગીએ છીએ તે આ છે, અને મને લાગે છે કે જ્યારે મારા માનનીય મિત્ર એ મુદ્દો ઉઠાવે છે ત્યારે તેઓ સંપૂર્ણ રીતે ભૂલી જાય છે કે સેનેટ હોવાનો ઉદ્દેશ શું છે.

હવે, મહોદય, હું સમાપન કરું એ પહેલાં, હું એક બાબત અત્યંત ભાર દઈને જણાવવા માગું છું. મહોદય, સ્વરાજ પક્ષના માનનીય સભ્યોની માગણી છે કે આપણે પ્રાંતિક સ્વાયત્તતા હોવી જોઈએ. મહોદય, એ એવી માગણી છે જે આવકારપાત્ર માગણી કહી શકાય. પરંતુ, મહોદય, હું કહેવા માગું છું કે જયારે ત્રણ ચતુર્થાંશ વસ્તી અજ્ઞાનમાં ડૂબકા ખાતી હોય અને પોતાના અધિકારો અને જવાબદારીઓ જાણતી ન હોય ત્યારે સ્વાયત્તતાની કશી આશા રાખી શકાય નહિ. ત્રણ ચતુર્થાંશ વસ્તી અજ્ઞાનમાં ડૂબકાં ખાય છે એ હકીકતને લક્ષમાં લીધા વિના જો આપણને સ્વરાજ મળી જ જાય, તો આપણી પ્રતિનિધિત્વ પધ્ધતિ એક છલના બની રહેશે અને ગરીબી વિરૂધ્ધ સંપત્તિનું, નિર્બળતા વિરૂધ્ધ શક્તિનું શાસન આવી પડશે. ખરેખર તો એવું જ થશે. તેથી, મહોદય, હું કહું છું કે જો આપણે પ્રાંતિક સ્વાયત્તતાની ઈચ્છા રાખતા હોઈએ તો આપણે બે બાબતોને સુનિશ્ચિત કરવી જોઈએ. એક બાબત એ છે કે શૈક્ષણિક દ્રષ્ટિએ પછાત હોય તેવી કોમોને આધુનિક શિક્ષણની પ્રત્યેક કક્ષાએ પ્રત્યેક વ્યક્તિ પહોંચી શકે એવી તક આપવી જોઈએ કે જેથી કરીને તેઓને નાગરિકત્વના પોતાના અધિકારો અને જવાબદારીઓનો ખ્યાલ આવે, અને બીજી બાબત એ છે કે આ કોમોને દરેક પ્રકારનો પ્રવેશ મળી શકે તેમ કરવા માટે, હાલના સંજોગો હેઠળ એ તદ્દન આવશ્યક બની ગયું છે કે આ કોમો માટે ખાસ પ્રતિનિધિત્વની જોગવાઈ કરવામાં આવે.

મહોદય, હું બેસી જાઉં તે પહેલાં, એક બાબતની હું ચોખવટ કરી લેવા માગું છું. આપ મહોદયે, ગઈ કાલે અમને એક રૂલિંગ આપ્યું જેના વિષે મારા મનમાં સ્પષ્ટતા થતી નથી. મહોદય, આપના ગઈ કાલના રૂલિંગ પરથી હું સમજું છું કે કોમી પ્રતિનિધિત્વનો સિધ્ધાંત ઉડાડી મૂકવામાં આવ્યો છે. હવે, તેનાથી હું એમ સમજું છું કે કોમી પ્રતિનિધિત્વનો સિધ્ધાંત, એ શબ્દના સામાન્ય અર્થમાં, એટલે કે અમુક કોમોના મતદારોનું તે કોમમાંથી સભ્ય ચૂંટી કાઢવા માટે એક જૂથ બનાવવાનું હોય છે એ સિધ્ધાંત ફગાવી દેવામાં આવ્યો છે. આપના રૂલિંગનું મારું અર્થઘટન એવું છે. આના કારણે યુનિવર્સિટીની જુદી જુદી સંસ્થા પર એ શબ્દપ્રયોગના એ અર્થમાં કોમી પ્રતિનિધિત્વનો પ્રશ્ન ઉઠાવવામાંથી અમને હવે બાકાત રાખવામાં આવ્યા છે. પરંતુ, મને નથી લાગતું કે આપના રૂલિંગના કથનનો વ્યાપ એટલો બધો મોટો હોય કે જેથી કરીને અમે નિયુક્તિ માટે જે અનામત રાખવામાં આવી છે તે ૪૦ બેઠકોની વહેંચણી કઈ રીતે કરવામાં આવશે એ બાબતમાં કશું કહી શકીએ જ નહિ. હું કહું છું કે તે

ખાસ બાબત આ ગૃહના માનનીય સભ્યો માટે પ્રવર સમિતિમાં અથવા બીજા વાચન વખતે ચર્ચા કરવા માટે હજી ખુલ્લી છે. તેથી, મારા માનનીય મિત્ર શિક્ષણમંત્રીને હું પૂછવા માગું છું કે તેમની આ સમાપન ટકોરમાં તેમણે તે મુદ્દા અંગે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવી જોઈએ; કારણ કે હું અત્યંત ભારપૂર્વક જણાવવા માગું છું કે આ પછાત કોમોને સેનેટ પર પ્રતિનિધિત્વ આપવા માટે જોગવાઈ કરવામાં નહિ આવે ત્યાં સુધી, આ વિધેયકની અમારે મન કોઈ કરતાં કોઈ પણ પ્રકારની કિંમત નહિ રહે, અને હું મારા પૂરતું તેની વિરુદ્ધ મતદાન કરીશ.

● ● ●

# ૮

# મુંબઈ યુનિવર્સિટી અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૨

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, કલમ-૩ માં મારો સુધારો રજૂ કરતાં પહેલાં હું, કાગળ ઉપર દેખાય છે તે પ્રમાણે સુધારામાં થઈ ગયેલી ટાઈપિસ્ટની ભૂલને સુધારવા માગું છું. સુધારો આ રીતે વંચાવો જોઈએ :

"સમાવિષ્ટ કરાયેલી કોલેજ એટલે એવી સંસ્થા કે જે, અન્ય કોલેજોમાં કોઈ પણ પ્રકારની પર્યાપ્ત રીતે જેની જોગવાઈ કરવામાં આવી ન હોય તેવા વિષયોના ખાસ જૂથના અભ્યાસ માટે, ખુદ યુનિવર્સિટી દ્વારા સ્થાપિત અને સંચાલિત હોય.

મહોદય, હું રજૂ કરવા વિચારું છું તેવો આ સુધારો પરિણામલક્ષી સુધારો છે જેનો આધાર વિધેયકની કલમ-૨૫ નો મુખ્ય સુધારો પાસ થાય તેના પર છે અને તે હું રજૂ કરીશ. જો તે સુધારો પસાર ન થાય તો આ સુધારો રજૂ કરવાનું મારે માટે જરૂરી બનશે નહિ. તેથી, હું કહેવા માગું છું કે કલમ-૨૫ નો મારો મુખ્ય સુધારો પસાર થઈ જાય પછી આ સુધારો રજૂ કરવાની મને છૂટ આપવામાં આવે. જો હું આ સુધારો હમણાં રજૂ કરું અને પાછળથી જો મારો મુખ્ય સુધારો ઉડાડી મૂકવામાં આવે તો મેં ગૃહનો સમય બરબાદ કર્યો હોવાનું ગણાશે.

●

## કોલેજોનો યુનિવર્સિટી સાથે સંબંધ

ડૉ. બી. આર. આંબેડકર : પ્રમુખશ્રી, કલમ-૭ ના મારા સુધારાનો પહેલો ભાગ, કલમ-૨૫ના સુધારા પર આધાર રાખતો પરિણામલક્ષી સુધારો છે. તેથી, મહોદય, હું વિનંતિ કરું છું કે કલમ-૨૫ના સુધારાનો નિકાલ ન આવે ત્યાં સુધી તેને મુલતવી રાખવામાં આવે.

માનનીય પ્રમુખ : હું એને મુલતવી રાખીશ.

ડૉ. બી. આર. આંબેડકર : કલમ-૭ ના મારા બીજા સુધારા અંગે હું સમજું છું કે માનનીય મંત્રી, જે અંગે અમે સંમત થઈ શકીએ એવો મારા સુધારામાં કંઈક સુધારો પોતે તૈયાર કરી શકે તેમ છે કે કેમ તે વિચારવાનો થોડોક સમય મળે એમ ઈચ્છે છે.

માનનીય પ્રમુખ : માનનીય સભ્ય પોતાનો સુધારો રજૂ કરી શકશે ?

ડૉ. બી. આર. આંબેડકર : કલમ-૭નો મારો બીજો સુધારો આ રીતનો છે :

વિધેયકમાં નીચેની કલમ ઉમેરો :

"૭ (બી) સરકારી તિજોરીમાંથી સહાયક ગ્રાન્ટના હેતુઓ માટે, સરકાર દ્વારા એકલી યુનિવર્સિટી મારફત હોય તે સિવાય, કોઈ પણ કોલેજને સહાયક ગ્રાન્ટ આપવામાં આવશે નહિ."

જેની મેં જાણ કરી છે તે સુધારામાં "કોલેજ" એ શબ્દ પહેલાં "સિવાય" એ શબ્દ દાખલ કરવાનું હું ઇચ્છું છું. ટાઈપિસ્ટની ભૂલને કારણે એ શબ્દ છોડી દેવામાં આવ્યો હતો.

મહોદય, આ સુધારો રજૂ કરવામાં મારાં કારણો આ રહ્યાં. નવા અધિનિયમ હેઠળ, અગાઉ કરવામાં આવતું હતું તેના કરતાં ખૂબ જ પ્રત્યક્ષ રીતે શિક્ષણકાર્યને હાથ ધરવાની જવાબદારી યુનિવર્સિટીને સોંપવામાં આવી છે. હવે, જો કે શિક્ષણ માટેની જવાબદારી આ અધિનિયમની જોગવાઈઓ દ્વારા યુનિવર્સિટીને શિરે મૂકવામાં આવી છે તેમ છતાં, જે કોલેજો યુનિવર્સિટી સાથે જોડાશે તે કોલેજો આ યુનિવર્સિટી હેઠળ શિક્ષણનું વ્યવહારુ કાર્ય કરતી પ્રાથમિક સંસ્થાઓ ગણાશે એ વાત માન્ય રાખવાની

રહેશે. હવે, મહોદય, હું કહીશ કે યુનિવર્સિટીને, કોલેજોમાં અપાતું શિક્ષણકાર્ય વિનિયમિત કરવા માટે કોલેજો પર અમુક નિયંત્રણની છૂટ આપવામાં ન આવે, તો મને લાગે છે કે યુનિવર્સિટીને શિક્ષણનું ધોરણ જાળવી રાખવા માટે જવાબદાર ઠરાવવાનું વાજબી નહિ ગણાય. જો યુનિવર્સિટીએ આ જવાબદારી અદા કરવાની હોય તો કોલેજોને નિયંત્રણમાં રાખવાની અને તેમના શિક્ષણકાર્યને વિનિયમિત કરવાની તેને સત્તા આપવી જ જોઈએ. હવે, મહોદય, હાલના કાયદા હેઠળ, યુનિવર્સિટી પાસે આ કોલેજો પર નિયંત્રણ રાખવાનું જે એક માત્ર સાધન છે તે એ છે કે હું માનું છું ત્યાં સુધી યુનિવર્સિટી એક નિરીક્ષણ સમિતિની નિમણૂક કરે છે જે સમિતિ અમુક જણાવેલા સમયાંતરે આ કોલેજોની મુલાકાત લે છે, નિરીક્ષણ કરે છે અને તેમાં સંચાલન તથા સાધનસામગ્રીમાં કઈ કઈ ક્ષતિઓ છે ને શોધી કાઢે છે. હું માનું છું કે તે સમિતિ .....

શ્રી. પી. આર. ચિકોડી : હું વ્યવસ્થાનો મુદ્દો ઉઠાવું છું . માનનીય સભ્યના સુધારાના ચોકકસ શબ્દો કેવા છે તે હું જાણવા માગું છું.

માનનીય પ્રમુખ : એ વાંચી સંભળાવવામાં આવ્યા હતા, "સિવાય" એ શબ્દ ઉમેરવામાં આવ્યો છે.

ડૉ. બી. આર. આંબેડકર : હવે, મહોદય, મને જણાય છે કે યુનિવર્સિટી જે દ્વારા પોતાનાં વિનિયમોનું કોલેજો પાસે પાલન કરાવી શકે તેવું યુનિવર્સિટીનું આ કોલેજો પરનું નિયંત્રણનું એકમાત્ર સાધન આ નિરીક્ષણ સમિતિ મારફત જ છે. હું સમજું છું કે આ નિરીક્ષણ સમિતિ પ્રસંગોપાત્ત મુલાકાતી પ્રવાસે જાય છે, અને કોલેજોના સંચાલનમાં જણાતી ક્ષતિઓ અંગે અહેવાલ તૈયાર કરે છે, અને એ અહેવાલ, હું સમજું છું તે મુજબ, યુનિવર્સિટીની સ્થાયી સમિતિ સમક્ષ રજૂ કરે છે, અને સ્થાયી સમિતિ, નિરીક્ષણ સમિતિએ દર્શાવેલી ક્ષતિઓ અંગેનો પોતાનો અભિપ્રાય સિન્ડિકેટને જણાવે છે. કોલેજો પર નિયંત્રણ રાખવાની બાબતમાં યુનિવર્સિટીએ ઘડેલા શિસ્તના નિયમોનું પાલન કરાવીને આજે જે કંઈ કરવામાં આવે છે તે બધું આવું છે. હવે, હું કહીશ કે એ પૂરતું નથી, કારણ કે જો કોલેજો, આ નિરીક્ષણ સમિતિના અહેવાલના આધારે યુનિવર્સિટીએ આપેલા આદેશોનું પાલન ન કરે, તો આ કોલેજો પર યુનિવર્સિટીને જે એકમાત્ર અસરકારક સત્તા છે તે એ છે કે તે આ કોલેજોનું જોડાણ રદ કરી નાંખે.

હવે, મહોદય, હું જણાવું છું કે એ એવી સત્તા છે જે બહુ સખત નથી; એ એવી સત્તા છે જે નાબૂદ કરવાની સત્તા છે. યુનિવર્સિટીને, હકીકતની દ્રષ્ટિએ, કૉલેજોની રીતરસમો સુધારવાની કશી સત્તા નથી. બીજા શબ્દોમાં કહીએ તો, યુનિવર્સિટીને કોલેજો પર જે છે તે નિયંત્રણની હાલની પદ્ધતિ હેઠળ, આજે યુનિવર્સિટી, કૉલેજને જોડાણ આપીને કે તેનું જોડાણ રદ કરીને કૉલેજને ઊભી કરી શકે છે કે મિટાવી શકે છે બસ એટલું જ. યુનિવર્સિટીને, હાલની પદ્ધતિ હેઠળ હવે સત્તા છે જે દ્વારા, જોડાણ રદ કરી નાખવાની આ અંતિમ શિક્ષાનો આશ્રય લીધા વગર, કૉલેજો પાસે શિસ્તના આ નિયમાનું પાલન કરાવી શકે છે અને આ નિયમોને આજ્ઞાંકિત રહેવાની તેમને ફરજ પાડી શકે છે. હવે, મહોદય, મારો સુધારો એવો છે કે તેનાથી યુનિવર્સિટીને જોડાણ રદ કરી નાખવાના આ અંતિમ ઉપાયનો આશ્રય લીધા વગર, કૉલેજોની રીતરસમોમાં સુધારો કરવાની અને પોતે આપેલા આદેશો પ્રત્યે કોલેજો આજ્ઞાંકિત રહે તેવી તેમને ફરજ પાડવાની સત્તા મળે છે. તેથી, હું કહેવા માગું છું કે જો યુનિવર્સિટી એક એકમ તરીકે સરકાર દ્વારા માન્ય કરવામાં આવતી હોય – અને હું માનું છું કે તેવું જ હોવું જોઈએ – અને સરકાર દ્વારા જુદી જુદી કૉલેજોને અપાતી ગ્રાન્ટની વહેંચણી યુનિવર્સિટી મારફત અથવા, શક્ય હોય તો, યુનિવર્સિટીની ભલામણોના આધારે કરવામાં આવતી હોય, તો મારી રજૂઆત એ છે કે યુનિવર્સિટીને, પોતે પોતાની શિસ્તનું કૉલેજો પાસે પાલન કરાવી શકે તે માટે જે તેના માટે બહુ જરૂરી છે તેવી સત્તા પ્રાપ્ત થશે. મને લાગે છે કે જેનાથી આ ઉદ્દેશને અસરકારક બનાવી શકાય તેવી બીજી કોઈ પણ સત્તા નથી જે યુનિવર્સિટીને આપી શકાય, અને હું કહીશ કે યુનિવર્સિટી પોતાના શિસ્તના નિયમોનું માથાભારે કૉલેજ પાસે અમલ કરાવી શકે તે સૌથી જરૂરી ઉદ્દેશ છે. હવે, મહોદય, આ દ્રષ્ટિકોણ કે યુનિવર્સિટીને આ કોલેજો પર નાણાકીય આપવું જોઈએ એ દ્રષ્ટિકોણ લંડનમાંના યુનિવર્સિટી શિક્ષણ અંગેના રૉયલ કમિશન દ્વારા પણ નિયત કરવામાં આવ્યો છે. પોતાના અહેવાલના ફકરા -૪૧માં તેમણે જણાવ્યું છે કે : "યુનિવર્સિટીએ, પોતે જેની સાથે નિસ્બત ધરાવે છે તે શિક્ષણને વ્યવસ્થિત કરવું હોય તો, તેણે જે ખરેખર અત્યંત મહત્ત્વનું નિયંત્રણનું સાધન છે તે નાણા-સત્તા ધરાવતી હોવી જોઈએ. વેલ્સ અને સ્કોટલેન્ડ સિવાયની બીજી તમામ આધુનિક યુનિવર્સિટીઓ, રાજ્યની અને મ્યુનિસિપલ ગ્રાન્ટની સોંપણીની બાબતમાં પોતાના ઘરની રાણીઓ છે. કારણ કે યુનિવર્સિટી એક એકમ છે, ઘણા એકમોનો ઝમેલો નહિ.

આ અહેવાલમાં કમિશને એવી પણ ભલામણ કરી હતી કે આ જ સિદ્ધાંત, લંડન યુનિવર્સિટીની બાબતમાં લાગુ પાડવો જોઈએ, અને મારે સુધારો લંડનમાં યુનિવર્સિટી શિક્ષણ અંગેની રોયલ કમિશનની આ મહત્ત્વની ભલામણ પર આધારિત છે. આ બાબતમાં હું એનો પણ નિર્દેશ કરીશ કે મુંબઈ યુનિવર્સિટી શરૂ થઈ ત્યારથી તેનું સંચાલન મૂળભૂત રીતે લંડન યુનિવર્સિટીના સંચાલન પર આધારિત હતું. હું માનું છું કે આપણે પણ આ વિધેયકમાં આશય એવો જ રાખ્યો છે કે મુંબઈ યુનિવર્સિટી હેઠળની કોલેજોની સ્થિતિ સાથે એકરૂપ થવાનું કે આત્મસાત્ થવાનું કહેવામાં આવે. આ બંને કેસોમાં પરિસ્થિતિ એકસરખી જ છે; અને હું માનું છું કે લંડન યુનિવર્સિટી હેઠળની કોલેજોના તે યુનિવર્સિટી સાથેના સંબંધોને વિનિયમિત કરવા માટે નિયત કરેલો નિયમ, મુંબઈ યુનિવર્સિટી હેઠળની કોલેજોના તે યુનિવર્સિટી સાથેના સંબંધોને વિનિયમિત કરવા માટે સમાન લાભ સાથે લાગુ પાડવો જોઈએ. કદાચ યુનિવર્સિટી સહાયક ગ્રાન્ટ માટે ભલામણ કરવાની બાબતમાં દુર્વર્તન કરે એવા કારણસર અમુક વાંધો ઉઠાવવામાં આવે. મને લાગે છે કે, યુનિવર્સિટી કોઈ અમુક કોલેજ સામે કશી અંગત કિન્નાખોરી હોય તેવી ધારણા માટે કશુંય વાજબીપણું છે જ નહિ. હું નથી માનતો કે નવા અધિનિયમ હેઠળ યુનિવર્સિટી એવી વ્યક્તિઓની બનેલી હોય કે જેઓ તેમના પોતાના તરંગો કે અંગત સ્વાર્થો ખાતર અમુક કોલેજનાં હિતનો બલિ ચઢાવે. તેથી હું કહું છું કે આ કારણોસર મારો સુધારો પસાર કરવો જોઈએ.

ચર્ચા ફરીથી ચાલુ રહી.

ડૉ. બી. આર. આર. આંબેડકર : મહોદય, આ સુધારાનું ભાવિ શું થવાનું છે તે હું જાણતો નથી તેમ છતાં, ઘણા બધા માનનીય સભ્યો એવા છે જેમણે આ સુધારામાં મૂર્ત કરાયેલા સિદ્ધાંતને પિછાણ્યો છે તેનો મને આનંદ છે. હું નથી માનતો કે મારે આ સુધારા સામે ઉઠાવાયેલા દરેક પ્રકારના વાંધાની છણાવટ કરવામાં આ ગૃહનો સમય બરબાદ કરવો જોઈએ, પરંતુ સૌ પ્રથમ, હું આ સુધારાને, જે રીતે મેં એને રજૂ કર્યો છે એ જોતાં, જેટલા અંશે સમજી શક્યો છું તેના આધારે હું એટલું જણાવીશ કે મને નથી લાગતું કે એ સુધારો, યુનિવર્સિટીને, ગ્રાન્ટની વહેંચણીની બાબતમાં કોઈ પણ અર્થમાં એકમાત્ર આપખુદ બનાવી મૂકે.

મારે જે કંઈ કહેવું છે તે સઘળું આમ છે: ગ્રાન્ટ, યુનિવર્સિટી મારફત વહેંચવામાં આવશે. તેનાથી, મંત્રીની ગ્રાન્ટ ચૂકવવાની નિયંત્રણ સત્તા છીનવાઈ જતી નથી. આ સુધારામાં ગમે તે મજકૂર હોય તેમ છતાં ગ્રાન્ટ આપવાની બાબતમાં તેઓ જ આખરી નિર્ણાયક સત્તાધિકારી રહેશે. મને નથી લાગતું કે માનનીય શિક્ષણ મંત્રીને, ગ્રાન્ટ ચૂકવવાની બાબતમાં યુનિવર્સિટી જેવી મહત્ત્વની સંસ્થા સાથે કોઈ પણ પ્રકારની ચર્ચાવિચારણા કરવામાં વાંધો હોય. મને ખાતરી છે કે જે માનનીય સભ્યો મુફસિલ કૉલેજોનો પક્ષ લઈને ઊભા થઈ ગયા છે અને જેમને ડર છે કે યુનિવર્સિટીના સત્તાધિકારીઓ કામકાજમાં એવી રીતે ઘાલમેલ કરશે કે જેથી કરીને મુફસિલ કૉલેજોનાં હિતને અસર પહોંચશે તેઓ, જ્યારે હું કહીશ કે સહાયક ગ્રાન્ટ તરીકે ચૂકવતાં સરકારી નાણા કૉલેજો દ્વારા યોગ્ય રીતે ખર્ચાય તે જોવાની જેટલી ફરજ આ ગૃહમાંની પ્રત્યેક વ્યક્તિની છે તેટલી જ તેઓની પણ છે ત્યારે મારી સાથે સંમત થશે. મને લાગે છે કે, જે નાણા કરવેરામાંથી ઊભાં કરાયાં છે અને ગ્રાન્ટ તરીકે મુફસિલ કૉલેજોને સોંપાયાં છે તે સારી રીતે ખર્ચાય છે કે નહિ તે અંગે મંત્રીને સલાહ આપવા માટે યુનિવર્સિટી સિવાય બીજી વધુ સારી સંસ્થા હોઈ ન શકે. હું માનું છું કે માનનીય મંત્રી, આ વિધેયકને પસાર કરીને જે મહત્ત્વની સંસ્થાના પોતે જનક થવાના છે તે મહત્ત્વની સંસ્થાનાં મંતવ્યો ફગાવી દેવામાં છેલ્લી વ્યક્તિ હશે.

માનનીય સભ્ય શ્રી જયરામદાસે એક મુદ્દો ઉપસ્થિત કર્યો હતો જેની સરકારી પાટલીઓ દ્વારા ભારે પ્રશંસા કરવામાં આવી હતી. તેમણે કહ્યું કે, આ સુધારાના પરિણામે આ ગૃહનું મંત્રી ઉપરનું નિયંત્રણ ઘટી જવા પામશે. હું નથી સમજી શકતો કે મારા સુધારાના પરિણામે એવું કઈ રીતે બની શકે. મેં હમણાં કહ્યું તેમ મારા સુધારાનો એકમાત્ર ઉદ્દેશ, મંત્રીના હાથ મજબૂત કરવાનો છે. જો તે ઉદ્દેશ સ્પષ્ટ ન હોય તો, તે અર્થને સ્પષ્ટ કરવા માટે માનનીય મંત્રી રજૂ કરે તેવો કોઈ પણ સુધારો હું સ્વીકારું છું. મને એ નથી સમજાતું કે એના કારણે આ ગૃહની મંત્રી ઉપરની સત્તા કે મંત્રીની સત્તા પર કાપ કઈ રીતે આવી શકે. આ સુધારા હેઠળ પણ મંત્રી, આ ગ્રાન્ટ ચૂકવવા માટેના આખરી સત્તાધિકારી રહેશે. આ સુધારાનો એકમાત્ર ઉદ્દેશ એ છે કે ગ્રાન્ટ આપવામાં એક વચગાળાની સંસ્થા તરીકે યુનિવર્સિટી સાથે ચર્ચાવિચારણા કરવી જોઈએ. મને નથી લાગતું કે મંત્રીની સત્તા પર અથવા તો ગૃહના મંત્રી પરના

નિયંત્રણ પર કોઈ પણ પ્રકારે ગંભીર મર્યાદા મુકાઈ જતી હોય. ઊલટું, આ ગૃહ, મંત્રીએ કરેલી જોગવાઈ યોગ્ય રીતે ખર્ચાઈ છે કે નહિ તેનો નિર્ણય કરવાની વધુ સારી સ્થિતિમાં હશે. આ શબ્દો સાથે હું મારા સુધારાની ગૃહને ભલામણ કરું છું.



૯

# મુંબઈ યુનિવર્સિટી અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૩

## યુનિવર્સિટીમાં રેકટરની નિમણૂક

ડૉ. બી. આર. આંબેડકર : મહોદય, મારા માનનીય મિત્ર શ્રી. જાધવના સુધારાને ટેકો આપવા હું ઊભો થાઉં છું. મારા અગાઉ માનનીય સભ્યોએ કહ્યું છે કે યુનિવર્સિટીના હાલના નાણાકીય સંજોગોમાં આ હોદ્દો, યુનિવર્સિટીનાં જૂજ નાણાકીય સાધનો પર એક વધારાનો બોજો બની રહેશે. હું માનું છું કે એ દલીલ ખુદ બહુ સબળ છે, અને હું જે કંઈ થોડી ટકોર કરવા માગું છું તેમાં હું કહેવા માગું છું કે વહીવટી દ્રષ્ટિએ જોતાં આ હોદ્દો એક બિનજરૂરી વસ્તુ બની જશે. મહોદય, મેં જોયું છે કે ૧૯૧૪માં મુંબઈ યુનિવર્સિટીએ, એણે વિચારેલી સંશોધનની એક યોજના અંગે એને સલાહ આપવા માટે માન્ચેસ્ટર યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર સર આલ્ફ્રેડ હોપકિન્સનને આમંત્રિત કર્યા હતા, અને મહોદય, મેં જોયું કે એ અધિકારીએ એવી મતલબનો અહેવાલ તૈયાર કર્યો કે આ અધિકારીની જરૂર નથી. યુનિવર્સિટી સુધારા અંગેની સમિતિએ તેમના અંગે પૃષ્ઠ-૯ ઉપર આવી મતલબનો અહેવાલ આપ્યો છે :

"તેઓ યુનિવર્સિટીના પગારદાર વહીવટી વડાની તરફેણમાં નહોતા અને એવી દરખાસ્ત કરી કે સંયુક્ત મેટ્રિક્યુલેશન બોર્ડ પર પૂર્ણકાલિક રજિસ્ટ્રારની અને પગારદાર પૂર્ણકાલિક સેક્રેટરીની નિમણૂક કરીને અને યુનિવર્સિટીની વહીવટી કામગીરી માટેના યુનિવર્સિટીના અને કૉલેજના પ્રાધ્યાપકોનો વધુ ઉપયોગ કરીને, વધતી જતી કામગીરી કરાવી લેવાની મુશ્કેલી હલ કરવી."

૧૯૧૪માં સર આલ્ફ્રેડ હોપકિન્સન જેવા નિષ્ણાતનો આવો અભિપ્રાય હોય તો, મને નથી જણાતું કે વચગાળાની મુદ્દતમાં એવા કયા નવા સંજોગો ઊભા થયા છે કે જેના કારણે આ અધિકારી યુનિવર્સિટીના માથે મારવાની આપણને ફરજ પડે. વળી, મને લાગે છે કે રેકટરના હોદ્દાની એવી કોઈ મુકરર ફરજો નથી જે તેઓ બજાવી શકે. યુનિવર્સિટી સુધારા સમિતિના અહેવાલના પૃષ્ઠ ૧૬૨ પર એવું જણાવેલું મેં જોયું છે કે વાઇસ ચાન્સેલરે યુનિવર્સિટી પર સામાન્ય દેખરેખ રાખવાની હોય છે, અને અધિનિયમ, કાનૂનો અને વટહુકમનું પાલન કરાય તે જોવાની તેમને સત્તા છે. હવે, મહોદય, રેકટરની સ્થિતિનો ઉલ્લેખ કરતાં યુનિવર્સિટી સુધારા સમિતિ એ જ પૃષ્ઠ પર જણાવે છે કે તેમના હોદ્દાની મુદત પાંચ વર્ષની હોય છે અને તેઓ પ્રતિનિયુક્તિ માટે પાત્ર હોય છે અને તેઓ યુનિવર્સિટીના મુખ્ય વહીવટી અને શૈક્ષણિક અધિકારી હોય છે અને અધિનિયમ, કાનૂનો અને વટહુકમોનું વિશ્વાસપૂર્વક પાલન કરાય તે જોવાની તેમની ફરજ બને છે અને આ હેતુ માટેની જરૂરી તમામ સત્તા તેમને હોવી જોઈએ. મને એ નથી સમજાતું કે વાઇસ ચાન્સેલરના પદ સાથે જોડાયેલી ફરજો અને રેકટરના પદ સાથે જોડાવાની છે તેવી ફરજો વચ્ચેનો ભેદ શું છે. યુનિવર્સિટી સુધારા સમિતિના અહેવાલમાં જણાવ્યા પ્રમાણેનું પદ, મેં હમણાં જ ગૃહ સમક્ષ રજૂ કર્યું તે જ હોય તો મને એ નથી સમજાતું કે આ પદ, એક બાજુ વાઇસ ચાન્સલેરના પદ કરતાં અને બીજી બાજુ યુનિવર્સિટીના રજિસ્ટ્રારના પદ કરતાં કઈ રીતે જુદું પડે છે, કારણ કે એ જ સમિતિના અહેવાલના પૃ-૧૬૩ પર જણાવેલું મેં જોયું છે કે રેકટરની ગેરહાજરીમાં રજિસ્ટ્રાર તેમની ફરજો બજાવશે. તેથી, દેખીતી રીતે જ હું સમજી શક્તો નથી કે રેકટરનું પદ વાઇસ ચાન્સલેર અને રજિસ્ટ્રારના પદ કરતાં કોઈ પણ અર્થમાં ભિન્ન રહેવાનું હોય, અને તેથી એક ભિન્ન અધિકારીની નિમણૂક જરૂરી બની જવાની હોય એ બિનજરૂરી છે અને હાલના સંજોગોમાં યુનિવર્સિટી પરનો બોજ છે. આ કારણોસર હું મારા માનનીય મિત્ર શ્રી. જાધવના સુધારાને ટેકો આપું છું.

ચર્ચા ફરીથી ચાલુ રહી

ડૉ. બી. આર. આંબેડકર : હું સુધારાને ટેકો આપવા ઊભો થાઉં છું. ખરેખર હું જુદી જુદી કોલેજોના આચાર્યો યુનિવર્સિટીમાં આવે એની તરફેણમાં નથી; કારણ કે હું એવું મંતવ્ય ધરાવનારાઓમાંનો એક છું કે જો યુનિવર્સિટીએ વિકાસ સાધવો હોય, તો

કૉલેજ સંચાલનને વિદ્યાશાખા સંચાલનના તાબા હેઠળ લાવવું જોઈએ. એ મારી પોતાની ભાવના છે અને મને ખબર નથી માનનીય સભ્યોમાંથી કેટલા માગ્ર એ મંતવ્ય સાથે સંમત થશે. જો તમામ આચાર્યોને પ્રવેશવાની છૂટ અપાય તો તેઓ યુનિવર્સિટી સંચાલનમાં અલગતાવાદની ભાવના લઈ આવશે અને યુનિવર્સિટીને એક અખિલાઈમાં એકીકૃત બનાવવાને બદલે તેઓ યુનિવર્સિટીને એક વિભાજિત સંસ્થા બનાવી મૂકશે.પરંતુ મારા માનનીય મિત્ર શ્રી. હેમિલે એક મંતવ્ય આગળ ધર્યું છે કે ખરેખર યુનિવર્સિટી પાસે, પોતે કાર્ય કરી શકે તે માટે જરૂરી હોય તેટલી શૈક્ષણિક તત્ત્વની ન્યૂનતમ તાકાત હોવી જ જોઈએ. તેમણે એમ પણ કહ્યું છે કે યુનિવર્સિટી પાસે, જે પ્રમાણે તેની હાલમાં રચના થઈ છે એ જોતાં, પૂરતી તાકાતવાળું શૈક્ષણિક તત્ત્વ નથી. મહોદય, મને લાગે છે કે માનનીય સભ્ય શ્રી. હેમિલે રજૂ કરેલો મુદ્દો વિચારણાયોગ્ય છે, કારણકે મને લાગે છે કે જ્યારે આપણે યુનિવર્સિટીને લોકશાહી સ્વરૂપ આપી રહ્યા છીએ ત્યારે આપણે એ ન ભૂલવું જોઈએ કે આ ઈલાકાનાં શૈક્ષણિક કામકાજ જેને સોંપાયાં છે તેવી સંસ્થા તરીકે યુનિવર્સિટી કાર્ય કરી શકે તે માટે યુનિવર્સિટી પાસે પૂરતું શૈક્ષણિક તત્ત્વ હોવું જ જોઈએ. હું અવશ્ય એવી આશા રાખું છું કે આ શૈક્ષણિક તત્ત્વ યુનિવર્સિટીમાં અસ્તિત્વ ધરાવે એવી જોગવાઈ કરતી વેળા, મેં જણાવી દીધેલાં કારણોસર, આપણે આચાર્યોનો પ્રવેશ દૂર કરી શક્યા હોત. પરંતુ હું જોઉં છું કે તેમ કરવું હવે શક્ય નથી, કારણ કે કલમ-૩ માંની વ્યાખ્યા દ્વારા શિક્ષકોમાં પ્રાધ્યાપકો આવી જાય છે. આચાર્યો પ્રાધ્યાપકો છે અને તેઓ, માનનીય સભ્ય શ્રી. દસ્તુરનો સુધારો સ્વીકારાય કે નહીં તો પણ, આવી શકે છે. તેમનો સુધારો માત્ર ખુલાસાત્મક છે અને તેનાથી કશો નવો ફેરફાર દાખલ નથી થતો, તેથી હું તેને ટેકો આપું છું.



# ૧૦

# મુંબઈ યુનિવર્સિટી અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૪

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું આ સુધારાને ટેકો આપવા ઊભો થાઉં છું. મારા માનનીય મિત્ર શ્રી મુનશી યુનિવર્સિટી સુધારા અને યુનિવર્સિટીનાં કાર્યો અંગે ધરાવે છે તે મંતવ્યો સાથે જો હું સંમત થયો હોત, તો હું આ સુધારાને ટેકો આપવા માટે ચોક્કસ ઊભો થયો ન હોત. પરંતુ, મને લાગે છે કે યુનિવર્સિટી સુધારામાં રસ ધરાવતી એક વ્યક્તિ તરીકે અને પછાત કોમોમાંથી આવતી એક વ્યક્તિ તરીકે એમ બંને રીતે હું મારા માનનીય મિત્ર શ્રી મુનશી સાથે બુનિયાદી અસંમતિ ધરાવું છું. મહોદય, મારા માનનીય મિત્ર શ્રી મુનશી એવું મંતવ્ય ધરાવતા હોવાનું જણાય છે કે યુનિવર્સિટી એ કેવળ કાનૂનો અને વિનિયમો બનાવવાના હેતુ માટેની સંસ્થા છે, તે એક એવી સંસ્થા છે જે કેવળ પરીક્ષાઓ યોજવા સાથે અને આ વિધેયક હેઠળ શરૂ કરવાના યુનિવર્સિટીના શિક્ષણ વિભાગોમાંના અનુસ્નાતક અભ્યાસક્રમોની જોગવાઈ કરવા સાથે જ નિસ્બત ધરાવે છે. મહોદય, મને લાગે છે કે યુનિવર્સિટી માટેનો એ અત્યંત સંકુચિત દ્રષ્ટિકોણ છે. હું સમજું છું તે મુજબ, યુનિવર્સિટીનું એક બુનિયાદી કાર્ય, જરૂરતમંદ અને ગરીબ વિદ્યાર્થીઓના ઘરઆંગણે સૌથી ઉચ્ચ શિક્ષણ લાવવા માટેની સવલતોની જોગવાઈ કરવાનું છે. હું નથી માનતો કે કોઈ પણ સભ્ય દેશમાંની કોઈ પણ યુનિવર્સિટી, જો તે કેવળ પરીક્ષાની સમસ્યાઓ અને ડિગ્રીઓ આપવાની બાબતને હાથ ધર્યા કરે તો, પોતાના અસ્તિત્વને વાજબી ગણાવી શકે.

હવે, પદદલિત કોમોને સૌથી ઉચ્ચ શિક્ષણ માટેની સવલતોની જોગવાઈ કરવાની આધુનિક યુનિવર્સિટીની ફરજ હોય, તો હું માનું છું કે પછાત કોમોને યુનિવર્સિટીના

કામકાજમાં કંઈક નિયંત્રણ હોવું જોઈએ એ વાતનો એક ફલિત થતી બાબત તરીકે સ્વીકાર કરવામાં આવશે. મહોદય, યુનિવર્સિટીને હું મુખ્યત્વે કરીને એક એવા તંત્ર તરીકે જોઉં છું કે જેના દ્વારા શૈક્ષણિક સવલતો, જેઓ એ સવલતોનો ઉપયોગ કરવા માટે બુદ્ધિશાળી દ્રષ્ટિએ શક્તિમાન હોય પરંતુ જેઓ નાણાના આભાવે અથવા જીવનની બીજી અશક્તતાઓના કારણે એ સવલતોનો પોતે લાભ લઈ શકતી ન હોય તેવી તમામ વ્યક્તિઓને અપાય. હવે, મહોદય, એમ કહેવાય છે યુનિવર્સિટી મુખ્યત્વે બુદ્ધિજીવી વર્ગો અને શિક્ષિત વર્ગો સાથે નિસ્બત ધરાવે છે અને યુનિવર્સિટીએ યોગ્ય રીતે કાર્ય કરવાનું હોવાથી એ જરૂરી બની જાય છે કે જેમને શિક્ષિત વર્ગો કહેવામાં આવે છે તેમના દ્વારા તે નિયંત્રિત થવી જોઈએ. જેઓ યુનિવર્સિટીને નિયંત્રિત રાખવા માગે છે તેવા શિક્ષિત વર્ગો પાસે જેને આપણે સામાજિક સદ્‌ગુણો કહીએ છીએ એ હોય, તો હું એ સિધ્ધાંત સ્વીકારું છું. જો તેઓ નીચલા વર્ગોની અપેક્ષાઓ સાથે સહાનુભૂતિ ધરાવતા હોય, જો તેઓ સ્વીકારતા હોય તે નીચલા વર્ગોને અધિકારો છે, જો તેઓ સ્વીકારતા હોય કે એ અધિકારોનો આદર કરવો જોઈએ, તો પછાત કોમોમાંથી આવતા આપણે કદાચ આપણાં કિસ્મત, જેમને પ્રગતિશીલ કોમો કહેવામાં આવે છે તેમના હાથોમાં સુખેથી સુપરત કરી દઈએ. પરંતુ, મહોદય, સદીઓ સુધી અમને, કહેવાતા ઉચ્ચ અને શિક્ષિત વર્ગોના શાસનનો સૌથી કડવો અનુભવ થતો આવ્યો છે. મહોદય, આ દેશમાં મોટા ભાગની વસ્તી ગુનેગાર જાતિઓ તરીકે ઓળખાતા લોકોની હોય એ વાત પ્રગતિશીલ વર્ગો માટે ભાગ્યે જ ગર્વ લઈ શકાય તેવી છે એમ હું માનું છું. આ દેશમાંની એવી વસ્તી અસ્તિત્વમાં હોય જેને અસ્પૃશ્ય ગણવામાં આવતી હોય એ વાત પણ ખરેખર એવા વર્ગો માટે ગૌરવ લેવા જેવી ન જ ગણાય.

ખરેખર તો દલિતોનો દરજ્જો તેઓ ઊંચો કરી શક્યા હોત, ગુનેગાર વર્ગોનો દરજ્જો તેઓ ઊંચો કરી શક્યા હોત. જો તેઓની એવું કરવાની ઇચ્છા હોત તો તેઓ તેમની સંસ્કૃતિ અમારા સુધી લાવી શક્યા હોત અને અમને તેમના સમાન બનાવી શક્યા હોત. પરંતુ તેમણે ભૂતકાળમાં એવું કદીયે કર્યું નથી અને ભાવિમા પણ તેઓ એ દિશામાં કશું કરવા માંગતા નથી. તેમણે અમારી ક્રૂર ઊપેક્ષા કરીને અને તેમણે અમારી પ્રગતિ આડે સક્રિય વૈમનસ્ય રાખીને તેમણે અમને પ્રતીતિ કરાવી દીધી છે કે તેઓ ખરેખર અમારા દુશ્મનો છે. એમાં શંકા નથી કે અમે જ્યાં હોય ત્યાં જ અમને રાખવાની તેમની મુરાદ છે. છેલ્લા થોડાક દિવસોથી ચાલતી ચર્ચાનો હું ઉલ્લેખ

કરવા નથી ઇચ્છતો. પરંતુ, જે વિરોધ પાટલીઓ સરકારને પોતાના દુશ્મન તરીકે જોતી હતી તે હવે અમને આ મહત્ત્વના પ્રશ્ને પરાજિત કરવાના એક માત્ર ઉદ્દેશથી તેની સાથે થઈ ગઈ છે એ હકીકત વિશે સહેજ પણ શંકા નથી. નિયુક્તિ મારફત પ્રતિનિધિત્વ માટેના પછાત કોમોના હકદાવાને તેઓ મારી નાંખવા માગે છે. એ સિવાય તેમના વર્તન માટે બીજું કશું બહાનું નથી. બારે દહાડા અને ત્રણે ત્રિકાળ તેઓ જેનો વિરોધ કરતી રહેતી હોય છે તે સરકાર સાથે તેઓ હાથ મિલાવે એનું એ જ કારણ છે. મહોદય, આટલા સંકુચિત અને આટલાં અનુદાર મંતવ્યો ધરાવતા બુદ્ધિજીવી વર્ગમાં શું અમને કશોય વિશ્વાસ હોઈ શકે ખરો ?

મારા માનનીય મિત્ર શ્રી મુનશીએ કહ્યું કે જો એ કશા ભૌતિક લાભના વિભાજનનો પ્રશ્ન હોત તો તેમણે સેનેટ પર કોમી પ્રતિનિધિત્વ દાખલ કરવા અંગે સંમતિ આપી હોત. પરંતુ હું તેમને યાદ અપાવવા માગું છું કે પછાત વર્ગો હવે એ જાણી ગયા છે કે આખરે શિક્ષણ એ સૌથી મોટો ભૌતિક લાભ છે અને તેઓ તેના માટે લડી શકે છે. અમે ભૌતિક લાભ જતા કરીએ, અમે સભ્યતાના ભૌતિક લાભ જવા દઈએ, પરંતુ અમે સૌથી ઉચ્ચ શિક્ષણના લાભ પૂરેપરા પ્રમાણમાં લણવાના અમારા અધિકાર અને તકને જતી કરી શકીએ નહિ. જેમને હવે એ ખબર પડી ગઈ છે કે શિક્ષણ વિના તેનું અસ્તિત્વ સલામત નથી તેવા પછાત વર્ગોની દ્રષ્ટિએ આ પ્રશ્નનું મહત્ત્વ એ છે. બેઠકો વધારવા માટેની લડાઈ કરાઈ રહી છે તે પણ આ જ કારણે.

બીજો એક મુદ્દો પણ છે જેનો હું ઉલ્લેખ કરીશ. કેટલીક વાર એમ કહેવામાં આવ્યું છે કે જુદી જુદી કોલેજોમાંના આચાર્યોને અલગ પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું હોવાથી નિયુક્ત કરાયેલી બેઠકોની સંખ્યા વધારવી જરૂરી રહેશે નહિ કારણ કે જો જરૂરી આચાર્યોને યુનિવર્સિટી પર પ્રત્યક્ષ પ્રતિનિધિત્વ અપાયું ન હોત તો સરકારે તેમના માટે ઓછામાં ઓછી ૧૦ બેઠકો રાખીને ઉપકાર કર્યો હોત; અને હવે તેમના માટે અલગ જોગવાઈ કરવામાં આવી હોવાથી તમામ ૪૦ બેઠકો પછાત વર્ગોને મળશે. હવે, મહોદય, હું જણાવવા માગું છું તે એટલા જ કારણસર, પછાત વર્ગોના પૂરતા પ્રતિનિધિત્વને સુનિશ્ચિત બનાવવા માટે નિયુક્ત કરાયેલી બેઠકોની સંખ્યા વધારવી જોઈએ. અમને એવી એવી બાંયધરી કદીય અપાઈ નથી કે જેમને માનનીય સભ્ય શ્રી. હેમિલના સુધારાને પરિણામે પ્રત્યક્ષ પ્રતિનિધિત્વ મળ્યું છે તે જુદી જુદી કોલેજોના

આચાર્યો પછાત કોમોના મિત્રો બની જ શકશે. આ આચાર્યોનો મને ખાસો અનુભવ થઈ ગયો છે અને મને ખાતરી છે કે જેઓ સેનેટ પર ચૂંટાશે તેઓ ઉપલા વર્ગોમાંથી હશે અને તેઓ શિક્ષણ માટેની માગણી કરતા પછાત વર્ગોની વહારે કદીય ધાશે નહિ. જો કે માનનીય મંત્રીએ સેનેટમાં ઉપલા વર્ગોનું સંખ્યાબળ જોતાં વધુ ૧૦ બેઠકો ઉમેરી હોત તો તેઓ પછાત વર્ગોની વહારે ધાઈ શક્યા હોત અને સંતુલન જાળવી રાખી શક્યા હોત. પરંતુ, વિધેયકમાં જોગવાઈ કરાઈ ચૂકેલી બેઠકોમાં વધુ ૧૦ ઉમેરીને જ આમ કરી શકાય. મહોદય, અમે અમારી દહેશતો અને શંકાઓને વ્યક્ત કરી છે. હું માનું છું કે જેમાં પછાતકોમોની લાગણીઓ આટલી તીવ્ર હોય અને જયાં તેઓ એમ વિચારતા હોય કે સેનેટ પર તેમને પ્રતિનિધિત્વ નહિ મળે ત્યાં સુધી તેમનાં હિત સુરક્ષિત નહિ રહે તેવી બાબતમાં, પછાત વર્ગોને ઉપલા વર્ગોની દયા પર છોડી દેવા માટે સરકારે પોતાનું સરકારી બળ વાપરવું યોગ્ય છે કે કેમ તે સરકારે વિચારવું જોઈએ એ જ માત્ર વાજબી ગણાય. મને લાગે છે કે આ પ્રશ્ન ગૃહના મુક્ત મતદાન પર છોડી દેવો જોઈએ એમાં શાણપણ ગણાશે અને હું ગૃહના માનનીય નેતાને એવી અપીલ કરું છું. ગૃહ ભલે ગમે તેવી શ્રેષ્ઠ રીતે આ અંગે નિર્ણય કરે. આટલી ટકોર કરીને હું સુધારાને ટેકો આપું છું.



# ૧૧

# મુંબઈ પ્રાથમિક શિક્ષણ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૧

**ડૉ. બી. આર. આંબેડકર :** આ કલમને સમજવામાં હું ભારે મુશ્કેલી અનુભવું છું; આપણે કલમ ૨-એ હેઠળ વિચારાયેલ બોર્ડની લોકશાહી રચના માટે વિચારવું જોઈએ નહિ એવું એમણે જે કહ્યું એ સંબંધમાં મેં બરાબર સાંભળ્યું હોય તો હું તે મુદ્દા પર એમની સાથે સંમત થાઉં છું. આ બોર્ડનો આશય તેને નિષ્ણાતોનું એક મંડળ બનાવવાનો છે. જે સભ્યોને શાળા મંડળોએ પ્રાંતિક બોર્ડ પર અનુમાનના આધારે ચૂંટવાના હોય તેઓ એવી વ્યક્તિઓ હોઈ શકે કે જેઓ કેવળ આમજનતાનાં મંતવ્યોને જ વાચા આપશે. તેઓ આ બોર્ડની કામગીરી માટે નિષ્ણાત મગજ નહિ ધરાવી શકે. દેખીતી રીતે જ તેમની રચના જોતાં જ તેઓ આમ નહિં કરી શકે. બીજા છ સભ્યો સરકારે નીમવાના છે. જેઓ શિક્ષણમાં નિષ્ણાત હશે એવી વ્યક્તિઓને નીમવા માટે સરકાર પોતે બંધાય છે તેવું સૂચવવાનું આ કલમમાં કશું નથી. આ કલમ તો એટલું જ કહે છે કે ત્રણ સભ્યો પ્રાંતિક સરકાર દ્વારા નીમવામાં આવશે. એ ત્રણ સભ્યો શિક્ષણ અંગે નિષ્ણાત હશે એવું એમાં જણાવાયું નથી તેથી, પ્રાંતિક બોર્ડ પર જે ત્રણ અધિકારીઓ હશે જ એમના ઉપરાંત પ્રાંતિક બોર્ડની સમગ્ર પરિસ્થિતિનું પૃથક્કરણ કરતાં જણાય છે કે બોર્ડ પર નિષ્ણાત સભ્યો બહુમતીમાં હશે એવી કોઈ ચોક્કસ બાંયધરી નથી. તેથી આ બોર્ડને લોકશાહી સંસ્થા તરીકે જોવું જોઈએ એવા માનનીય સભ્યો શ્રી ભોળેએ સૂચવેલા સિદ્ધાંતનો મારા માનનીય મિત્રે સ્વીકાર કરવો જોઈએ. એ દ્રષ્ટિકોણથી જોતાં ચૂંટણીલક્ષી સિદ્ધાંતને નિયુક્તિલક્ષી સિદ્ધાંતની ઉપરવટ ગણાવો જોઈએ. જો મારા માનનીય મિત્ર એમ કહે કે તેને લોકશાહી સંસ્થા તરીકે નહિ પરંતુ

સલાહકાર સંસ્થા તરીકે ગણાવી જોઈએ, તો બોર્ડમાં શિક્ષણના નિષ્ણાતોની બહુમતી રહેશે એમ કહીને તેમણે તે અંગેની જોગવાઈ કરવી જોઈએ. હું એમને સૂચન કરું છું કે તેઓ, "પ્રાંતિક સરકારે નીમવાના ત્રણ સભ્યોને શિક્ષણ અંગેના નિષ્ણાતો તરીકે જાણીતા હોય એવા લોકોમાંથી નીમવામાં આવશે" એવો કંઈક સુધારો સ્વીકારશે કે કેમ. તેમણે આ બાબતને તે જેવી સંદિગ્ધ છે તેવી છોડવી જોઈએ નહિ. સરકાર પોતાની નબળી ક્ષણોમાં-સરકારની સરકાર તરીકે નબળી ક્ષણો હોઈ શકે છે અને આપણે આપણી નબળી ક્ષણો હોય છે – જેઓ નિષ્ણાત ન હોય તેવી વ્યક્તિઓને નીમી શકે છે. એનાથી આ કલમની પાછળ રહેલો મૂળ ઉદ્દેશ માર્યો જશે.

માનનીય **શ્રી. બી. જી. ખેર :** તેમના પોતાના પક્ષના સભ્યે રજૂ કરેલા સુધારાની બાબતમાં ઉત્તર આપવા બદલ હું માનનીય સભ્ય ડૉ. આંબેડકરનો ખૂબ ઋણી છું. હું કબૂલ કરું છું કે ખુદ હું પણ આ સુધારા સામે વધુ પ્રતીતિજનક દલીલો કરી શકયો ન હોત.



# ૧૨
# મુંબઈ પ્રાથમિક શિક્ષણ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૨

## (કલમવાર વાચન)

માનનીય અધ્યક્ષ : હવે આપણે વિધેયક નં. ૧૫ – પ્રાથમિક શિક્ષણ અધિનિયમ સુધારા વિધેયક – અંગેનું કામકાજ આગળ ધપાવીએ. હું માનું છું કે ગયા મંગળવારે ગૃહમાં આ વિધેયક અંગે વિચારણા થતી હતી જ્યારે તે મોકૂફ રાખવામાં આવી અને સુધારાની એકત્રિત યાદીમાંના સુધારા – ૯૧ અંગે ચર્ચા કરવામાં આવી. એ સુધારો માનનીય સભ્ય શ્રી. જમનાદાસ મહેતાએ રજૂ કર્યો હતો અને તે નીચે પ્રમાણે હતો.

કલમ – ૧૨ની પેટા કલમ (૨)માં "અને તેઓ....ના કર્મચારી ગણાશે" એ શબ્દો કાઢી નાખવા.

સુધારવાની ઈચ્છા રાખ્યા પ્રમાણે હવે એ કલમ નીચે પ્રમાણે વંચાશે :

"વહીવટી અધિકારીની નિમણૂક પ્રાંતિક સરકાર દ્વારા કરવામાં આવશે. તેમનો પગાર, સત્તા અને ફરજો નિયત કરવામાં આવ્યા પ્રમાણે રહેશે."

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું વ્યવસ્થાનો મુદ્દો ઉઠાવી શકું છું ? સુધારો અને તેને અપાતો ટેકો હું સમજી શકતો નથી. તેથી, આ મુદ્દા અંગે થોડીક માહિતી મેળવવા માટે હું ઊભો થાઉં છું. સુધારામાં "અને તેઓ પ્રાંતિક સરકારના કર્મચારી ગણાશે." એ શબ્દો કાઢી નાખવાના છે. મારું કહેલું બરાબર છે ? તેથી, સુધારાનો હેતુ આવો હોવાનો જણાય છે. માનનીય અધ્યક્ષ : કાઢી નાખવાના શબ્દો

છે" અને તેઓ ના કર્મચારી ગણાશે.. "પ્રાંતિક સરકાર" એ શબ્દો કાઢી નાખવાનો ઈરાદો નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** તેથી, હું સમજું છું તે એ છે કે તેમની નિમણૂક પ્રાંતિક સરકાર દ્વારા કરવાની છે પરંતુ તેઓ પ્રાંતિક સરકારના કર્મચારી ગણાવાના નથી. મારી રજૂઆત એવી છે કે કાયદામાં, આ શબ્દો એટલે કે "અને તેઓ --ના કર્મચારી ગણાશે" એ કાઢી નાખવામાં આવે તો પણ, તેઓ પ્રાંતિક સરકારના કર્મચારી તરીકે ચાલુ રહેશે, કારણ કે હકીકતમાં તેઓની નિમણૂક પ્રાંતિક સરકાર દ્વારા કરવાની છૂટ આપવામાં આવી છે. તેથી, સુધારાની તરફેણમાં મત આપવો કે તેની વિરુદ્ધમાં તે અંગે નિર્ણય કરવો કંઈક અંશે મુશ્કેલ છે. જો આ સુધારો રજૂ કરનાર માનનીય સભ્ય એવું ઈચ્છતા હોય કે તેમની નિમણૂક પ્રાંતિક સરકાર દ્વારા કરાવી ચાલુ રહેશે, તો તેઓ પ્રાંતિક સરકારના કર્મચારી છે એ હકીકત કેવળ તેનું કાયદાકીય પરિણામ જ છે, અને આ શબ્દો કાઢી નાખવાનું કાર્ય તેમને પ્રાંતિક સરકારના કર્મચારી તરીકે ગણવામાં આડે નહિ આવે. આ મુદ્દા અંગે કંઈક પ્રકાશ પાડવામાં આવે એમ હું ઈચ્છું છું.

**માનનીય અધ્યક્ષ :** માનનીય સભ્ય આ સુધારો રજૂ થયો ત્યારે હાજર હતા કે નહિ તે અંગે હું નકકી કરી શકું નહિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું હાજર હતો.

**માનનીય અધ્યક્ષ :** હું કાયદાકીય પરિણામો વિશે સંમત થઈ શકતો નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** માનનીય ગૃહમંત્રી આ મુદ્દો સ્પષ્ટ કરે.

માનનીય અધ્યક્ષ : હું માનું છું કે દલીલ એવી હતી કે જે રીતે અધિકારીઓ શાળા મંડળો દ્વારા પસંદગી કે નિમણૂક પામતા હોય છે તે રીતે જો એક આદર્શ રીત યોગ્ય રીત ન હોય, તો મુંબઈનાં મ્યુનિસિપલ કમિશનરની નિમણૂકના ધોરણે નિમણૂક કરવાનું સરકાર પર છોડી દેવું જોઈએ. પરંતુ જયાં સુધી તેઓ નોકરીમાં ચાલુ હોય ત્યાં સુધી તેઓને શાળા મંડળના કર્મચારીઓ ગણવામાં આવશે અને તેથી તેઓ, તેમની હકૂમતને જવાબદાર રહેશે અને શાળા મંડળના હાથે તેમની સેવા મોકૂફી કે બરતરફી માટે અથવા બીજા કોઈ પણ કર્મચારીની માફક બીજી કોઈ પણ રીતે તેમની

સામે કાર્યવાહી કરાવે તે માટે પાત્ર રહેશે. આની પાછળનો વિચાર એ હોવાનું જણાય છે, અને હું માનું છું કે એવું પણ સૂચવાયું હતું કે શાળા મંડળ પસંદગી કરી શકે તે માટે મંડળમાં સરકાર એક પેનલ મોકલી શકે અને એ રીતે નિમણૂક કરવામાં આવે. આમાં કશો વિરોધ કે વિસંગતિ હોવાનું જણાતું નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** જો હેતુ એ હોય કે તેઓ શાળા મંડળના કર્મચારી ગણાશે તો, "એને તેઓ-- ના કર્મચારી ગણાશે" એ શબ્દો કાઢી નાખવાથી તે હેતુ સરશે નહિ, કારણ કે કાયદામાં તેઓ, તેમની નિમણૂક પ્રાંતિક સરકાર કરે છે એ હકીકતના કારણે, પ્રાંતિક સરકારના કર્મચારી ગણાશે. કર્મચારી હોવું એ એક વાત છે અને કોના નિયંત્રણમાં હોવું એ બીજી વાત છે. કોઈ વ્યક્તિ એકની કર્મચારી હોય શકે અને તેમ છતાં ત્રાહિતના નિયંત્રણ હેઠળ હોઈ શકે. મારી રજૂઆત એ છે કે આ બંને વચ્ચે ભારે ભેદ છે.

**માનનીય અધ્યક્ષ :** એ જરૂરી નથી કે એમાંથી એવું ફલિત થાય કે નિમણૂંક એક પક્ષ દ્વારા કરાય તેના કારણે તેઓ બીજા પક્ષના કર્મચારી ન હોઈ શકે. કોઈ વ્યક્તિની નિમણૂક એક પક્ષ દ્વારા કરાય અને તેમ છતાં તે અન્ય પક્ષના કર્મચારી હોઈ શકે. હું ધારું છું કે માનનીય સભ્ય તેમના ઉત્તરમાં એને અંગે સ્પષ્ટતા કરશે.

શ્રી. જમનાદાસ એમ. મહેતા : મારા પૂરતી વાત કરું તો હું તેને વ્યવસ્થાનો મુદ્દો ગણતો નથી.

ડૉ. બી. આર. આંબેડકર : જો તે વ્યવસ્થાનો મુદ્દો ન હોય તો માહિતીનો મુદ્દો છે. એક રીતે મત આપવો કે બીજી રીતે એનો નિર્ણય કરી શકાય ને માટે હું પરિસ્થિતિને સમજવા માગું છું.

માનનીય અધ્યક્ષ : માહિતીના મુદ્દાને લાગેવળગે છે તેટલા પૂરતું, ઉત્તર આપવાનું હું પ્રસ્તાવ રજૂ કરનાર માનનીય સભ્યના ઉપર છોડું છું.



# ૧૩

# મુંબઈ પ્રાથમિક શિક્ષણ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૩

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, આ સુધારા પર બોલવાની મેં તક ગુમાવી છે, પરંતુ આપ રજા આપો તો માહિતીને ખાતર હું પ્રધાન મંત્રીને એક પ્રશ્ન પૂછવા માંગુ છું.

**માનનીય અધ્યક્ષ :** બહુ લાંબું ના ચલાવશો.

ડૉ. બી. આર. આંબેડકર : આ મુદ્દા પર તેઓ બોલવા માગતા હતા પરંતુ મને લાગે છે કે તેઓ ભૂલી ગયા. પ્રધાન મંત્રીને હું પૂછવા માગું છું કે શાળા મંડળના વહીવટી અધિકારી શાળા મંડળના શિસ્તવિષયક નિયંત્રણ હેઠળ રહેશે કે કેમ. કલમ જોતાં હું તદ્દન સમજી શકું છું કે તેઓ પ્રાંતિક સરકારના કર્મચારી છે. પરંતુ, જયારે તેઓ શાળા મંડળમાં હોય ત્યારે તેઓ શાળા મંડળના શિસ્ત વિષયક નિયંત્રણમાં રહેશે કે નહિ રહે ?

**માનનીય શ્રી. બી. જી. ખેર :** તમે આવું કઈ રીતે કહી શકો ? તેમનો પગાર, સત્તા અને ફરજો નિયમો દ્વારા નિયત કરવામાં આવશે એવું કહીને અમે આ અંગે જોગવાઈ કરી છે. શાળા મંડળની સત્તાઓ મુકરર કરાઈ જ ગઈ છે. જયારે મેં એ બાબતોની વિગતે છણાવટ કરી અને શાળા મંડળોની સત્તા અને ફરજો ગૃહ સમક્ષ રજૂ કરી ત્યારે માનનીય સભ્ય હાજર નહોતા. વહીવટી અધિકારીઓની સત્તા અને ફરજો ચોકકસપણે કઈ રહેશે તે હવે નિયમો દ્વારા નિયત કરવામાં આવશે. તેથી, મને

નથી લાગતું કે મહત્ત્વની બાબતોમાં વહીવટી અધિકારી શાળા મંડળની ઇચ્છાઓની ઉપરવટ જઈ રહ્યા છે તેવા ભયનો પ્રશ્ન માથે ઝઝૂમી રહ્યો હોય.

**માનનીય અધ્યક્ષ :** એ ભયનો પ્રશ્ન નથી. તપાસનો મુદ્દો એ છે કે તેઓ શાળા મંડળના શિસ્તવિષયક નિયંત્રણને અધીન રહેશે કે કેમ ?

**માનનીય શ્રી. બી. જી. ખેર :** હા, તેમના દ્વારા તેઓને દૂર કરી શકાશે નહિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું એક દાખલો આપીશ. સચિવાલયમાં કામ કરતા એક અધિકારી છેં. મંત્રી દ્વારા હુકમ આપવામાં આવે છે અને અધિકારી મંત્રીનો અનાદર કરે છે. મુલકી સેવા વિનિયમોમાં જણાવેલી ચાર કે પાંચ રીતે તેમને શિક્ષા કરવાનો મંત્રીને અધિકાર છે. અલબત, અમુક સંજોગો હેઠળ અધિકારીને અપીલનો અધિકાર છે. મારે જે જાણવું છે તે એ છે કે શિસ્તવિષયક નિયંત્રણની બાબતમાં વહીવટી અધિકારી અને શાળા મંડળના સંબંધો ચોક્કસ રીતે, મંત્રી અને બીજા કોઈ પણ ઉપરી અધિકારીના સંબંધો જેવા જ રહેશે કે કેમ ?

**માનનીય શ્રી. બી. જી. ખેર :** ના. ખરેખર નહિ.

ચર્ચા ફરીથી ચાલુ રહી.

**ડૉ. બી. આર. આંબેડકર :** (મુંબઈ શહેર) : મહોદય, માનનીય સભ્ય શ્રી મોરેના સુધારામાં હું સુધારો રજૂ કરવા માગું છું.

માનનીય અધ્યક્ષ : શું એ કંઈ જુદો છે ?

ડૉ. બી. આર. આંબેડકર : હા, એ જુદો છે.

મારો સુધારો તો આમ છે :

"એવા વહીવટી અધિકારી તરીકે તેમના પદ પરથી દૂર કરાવાને પાત્ર રહેશે' એ શબ્દોના સ્થાને નીચેનો મજકૂર મૂકવો :-

'શાળા મંડળના શિસ્તવિષયક નિયંત્રણ હેઠળ રહેશે અને શિસ્તના ભંગ બદલ, વહીવટી અધિકારી દ્વારા અપીલનાં અધિકારને અધીન રહીને, વિધિસર પસાર કરવામાં

આવેલા ઠરાવ દ્વારા શાળા મંડળના હાથે નિયમો દ્વારા જોગવાઈ કરવામાં આવે તે પ્રમાણેની શિક્ષાને પાત્ર રહેશે.'

જેથી કરીને હવે મારા સુધારા સાથેનો સમગ્ર સુધારો આ રીતે વંચાશે-

'વહીવટી અધિકારી શાળા મંડળનાં શિસ્તવિષયક નિયંત્રણ હેઠળ રહેશે અને શિસ્તના ભંગ બદલ, વહીવટી અધિકારી દ્વારા અપીલના અધિકારને અધીન રહીને, વિધિસર પસાર કરવામાં આવેલા ઠરાવ દ્વારા શાળા મંડળના હાથે નિયમો દ્વારા જોગવાઈ કરવામાં આવે તે પ્રમાણેની શિક્ષાને પાત્ર રહેશે.'

**માનનીય અધ્યક્ષ :** આપણે "શાળા મંડળ દ્વારા" એ શબ્દો પહેલાં "પસાર કરવામાં આવેલા" એ શબ્દો ઉમેરવા જોઈએ અને જોગવાઈ કરવામાં આવે તે પ્રમાણેની" એ શબ્દોને બદલીને "નિયત" એ શબ્દ મૂકવો જોઈએ. એમ કરવાથી સુધારો આ રીતે વંચાશે -

"તેમના પદ પરથી દૂર કરવાપાત્ર" એ શબ્દોથી શરૂ થતા શબ્દો અને "વહીવટી અધિકારીને તરત પાછા ખેંચી લેશે" એ શબ્દોથી પૂરા થતા શબ્દો કમી કરવા અને તેને સ્થાને નીચેનો મજકૂર મૂકવો :

શાળા મંડળનાં શિસ્તવિષયક નિયંત્રણ હેઠળ રહેશે અને શિસ્તના ભંગ બદલ, વહીવટી અધિકારી દ્વારા અપીલના અધિકારને અધીન રહીને, વિધિસર પસાર કરવામાં આવેલ ઠરાવ દ્વારા શાળા મંડળના હાથે નિયમો દ્વારા જોગવાઈ કરવામાં આવે તે પ્રમાણેની શિક્ષાને પાત્ર રહેશે"

ડૉ. બી. આર. આંબેડકર (મુંબઈ શહેર) : મહોદય, જે સુધારો હું રજૂ કરું છું તે મારા માનનીય મિત્ર શ્રી મોરે દ્વારા રજૂ કરાયેલા સુધારાથી તદ્દન ભિન્ન છે. શ્રી મો .નો સુધારો એવી જોગવાઇ કરે છે કે અમુક સંજોગો હેઠળ, સરકાર દ્વારા નિયુક્ત ૂરાયા હોય તેવા વહીવટી અધિકારીને પદ પરથી દૂર કરવાનો શાળા મંડળને અધિક'ર રહેશે. મારો સુધારો શ્રી. મોરેના સુધારા કરતાં મૂળભૂત રૂપે ભિન્ન છે. મારા સુધારાથી, વહીવટી અધિકારીને દૂર કરવાની કે બરતરફ કરવાની શાળા મંડળને સત્તા મળી જતી નથી. મારા સુધારામાં જે કંઈ કરવાનું ઇચ્છવામાં આવ્યું છે તે આટલું જ છે કે જ્યારે વહીવટી અધિકારી અમુક શાળા મંડળ હેઠળ એક વહીવટી અધિકારી તરીકેની પોતાની નોકરી

કરવામાં રોકાયેલા હોય ત્યારે તેવી મુદત દરમિયાન તે શાળા મંડળને તેમના પર શિસ્તવિષયક નિયંત્રણ રહેશે. મહોદય, એ સમજી લેવું પડશે કે વિધેયકની કલમ-૧૨ સિધ્ધાંતની દ્રષ્ટિએ એક' અસંગત કલમ છે. એ એક સ્વીકૃત સિધ્ધાંત છે કે અધિકારી પોતે જેનો અધિકારી હોય તે સત્તાધિકારીના તાબાનો અધિકારી હોવો જોઈએ. હવે, આ કલમ-૧૨ થી આપણે એવી જોગવાઈ કરી છે કે વહીવટી અધિકારીની નિમણૂક પ્રાંતિક સરકાર દ્વારા કરાશે અને તે અધિકારી પ્રાંતિક સરકારનો કર્મચારી ગણાશે. મારા માનનીય મિત્ર શ્રીજમનાદાસ મહેતાએ રજૂ કરેલા સુધારા પર જેઓ બોલ્યા છે તેવા ગૃહના જુદા જુદા સભ્યોએ આ અસંગતિની અનિષ્ટ અસરો જણાવી જ છે. તેથી, જે કહેવામાં આવ્યું છે તેનું પુનરાવર્તન કરીને હું ગૃહનો સમય લેવા ઈચ્છતો નથી. કલમ-૧૨ને કાયદાનું સ્વરૂપ આપવાનું શું પરિણામ આવશે ? પ્રધાન મંત્રીશ્રીએ પોતે અપનાવેલી કાર્યરીતિ એટલે કે વહીવટી અધિકારીની નિમણૂક પ્રાંતિક સરકાર દ્વારા થવી જોઈએ અને એમને પ્રાંતિક સરકારના કર્મચારી ગણવા જોઈએ એ કાર્યરીતિ જોતાં મને એમના પ્રત્યે સહાનુભૂતિ જાગે છે એનાં બે કારણો છે. તેમને લીધેલા મંતવ્ય માટે મને સહાનુભૂતિ જાગે છે એનું એક કારણ છે. જો સ્થાનિક મંડળો અથવા શાળા મંડળો વહીવટી અધિકારીઓની નિમણૂક કરવાનું ચાલુ રાખે તો તેનું એક પરિણામ એ આવશે કે વહીવટી અધિકારીએ એમની તમામ જિંદગી એક જ સ્થળે ગાળવી પડશે જે બાબત બેશક એક સિધ્ધાંત તરીકે જોતાં ખરાબ ગણાય, કારણ કે જયારે એક અધિકારી એમની આખી જિંદગી અમુક એક જ સ્થળે નોકરીમાં રહે તો તેઓ બેશક પોતાના માટે પક્ષકારો ઊભા કરે, મૈત્રી મજબૂત બનાવે અને તેથી, પોતાની વહીવટી સત્તાનો પક્ષપાતભરી રીતે અમલ કરવા માટેની તકો અને પ્રસંગો પોતાને માટે ઊભાં કરે. તેથી, કલેકટર કે જિલ્લા ન્યાયધીશ જેવા મહત્ત્વના અધિકારીઓને એક જિલ્લામાંથી બીજા જિલ્લામાં ખસેડવામાં આવે છે તેવી જ પ્રથા મુજબ આ વહીવટી અધિકારીઓને પણ એક સ્થળેથી બીજા સ્થળે ખસેડવાનું અત્યંત હિતાવહ છે. પ્રધાન મંત્રીએ અપનાવેલી કાર્યપધ્ધતિ માટે મને અમુક અંશે સહાનુભૂતિ થવાનું બીજું કારણ આ છે. વહીવટી અધિકારીઓની નિમણૂક સરકાર ન કરે ત્યાં સુધી, બઢતીની ભાવિ તકો વગેરે જેવી બાબતો ધરાવતા એક નિયમસરની સેવાના કાડર માટેની જોગવાઈ કરવી શકય નથી. હું એ મંતવ્ય સાથે પૂરેપૂરી સહાનુભૂતિ ધરાવું છું. પરંતુ, મહોદય, આ અધિકારીઓને કમસેકમ શિસ્તવિષયક નિયંત્રણનાં હેતુ માટે શાળા મંડળોના તાબા

હેઠળ મૂકવાનું સરકાર માટે મુશ્કેલ કઈ રીતે હોવું જોઈએ એ હું સમજી શકતો નથી. જે સુધારો હું સૂચવું છું તેનો અમલ કરવામાં ન આવે ત્યાં સુધી, આ વિધેયકમાં વિચારાયું છે તે પ્રમાણે, સ્થાનિક મંડળના તંત્રની સરળ કામગીરી કઈ રીતે સુનિશ્ચિત કરી શકાય એ મને નથી સમજાતું.

ભારત સરકાર અધિનિયમ હેઠળ જે થયું છે તેનો ઉલ્લેખ કરીને મારે જે કહેવું છે તે હું દ્રષ્ટાંત આપીને સમજાવીશ. ભારતીય મુલકી સેવાના સભ્યોની સ્થિતિને હું દ્રષ્ટાંત તરીકે લઈશ. ભારતીય મુલકી સેવાના સભ્યોની નિમણૂક સેક્રેટરી ઑફ સ્ટેટ દ્વારા કરવામાં આવે છે. જે સમયે મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ અહેવાલ તૈયાર કરવામાં આવ્યો તે સમયે, મને લાગે છે કે જેમણે એ વાંચ્યો છે તેમને એનો ખ્યાલ આવશે કે અસરકારક નિયંત્રણ મંત્રીઓને તબદીલ કરવામાં તે સમયે જણાયેલી સૌથી મોટી મુશ્કેલી હતી ભારતીય મુલકી સેવાના સભ્યોનો વિરોધ. ભારતીય મુલકી સેવાના સભ્યોની દલીલ એ હતી કે તેઓની નિમણૂક, તે સમયે વિચારાયેલ સુધારા હેઠળ જેઓ હોદ્દો ધારણ કરવાના હતા તેવા મંત્રીઓ દ્વારા નહિ પરંતુ સેક્રેટરી ઑફ સ્ટેટ દ્વારા કરવામાં આવી હતી તેથી તેઓએ વિરોધ કર્યો કે તેઓને મંત્રીઓનાં કશાય નિયંત્રણ હેઠળ મૂકી શકાય નહિ. બીજી બાજુ જેઓ ભારતીય મંત્રીઓને અસરકારક સત્તા તબદીલ કરવાના હેતુને સમર્થન આપતા હતા તેમણે નિર્ણય કર્યો કે જેઓ વહીવટના એક સાધન રૂપ હતા તેવા ભારતીય મુલકી સેવાના સભ્યોને નિયંત્રિત કરવાની અસરકારક સત્તા ભારતીય મંત્રીઓ પાસે ન હોય ત્યાં સુધી ભારતીય મંત્રીઓને સત્તાની અસરકારક તબદીલી કરી શકાય નહિ. લાંબા સમય સુધી આ સંઘર્ષ ચાલ્યા કર્યો, અને સમાધાનની બાબત તરીકે એવો નિર્ણય કરવામાં આવ્યો-અને મને બરાબર યાદ હોય તો લી કમિશનના અહેવાલના પરિણામે- કે હું મારા સુધારામાં સૂચવું છું તે વચગાળાનો માર્ગ જ વચગાળાનો માર્ગ હોવો જોઈએ. ભારતીય મુલકી સેવાના સભ્યોએ લીધેલા દ્રષ્ટિકોણ અને ભારતીય રાજકારણીઓએ લીધેલા દ્રષ્ટિકોણ એટલે કે ભારતીય મુલકી સેવાના માણસો મંત્રીઓના સંપૂર્ણ નિયંત્રણ હેઠળ હોવા જોઈએ અને ભારતીય મુલકી સેવાના જે માણસો દ્વિશાસકીય પદ્ધતિ હેઠળ તબદીલ કરાયેલા વિભાગોમાં કામગીરી બજાવતા હોય તેમને મંત્રીઓના શિસ્તવિષયક નિયંત્રણ હેઠળ રાખવા જોઈએ. એ બે દ્રષ્ટિકોણ વચ્ચે સૂચવાયેલો એ વચગાળાનો માર્ગ હતો. અને વર્ગીકરણ નિયમો દ્વારા એવી જોગવાઈ કરવામાં આવી હતી કે જેઓ મંત્રીઓના હુકમો

માનવાનો ઇનકાર કરે તેવા ભારતીય મુલકી સેવાના માથાભારે માણસ વિરુધ્ધ મંત્રીઓ દ્વારા પાંચ જુદા જુદા પ્રકારની શિક્ષાઓ કરી શકાશે. એ નિયમો હેઠળ નિયત કરવામાં આવેલી અને ભારતીય મંત્રીઓ જેનો અમલ કરી શકે તેવી શિક્ષાઓ હતી ઠપકો આપવો, પાયરી ઉતારવી, બઢતી રોકવી, બદલી કરવી અને બરતરફી કરવી. સાથોસાથ, મુલકી સેવાના અધિકારીને, જો તેમને એમ લાગે કે મંત્રીએ એમને કરેલી શિક્ષા યોગ્ય ન હતી, અન્યાયી હતી અથવા એ શિક્ષા વંશલક્ષી વિરોધિતાના આધારે કરવામાં આવી હતી, તો તેમને અપીલનો અધિકાર આપવામાં આવતો હતો. મુલકી સેવાના અધિકારી એમની અપીલ રાજ્યપાલને કરતા અને આખરી ધોરણે સેક્રેટરી ઑફ સ્ટેટને કરતા અને મંત્રીએ કરેલા શિક્ષાના હુકમને પડકારતા. આ રીતે, બે વિરોધી દ્રષ્ટિકોણને-એટલે કે નિયંત્રણ નહિ અને સંપૂર્ણ નિયંત્રણ- એમ કહેવાય કે સમાન મિલનબિંદુએ લાવવામાં આવ્યા હતાં; સૂત્ર જે તૈયાર કરવામાં આવ્યું તે એ હતું કે મુલકી સેવાના અધિકારીઓએ સેક્રેટરી ઑફ સ્ટેટના અધિકારીઓ તરીકે રહેવું અને તેઓની નિમણૂક કરતા સત્તાધિકારી દ્વારા બરતરફ કરવાને પાત્ર રહેવું, પરંતુ જે મુદત દરમિયાન તેઓ વિભાગમાંના કર્મચારીઓ તરીકે નોકરી કરતા હોય તે મુદત દરમિયાન તેઓને તે વિભાગનો હવાલો ધરાવતા મંત્રીના શિસ્તવિષયક નિયંત્રણ હેઠળ રાખવા. મહોદય, મેં રજૂ કરેલા સુધારામાં, તે સૂત્રને જ અમલી બનાવવામાં આવ્યું છે. તેમાં મંત્રીનો નિમણૂક કરવાનો અધિકાર લઈ લેવાનું જણાવાયું નથી; તેમાં મંત્રીનો વહીવટી અધિકારીને બરતરફ કરવાનો અધિકાર લઈ લેવાનું જણાવવામાં આવ્યું નથી; તેમ જ સુધારામાં એવું પણ જણાવવામાં આવ્યું નથી કે જે મુદત દરમિયાન વહીવટી અધિકારી શાળા મંડળ હેઠળ નોકરી કરતા હોય તે મુદત દરમિયાન તેમને શાળા મંડળના કર્મચારી તરીકે ગણવામાં આવશે. આ સુધારો અત્યંત મર્યાદિત સ્વરૂપનો છે; તેમાં કેવળ એટલું જ કહેવામાં આવ્યું છે કે જે સમય દરમિયાન તેઓ શાળા મંડળનાં વહીવટી અધિકારી તરીકે કામગીરી બજાવતા હોય તે મુદત દરમિયાન શાળા મંડળને શિસ્તવિષયક નિયંત્રણ રહેશે. વળી, શાળા મંડળ કયા પ્રકારની શિક્ષા કરી શકશે અને વહીવટી અધિકારીએ કરવાની અપીલનું સ્વરૂપ કેવું રહેશે એ બધી હજી એવી બાબતો છે જે નિયમો દ્વારા નિયત કરવા માટે મારા સુધારા દ્વારા સરકાર પક્ષે છોડી દેવામાં આવી છે. હું એમ નથી કહેતો કે આવા મંડળ દ્વારા વહીવટી અધિકારીને આ કે તે પ્રકારની શિક્ષા કરી શકાય; પરંતુ હું એ ચોક્કસ કહું છું કે અપીલનો અધિકાર આ કે તે પ્રકારનો જ રહેશે. શિક્ષાનું સ્વરૂપ, અપીલની વ્યાપ્તિ- એ બધાની જોગવાઈ નિયમો દ્વારા કરવા માટે સરકારની વિવેકબુધ્ધિ

પર છોડી દેવામાં આવ્યું છે. સુધારામાં જે કંઈ કહેવામાં આવ્યું છે તે એ સુનિશ્ચિત કરવા માટે કે જે મુદત દરમિયાન વહીવટી અધિકારી કામકાજ કરતા હોય તે મુદત દરમિયાન તેમને એમ લાગવું જોઈએ કે તેમના પર શાળા મંડળનું નિયંત્રણ છે. જો આપણે શાળા મંડળને આટલી નાની સત્તા પણ ન આપીએ, તો મને તો એ તદ્દન નથી સમજાતું કે પ્રસંગની જરૂરિયાતો જોતાં વહીવટી અધિકારીને કેવી રીતે એવું લાગી શકશે કે તેઓ ખરેખર શાળા મંડળના કર્મચારી છે ? હું માનનીય પ્રધાન મંત્રીને પૂછવા માગું છું કે; ધારો કે તેમની હેઠળ કામગીરી બજાવતા મુલકી કર્મચારી પર તેમને પોતાને જ એવી કશી સત્તા ન હોય, અને જો તેઓ તેવા કર્મચારીને તેના પક્ષે રહેલી કોઈ પણ પ્રકારની અવજ્ઞા બદલ શિક્ષા કરી ન શકે, તો તેમના પોતાના વિભાગની દશા શી થશે ? હું કહીશ કે સરળ કામગીરીના હિતમાં, નિદાન આટલી સત્તા તો આપવી જ જોઈએ કે જેથી કરીને વહીવટી અધિકારીને એમ લાગે કે શાળા મંડળના વાજબી અને કાયદેસર હુકમનું પાલન કરવા તે બંધાયેલા છે. આટલું કરીને હું મારો સુધારો ગૃહની ભલામણ માટે રજૂ કરું છું.



# ૧૪
# મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમ સુધારવા માટેનું ૧૯૨૮નું વિધેયક નં.૧૨

તા. ૧૯મી માર્ચ, ૧૯૨૮ના રોજ મુંબઈના રાજ્યપાલની વિધાન પરિષદની બેઠકમાં જે વિધેયક રજૂ કરવાની વિધાન પરિષદ સભ્ય ડૉ. બી. આર. આંબેડકરને રજા આપવામાં આવી હતી તે નીચેનું વિધેયક, મુંબઈ વિધાન પરિષદ નિયમોના નિયમ-૨૦ હેઠળ પ્રસિધ્ધ કરવામાં આવે છે :

૧૯૨૮નું વિધેયક નં. ૧૨

૧૮૭૪ના મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમ (૧૮૭૪ના મુંબઈનો ૩જો) માં વધુ સુધારો કરતું વિધેયક.

મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમમાં અહીં હવે પછી જણાવેલી રીતે સુધારો કરવાનું ઉચિત છે; અને ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એકટની કલમ ૮૦-સી અન્વયે રાજ્યપાલની પૂર્વમંજૂરી મેળવવામાં આવી છે તેથી, આથી નીચે પ્રમાણે કાયદો કરવામાં આવે છે :

૧. આ અધિનિયમને ૧૯૨૮નો મુંબઈ વારસાગત હોદ્દા (સુધારા) અધિનિયમ કહેવામાં આવશે.

૨. ૧૮૭૪ના મુંબઈના ૩જાની કલમ-૯માં સુધારો : કલમ-૯નાં ખંડ(૧)માં, "પદધારીના મહેનતાણા તરીકે સોંપવામાં આવ્યું હોય કે નહિ તેમ છતાં" એ શબ્દોને બદલે નીચેનો મજકૂર મૂકવો :-

"પદધારીના મહેનતાણા તરીકે નહિ સોંપાયેલ"

૩. ૧૮૭૪ના મુંબઈના ૩જામાં નવી કલમ-૯-એ દાખલ કરવી. કલમ-૯ પછી નીચેનો મજકૂર ઉમેરવો :

૯-એ (૧) જયારે જયારે પદધારીના મહેનતાણા તરીકે સોંપાયેલ કોઈ પણ વતન અથવા તેનો કોઈ ભાગ, ૧૮૭૪નો મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમ (૧૮૭૪નો મુંબઈ ૩જો) અમલમાં આવે તે પહેલાં, કોઈ પણ બ્રિટિશ ન્યાયાલયના હુકમનામા કે હુકમની રૂએ અથવા તેની અમલબજવણીથી હોય તે સિવાય અન્યથા, અને કલેકટરની સંમતિ અને મહેસૂલી દફતરમાં માલિકીની તબદીલી વગર, એ જ વતનની વતનદાર ન હોય તેવી કોઈ પણ વ્યકિતની માલિકી કે લાભદાયી કબજાભોગવટામાં જતું રહે ત્યારે ત્યારે, કલેકટર એવા સ્વત્વાર્પણને રદબાતલ જાહેર કરી શકશે અને આવું વતન કે તેનો કોઈ પણ ભાગ કે તેનો કોઈ પણ નફો, એવા હુકમની તારીખથી, તેનો અગાઉ હકદાર હોય તેવા વતનદારની માલિકીનું ગણાશે એવો હુકમ કરી શકશે, અને તદનુસાર તેનો કોઈ પણ નફો વસૂલ કરી શકશે અને તેવા વતનદારને ચૂકવી શકશે.

(૨) જો વતનનો આવો ભાગ જમીન હોય તો કલેકટર વતનદારને તેની તબદીલીનો હુકમ કરી શકશે.

૪. ૧૮૭૪માં મુંબઈના ૩જાની કલમ-૧૫નો સુધારો : કલમ-૧૫માં ખંડ-૧માં નીચેનો પરંતુક ઉમેરવો :

"પરંતુ પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારોનું સમગ્ર જૂથ કે તેમાંના બહુમતી સભ્યો અધિનિયમની કલમ-૬૩ના અર્થમાં વતનની જમીનોનો પોતે કબજો ધરાવતા હોય, તો તેઓને, જો તેઓ પોતે વિકલ્પ રાખવા ઇચ્છતા હોય તો તે અંગેની પોતાની મરજી કલેકટરને લેખિત અરજી આપીને જણાવ્યેથી, એવી સેવાઓ કાયમને માટે બજાવવાની તેઓની જવાબદારીમાંથી મુકત કરવામાં આવશે અને, જો તેઓ આવી જમીનોની પૂરેપૂરી મોજણીની આકારણીની રકમ ચૂકવવા સંમત થાય તો, તેમણે ધારણ કરેલી જમીનોનો કબજો પોતાની પાસે રાખવાનો તેમને હક રહેશે."

૫. ૧૮૭૪ના મુંબઈનાં ૩જાની કલમ-૧૯માં સુધારો :

કલમ-૧૯માંથી નીચેનો મજકૂર કમી કરવો, એટલે કે "અને ચૂકવણી વસ્તુમાં કરવી કે નાણામાં કરવી એનો નિર્ણય કરવા."

૬. ૧૮૭૪ના મુંબઈના ૩જામાં નવી કલમો-૧૯-બી, ૧૯-સી અને ૧૯-ડી દાખલ કરવી :

**કલમ-૧૯ પછી નીચેની કલમો ઉમેરવી :**

**૧૯-એ.** જેમની વતનની મિલકતમાં વસ્તુમાં વસૂલ લેવાનો અધિકાર આવી જતો હોય તેવા પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારો અથવા તેમાંના બહુમતી સભ્યો, એવા અધિકારને નાણા ઉપકરમાં ફેરવવાની કલેકટર અરજી કરે ત્યારે કલેકટર તેવા અધિકારને સમાન નાણા ઉપકરમાં ફેરવી શકશે.

**૧૯-બી.** વસ્તુમાં વસૂલ લેવાનો આવો અધિકાર સમાન નાણા ઉપકરમાં ફેરવી નાખવામાં આવે ત્યારે સંબંધિત પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારો કે તેમનામાંના બહુમતી સભ્યો, તેવી વસ્તુ ચૂકવવા માટે જેઓ જવાબદાર હોય તેમની પાસેથી તે વસૂલ કરવા માટે કલેક્ટરને અરજી કરી શકશે. ત્યાર પછી કલેકટર, જમીન મહેસૂલની સાથોસાથ અને તેના એક ભાગ તરીકે તે વસૂલ કરી શકશે અને તેના હકદાર હોય તેવા વતનદારોને તે સરકારી તિજોરીમાંથી ચૂકવવાનું ફરમાવી શકશે.

**૧૯-સી.** જો વસ્તુમાં વસૂલ કરવાના આવા અધિકારને રૈયત તથા સરકારને એમ બંનેને આપેલી સેવાઓ માટેના સંયુક્ત મળતર તરીકે ગણવામાં આવતો હોય તેવા પ્રસંગે, પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારોનું સમગ્ર જૂથ કે તેમના બહુમતી સભ્યો કે જેમના વસ્તુમાં વસૂલ કરવાના અધિકારને નાણા ઉપકરમાં ફેરવી નાખવામાં આવેલા હોય તેઓ, સરકારને આપેલી સેવાઓ માટે તેમની પાસેથી કેટલો નાણા ઉપકર બાકી પડે છે અને રૈયતને આપેલી સેવાઓ માટે તેમની પાસેથી કેટલો નાણાકર બાકી પડે છે તેનો નિર્ણય કરવાની કલેકટરને અરજી કરી શકશે. કલેકટર તે પછી આવો નિર્ણય આપી શકશે, જે નિર્ણયને આખરી ગણવાનો રહેશે.

**૧૯-ડી.** કલમ ૧૯-સીમાં ઉલ્લેખ કર્યા પ્રમાણેના આવા નિર્ણય માટે જેમણે માગણી કરી હોય તેવા પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારોના સમગ્ર જૂથને કે તેમાંના બહુમતી સભ્યોને, જો તેઓ આ અંગેનાં તેમના નિર્ણયની જાણ કલેકટરને લેખિતરૂપે

કરે તો, રૈયતને કોઈ પણ સેવાઓ આપવાનો ઇનકાર કરવાનો વિકલ્પ રહેશે. જો આવા વિકલ્પનો ઉપયોગ કરવામાં આવે તો, આવા વિકલ્પનો ઉપયોગ કરતા વતનદારોને, રૈયતને અપાતી સેવાઓ માટેના તેમની પાસેથી બાકી પડતા નાણા ઉપકરનો તેટલો ભાગ જતો કરવાનો રહેશે.

૭. ૧૮૭૪ના મુંબઈના ૩જાની કલમ-૨૧નો સુધારો : કલમ-૨૧માં "આવી મુદતો એ શબ્દોને બદલે નીચેનો મજકૂર મૂકવો :

"દસ વર્ષથી વધુ ન હોય તેટલી મુદત."

૮. ૧૮૭૪ના મુંબઈના ૩જાની કલમ-૮૩નો સુધારો : કલમ-૮૩ના સ્થાને આ કલમ મૂકવી :

૮૩. આ અધિનિયમ પસાર થઇ જાય તે પછી સરકાર, કલમ-૧૮માં અન્યથા જોગવાઈ કરવામાં આવી હોય તે સિવાય, કોઈએ પણ વારસાગત હોદ્દાને લગતી હોય તેવી ફરજો નિયત કરતા નિયમો ઘડી શકશે.

પરંતુ, આ રીતે ઘડેલા નિયમો, મુંબઈ વિધાન પરિષદના આગામી સત્રના એક મહિના અગાઉ મુંબઈ સરકારના ગેઝેટમાં આ નિયમો અગાઉથી પ્રસિદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી, અમલમાં આવી શકશેં નહિ અને ઉક્ત પરિષદમાં આગામી સત્રમાં રજૂ કરાયેલા ઉક્ત પરિષદના ઠરાવ દ્વારા રદ કરવાને કે તેમાં ફેરફાર કરાવાને પાત્ર રહેશે.

## ઉદ્દેશો અને કારણોનું પત્રક

આ વિધેયકના ઉદ્દેશો નીચે પ્રમાણે છે :

(૧) કામગીરી બજાવતા વતનદારોના મહેનતાણા માટે વધુ સારી જોગવાઈ કરવી.

(૨) ઊતરતી કક્ષાના વારસાગત ગ્રામ કર્મચારીઓને રૂપાંતરની છૂટ આપવી.

(૩) બાલુટાને નાણા ઉપકરમાં ફેરવવાની જોગવાઈ કરવી.

(૪) ઊતરતી કક્ષાના વતનના ખાતેદારને રૈયતને સેવા આપવાની જવાબદારીઓમાંથી તેને જાતને મુક્ત કરવો.

(૫) કામગીરી બજાવતા વેતનદારોની ફરજો મુકરર કરવી.

(સહી)
બી. આર. આંબેડકર.
જી. એસ. રાજાધ્યક્ષ,
મુંબઈના રાજ્યપાલની વિધાન
પરિષદના કાર્યકારી સચિવ.

મુંબઈ, ૧૩મી એપ્રિલ, ૧૯૨૮



# ૧૫

# વારસાગત હોદ્દા અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૧

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, ૧૯૨૮ના વિધેયક નં. ૧૨ (૧૮૭૪ના મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમમાં વધુ સુધારો કરના વિધેયક) ને પહેલી વારના વાચન માટે રજૂ કરવા હું ઊભો થયો છું. આ વિધેયકને પટેલ કે કુલકર્ણી સાથે નિસ્બત નથી. આ વિધેયકમાં ઉલ્લેખેલા વારસાગત અધિકારીઓને વારસાગત હોદ્દા અધિનિયમ હેઠળ ઊતરતી કક્ષાના અધિકારીઓ તરીકે ઓળખવામાં આવે છે. હાલની ક્ષણે આવા ઊતરતી કક્ષાના વારસાગત અધિકારીઓમાં, દક્ષિણમાંના મહારોનો, ગુજરાતમાંના વેઠિયાઓ કે વરતણિયાઓનો અને કર્ણાટકમાંના રામોશીઓ કે જુગલિયાઓ અને હોલીઆઓનો સમાવેશ કરવામાં આવે છે. આવા ઊતરતી કક્ષાના ખાતેદારોનો મહારોનો બનેલો છે અને આ ગૃહ સમક્ષ હું રજૂ કરવા વિચારું છું તેવી વિશેષ નોંધ દરમિયાન હું મહદંશે, ઊતરતી કક્ષાના અધિકારીઓના પ્રતિનિધિઓ છે તેવા મહારો અંગે બોલીશ.

મહોદય, આ વિધેયકની જોગવાઈઓ સમજવા માટે, મને લાગે છે કે જેના પરિણામે મારે આ વિધેયક રજૂ કરવું પડયું છે તેવાં દુષ્કૃત્યો અને ફરિયાદો અંગે આ ગૃહે જાણવું અત્યંત જરૂરી છે. હવે, દૂષ્કૃત્યો તો ઘણાં બધાં છે પરંતુ, ખરેખર જે થઈ રહ્યું છે તેનું સ્પષ્ટ વર્ણન કરીને હું આ ગૃહનો સમય લેવા માગતો નથી. એ દમનકારી પ્રથાની પધ્ધતિ અને સ્વરૂપ અંગે હું સામાન્ય અર્થમાં બોલીશ. સૌ પ્રથમ, મહોદય, એ બાબત યાદ કરવી પડશે કે આ ઊતરતી કક્ષાના વતનના ખાતેદારો વતન અધિનિયમ હેઠળ સરકારી કર્મચારીઓ છે. પરંતુ, મહોદય, આ સરકારી કર્મચારીઓની ફરજો ક્યાંય મુકરર કરાઈ નથી. એની ખબર નથી, હકીકતમાં વાસ્તવિક રીતે કોઈ પણ એ કહી



૯

શકે તેમ નથી કે આ વતનદાર મહારો કયા ચોક્કસ ખાતાના કર્મચારીઓ છે. હકીકત તરીકે, દરેક ખાતું તેમની સેવાનો હકદાવો કરે છે. તેમને સિંચાઈ ખાતાને સેવા આપવાનું જણાવી શકાય છે; તેમને મહેસૂલ ખાતાને સેવા આપવાનું કહી શકાય છે, તેમને રસી ખાતાને સેવા આપવાનું જણાવી શકાય છે, તેમને શિક્ષણ ખાતાને સેવા આપવાનું કહી શકાય છે, તેમને સ્થાનિક સ્વરાજ ખાતાને સેવા આપવાનું કહી શકાય છે, અને મને લાગે છે કે તેમને પોલીસ ખાતાને પણ સેવા આપવાનું જણાવી શકાય છે. તેમને આબકારી ખાતાને પણ સેવા આપવાનું જણાવી શકાય છે. હું કહેવા માગું છું કે તે એક અસાધારણ પ્રથા છે. દરેક સરકારી કર્મચારી જાણતો હોય છે અને ચોક્કસપણે જાણતો હોય છે કે તે કયા ખાતાનો છે અને તેની પાસેથી કેવી સેવાઓની અપેક્ષા રખાય છે. હું સમજું છું કે કોઈ પણ ખાતું કોઈ પણ વ્યક્તિને એવા કર્મચારી તરીકે કામે નથી રાખતું જેને તમામ કામગીરી બજાવવા માટેના નોકર તરીકે કહેવામાં આવી શકતું હોય, પરંતુ મહારો વ્યવહારુ તમામ હેતુઓ માટે તમામ સરકારી ખાતાની તમામ કામગીરીના નોકરો તરીકે હોય છે અને તેમને એ રીતે ગણવામાં આવે છે. વધુમાં, તેને દિવસે કે રાત્રે ગમે તે ઘડીએ સેવા આપવાનું જણાવી શકાય છે. બીજો પ્રત્યેક સરકારી કર્મચારી, અમુક કલાકો દરમિયાન તેની સ્થિતિ ગમે તેટલી નમ્ર હોય તેમ છતાં, કલેકટર કચેરીમાંનો અથવા બીજી કોઈ પણ કચેરીમાંનો પ્રત્યેક પટાવાળો જાણતો હોય છે કે તેણે તેની ફરજો પર ચોક્કસ સમયે જવાનું હોય છે. પરંતુ આ મહારોની બાબતમાં આવું બિલકુલ નથી. તેઓને નોકરી કરવા માટે દિવસ દરમિયાન જ નહિ, સૂર્યોદય અને સૂર્યાસ્ત વચ્ચેના સમય વચ્ચે પણ બોલાવી શકાય છે એટલું જ નહિ બલકે તેઓને નોકરી કરવા માટે રાત્રે પણ બોલાવી શકાય છે. જો કોઈ અધિકારી કોઈ મહારને નોકરી કરવા માટે રાત્રે બોલાવે અને વરસાદ વરસતો હોય અને વીજળી ચમકતી હોય અથવા બીજી કોઈ મુશ્કેલી હોય તો પણ મહાર ના પાડવાની હિંમત કરી શકતો નથી.

ત્રીજી ફરિયાદ આ છે. મહારોની બાબતમાં પદધારી એવી વ્યક્તિ છે જેનું નામ નોકરીના રજિસ્ટરમાં દાખલ કરવામાં આવે છે અને સરકારની નોકરી કરવા જવાબદાર હોય તે વ્યકિતને જ નહીં પરંતુ તેના આખા કુટુંબને સરકારની નોકરી કરવા જવાબદાર હોય છે. જેનું નામ દાખલ કરવામાં આવ્યું હોય અને જે નોકરી કરવા જવાબદાર હોય તે વ્યક્તિ નોકરી કરવા માટે બહાર ગઈ હોય તેવા પ્રસંગે જો પદધારી બીજી કોઈ

સરકારી ફરજ પર ગેરહાજર હોય અને નોકરી માટે એ ન હોય તો તેના પિતાને નોકરી કરવા માટે બોલાવી શકાય છે. જો તેના પિતા ગેરહાજર હોય તો તેના દાદાને નોકરી કરવા માટે બોલાવી શાકાય છે પરંતુ પિતા અને દાદાનાં નામ રજિસ્ટરમાં બતાવવામાં આવે નહિ. માત્ર પુરુષ સભ્યોને જ નહિ પરંતુ હું કહીશ કે તેમની ગેરહાજરીમાં સ્ત્રી સભ્યોને પણ સરકારી નોકરી કરવા માટે ફરજ પાડવામાં આવે છે. જો પદધારી ગેરહાજર હોય તો તેની પત્નીને બોલાવી શકાય છે; જો પત્ની ગેરહાજર હોય તો તેની માતાને બોલાવી શકાય છે અને જો માતા ગેરહાજર હોય તો કુટુંબની યુવાન સ્ત્રી સભ્યોને પદધારીની ગેહાજરીમાં નોકરી કરવાનું ફરમાવાય છે. આના જેવી પરિસ્થિતિને એક ક્ષણ માટે કલ્પના કરો; ૧૮ વર્ષનો પોલીસ અધિકારી તેની સાથે તેની બેગારી પાંચ કે છ માઈલના અંતર સુધી લઈ લેવા માટે ૧૮ વર્ષની યુવાન મહાર સ્ત્રીને બોલાવે !! આના જેવી પરિસ્થિતિમાં તે રહી જેનો ભોગ બની શકે તેવાં જોખમોની કલ્પના કરો !! મહોદય, જે રીતે આજે આ પ્રથા અસ્તિત્વમાં છે તેમાંથી છૂટવાનો કોઈ માર્ગ જ નથી, જે રીતે પ્રથાનો અમલ થઈ રહ્યો છે તે હેઠળ માત્ર પદધારીને જ નોકરી કરવાની ફરજ પડાય છે તેવું નથી બલકે સમગ્ર કુટુંબને નોકરી કરવા માટેની ફરજ પાડવામાં આવે છે. હું કહીશ કે સરકારી નોકરીના બીજા કોઈ પણ ખાતામાં જોવા ન મળતી એવી આ એક સૌથી વધુ જુલમી પ્રથા છે.

મહેનતાણાનો પ્રશ્ન લઈએ તો, આ ગરીબ લોકો તમામ ૨૪ કલાક માટે જે કામગીરી બજાવે છે તેવી તેમની કઠિન અને તનતોડ મજૂરી બદલ તેમને કેટલું મહેનતાણું મળે છે ? જો હું આ ગૃહને કહું કે સરકાર આ લોકો પાસેથી વેઠ તરીકે જે નોકરી કરાવે છે તે બદલ સરકાર પ્રત્યક્ષ રીતે તેમની તિજોરીમાંથી ખરેખર તો કશું જ ચૂકવતી નથી તો આ ગૃહને આશ્ચર્ય થશે. મારી સમક્ષ, સરકારે પોતે જ આપેલા આંકડા પડેલા છે. થાણા જિલ્લામાં સરકાર મહાર પદધારીને પ્રત્યક્ષ જે રકમ ચૂકવે છે તે મહિને રૂ. ૧.૯૦ છે; અહમદનગર જિલ્લામાં ચૂકવાતી રકમ માસિક રૂ. ૧.૯૦ છે; પૂર્વ ખાનદેશમાં ચૂકવાતી રકમ માસિક ૯ આના ૪ પાઈ છે; નાસિક જિલ્લામાં આ રકમ મહિને રૂ. ૦-૧૩-૪ છે; પૂના જિલ્લામાં માસિક રૂ. ૧-૧-૪ છે. સતારા જિલ્લામાં ચૂકવાતી રકમ રૂ. ૦-૨-૧ છે; શોલાપુર જિલ્લામાં ચૂકવાતી રકમ માસિક રૂ. ૦-૩-૩ છે અને મુંબઈ પરા જિલ્લામાં એ રકમ માસિક રૂ. ૯-૮-૦ની વચ્ચે ઓછીવત્તી રહેતી હોય છે. બેલગામમાં સરકારી તિજોરીમાંથી સરકાર દ્વારા કોઈ પગાર ચૂકવાતો નથી.

૧૯૨૫ના માર્ચ સત્રમાં પૂછેલા પ્રશ્નના જવાબમાં સરકારે રત્નાગિરિ અને કોલાબા માટેના આંકડા આપ્યા નથી. આ ગૃહ જોઈ શકશે કે સરકાર તેઓની પાસેથી વેઠ તરીકે કરાવાતી નોકરીના બદલામાં કેવું તુચ્છ નજીવું ભથ્થું ચૂકવે છે. તેઓની પાસેથી વેઠ તરીકે કરાવાતી નોકરી બદલામાં સરકાર આ ગરીબ મહારોને ખરેખર તો કશું જ મહેનતાણું આપતી નથી. આ લોકો, વતનદાર મહારોની આવકનાં સાધન બે છે. પહેલું સાધન, ઈનામી જમીન છે અને બીજું સાધન, 'બલૂત' કહેવાય છે તે અથવા વતનદાર મહારો ગ્રામજનો પાસેથી ઉઘરાવાતું અનાજ છે. આ ઈનામી જમીનો બ્રિટિશ સરકાર દ્વારા આપવામાં આવી ન હતી. પરંતુ તેવી જમીનો આ મહારોને આ દેશમાંના પ્રાચીન શહેનશાહ દ્વારા આપવામાં આવી હતી. મહાર વતન એ આપણા દેશમાંનું આપણી પાસેનું સૌથી પ્રાચીન વતન છે અને તમામ જમીનો તેઓને પ્રાચીન સમયમાં આપવામાં આવી છે. આ લોકોને પ્રાચીન સમયમાં એકવાર આપવામાં આવેલી જમીનનું પ્રમાણ બ્રિટિશ સરકારે કદી વધાર્યું હોય એ હું જાણતો નથી, ખરેખર મને ખબર નથી. બ્રિટિશ સરકારની સ્થાપના થઈ ત્યારથી, ભાવો વધ્યા છે, જીવનધોરણ ઊંચુ ગયું છે અને સરકારી કર્મચારીને વધારો- મને ખબર નથી કેટલી બધી વખત- આપવામાં આવ્યો છે. પરંતુ બ્રિટિશ સરકારે આ લોકોના મહેનતાણા તરફ એક ક્ષણનુંય લક્ષ કદી આપ્યું નથી, આ ગરીબ લોકોને પ્રાચીન રાજાઓએ ખુશ થઈને આપી હતી તેટલી જમીન સાથે આ સરકારે તેઓના પ્રત્યે દુર્લક્ષ સેવ્યું છે. મહાર વસ્તી પ્રચંડ પ્રમાણમાં વધી છે અને મહારોને અપાયેલી જમીન એટલા બધા પ્રમાણમાં વિભાજિત અને પેટા-વિભાજિત થઈ ગઈ છે કે આ લોકોને ઈનામી જમીનોમાંથી મળતી આવક તદ્દન ગણતરીમાં લઈ શકાય તેટલી રહી જ નથી. આ લોકોને મળે છે તે મહેનતાણાનો મુખ્ય ભાગ મહદંશે બીજા સાધનમાંથી એટલે કે 'બલૂત'માંથી આવે છે. હવે મહોદય, ચુકવણીની આ પદ્ધતિની ખાસિયત ખરેખર આ માનનીય ગૃહનું ધ્યાન માગી લે તેવી છે. હું ફરીથી કહીશ કે મહારો સરકારી કર્મચારીઓ છે; પરંતુ જે વ્યક્તિને સરકાર કામે રાખતી હોય તેને મહેનતાણું ચૂકવવાની જવાબદારી સરકાર પોતાના માથે લેતી નથી. બીજા દરેક કિસ્સામાં સરકાર, પટાવાળા, કારકુન, અધિકારી અને કામે રાખનારાઓને ચૂકવવાની જવાબદારી પોતાના માથે લે છે પરંતુ મહારોની બાબામાં, 'બલૂતને લાગેવળગે છે તેટલા પૂરતું, એવો કોઈ માર્ગ નથી જે દ્વારા સરકાર, તેઓને મહેનતાણું ચૂકવવામાં આવશે એવી જવાબદારી પોતાના માથે લઈ શકે. આનું કારણ

એ છે કે વતન અધિનિયમ હેઠળ, 'બલૂત'ની ચુકવણી બાબતમાં, મહારને પૂરેપૂરી રીતે રૈયતની મીઠી મહેરબાની પર છોડી દેવામાં આવે છે. જો રૈયત, મહારની પાસેથી વેઠ જેવી નોકરી કરાવ્યા પછી ૧૨ મહિનાની આખરે તેને ચૂકવવા માટે ખુશ ન હોય તો મહારને એવું જણાશે કે તેણે નોકરી વ્યર્થ કરી.

મહોદય, હું કહીશ કે તે એક અત્યાચારી પ્રથા છે, એક એવી પ્રથા જેમાં ન્યાયનો એક જરા પણ જેટલો અંશ નથી. જો સરકાર એમ ઇચ્છતી હોય કે આ લોકોએ સરકાર માટે કામ કરવું જોઈએ, તો આ મહારોને ચૂકવવાની જવાબદારી સરકારે પોતાના ખભા પર ઉપાડી લેવાનું તદ્દન જરૂરી છે; સરકારે અવેજીની દ્રષ્ટિએ આ બોજો તદ્દન બેદરકાર રીતે ત્રીજા પક્ષ એટલે કે રૈયતને માથે નાંખી દેવો ન જોઈએ, પરંતુ આ હાલની પ્રથા હેઠળ જે કંઈ થઈ રહ્યું છે તે બરાબર આવું જ છે. તો પછી, મહોદય, તન ચાલુ રાખવામાં આવશે એવી કોઈ સલામતી ખરી/ ? મહાર વતનને મોકૂફ રાખવામાં કે પાછું લઈ લેવામાં નહીં આવે એની કોઈ સલામતી ખરી ? મહોદય, એવી કોઈ કરતાં કોઈ પ્રકારની બાંયધરી નથી. આનું કારણ દેખીતું છે અને બહુ સરળ છે. અલબત્ત દરેક કિસ્સામાં, તાબાના કર્મચારીની નોકરીની મુદતનો સમગ્રપણે આધાર, તે જેના હાથ નીચે કામ કરતો હોય તેવા તરતના અધિકારીઓના સદ્દભાવ પર રહેતો હોય છે. મહોદય, અહીં પાટિલ, કુલકર્ણી અને મામલતદાર તરતના અધિકારીઓ છે જેમના હાથ નીચે મહારને કામ કરવાનું હોય છે. મહાર, સરકારની નોકરી કરવા ઉપરાંત- મારો કહેવાનો મતલબ છે એક સરકારી કર્મચારી તરીકે તેની પાસેથી અપેક્ષિત હોય તેવી કાયદેસરની નોકરી ઉપરાંત, તે, તેના તરતના ઉપરી અધિકારીઓ એટલે કે પાટિલ, કુલકર્ણી અને મામલતદારની ખાનગી નોકરી પણ રાજીખુશીથી અને મહેનતાણા વગર કરે નહિ ત્યાં સુધી, તે એવી અપેક્ષા રાખી ન શકે કે તેનું વતન સુરક્ષિત રહેશે. તેઓની મહેરબાની મેળવવા માટે- અને એવી મહેરબાની સહેલાઈથી આપવામાં આવતી નથી; એવી મહેરબાની મહેનતાણા વગર કરેલી નોકરીના ભોગે મેળવવામાં આવતી હોય છે- મહાર પોતાની જાત નીચોવી ન નાખે ત્યાં સુધી એવી કોઈ સલામતી નથી કે પાટિલ કે કુલકર્ણી એવો અહેવાલ ન મોકલે કે મહાર પોતાની ફરજનું પાલન નથી કરતો- આવો અહેવાલ તદ્દન જૂઠો અને ઉપજાવી કાઢેલો હોય છે. એવા અસંખ્ય કિસ્સા છે જ્યાં પાટિલોએ અને કુલકર્ણીઓએ આવા અહેવાલો કર્યા હોય અને મામલતદારે તેના પર કાર્યવાહી કરી હોય- અને મહારોના પોતાના વતન મોકૂફ રખાયા

હોય કે પાછાં લઈ લેવાયાં હોય મારા અનુભવે- જો કે મારે કહેવું જોઈએ કે એવો અનુભવ ઘણાં બધાં વર્ષો સુધીનો નથી- મેં એવા સંખ્યાબંધ કેસો જોયા છે જ્યાં મહારનાં વતન મોકુફ રખાયાં હોય કે પાછા લઈ લેવાયાં હોય. ઉપરી અધિકારીઓ, જિલ્લા નાયબ કલેક્ટરો, મદદનીશ કલેક્ટરો, કલેક્ટરો અને કમિશનરોને પણ, મામલતદારોએ કરેલા હુકમો રદ કરવાનું કહેવા માટે મેં ખુદ મારાથી બનતા તમામ પ્રયાસો કર્યા છે, પરંતુ, મહોદય, હું એવા કોઈ એકાદ કેસમાં પણ કદીય સફળ થયો નથી. આનું પરિણામ એ આવ્યું કે તાબાના અધિકારીઓને હંમેશાં એ વાતની ખાતરી રહેતી હોય છે કે તેઓનો નિર્ણય, પછી તે સારો હોય કે ખોટો હોય, તેનો આધાર કાયદેસરનાં કારણો પર હોય કે ન હોય, તેનો આધાર ઉપજાવી કાઢેલા પુરાવા પર હોય નહિ તેમ છતાં પણ તેમના ઉપલા અધિકારીઓ દ્વારા તેનું સમર્થન કરવામાં આવશે. આ લોકો, આ કમનસીબ વર્ગના લોકો પર દમન અને જુલમ કરવામાં કશી મર્યાદા રાખતા નથી એટલે એ લોકોમાં સલામતીની કોઈ ભાવના નથી રહી. હું કહું છું કે એ બાબત આ પ્રથામાં રહેલું બીજું એક અનિષ્ટ છે.

હવે, મહોદય, જો આ પ્રથાનાં અનિષ્ટોની અસર કામકાજ કરતા મહારોને જ માત્ર થતી હોત અને દલિત કોમના બાકીના લોકો પર એની અસર પડતી ન હોત તો કદાચ મેં આ બાબત અંગે આટલો બધો હોબાળો મચાવ્યો ન હોત. મુશ્કેલી એ છે કે આ પ્રથાનાં અનિષ્ટોનું ફલક અને વ્યાપ એટલાં વિસ્તૃત છે, એ એટલાં સર્વવ્યાપી છે કે તેમની અસર કામકાજ કરતા મહારોના વર્ગ પર જ માત્ર નથી પડતી પરંતુ તેમની અસર દલિતોની સમગ્ર વસ્તી ઉપર પડે છે. મહોદય, કદાચ ગૃહ મારી વાત નહિ માને જો હું એમ કહું કે વતન પ્રથાનાં પરિણામે ગામડાંમાંની મહાર વસ્તીને, તેમનાં બાળકોને બીજા વર્ગોનાં બાળકો સાથે બેસાડવાં જોઈએ એવા ડૉ. પરાંજપેના પરિપત્રોનો લાભ મળી શક્તો નથી. જો કે આ પરિષદે એવો ઠરાવ પસાર કર્યો છે કે દલિતોને ધર્મશાળાઓનો અને તમામ જાહેર સ્થળોનો ઉપયોગ કરવા દેવો જોઈએ તેમ છતાં, આ પરિષદે તેઓને આપવા ધારેલા આ વિશેષાધિકારોની દલિતોને માગણી કરવાની છૂટ નથી. આ પરિસ્થિતિ માટે વતન પ્રથા જવાબદાર છે એવું હું કહીશ તો આ પરિષદ એ વાત નહિ માને; પરંતુ મહોદય, મહાર વસ્તી પ્રગતિ કેમ કરી શકતી નથી તેનો એ જ માત્ર ખુલાસો હું આપી શકું. કારણ દેખીતું છે. દા. ત.: જ્યારે જ્યારે કોઈ એકાદ ગામમાં કોઈ પણ મહાર કોમ કોઈ અમુક દિશામાં પ્રગતિ કરવાનું ઈચ્છે,

રૈયતને એ દિશા પસંદ ન પડે ત્યારે ત્યારે એક તાત્કાલિક પગલું રૈયત એ ભરે છે કે 'બલૂત' બંધ કરી દે છે અને સામાજિક બહિષ્કાર જાહેર કરે છે. મારા ધ્યાનમાં એક પ્રસંગ આવ્યો છે જ્યાં, અમુક મહારના સંબંધી બૂટમોજાં પહેરીને ગામમાં ગયા અને ગ્રામવાસીઓને એ કાર્ય ગમ્યું નહિ એ કારણે ગ્રામવાસીઓએ 'બલૂત' અટકાવીને સામાજિક બહિષ્કાર જાહેર કર્યો. મેં એક એવો પ્રસંગ પણ જાણ્યો છે જ્યાં, એક મહારે તેના ઘર પર નળિયાં મૂકવાની હિંમત કરી હતી એ કારણે ગ્રામવાસીઓએ 'બલૂત' અટકાવીને મહાર વસ્તી સામે બહિષ્કાર જાહેર કર્યો છે. મહોદય, જેમાં સમગ્ર વસ્તીને ગુલામ બનાવાતી હોય, જે પ્રગતિની ભાવનાને રૂંધી નાખતી હોય, જે આગેકૂચને અવરોધતી હોય તે પ્રથા, મને લાગે છે કે બુદ્ધિશાળી વ્યક્તિ, કોઈ ભાવનીશીલ માનવી ચાલુ રાખી શકે નહિ કે વાજબી ઠરાવી શકે નહિ. મહોદય, એમાં આશ્ચર્ય નથી કે સમગ્ર મહાર વસ્તી આ વતન પ્રથાથી તદ્દન કંટાળી ગઈ છે. પડકારના કશા ભય વિના હું કહીશ કે સમગ્ર મહાર વસ્તી આ પ્રથાથી તદ્દન કંટાળી ગઈ છે અને શક્ય તેટલી જલદી એનાથી છૂટકારો મેળવવા ઇચ્છે છે એ વાત મારા માનનીય મિત્ર મહેસૂલ મંત્રીએ માનવી પડશે. આ થોડીક પ્રારંભિક ટીકા-ટિપ્પણ કરીને હવે હું, આજે આ ગૃહ સમક્ષ છે તે વિધેયકની જોગવાઈઓ સ્પષ્ટ કરવા આગળ વધીશ.

હવે મહોદય, મારા વિધેયકની વિચારણા અર્થે, એ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે હું વતનદાર મહાર વસ્તીના બે વિભાગો પાડવા વિચારું છું. પહેલો વિભાગ એ છે કે જે તદ્દન કંટાળી ગયો છે અને જેને વતન સાથે કશી લેવા દેવા નથી એટલે કે એવો વર્ગ જે નોકરી કરવાની ફરજમાંથી તરત મુક્ત થવાનું ઇચ્છે છે. તેમની એકમાત્ર શરત એટલીજ છે કે જો તેઓ તેમનું વતન જતું કરવાનું પસંદ કરતો હોય એટલે કે તેમનો વારસાગત નોકરી કરવાનો હક જવા દેવા ઇચ્છતો હોય, તો તેને કબજામાં હોય તે જમીનોથી વંચિત કરી દેવો જોઈએ નહિ. એ હેતુ પાર પાડવા માટે મેં હાલના વતન અધિનિયમની કલમ-૧૫(૧) માં ખંડ ૪ દ્વારા એક પરંતુક ઉમેરવાની જોગવાઈ કરી છે. એ પરંતુક દ્વારા હું એવું વિચારું છું કે જો વતનદાર મહારોનું એક પ્રતિનિધિત્વ ધરાવતું જૂથ અથવા તેમાનાં બહુમતી લોકો કલેકટરને લેખિત રજૂઆતમાં કરે કે તેઓ નોકરી કરવા માગતા નથી અને તેઓ તેમની જમીનો અંગેની આકારણીનો પૂરેપૂરો દર ચૂકવવા ઇચ્છે છે, તો કલેકટરે નોકરી કરવાની તેમની ફરજમાંથી તેમને, મુક્ત કરી દેવા જોઈએ. આ પરંતુકનો આવો અર્થ થાય છે. હવે, પહેલી બાબત એ બનાવવા

માગું છું કે આ પરંતુકનો સિદ્ધાંત નવો નથી. આ પરંતુકમાં જણાવેલો સિદ્ધાંત ખૂબ જૂનો સિદ્ધાંત છે અને એ સિદ્ધાંતથી સરકાર વાકેફ છે અને એ સિદ્ધાંતને સરકારે સ્વીકાર્યો છે અને જુદા જુદા પ્રસંગોએ તેનો અમલ કર્યો છે. મહોદય, આ ગૃહને અથવા આ ગૃહમાંના ઓછામાં ઓછા બહુમતી માનનીય સભ્યોને એની જાણ હશે કે આ દેશમાં બ્રિટિશ સરકારની શરૂઆત થઈ તે પહેલાં, આપણી પાસે ગામડાંમાં જુદા જુદા બાર ગ્રામ કર્મચારીઓ હતા જેમને બાલુટેદારો તરીકે ઓળખવામાં આવતા હતા. જ્યારે બ્રિટિશ સરકારે આ દેશમાં વહીવટ શરૂ કર્યો ત્યારે તેમણે આ ૧૨ અધિકારીઓને જુદા જુદા ત્રણ જૂથોમાં વિભાજિત કર્યા ; જેમની નોકરી સરકારના હેતુ માટે જરૂરી હતી તેવા, જેમની નોકરી માત્ર રૈયતના હેતુઓ માટે જ જરૂરી હતી તેવા, જેમની નોકરી બંને માટે જરૂરી હતી તેવા; જેમની નોકરી માત્ર રૈયતના હેતુ માટે જ જરૂરી હતી તેવા ગ્રામ કર્મચારીની બાબતમાં સરકારે ગોર્ડન પતાવટ તરીકે ઓળખાતી પતાવટ દ્વારા તેઓનાં વતન રૂપાંતરિત કર્યાં એટલે તેઓ પૂરેપૂરી મહેસૂલ આકારણી ચૂકવવા સંમત થાય તો તેમને જમીનોનો સંપૂર્ણ કબજો પોતાની પાસે રાખવાની છૂટ આપી. મહોદય, મારા વિધેયકના પરંતુકનો અર્થ બીજો કંઈ નહિ પણ આટલો જ છે કે એ સિદ્ધાંત ગોર્ડન પતાવટમાં મૂર્ત કરાયેલો સિદ્ધાંત છે.

વિધેયકનો સિદ્ધાંત નવો નથી એવી મારી દરખાસ્તના સમર્થનમાં હું આપવા માગું છું તેવો બીજો દાખલો એ છે કે મને ખબર છે કે ૧૯૨૩માં સરકારે શેતસનદી વતનો અંગે એક ઠરાવ બહાર પાડ્યો હતો. તા. ૧૩ મી ઑક્ટોબરના નં. ૯૩૧૯ના તે ઠરાવમાં સરકારે જણાવ્યું છે કે જેઓ નોકરી કરવા માગતા ન હોય તેવા આ શેતસનદી વતનદારોને, જો તેઓ પૂરેપૂરી મહેસૂલ આકારણી ચૂકવવા ઇચ્છતા હોય તો, નોકરી કરવાની તેમની જવાબદારીમાંથી મુક્ત કરવા.

એ પછી હું ગૃહને તાજેતરના એક વધુ દૃષ્ટાંતની, મારો મતલબ છે જોષી વિધેયકની યાદ આપાવીશ. જ્યારે જોષી વિધેયક આ ગૃહની સમક્ષ ચર્ચા માટે લવાયું ત્યારે એમ દર્શાવવામાં આવ્યું હતું કે જે જોષીઓ નોકરી કરવા માગતા ન હોય તેમને તેમની જમીન પોતાની પાસે રાખવાની છૂટ આપવી. હું માનું છું ત્યાં સુધી સરકારે તે પ્રસંગે પોતાની મેળે વિધેયકમાં એવો પરંતુક દાખલ કર્યો જેનાથી ગ્રામ જોષીઓને જમીન પોતાની પાસે રાખવાની છૂટ મળી પરંતુ એ શરતે તેઓ પૂરેપૂરું જમીન મહેસૂલ ચૂકવવા રાજી હોય.

મારા વિધેયકનો પરંતુક, જોષી વિધેયકમાં દાખલ કરાયેલા પરંતુકથી જરાય જુદો નથી.

એ પછી મહોદય, કાયદાની દ્રષ્ટિએ પણ હું આ મુદ્દા અંગે દલીલ કરવા માગું છું. હવે ધારો કે આ પરંતુક ન હોત અને ધારો કે વતનદાર મહાર નોકરી કરવાની તેની જવાબદારીમાંથી મુક્ત થવા માગતો હોત અને હજી ધારો કે સરકાર વતન પાછું લઈ લેવાની પોતાની સત્તાનો ઉપયોગ કરવા માગતી હોત, તો સરકાર શું પાછું લઈ લેત ? મહોદય, હું કહીશ કે સરકારને કેવળ જમીન મહેસૂલ જ પાછું લઈ લેવાનો અધિકાર રહેત અને બીજું કશુંય નહિ. મુંબઈ ઉચ્ચ ન્યાયાલયે પોતે આપેલા શ્રેણીબંધ ચુકાદાઓમાં ઠરાવ્યું છે કે આ ઈલાકામાં ઈનામની બાબતમાં હંમેશાં એવી જ ધારણા રહી છે કે જે અનુદાન છે તે હંમેશાં માત્ર જમીન મહેસૂલ જ છે અને જમીન નથી. આવો મુંબઈ ઉચ્ચ ન્યાયાલયનો દ્રષ્ટિકોણ રહ્યો છે. સ્થિતિ આવી હોવાથી, મહોદય, હું કહું છું કે સામાન્ય રીતે અને આ પરંતુકને કાયદાનું રૂપ આપ્યા વગર, જેઓ નોકરી કરવા માગતા નથી તેવા મહારોની બાબતમાં વધુમાં વધુ સરકાર કરી શકે તે એટલું જ કે તેમની જમીનો અંગે પૂરેપૂરી મહેસૂલ આકારણીની માગણી કરી શકે, કારણ કે ઈનામમાં કેવળ જમીન મહેસૂલમાંથી મુક્તિ સિવાય બીજા કશાનો સમાવેશ થતો નથી. અનુદાનમાં જમીનનો સમાવેશ થતો નથી. મને ખબર છે કે....

સરદાર જી. એન. મુજુમદાર : મહારોની બાબતમાં પણ ?

ડૉ. બી. આર. આંબેડકર : હા, મહારોની બાબતમાં પણ.

મહોદય, મને ખબર છે કે પ્રિવી કાઉન્સિલના બે ચુકાદા છે જેમાં ન્યાયમૂર્તિઓએ જણાવ્યું છે કે આ પ્રકારની ધારણાથી શરૂઆત કરવામાં કશું વાજબીપણું નથી., પરંતુ મહોદય, તો પછી, આ ચુકાદા અપાયા ત્યાર પછી મુંબઈ ઉચ્ચ ન્યાયાલયનો પણ ચુકાદો છે. મારો ઉલ્લેખ ૨૨ મુંબઈ લૉ રિપોર્ટર, પૃ. ૨૭૫ પરત્વે છે, જેમાં ઉચ્ચ ન્યાયાલયે ઠરાવ્યું હતું કે પ્રિવી કાઉન્સિલના ચુકાદા પછી પણ તે ધારણા લાગુ પડી શકે છે અને એમણે આપેલું કારણ ખૂબ મહત્ત્વનું છે. એ કારણ આ છે. સરકારે ૧૮૫૪માં, મહેસૂલમુક્ત જાગીરોની માલિકી અંગે તપાસ કરવા માટે ૧૮૫૨નો અધિનિયમ પસાર થયો ત્યાર પછી, "પાછું લઈ લેવું એ શબ્દનો અર્થ મુકરર કરતો ઠરાવ પસાર કર્યો હતો. મારો ઉલ્લેખ ૧૮૫૪ના વર્ષના ઠરાવ નં. ૨૪૪૯ પ્રત્યે છે.

આ ઠરાવમાં સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું છે કે પાછું લઈ લેવું એનો અર્થ જમીન લઈ લેવી એમ નથી થતો પણ પૂરેપૂરી જમીન મહેસૂલ આકારણી લેવી એવો થાય છે. મુંબઈ ઉચ્ચ ન્યાયાલયનું કહેવું એમ છે કે તે ઠરાવને લક્ષમાં રાખીને, તાજના અનુદાનની બાબતમાં લઈ લેવું એટલે જમીન મહેસૂલ લેવું અને જમીન નહિ તેનો ચુકાદો વાજબી ઠરાવવાપાત્ર ગણાશે નહિ. તેથી, મહોદય, હું કહું છું કે કાયદાકીય કારણોસર પણ સરકાર જે મહાર વતનની બાબતમાં જે લઈ શકે છે તે કેવળ જમીન મહેસૂલ જ રહેશે અને જમીન નહિ.

સરકાર કદાચ નાણાકીય કારણોસર આ પરંતુક વિરોધ કરે. સરકારે આ વિધેયકની અગાઉ થઈ ગયેલી ચર્ચા દરમિયાન જણાવ્યું છે કે જો વતન રૂપાંતરિત કરવામાં આવે એટલે કે જો મહારોને જમીન મહેસૂલની ચુકવણી કર્યેથી પોતાની વતન જમીન પોતાની પાસે રાખવાની છૂટ આપવામાં આવે તો એ બાબતમાં સરકારને પગારદાર એજન્સી રોકવાની ફરજ પડશે અને આ પગારદાર એજન્સીને મહેનતાણું આપવાનું ખર્ચ તેની તિજોરી પર એક વધારાનો બોજ બની જશે. હવે, મહોદય, મારી પ્રથમ રજૂઆત આ છે : હું નથી માનતો કે આટલા જ કારણસર તિજોરી પર કશો વધારાનો બોજ પડે. જો મહાર વતનને રૂપાંતરિત કરવામાં આવે તો પણ અને જો મહારોને તેઓ કરે છે તે નોકરી કરવામાંથી મુક્ત કરવામાં આવે તો પણ અને જો સરકાર પગારદાર એજન્સીને કામે રાખે તો પણ, સરકાર પાસે નાણાં રહેશે જેમાંથી તે કામે રાખેલી નવી એજન્સીને પગાર ચૂકવી શકશે. સૌ પ્રથમ, સરકાર પાસે, મહારોની જમીનો અંગે લેવાતી આકારણીમાંથી નાણાં મળી રહેશે. એ ઉપરાંત, સરકારને 'બલૂત' લેવાનો પણ અધિકાર રહેશે, કારણ કે સરકારના નિર્ણય અનુસાર ગ્રામ વસ્તી ચોકી પહેરાનું ખર્ચ ચૂકવવા માટે પાત્ર છે. મહોદય, હું કહું છું કે આ બંને બાબતો સાથે લેવાથી નવી પગારદાર એજન્સીના નિભાવ માટે પૂરતાં નાણાં મળી રહેશે. મહારકી વતનના રૂપાંતરના વિચારથી સરકાર ગભરાઈ ગઈ તેનું એક કારણ એ છે કે સરકારને એમ લાગ્યું કે તેઓ હાલમાં કામે રાખે છે તેટલી જ સંખ્યાના માણસોને તેણે કામે રાખવા પડશે. હું સમજું છું કે- મારી પાસે ચોક્કસ આંકડા નથી- સરકાર મુંબઈ ઇલાકામાં આશરે ૬૪,૦૦૦ મહારોને કામે રાખતી હોય છે. મહોદય, હું જણાવવા માગું છું કે નવી પ્રથા હેઠળ સરકારે આટલી મોટી સંખ્યામાં માણસોને કામે રાખવાનું રહેશે નહિ. સરકાર તેમને હમણાં કામે રાખે છે કારણ કે સરકાર રૈયતના ખર્ચે તેમ કરી શકે છે. અમુક ગામોમાં

૧૬ મહારોને કામે રખાયા છે. બીજાં ગામોમાં દા. ત., નાગપુર જિલ્લામાં એક ગામમાં ૩૨ મહારોને કામે રાખ્યા છે. મહોદય, હું કહીશ કે હાલની ક્ષણે કામે રાખેલા મહારોની સંખ્યા અત્યંત ઉડાઉ ખર્ચવાળી છે જે ચોક્કસપણે ભારે પ્રમાણમાં ઘટાડી શકાય છે અને જો આવો ઘટાડો લગભગ હું માનું છું તે પ્રમાણે જરૂર થાય, તો હાલની સંખ્યાના એક તૃતીયાંશ માણસો પૂરતા ગણાશે અને જમીન મહેસૂલ તથા 'બલૂત', તિજોરી પર કોઈ પણ જાતના વધારાના બોજ વગર પૂરતું મહેનતાણું ગણાશે. હું પૂરેપૂરી ગંભીરતાથી પૂછવા માગું છું કે સરકારે શા માટે એ બોજ માથે લેવો ન જોઈએ ? શા માટે એવી નોકરીનું ખર્ચ ચૂકવવું ન જોઈએ ? બીજા દરેક સરકારી કર્મચારીની બાબતમાં સરકારે પોતે, વધારાનાં નાણાં માગવા માટે આ પરિષદ સમક્ષ આવવાની હિંમત કેળવી છે. મહોદય, ૧૯૨૧ના વર્ષમાં સરકાર ગ્રામ શિક્ષકોના પગાર વધારવા માટે સંમત થઈ. એ જ વર્ષમાં સરકાર તાબાની નોકરીના પગાર વધારવાની દરખાસ્તો લઈને આવી. આને બાદ કરતાં સરકાર તલાટીઓના પગાર વધારવાની દરખાસ્તો લઈને આવી. મહોદય, જો બીજી નોકરીઓને મહેનતાણું અપાવવાના નાણાકીય ઉપાયો લાવવા આ વર્ગો માટે સરકારને નીડરતા, હિંમત અને સહાનુભૂતિ હોય, તો આ મહારોની બાબતમાં સરકાર પાસે એવી નીડરતા, એવી હિંમત અને એવી સહાનુભૂતિ કેમ નથી ? મને એ નથી સમજાતું કે નામદાર સરકારના પ્રજાજનોનો એક વર્ગ જેના કારણે પરાધીન બનતો હોય અને ગુલામ બની જતો હોય એવી પ્રથાના સરકારે શા માટે પક્ષકાર બનવું જોઈએ અને તે રીતે ચાલુ રહેવું જોઈએ ? મહોદય, હું કહું છું કે કાનૂની કારણસર અથવા તો નૈતિક કારણસર મેં મારા વિધેયકની કલમ ૪ માં સ્પષ્ટ જણાવેલો સિદ્ધાંત વાજબી અને નીતિન્યાયવિષયક છે.

મહોદય, હવે હું વતનદાર મહારોના બીજા વર્ગની વાત કરું છું કે જેઓ વતન ચાલુ રાખવાની કાળજી કરે છે અન જેઓ, જો તેમની ફરિયાદોનો ઉપાય કરવામાં આવે તો, નોકરી કરવા માટે તૈયાર છે. આ મહારો અંગે મેં મારા વિધેયકના ખંડ ૬માં જોગવાઈ કરી છે. મહાર વસ્તીના તે ભાગના હિત અંગે જેમાં, કાયદો ઘડાવાનું અભિપ્રેત છે, જેમાં ગ્રામ ફરજો ચાલુ રાખવાની કાળજી લેવામાં આવી છે તેવી આ કલમમાંની જોગવાઈમાં, મુખ્યત્વે પુનર્રચનાનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ શબ્દનો ઉપયોગ હું સલાહભરી રીતે કરું છું. મુખ્યત્વે બલૂત પ્રથાની પુનર્રચનાનો સમાવેશ કરવામાં આવ્યો છે. જો માનનીય સભ્યો, તેમાં કાયદા તરીકે જણાવેલા ખંડો પર

પૂરેપૂરી નજર નાંખી જશે તો તેઓને જણાશે કે સૌ પ્રથમ તેમાં બલૂતને નાણા ઉપકરમાં ફેરવવા માટેની જોગવાઈ કરવામાં આવી છે. બીજું, જમીન મહેસૂલની સાથોસાથ નાણા ઉપકરની વસૂલાત માટેની જોગવાઈ કરવામાં આવી છે ત્રીજું, તેમાં તે ઉપકરનું બે ભાગમાં વિભાજન કરવા માટેની જોગવાઈ કરવામાં આવી છે એટલે કે એક ભાગ રૈયત માટે કરાયેલી નોકરીનો અને બીજો ભાગ સરકાર માટે કરાયેલી નોકરીનો; જેથી કરીને, સરકાર માટે કરાયેલી નોકરી માટેના હિસ્સા તરીકે રખાયેલો ઉપકરનો ભાગ ફરજિયાત ગણાશે, જ્યારે રૈયન માટે કરાયેલી ખાનગી નોકરી માટેના હિસ્સા તરીકે રખાયેલો ઉપકરનો ભાગ મરજિયાત ગણાશે. જે રૈયત પોતાની ખાનગી નોકરી માટે મહારની સેવાઓ ઉપયોગમાં લે તે રૈયતને, ખાનગી નોકરી માટે સોંપાયેલ હોય માત્ર તે ઉપકરનો ભાગ જ ચૂકવવાની ફરજ પાડવામાં આવશે. બીજી બાજુ, જો મહારો રૈયતની નોકરી કરવા માગતા ન હોય પરંતુ સરકારની જ નોકરી કરવા માગતા હોય તો તેઓ ખાનગી નોકરી માટે સોંપાયેલ હોય તેવો નાણા ઉપકરનો તેટલો ભાગ જતો કરશે.

હવે, મહોદય, ગૃહને એમ લાગવાનો સંભવ છે કે હું કંઈક નવી દરખાસ્તો કહી રહ્યો છું; તેમ છતાં હું એ ભારપૂર્વક જણાવીશ કે આમાંની એક પણ જોગવાઈ નવી નથી. આ જોગવાઈઓ વતન અધિનિયમમાં છે જ આમાં માત્ર ફેરફાર છે તે હાલની પ્રથામાં અને પુનર્રચનામાં. બલૂતને નાણા ઉપકરમાં ફેરવવામાં આવશે એવી પ્રથમ જોગવાઈ, વતન અધિનિયમની કલમ ૧૯માં અસ્તિત્વમાં હોવાનું જોવા મળશે. તેથી, એ નવી બાબત નથી. હાલના વતન અધિનયમ હેઠળ કલેકટરને પોતાને યોગ્ય લાગે ત્યારે ત્યારે, બલૂતને નાણા ઉપકરમાં ફેરવવાની સત્તા છે. નાણા ઉપકરની વસૂલાત, જમીન મહેસૂલની સાથોસાથ કરવામાં આવશે. એવી બીજી જોગવાઈ અંગે હું ફરીથી કહું છું કે એ નવી દરખાસ્ત નથી. વતન અધિનિયમમાં તે પહેલેથી છે જ. વતન અધિનિયમની કલમ ૧૮નો ઉલ્લેખ કરતાં જણાશે કે કલેકટરને, હાલના અધિનિયમ હેઠળ, તમામ હક, તમામ મહેનતાણાં, તમામ મળતર, જાણે તે જમીન મહેસૂલની બાકી હોય તે રીતે વસૂલ કરવાની સત્તા છે. તેથી, હું જે કહું છું તે, મહોદય, એ છે કે વિધેયકની કલમ ૬માં કંઈ નથી કે જે નવું હોય. મારા વિધેયકની કલમ ૬માં કંઈ નવું હોય તો તે બસ આટલું જ છે કે વિવેકનિર્ણય કરવાનું કલેકટર પર છોડવામાં આવે એના બદલે પક્ષકારોના પોતાના પર છોડવામાં આવે છે. હાલના કાયદામાં એનો

ખ્યાલ રાખવામાં આવ્યો છે કે એવા સંજોગો ઊભા થશે જયારે મારા વિધેયકની કલમ ૬ દ્વારા વિચારાઈ હોય તેવી જોગવાઈઓ જરુરી બની જશે. નહિતર, એ જોગવાઈઓને હાલના કાયદામાં સ્થાન મળ્યું ન હોત. મને લાગે છે કે તે એ છે કે જો કે કલેકટર પાસે વિવેકનિર્ણય હોય, તો પણ, એવા સંજોગો ઊભા થયા છે જેમાં પોતાના વિનેક નિર્ણયનો ઉપયોગ કરવાનું જરૂરી બની જાય છે એ હકીકતની એમને જાણ ન હોય, એમને ખબર ન હોય અને એમના લક્ષમાં પણ ન હોય. હું જે કંઈ કહી શકું છું તે આટલું જ છે કે કલેકટરને વિવેકનિર્ણયનો ઉપયોગ કરવાની બાબતમાં પક્ષકારોએ ખુદ પોતે જ માર્ગદર્શન આપવું જોઈએ કે જેથી કરીને, જો પક્ષકારો એમ ઇચ્છે કે બલૂતની વસૂલાત જમીન મહેસૂલની સાથોસાથ થવી જોઈએ તો કલેકટર એ જાણી શકશે કે પોતાના વિવેકનિર્ણયનો ઉપયોગ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. કલેકટર પાસેથી વિવેકનિર્ણયની સત્તા રૈયતને અને મહારોને તબદીલ કરવા સિવાય આમાં નવું બીજું કંઈ નથી.

એ પછી મહોદય, બલૂતનું બે વિશિષ્ટ હિસ્સામાં વિભાજન–એક ખાનગી નોકરી માટે અને બીજું સરકારી નોકરી માટે–એ અંગેની ત્રીજી જોગવાઈ બેશક નવી છે, પરંતુ હું કહીશ કે સંજોગોએ એને બહુ જરૂરી બનાવી દીધી છે. સરકારના મંતવ્ય પ્રમાણે બલૂત, રૈયતની નોકરી માટેની અને સરકારની નોકરી માટેની એક સંયુક્ત ચુકવણી છે. સરકારે તા. ૩ જી મે, ૧૮૯૯ના રોજ ઠરાવ નં. ૩૦૭૪ પસાર કર્યો જેમાં તેમણે સ્પષ્ટપણે જણાવ્યું છે કે બલૂત, રૈયતની અને સરકારની એમ બંનેની નોકરી માટેનું સંયુક્ત મહેનતાણું છે. આ મંતવ્યને સમર્થન મળી રહે તે માટે મારે એટલા લાંબા ભૂતકાળમાં જવાની જરૂર નથી. મોડામાં મોડું ૧૯૧૯માં પણ, સરકારે આ ગૃહ સમક્ષ રજૂ કરેલા કાગળોમાં, આ મુદ્દા પરના પ્રશ્નના ઉત્તરમાં સરકારના આસિસ્ટંટ સેક્રેટરીએ પસાર કરેલા હુકમ પર આધાર રાખ્યો હતો જેમાં એ દરખાસ્ત પર સ્પષ્ટપણે ભાર મૂકવામાં આવ્યો છે કે બલૂત કેવળ ખાનગી નોકરી માટે જ ચૂકવવામાં આવે છે એમ નહિ બલકે તે સરકારી નોકરી માટે પણ ચૂકવવામાં આવે છે. હવે મહોદય, મારે જે કહેવાનું છે તે એ જ છે કે મહારોમાંથી અમુક લોકો સરકારની નોકરી કરવા રાજી છે, પરંતુ રૈયતની નોકરી કરવા રાજી નથી. મારી અમુક એવી પણ રૈયત છે જેઓ, હાલના કાયદા દ્વારા મહારોને તેમના પર બળજબરીથી ઠોકી બેસાડવામાં આવ્યા છે એ રીતે એજન્સીને કામે રાખવા માગતા નથી. તેઓને, તેમની પોતાની મરજી મુજબ, તેમની

પોતાની પહેલ દ્વારા, જેમને કામે રાખવાની દરકાર હોય તેને કામે રાખવાનું ગમશે. એ જ રીતે કેટલાક એવા મહારો પણ છે જેઓ રૈયતની નોકરી કરવા માગતા નથી. તેઓને, નોકરી કરવી કે નહિ કરવી એ બાબતમાં પોતે સ્વતંત્ર રહે એ ગમશે, પરંતુ હાલના કાયદા હેઠળ આ સ્વતંત્રનો તેમને ઇન્કાર કરવામાં આવ્યો છે. તેમના ઇચ્છા હોય કે ન હોય તો પણ તેમને નોકરી કરવાની ફરજ પાડવામાં આવે છે. આનું કારણ એ હકીકત છે બલૂત એક સંયુક્ત મહેનતાણું છે અને એ શોધી કાઢવાનો કોઈ માર્ગ નથી કે બલૂતના સ્વરૂપે કેટલું મહેનતાણું સરકારી નોકરી માટે લેણું ગણાય અને તેનો કેટલો ભાગ ખાનગી નોકરી માટે લેણો ગણાય. સામાજિક પ્રગતિના આજના સ્પર્ધાના દિવસોમાં રૈયત અને મહાર વચ્ચેની આ તાણ ભારે થઈ ગઈ છે અને નોકરીએ રાખવાની સ્વતંત્રતા અને નોકરી કરવાની સ્વતંત્રતા માટેની જોગવાઈ કરવામાં નહિ આવે ત્યાં સુધી એ તીવ્રપણે વધતી જશે. આ હેતુ સિદ્ધ કરવા માટે, રૈયતની ખાનગી નોકરીના કારણે રૈયત પાસેથી લેણું થતું બલૂતનું પ્રમાણ અને સરકારની નોકરી માટે લેણું થતું પ્રમાણ મુકરર કરવાનું જરૂરી છે. હાલના સંજોગો હેઠળ એવું બને છે કે જો કોઈ મહારક, રૈયતની નોકરી ન કરે તો, બલૂતનો ભાગ નક્કી નહિ હોવાથી, રૈયતને આખેઆખું ચૂકવવાની ફરજ પાડવામાં આવે છે અને મહાર રૈયતની સરખામણીમાં ફાયદામાં રહે છે.

બીજી બાજુ એવું બને છે કે જો કોઈ મહારે રૈયતની નોકરી કરી ન હોય, પરંતુ માત્ર સરકારની જ નોકરી કરી હોય તો, સરકારી નોકરી માટે તેની પાસેથી બલૂતનું કેટલું પ્રમાણ લેણું છે તેનો રૈયતને ખ્યાલ ન હોવાના કારણે તે બલૂતનું સમગ્ર પ્રમાણ ગુમાવે છે. આની જાણ ન હોવાથી તે સમગ્ર પ્રમાણને અટકાવી રાખે છે અને તેમ કરીને મહારોને ગેરકાયદે નુકસાન કરે છે. તેથી, મને લાગે છે કે, વધુ સારા વહીવટના હિતમાં અને ગામડાંના હિતમાં બલૂતનું આ રીતે વિભાજન કરાય એ અત્યંત આવશ્યક છે. હું કહીશ કે એક વર્ગના લોકોની નોકરી બીજા વર્ગોના લોકો પર બળજબરીથી ઠોકી બેસાડાય એ કાયદાના સિદ્ધાંતની તદ્દન વિરુદ્ધ છે. બીજા કોઈ હજામને બાકાત રાખીને કોઈ અમુક હજામ એકલો જ હજામત કરે એવી પ્રથાનું સમર્થન કરવું એ એક અત્યાચાર ગણાશે, પરંતુ વતન પ્રથા એક એવી જ અત્યાચારી અને જંગલી પ્રથા છે. મને ખાતરી છે કે આ ગૃહના વકીલ સભ્યોને ખબર છે કે ઉચ્ચ ન્યાયાલયમાં આપણી પાસે એક કેસ એવો આવ્યો હતો જેમાં એક હજામે એવો દાવો દાખલ કર્યો

હતો કે અમુક ગામના યજમાનો રૈયત બહારના હજામને કામે રાખવાના હકદાર નથી.- પછી ભલે તે અમુક હજામ કાર્યક્ષમ હોય કે ન હોય, તેને વાળ કાપતાં કે દાઢી સરખી કરતાં આવડતું હોય કે ન હોય તો પણ- દરેક વખતે તેને જ રૈયતની નોકરી કરવાનો હક રહે છે. આવું જ મહારોની બાબતમાં પણ બને છે. મારા વિધેયકમાં જે ઉદ્દેશ રખાયો છે તે છે કરાર કરવાની સ્વતંત્રતા; જો રૈયત, મહારોને કામે રાખવા માગતા ન હોય તો તેમને કામે ન રાખવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ; અને જો મહારોને નોકરી કરવી ન હોય, તો નોકરી ન કરવાની મહારોને પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ. પરંતુ હાલની પ્રથા હેઠળ, સંયુક્ત મહેનતાણાની પ્રથા હેઠળ, કરારની આ સ્વતંત્રતા નિરર્થક બનાવી દેવામાં આવી છે અને તેથી તે પ્રવર્તમાન બની શકતી નથી. મારી યોજનામાં કરારની તેવી સ્વતંત્રતા માટેની જોગવાઈ કરવામાં આવી છે અને હું માનું છું કે કમસેકમ આ દેશમાં જ્યારે દરેક સમાજે દરજ્જાથી માંડી કરાર સુધીની પ્રગતિ સાધી છે ત્યારે આપણે, મહારોને અને રૈયતોને કરારની સ્વતંત્રતાનો ઇનકાર કરીને ભારતીય સમાજની પ્રગતિને અટકાવવી જોઈએ નહિ.

એક વાત હું એ કહેવા માગીશ કે મેં અહીં આ વિધેયકમાં જે પ્રથાની રૂપરેખા દર્શાવી છે તે સંપૂર્ણ રીતે મારી પોતાની નથી. એ એક એવી પ્રથા છે જેની નકલ મેં વરાડ પાસેથી કરી છે. મધ્ય પ્રાંતો અને વરાડમાં રૈયત અને મહારો વચ્ચે આ જ પ્રકારના ઝઘડા અને તોફાનો થયાં કરતાં હતાં. બંને બાજુના પક્ષે ભારે ચળવળ ચલાવવામાં આવી હતી અને સરકારે ત્યાં એ બાબતે તપાસ કરવા અને પોતાની દરખાસ્તો કરવા માટે એક સમિતિ નીમી હતી. ૧૯૨૦માં સમિતિએ પોતાની દરખાસ્તો રજૂ કરી અને સરકારે એક પ્રથા દાખલ કરી જે મેં આવશ્યક રીતે આ વિધેયકની જોગવાઈઓમાં ફરીથી રજૂ કરી છે. આ દરખાસ્તો વરાડ સમિતિની ભલામણોના પરિણામે છે અને વરાડ માટે સારી છે. હું માનું છું કે મુંબઈ ઇલાકા માટે તે ખરાબ ન હોઈ શકે કારણ કે વરાડ પ્રથા મુંબઈ પ્રથાની જ એક પ્રતિકૃતિ હતી; એટલી આબેહૂબ પ્રતિકૃતિ કે વરાડ સમિતિનો આખેઆખો અહેવાલ જ મુંબઈ સરકારના ઠરાવો પર આધારિત છે. વિધેયકની મુખ્ય જોગવાઈઓ આ છે.

તેમ છતાં, આ વિધેયકમાં એક જોગવાઈ એવી છે જે અંગે કદાચ થોડોક ખુલાસો કરવો જરૂરી બની જાય છે અને એ જોગવાઈ એવી જોગવાઈ છે જેના દ્વારા વતન

અધિનિયમની કલમ ૯માં અમુક ફેરફાર કરવામાં આવ્યા છે. મારો મતલબ છે, મારા વિધેયકના ખંડ ૨ અને ૩. વતન અધિનિયમની જોગવાઈઓ અન્વયે એમ જણાવવામાં આવ્યું છે કે વતન જમીનોનું સ્વત્વાર્પણ, વતન કુટુંબની બહારની કોઈ પણ વ્યક્તિને કરી શકશે નહિ. કલમ ૯ અન્વયે એવી પણ જોગવાઈ છે કે જેનાથી કલેકટરને વતનદારની જે જમીન બિનવતનદારને તબદીલ કરવામાં આવી હોય તે જમીન પાછી લઈ લેવાની સત્તા મળે છે, પરંતુ કલમ ૯ અન્વયે સ્વત્વાર્પણને રદબાતલ જાહેર કરવું કે નહિ તે અને આવી સ્વત્વાર્પણ કરાયેલ જમીન પાછી લઈ લેવી કે નહિ તે સંપૂર્ણપણે કલેકટરના વિવેકનિર્ણય પર છોડી દેવામાં આવ્યું છે. કલેકટર, કલમ ૯ અન્વયે પોતાનામાં નિહિત વિવેકનિર્ણયનો ઉપયોગ વતનદારની તરફેણમાં તરવાનું હંમેશાં પસંદ કરતા નથી. આ રીતે સ્વત્વાર્પણ કરાયેલી જમીન જોકે વતન જમીન હોય તો પણ તે કામગીરી બજાવતા વતનદારને મહેનતાણા તરીકે સોંપવામાં ન આવે ત્યારે કોઈ ખાસ મુશ્કેલી આના કારણે પડતી નથી, પરંતુ મહોદય, હું કહેવા માગું છું કે તેની વતન જમીન તેને તેની કામગીરી માટેના મહેનતાણામાં સોંપવામાં આવી છે અને તે હંમેશાં તેના કબજામાં રહેશે એવી સ્પષ્ટ સમજના આધારે જો કોઈ પદધારીને સરકારની નોકરી કરવાનું ફરમાવવામાં આવે તો, મને લાગે છે કે પદધારીના હાથમાંથી જતી રહી હોય તે વતન જમીનો સરકારે પાછી લઈ લેવી જોઈએ. મેં જે કલમો દાખલ કરી છે તે કલમોમાં પદધારીના મહેનતાણા તરીકે સોંપવામાં આવી હોયે તેવી વતન જમીનોની બાબતમાં સ્વત્વાર્પણની જાહેરાતને રદબાતલ કરવાનું કલેકટર માટે ફરજિયાત બનાવવામાં આવ્યું છે. આ કલમો દાખલ કરવામાં મારા આધાર તરીકે મેં, મહેનતાણા તરીકે સોંપવામાં આવી હોય તેવી અને મહેનતાણા તરીકે સોંપવામાં આવી ન હોય તેવી વતન જમીનોના બે વર્ગોમાં કરેલા સુવિદિત વિભાજનને અપનાવ્યું છે. મહેનતાણા તરીકે નહિ સોંપાયેલ જમીનોની બાબતમાં કલેકટર પોતાના વિવેકનિર્ણયનો ઉપયોગ બહુ સારી રીતે નહિ કરી શકે કારણ કે હકીકત એ છે કે પદધારીના મહેનતાણાના હેતુ માટે જમીન તાકીદના ધોરણે જરૂરી નથી. તે કિસ્સામાં જો કલેકટર તેના વિવેકનિર્ણયનો ઉપયોગ વતનદારની તરફેણમાં ન કરે અને સ્વત્વાર્પણને રદબાતલ જાહેર કરે, તો ફરિયાદ માટેનું કંઈ બહુ મોટું કારણ રહે નહિ, પરંતુ જયારે જમીનને મહેનતાણા તરીકે સ્પષ્ટ રીતે અનામત અને સોંપાયેલી રાખી હોય ત્યારે મને લાગે છે કલેકટરને આ બાબતમાં કંઈ પણ વિવેકનિર્ણય રહેશે નહિ, પરંતુ આવા દરેક કિસ્સામાં એવી જાહેરાત કરવી જોઈએ કે સ્વત્વાર્પણ રદબાતલ છે.

મહોદય, હું સ્વીકારું છું કે મેં આ વિધેયકનો જે રીતે મુસદ્દો તૈયાર કર્યો છે તે જોતાં એમાં બે ક્ષતિઓ છે અને હું આવો સ્વીકાર કરવા માગું છું તેનું કારણ એ છે કે મારે ખૂબ ખૂબ ન્યાયી થવું છે. મહારોના હિતમાં રૈયત પર કોઈ પણ પ્રકારનો વધારાનો બોજ નાખવા હું માગતો નથી. એક માત્ર સ્પષ્ટ કારણ એ છે કે હું વતન પ્રથાનો દુશ્મન છું. મહારકી વતન પ્રથાનો નાશ કરવા હું અત્યાર સુધી ભારે સંઘર્ષ કરતો આવ્યો છું જોકે હું જાણું છું કે નજીકના ભવિષ્યમાં મહારોને ભારે નુકસાન વેઠવું પડશે, પરંતુ મને પ્રતીતિ થઈ ગઈ છે કે વતન પ્રથાની આ શૃંખલાઓ એવાં મુખ્ય કારણો છે જે તેઓને પછાત રાખે છે. આ બાબતમાં હું દીર્ઘદ્રષ્ટિથી જોઉં છું અને એના જ પરિણામે હું મહારોને તેમના વતનમાંથી મળતા તાત્કાલિક લાભ પ્રત્યે ઉદાસીન થઈ જાઉં છું. તેથી હું, રૈયત કરતાં વધુ લાભ ખાટી જવા માટે ખાસ કરીને સંઘર્ષ ખેડતો નથી, તેમાંય વળી ખાસ કરીને રૈયતના ભોગે મહારોને લાભ થાય તેવો સંઘર્ષ કરતો નથી. આ ગૃહના માનનીય સભ્યો એ જોઈ શકશે કે બલૂત પ્રથા, મેં જે રીતે એને મારા વિધેયકમાં વ્યવસ્થિત જણાવી છે તે પ્રમાણે તેનાથી રૈયત પર કશો વધારાનો બોજ પડશે નહિ. હું સ્પષ્ટપણે "સમાન" એ શબ્દોનો ઉપયોગ કરું છું. એનો અર્થ એ કે મહારોના મહેનતાણા બદલ રૈયતો પર કોઈ વધારાનો બોજ નાખાવામાં નહિ આવે. આના પરથી એ જણાશે કે હું કેટલો ન્યાયી થવા માગું છું. આના પરિણામે મારે સ્વીકારવું પડે છે કે વિધેયકમાં બે ક્ષતિઓ છે. એક એ કે જમીન પાછી લઈ લેવાનું કલેકટર માટે ફરજિયાત બનાવી શકાય તે ખાતર કલમ ૯ ( વિધેયકના ખંડ ૨ અને ખંડ ૩ ની સાથોસાથ) માં ફેરફાર કરવામાં, જેની પાસેથી કબજો છોડાવી લેવામાં આવ્યો હોય તેવા બિન-વતનદારને કલેકટર વળતર ચૂકવી શકે એવી જોગવાઈ કરવી જોઈએ. હું એ વાત તત્પરતાપૂર્વક સ્વીકારું છું કે જમીનોની તબદીલી કોઈ પણ વ્યક્તિને વિશ્વાસપૂર્વક અને પૂરા વળતર માટે કરવામાં આવી હોય, પરંતુ એ માટેનું એક કારણ એ હોઈ શકે કે જમીન જેને તબદીલ કરાઈ હોય તે વ્યક્તિને તેનાથી વંચિત રખાય ત્યારે તેને વળતર ચૂકવવું જ જોઈએ. મેં જ્યારે સૌ પ્રથમ આ વિધેયકનો મુસદ્દો તૈયાર કર્યો ત્યારે મેં એવી જોગવાઈ કરી હતી કે બિન-વતનદારને વળતર આપવાની કલેકટરને સત્તા હોવી જોઈએ, પરંતુ અમુક સરકારી સભ્યોની સલાહના આધારે હું એ પાછી ખેંચી લઉં છું, પરંતુ હું એ સુધારો પ્રવર સમિતિમાં રજૂ કરવા તૈયાર છું. બીજું, મારે એવી જોગવાઈ કરવી જોઈતી હતી કે જે રીતે મહારોને રૈયતની નોકરી કરવાનો વિકલ્પ

હોવો જોઈએ એ જ રીતે રૈયતને પણ મહારોને કામે નહિ રાખવાનો વિકલ્પ હોવો જોઈએ. વિધેયક જેની સમક્ષ રજૂ કરવામાં આવે તે પ્રવર સમિતિમાં વિધેયકમાં એ સુધારો પણ કરવા હું તૈયાર છું. મને લાગે છે કે વિધેયકમાં જે છે તે આ બધી બાબતો છે જે સ્પષ્ટતા માગી લે છે.

મારી વિશેષનોંધને હું પૂરી કરું તે પહેલાં હું માનનીય મહેસૂલ મંત્રી સમક્ષ એ ખૂબ સ્પષ્ટ કરવા માગું છું કે આ બિલને સમગ્ર મહાર વસ્તીનો ટેકો સાંપડયો છે. એ મુદ્દા પર મતભેદ બિલકુલ છે જ નહિ. હકીકતમાં આ વિધેયક અંગે મતભેદ હોઈ શકે જ નહિ અને તે ય પાછો સારા કારણસર તો ન જ હોઈ શકે. આ વિધેય-કંઈ ફરજિયાત વિધેયક નથી. એ તો સાવ મરજિયાત વિધેયક છે. વતનદાર મહારો એમ ન ઈચ્છે કે આ વિધેયકની જોગવાઈઓનો અમલ કરવો જોઈએ, ત્યાં સુધી એ જોગવાઈઓનો અમલ કરવામાં આવશે નહિ. પરિસ્થિતિ જેમ છે તે ચાલુ રહેશે. પરિવર્તન માત્ર ત્યારે જ આવશે કે જયારે મહારોને એવું લાગશે કે હવે તે જરૂરી છે. તેમના પર તેમની મરજી વિરુધ્ધ એ બળજબરીથી ઠોકી બેસાડવામાં નહિ આવે.

**શ્રી. પી. આર. ચીકોડી :** આ એકપક્ષી વ્યવસ્થા છે. તે દ્વિપક્ષી હોવી જોઈએ.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું જાણું છું કે મારે તે સુધારો કરવો જોઈએ જે છોડી દેવાયો છે, પરંતુ એ પ્રવર સમિતિમાં કરવામાં આવશે.

હું કહીશ કે ખુદ મહારોના પક્ષે આ વિધેયક સામે કશો વાંધો હોઈ શકે નહિ કારણ કે આ વિધેયક ફરજિયાત વિધેયક નથી અને તેનો ફાયદો ઉઠાવવાની તેમને તે ફરજ પાડતું નથી. જો તેઓ અમુક જોગવાઈઓનો પોતે લાભ લેવા માગતા હોય તો તેમના હિતમાં છે તેવી અમુક જોગવાઈઓનો જ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તેથી, મહારોએ આ વિધેયક સામે વાંધો ઉઠાવ્યો નથી. ખરેખર જોઈએ તો તેમના પક્ષે કશો વિરોધ હોઈ પણ ન શકે. તેમણે આ વિધેયકનો વિરોધ નથી કર્યો એટલું જ નહિ પરંતુ તેમણે પૂરા અંતઃકરણથી તેને આવકાર આપ્યો છે. ઘણા સમયથી હું આ વિધેયકની પાછળ પડયો છું અને ત્યારથી મેં મહાર વસ્તીથી કોઈ પણ બાબત કદી ખાનગી રાખી નથી. આ વિધેયકના સિધ્ધાંતો અને જોગવાઈઓને મેં જુદીજુદી સભાઓમાં મહાર વસ્તી સમક્ષ રજૂ કરી છે, જેથી કરીને તેઓ આ વિધેયક અંગે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી શકે; અને મને કહેતાં આનંદ થાય છે કે સમગ્ર

વિધેયકનો અને તેમાં સમાવિષ્ટ સિદ્ધાંતોનો તેમણે સર્વાનુમતે સ્વીકાર કર્યો છે. વિધેયક માટેનો ટેકો મેળવવાના હેતુ માટે મેં આવી સભાઓ ભરી હતી એમ કહેવાનો સરકારને કોઈ અવસર ન રહે એ માટે હું મોટા ભાગે મારી જાતે બીજી કોમોના સભ્યોના અધ્યક્ષસ્થાને યોજાયેલી સભાઓમાં હાજરી આપવામાંથી દૂર રહ્યો છું. મારી બાજુમાં જ બેઠેલા મારા માનનીય મિત્ર શ્રી ભોળે, મુંબઈ શહેરમાં ૫,૦૦૦ કરતાં વધુ વતનદારોની સભા તેમના પ્રમુખપદે યોજવામાં આવી હતી એવું હું કહીશ ત્યારે મારું સમર્થન કરશે. અલબત્ત, અમુક લોકોએ આ વિધેયકથી મહારોને નુકસાન થશે એવું જણાવી મહારોને મૂર્ખ બનાવવાનો પ્રયાસ કર્યો હતો, પરંતુ મને લાગે છે કે મહારોએ એક પણ અસંમતિ મત વગર સર્વાનુમતે વિધેયકને સમર્થન આપ્યું હતું કે નહિ એ બાબતે માનનીય સભ્ય મારું સમર્થન કરશે. એ જ રીતે, હું મારા માનનીય મિત્ર શ્રી રાજમા લખીચંદનો ઉલ્લેખ કરીશ. જલગાંવ ખાતે ખાનદેશના વતનદાર મહારોની એક સભા તેમના પ્રમુખસ્થાને યોજવામાં આવી હતી, જયાં મેં આ વિધેયકની જોગવાઈઓ અને સિદ્ધાંતો અંગે તેઓને સંબોધ્યા હતા. ચુસ્ત ધોરણે અંદાજ બાંધતાં એ સભામાં લગભગ ૩,૦૦૦ જેટલા મહારો હાજર રહ્યા હતા; થિયેટર ખીચોખીચ ભરાઈ ગયું હતું અને જયારે ઠરાવ રજૂ કરવામાં આવ્યો ત્યારે એક પણ મહાર એવો ન હતો જેણે તેનો વિરોધ કર્યો હોય. મને લાગે છે કે મારા માનનીય મિત્ર શ્રી થોરાત મને સમર્થન આપશે કે આવી જ સભા અહમદનગર જિલ્લામાં યોજવામાં આવી હતી જયારે પણ વિધેયકને સર્વાનુમતે ટેકો જાહેર કરવામાં આવ્યો હતો. અલબત્ત, મારે જુદાં જુદાં સ્થળે યોજાયેલી નાની સભાઓનો ઉલ્લેખ કરવાની જરૂરત નથી. હું ગૃહને ખાતરી આપી શકું છું કે મહાર લોકોનો એ સંપૂર્ણ નિર્ધાર છે કે વિધેયક આવવું જોઈએ અને હું મારા માનનીય મિત્રોને કહીશ કે જો સરકાર આ લોકોને નાણાંના કારણે, અનુકૂળતાના કારણે કે અન્ય ગમે તે કારણે મુક્ત કરવાનો ઇનકાર કરશે તો તે કૃત્ય મહેસૂલ વિભાગ અને મહારો વચ્ચેનું એક યુદ્ધ ગણાશે. જો આ વિધેયક પસાર ન થાય, તો મારા પૂરતી વાત કરું તો, હું પરિષદમાં રહેવાનો નથી; મહારો વ્યાપક હડતાળ પાડે એ જોવામાં મારો બાકીનો સમય ગાળીશ અને માનનીય મહેસૂલ સભ્યને એવું લાગે એમ કરીશ કે આ વિધેયકમાંના સિદ્ધાંતો મહાર લોકોના કલ્યાણ માટે સંપૂર્ણ રીતે આવશ્યક છે. હું આ વાત મારા હૃદયની ખરી સચ્ચાઈપૂર્વક કહી રહ્યો છું. હું કોઈ પણ વાત પાછળ સંતાડી રાખવા માગતો નથી. હું પૂરેપૂરી ગંભીરતાપૂર્વક કહેવા માગું છું કે આ અમારું

લક્ષ્ય છે. મહોદય, શક્ય તેટલી તમામ રીતે હું છેલ્લાં ત્રણ વર્ષથી દલિતોના હિત ખાતર પરિશ્રમ કરી રહ્યો છું. મારા માર્ગમાં મારે ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી છે અને મેં એ ચોક્કસપણે જાણી લીધું છે કે વતન એ કદાચ મહાર વસ્તીને આગળ લઈ જવા માટેની મારે સામનો કરવાની થતી સૌથી મોટી મુશ્કેલી છે. મને એનો આનંદ થાય છે કે મહારોને પણ સુપેરે પ્રતીતિ થઈ ગઈ છે કે આ વતન તેમની પ્રગતિના માર્ગમાંનો એક અવરોધ છે. તેથી, હું આશા રાખું છું કે આ પરિષદ આ વિધેયકને સર્વાનુમતે પસાર કરશે. આટલું કહીને હું વિધેયકને પહેલા વાચન માટે રજૂ કરું છું.

પ્રશ્ન રજૂ.



# ૧૬

# વારસાગત હોદ્દા અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૨

(૧૮૭૪ના મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમમાં વધુ સુધારો કરતા વિધેયક-૧૯૨૮ના વિધેયક નં. ૧૨ અંગેની ચર્ચા ફરીથી ચાલુ રહી.)

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું આ ગૃહના બિન-સરકારી સભ્યોનો તેમણે આ વિધેયકને આપેલા અત્યંત ઉષ્માભર્યા અને હાર્દિક સમર્થન બદલ ખરેખર ખૂબ આભારી છું. મહોદય, ચર્ચા પરથી એ છતું થયું નથી કે આ વિધેયકના વિરોધીઓએ તેની સામે કોઈ પ્રશ્ન રજૂ કર્યો હોય અને તેથી, મને નથી લાગતું કે તેમણે નોંધાવેલા વાંધાના ઉત્તરમાં કશી વિગતોમાં ઊતરવું આ તબક્કે મારા પક્ષે જરૂરી હોય. તેમણે જે કંઈ કર્યું છે ને આટલું જ કે તેમણે આ ગૃહ સમક્ષ અમુક બાબતો જેને આપણે "પૂર્વગ્રહની બાબતો" કહીએ છીએ તે ઉઠાવી છે અને રજૂ કરી છે, જે ખુદ આ વિધેયકના મહત્ત્વના ગુણદોષોને સ્પર્શતી નથી. મહોદય, મેં મારા ઉદ્‌ઘાટન પ્રવચનમાં સ્વીકાર્યું છે કે વિરોધપક્ષે બેઠેલા થોડાક માનનીય સભ્યોએ જણાવ્યાં પ્રમાણે વિધેયકમાં બેશક કદાચ અમુક ક્ષતિઓ છે અને મેં મારા ઉદ્‌ઘાટન પ્રવચનમાં એ સ્પષ્ટ કર્યું છે કે પ્રવર સમિતિ કરવા ઇચ્છે તેવા સુધારા કરવા મેં તેના માટે બારણાં ખુલ્લાં મૂક્યાં છે. તે બાબતે હું કશા વાંધા કાઢતો નથી........

એક માનનીય સભ્ય : શું સિદ્ધાંતના પણ સુધારા ?

ડૉ. બી. આર. આંબેડકર : એવા સુધારા જે પ્રવર સમિતિ કરવા માગતી હોય તે, સિદ્ધાંતના પણ; મને એનો તદ્દન વાંધો નથી. પ્રવર સમિતિ કરવા માગતી હોય તેવા કોઈ પણ સુધારા...

સરદાર જી. એન. મુજુમદાર : સિદ્ધાંતોના પણ ?

ડૉ. બી. આર. આંબેડકર : હા, હું આ વિધેયકને અધિકારીઓની નાજુક દયા પર છોડવાને બદલે બહેતર છે કે આ ગૃહના બિન-સરકારી સભ્યોની બનેલી પ્રવર સમિતિના હાથમાં સોંપવાનું વધુ પસંદ કરીશ. એમ કરવા હું તૈયાર છું. ભલે વિધેયકનું ભાગ્ય જે થાય તે, પરંતુ હું તેને આ ગૃહની પ્રવર સમિતિના બિન-સરકારી સભ્યોના હાથમાં સોંપું છું. મહોદય, હું નથી માનતો કે આવી કાર્યરીતિના કારણે માનનીય મહેસૂલ સભ્યને અગવડ ઊભી થાય. મહોદય હું આ વિધેયકમાં સરકારી સભ્યો સામેના કશાય આક્ષેપો કે આરોપોનો સમાવેશ કરવા ઇચ્છતો નથી, પરંતુ મારે એ કહેવાની ફરજ પડે છે કે જે દ્રષ્ટિકોણથી આ વિધેયકને દલિતોએ જોયું છે તેટલી જ તાકીદથી અને તેટલા જ મહત્ત્વથી કે તેટલી જ ચિંતાથી તેઓએ ચોક્કસ આ વિષયને ગણતરીમાં લીધો નથી. મને યાદ છે કે ફેબ્રુઆરી ૧૯૨૩માં આ ગૃહ સમક્ષ એક ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો, જેમાં આ વિધેયકની જોગવાઈઓના આ જ ભાગની વિશિષ્ટ રીતે ચર્ચા કરવામાં આવી હતી. એ ગૃહના બિન-સરકારી સભ્યોએ એ સમગ્ર ઠરાવને અત્યંત તરફેણ કરીને જોયો હતો. તે વખતે માનનીય મહેસૂલ સભ્યે એ ઠરાવનો હવાલો ધરાવતા સભ્યને, પોતે આ બાબતમાં તાત્કાલિક તપાસ શરૂ કરાવશે એવી સ્પષ્ટ સમજના આધારે, તે પાછો ખેંચવા સમજાવ્યું હતું. મહોદય, તે તારીખ પછીથી ચાર કે પાંચ વર્ષો રહી ગયાં છે, પરંતુ કશી તપાસ કરવામાં આવી જ નથી. મહોદય, આ વિધેયકમાં ઉઠાવાયેલ છે તે જ મુદ્દો ઊભો કરીને ૧૯૨૫ના વર્ષમાં મારા પુરોગામીએ એ ઠરાવ ફરી પાછો રજૂ કર્યો હતો. તે વખતે પણ સરકારે માનનીય દરખાસ્ત કરનાર સભ્યને તેઓ આ બાબતમાં તપાસ કરશે એવી ખાસ સમજના આધારે ઠરાવને પાછો ખેંચી લેવા પ્રેર્યા હતા, પરંતુ કશું જ કરવામાં આવ્યું નથી. હું નથી માનતો કે મારા માનનીય મિત્ર મહેસૂલ સભ્ય એવું કહી શકે કે મારી રીતે આ વિધેયક તેમના પર નાખવામાં આવેલું એક આશ્ચર્ય છે. આ વિધેયકની જોગવાઈઓ એટલે કે દલિતો એ તેમના વતનની બાબતમાં કરેલી માગણીઓ તેમની સમક્ષ લાંબા

સમયથી પડેલી છે. જો તેમણે પોતે હકીકતો અને આંકડાથી સજ્જ થવા ધાર્યું હોત, જો તેમણે મેં કરેલી દરખાસ્તોના બદલે તેમની પોતાની દરખાસ્તો તૈયાર કરવાની ઈચ્છા કરી હોત, તો મહોદય, હું કહું છું કે, તેમ કરવાનો તેમની પાસે પૂરતો સમય છે. તેમની પાસે હતી તેવી તકનો તેમણે પોતે લાભ લીધો નથી. સાથોસાથ, હું તેમને બીજી તક આપવા વિચારું છું અને હું કહું છું કે જો વિધેયક પ્રવર સમિતિ સમક્ષ જાય તે હું દરખાસ્ત કરવા તૈયાર છું કે પ્રવર સમિતિ આ અહેવાલ આગામી જૂન દરમિયાન ક્યારેક તૈયાર કરશે; જેથી મારા માનનીય મિત્ર પાસે, તપાસ કરવાનો, જેમને તેઓ નિષ્ણાતો માને છે તેવી વ્યક્તિઓની પોતે ઇચ્છે છે તેવી કોઈ અલગ સમિતિ નીમવાનો વચગાળાનો લગભગ નવ કે દસ મહિનાનો સમય મળી રહેશે. એ રીતે તેઓ તેમની પોતાની દરખાસ્તો કરી શકવાની અને પ્રવર સમિતિ સમક્ષ આવી શકવાની તથા સુધારા રૂપે તે રજૂ કરવાની સ્થિતિમાં હશે. મને તે સામે વાંધો નથી અને જો મારા માનનીય મિત્ર તેનો સ્વીકાર કરે, તો એ રાહ અપનાવવા હું પૂરેપૂરો રાજી છું. એ કહેવાનું તેમના માથે છે, પરંતુ શરૂઆતમાં મેં કહ્યું તેમ, આ ગૃહની બનેલી પ્રવર સમિતિના હાથમાં આ વિધેયક સોંપવા હું તૈયાર છું. હું આ વિધેયકને સરકારી બાજુએ સોંપવા તૈયાર નથી. મહોદય, મારા ઉત્તરમાં જે કાંઈ કહેવાનું છે તે આટલું જ છે.



# ૧૭

# મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમ સુધારવા માટેનું ૧૯૩૭નું વિધેયક નં. ૨૩

મુંબઈ વિધાનસભાની ના. ૧૭મી સપ્ટેમ્બર ૧૯૩૭ના રોજ મળેલી બેઠકમાં, વિધાનસભ્ય ડૉ. બી. આર. આંબેડકરને જે દાખલ કરવાની રજા આપવામાં આવી હતી તે નીચેનું વિધેયક, મુંબઈ વિધાનસભા નિયમોના નિયમ ૨૦ હેઠળ પ્રસિદ્ધ કરવામાં આવે છે :

## ૧૯૩૭નું વિધેયક નં. ૨૩

મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમ (૧૮૭૪ના ૩જા)માં સુધારો કરતું વિધેયક

મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમ (૧૮૭૪ના મુંબઈ ૩જા)માં અહીં હવે પછી જણાવેલી રીતે સુધારો કરવાનું ઉચિત છે તેથી, આથી નીચે પ્રમાણે અધિનિયમિત કરવામાં આવે છે :

૧. ટૂંકું શીર્ષક- આ અધિનિયમ ૧૯૩૭નો મુંબઈ વારસાગત હોદ્દા ( સુધારા) અધિનિયમ કહેવાશે.

૨. ૧૮૭૪ના અધિનિયમ (મુંબઈ ૩ જા)ની કલમ ૧૫નો સુધારો- કલમ ૧૫, ખંડ ૧ ને બદલે નીચેનો મજકૂર મૂકવો.

૧૫. ખંડ ૧.- વતનમાં હિત ધરાવતો વતનનો ખાતેદાર અથવા વતન કુટુંબનો કોઈ સભ્ય નોકરી બજાવવાની કાયમની જવાબદારીમાંથી તેને મુક્ત કરવાની કલેકટરને લેખિત અરજી કરે તો કલેકટર, અરજી સાચી છે તેવી પોતાને ખાતરી થયેથી તેને તે રીતે મુક્ત કરી શકશે.

ખંડ ૨.- નોકરી કરવાની જવાબદારીમાંથી તેને જ્યારે મુક્ત કરાય તે તારીખથી તે વતનના ખાતેદાર તરીકે બંધ થશે અને અહીં ખંડ ૩માં જોગવાઈ કરવામાં આવી હોય તે સિવાય તેના વતનમાંથી પ્રવર્તમાન એવા કોઈ પણ અધિકારનો તે હકદાર રહેશે નહિ.

ખંડ ૩.- આ કલમના ખંડ ૧ અને ખંડ ૨ હેઠળ નોકરી કરવાની જવાબદારીમાંથી જેને મુક્ત કરવામાં આવ્યો હોય તેવો દરેક વતનનો ખાતેદાર પૂરેપૂરી આકારણી ચૂકવવા અંગે સંમત થયેથી તેને, વતનના ખાતેદાર તરીકે જે જમીનનો તે હકદાર હતો તે જમીન પોતાના પાસે રાખવાની તેને છૂટ રહેશે અને મુંબઈ જમીન મહેસૂલ કાયદાની કલમ ૩(૧૬) ના અર્થમાં તે જમીનનો કબજો ભોગવટો ધરાવનાર તરીકે ગણવામાં આવશે.

ખંડ ૪.- જો તે જમીન એક વતનદાર અથવા વતન કુટુંબો દ્વારા ધારણ કરવામાં આવી હોય તો, નોકરીમાંથી જેને મુક્ત કરવામાં આવ્યો હોય તે અરજદારને જમીનનો હિસ્સો ફાળવી આપવાનું કલેકટર માટે કાયદેસર ગણાશે.

ખંડ ૫–જેને નોકરીમાંથી મુક્ત કરવામાં આવ્યો હોય તેવા અરજદારને જે જમીન પોતાની પાસે રાખવાની છૂટ આપવામાં આવી હોય તે જમીનને, પદધારીના મહેનતાણા તરીકે સોંપાયેલી વતન જમીન તરીકે ગણવાનું બંધ થશે.

૩. ખંડ ૨ ને ખંડ ૬ તરીકે ફરીથી નંબર આપવો.

૪. ખંડ ૩ ને ખંડ ૭ તરીકે ફરીથી નંબર આપવો.

ા. ખંડ ૪માં "સંયુક્ત માલિકોની કુલ સંખ્યા એ શબ્દો પછી " અથવા એક કે થોડાક આવા સંયુક્ત માલિકો" એ શબ્દો ઉમેરવા. ખંડ ૪ ને ખંડ ૮ તરીકે ફરીથી નંબર આપવો.

૬. ૧૮૭૪ના મુંબઈ ૩ જાની કલમ ૧૬નો સુધારો.- કલમ ૧૬માં "મૂળ રીતે એ શબ્દોને બદલે "પ્રાથમિક રીતે" એ શબ્દો મૂકવા.

૭. ૧૮૭૪ના મુંબઈ ૩ જાની કલમ ૧૯નો સુધારો.- કલમ ૧૯માં અને ચુકવણી વસ્તુરૂપે કે નાણાંરૂપે કરવી તેનો નિર્ણય કરવો" એ શબ્દો કમી કરવા.

૮. ૧૮૭૪ના મુંબઈ ૩જાની કલમ ૧૯ પછી નવી કલમો ૧૯-એ, ૧૯-બી, ૧૯-સી, તથા ૧૯-ડી દાખલ કરવી. કલમ ૧૯ પછી નીચેની નવી કલમો ઉમેરવી.

"૧૯-એ. કલેકટર દ્વારા વસ્તુરૂપે વસૂલાતને સમાન નાણા ઉપકરમાં વસૂલાતના અધિકારનો સમાવેશ થતો હોય તેવા પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારોનો સમગ્ર સમૂહ કે તેમાંના બહુમતી સભ્યો, આવા અધિકારનું નાણા ઉપકરમાં રૂપાંતર કરવાની કલેકટરને અરજી કરે તો કલેકટર તેવા અધિકારનું સમાન નાણા ઉપકરમાં રૂપાંતર કરી શકશે.

"૧૯-બી. કલેકટર દ્વારા નાણા ઉપકરની વસૂલાત અને ચુકવણી.- જ્યારે વસ્તુરૂપે વસૂલાતના આવા અધિકારોનું સમાન નાણા ઉપકરમાં રૂપાંતર કરવામાં આવ્યું હોય ત્યારે, પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારોનો સમગ્ર સમૂહ કે તેમાંના સંબંધિત બહુમતી સભ્યો, જેઓ ચૂકવવા માટે જવાબદાર હોય તેમની પાસેથી તે વસૂલ કરવાની કલેકટરને અરજી કરી શકશે. એ પછી કલેકટર, જમીન મહેસૂલની સાથોસાથ અને તેના માટે હકદાર હોય તેવા વતનદારોને સરકારી તિજોરીમાંથી તે ચૂકવવી એવો આદેશ આપી શકશે.

"૧૯-સી. વતનદારોનો સરકારની નોકરી બદલ કેટલો નાણા ઉપકર બાકી નીકળે છે અને રૈયતોની નોકરી બદલ કેટલો નાણા ઉપકર બાકી નીકળે છે તેવી વતનદારોની અરજી અંગે કલેકટરે નિર્ણય કરવો. જ્યાં વસ્તુરૂપે વસૂલાત કરવાના આવા અધિકારને રૈયતોની અને સરકારની એમ બંનેની નોકરી બદલના સંયુક્ત મળતર તરીકે ગણવામાં આવતો હોય ત્યાં, વસ્તુરૂપે વસૂલાત કરવાનો જેમનો અધિકાર નાણા ઉપકરમાં રૂપાંતરિત કરવામાં આવ્યો હોય તેવા પ્રતિનિધિત્વ ધરાવતા વતનદારોનો સમગ્ર સમૂહ અથવા તેમના બહુમતી સભ્યો, સરકારની નોકરી બદલ તેમનો કેટલો નાણા ઉપકર બાકી નીકળે છે અને રૈયતોની નોકરી બદલ તેમનો કેટલો નાણા ઉપકર બાકી નીકળે છે

તેનો નિર્ણય કરવા માટે કલેકટરને અરજી કરી શકશે. એ પછી કલેક્ટર એવો નિર્ણય કરશે અને એ નિર્ણય આખરી ગણાશે.

"૧૯-ડી. રૈયતોની કોઈ પણ નોકરીનો ઇનકાર કરવાનો વતનદારોને વિકલ્પ.- કલમ ૧૯-સી માં ઉલ્લેખ કર્યા પ્રમાણેના નિર્ણય માટે જેમણે માગણી કરી હોય તેવા પ્રતિનિધિત્વ ધરાવતા વેતનદારોના સમગ્ર સમૂહને અથવા તેમાંના બહુમતી સભ્યોને, આ અંગેના તેમના નિર્ણયની નોંઓ કલેકટરને જાણ કરે એ શરતે, રૈયતોની કોઈ પણ નોકરી કરવાનો ઇનકાર કરવાનો વિકલ્પ રહેશે. જો આવા વિકલ્પનો ઉપયોગ કરવામાં આવે તો તેવા પ્રસંગે, આવા વિકલ્પનો ઉપયોગ કરતા વતનદારોને, રૈયતોની નોકરી બદલ તેમનો બાકી નીકળતો નાણા ઉપકરનો તે હિસ્સો જતો કરવો પડશે."

૯. ૧૮૭૪ના મુંબઈ ૩ જાની કલમ ૨૧નો સુધારો.

કલમ ૨૧માં " આવી મુદતો" એ શબ્દોને બદલે "૧૦ વર્ષની મુદત" એ શબ્દો મૂકવા.

૧૦. ૧૮૭૪ના મુંબઈ ૩ જાની કલમ ૮૩નો સુધારો - કલમ ૮૩ ને બદલે નીચેનો મજકૂર મૂકવો -

" કલમ ૧૮માં અન્યથા જોગવાઈ કરવામાં આવી હોય તે સિવાય, સરકારને, કોઈ પણ વારસાગત હોદ્દાને લગતી હોય તેવી ફરજો નિયત કરતા નિયમો ઘડવાની સત્તા રહેશે., પરંતુ એ શરતે કે આ કલમ હેઠળ ઘડાયેલા નિયમોને, વિધાનમંડળના આગામી સત્ર અગાઉ એક મહિનાથી ઓછા નહિ તેટલા સમયે વિધાનમંડળના મેજ પર મૂકવાના રહેશે અને તેવા નિયમો વિધાનમંડળના ઠરાવ દ્વારા રદ કરાવાને કે તેમાં ફેરફાર કરાવાને પાત્ર રહેશે. જો કોઈ નિયમમાં ફેરફાર કરવામાં આવે કે તેને રદ કરવામાં આવે તો સરકાર એવા ફેરફારનો સ્વીકાર કરશે અને તદઅનુસાર તે નિયમ પુનઃપ્રસિધ્ધ કરશે અથવા નિયમને રદ કરશે.

## ઉદ્દેશો અને કારણોનું પત્રક

આ વિધેયકના અંતર્ગત ત્રણ હેતુઓ છે- પહેલો હેતુ છે ખાનેદારના વિકલ્પે વતનના રૂપાંતરની પરવાનગી આપવી, બીજો હેતુ છે વતનદારોના અમુક વર્ગોના

મહેનતાણાની ચુકવણી બાબત વધુ સારી સલામતીની જોગવાઈ કરવી અને ત્રીજો હેતુ છે વતનદારોએ બજાવવાની ફરજોનું નિયમો દ્વારા વિશિષ્ટ વિવરણ કરવું.

કલમો ૨ થી ૬ નો ઉદ્દેશ, વિધેયકના આ હેતુઓના પહેલા હેતુને અસર આપવાનો છે. કલમો ૭ થી ૯ નો ઉદ્દેશ, બીજા હેતુનું પાલન કરવાનો છે અને કલમ ૧૦નો ઉદ્દેશ વિધેયકના ત્રીજા હેતુને પૂરો કરવાનો છે.

૧. કલમ ૨માં, જે વતનદાર, પોતાના વતનનો એક ભાગ બનતી હોય તેવી જમીન પરના તેના અધિકારને નુકસાન પહોંચાડયા વગર, વતનદાર તરીકે નોકરી કરવાની જવાબદારીમાંથી પોતાને મુક્ત કરવા માગતો હોય તો તેને તેમ કરવાની છૂટ આપવામાં આવી છે. આવા વતનદારને જમીન પોતાની પાસે રાખવાની આ કલમમાં છૂટ આપવામાં આવી છે તે કારણે સરકારને કશું નુકસાન થાય તેવું તેમાં કશું જણાવ્યું નથી કારણ કે તેની પાસેથી પૂરેપૂરી મોજણી આકારણી વસૂલ કરવાનો સરકારને હક રહેશે.

૨. કલમ ૩ અને કલમ ૪ ઔપચારિક છે.

૩. કલમ ૫ માં, વતનના એક અથવા કેટલાક સંયુક્ત માલિકો માટે નોકરીમાંથી મુક્ત કરાય તેવી અરજી કરવાનું શક્ય બનાવવામાં આવ્યું છે.

૪. કલમ ૬ નો ઉદ્દેશ, "પ્રાથમિક રીતે" એ શબ્દના ઉપયોગથી સમુદાયની નોકરી માટે કોણ જવાબદાર રહેશે તે વધુ ચોકકસ રીતે મુકરર કરવાનો છે.

૫. કલમ ૭ માં જોગવાઈ કરવામાં આવી છે કે વસૂલાત વસ્તુરૂપે કરાશે કે નાણાં રૂપે કરાશે એ નકકી કરવામાં કલેકટરને કોઈ વિવેકનિર્ણય આપવામાં આવશે નહિ.

૬. કલમ ૮થી અધિનિયમમાં ચાર નવી કલમો ઉમેરવામાં આવી છે. કલમ ૧૯-એથી, વસ્તુરૂપે કરવાની ચુકવણીને નાણાં રૂપે કરવાની ચુકવણી ફેરવવાની કલેકટરને અરજી કરવાનો વતનદારોને અધિકાર આપવામાં આવ્યો છે અને એવી ચુકવણીને તેનાં નાણાંના સમાનરૂપે ફેરવવાનું કલેકટરને ફરમાવવામાં આવ્યું છે.

કલમ ૧૯-બી. થી વતનદારો તેમ કરવાનું જરૂરી ગણે તો જમીન મહેસૂલના એક ભાગ તરીકે નાણાં ઉપકર વસૂલ કરવાનું કલેક્ટર માટે ફરજિયાત બનાવવામાં આવ્યું છે.

કલમ ૧૯-સી. થી, જયાં વતનદારો નું મહેનતાણું સરકારની નોકરી તેમજ રૈયતોની નોકરી બદલની સંયુક્ત ચુકવણી હોય તેવા કેસોમાં, એવું મહેનતાણું સરકારની નોકરી બદલ કેટલું છે અને રૈયતોની નોકરી બદલ કેટલું છે તે નક્કી કરવાની કલેક્ટરને સત્તા આપવામાં આવી છે.

કલમ ૧૯-ડી. થી, રૈયતોની કરેલી નોકરી બદલ બાકી નીકળતા હોય તેવા કલમ ૧૯-સી હેઠળ કલેક્ટરે નક્કી કરેલા મહેનતાણાના તેટલા ભાગ માટેનો કોઈ પણ હકદાવો વતનદાર જતો કરે એને અધીન રહીને, રૈયતોની નોકરી કરવાની જવાબદારીમાંથી પોતાની જાતને મુક્ત કરવાનો વતનદારને વિકલ્પ આપવામાં આવ્યો છે.

૭. કલમ ૯થી, વતનના નફાની બાબતમાં કલમ ૨૧ હેઠળ કલેક્ટરે કરેલી કોઈ પણ પતાવટ માટે અધિકતમ મુદત તરીકે ૧૦ વર્ષ નક્કી કરવામાં આવ્યાં છે.

૮. કલમ ૧૦ થી માત્ર એટલું જ જરૂરી બનાવ્રાયું છે કે બજાવવાની ફરજો નિયમો દ્વારા નિયત કરવામાં આવશે.

(સહી) બી. આર. આંબેડકર
એચ. કે. ચૈનાની,
મુંબઈ વિધાનસભાના સચિવ

પૂના તા. ૧૮મી ઑક્ટોબર, ૧૯૩૭

● ● ●

# ૧૮

# વારસાગત હોદ્દા અધિનિયમ સુધારા વિધેયક (૧૯૩૭નું નં ૨૩) અંગે

ડૉ. બી. આર. આંબેડકર (મુંબઈ શહેર) : મહોદય, મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમ(૧૮૭૪ના ૩જા)ને સુધારવા માટેનું વિધેયક દાખલ કરવાની રજા માટેનો પ્રસ્તાવ મૂકવા હું ઊભો થયો છું.

આ વિધેયકના અંતર્ગત ત્રણ હેતુઓ છે. પહેલો હેતુ છે ખાતેદારના વિકલ્પે વતનના રૂપાંતરની પરવાનગી આપવી, બીજો હેતુ છે વતનદારના અમુક વર્ગોના મહેનતાણાની ચુકવણી બાબત વધુ સારી સલામતીની જોગવાઈ કરવી અને ત્રીજો હેતુ છે વતનદારોએ બજાવવાની ફરજોનું નિયમો દ્વારા વિશિષ્ટ વિવરણ કરવું.

કલમો ૨ થી ૬ નો ઉદ્દેશ, આ હેતુઓના પહેલા હેતુને અસર આપવાનો છે. કલમો ૭થી ૯નો ઉદ્દેશ, બીજા હેતુનું પાલન કરવાનો છે અને કલમ ૧૦નો ઉદ્દેશ, વિધેયકના ત્રીજા હેતુને પૂરો કરવાનો છે.

કલમ ૨માં, જે વતનદાર, પોતાના વતનનો એક ભાગ બનતી હોય તેવી જમીન પરના તેના અધિકારને નુકસાન પહોંચાડ્યા વગર, વતનદાર તરીકેને નોકરી કરવાની જવાબદારીમાંથી પોતાને મુક્ત કરવા માગતો હોય તો તેને તેમ કરવાની છૂટ આપવામાં આવી છે. આવા વતનદારને જમીન પોતાની પાસે રાખવાની આ કલમમાં છૂટ આપવામાં આવી છે તે કારણે સરકારને કશું નુકસાન થાય તેવું તેમાં કશું જણાવ્યું નથી કારણ કે તેની પાસેથી પૂરેપૂરી મોજણી આકારણી વસૂલ કરવાનો સરકારને હક રહેશે.

કલમ ૩ અને કલમ ૪ ઔપચારિક છે.

કલમ ૫ માં, વતનના એક અથવા કેટલાક સંયુક્ત માલિકો માટે નોકરીમાંથી મુક્ત કરાય તેની અરજી કરવાનું શક્ય બનાવવામાં આવ્યું છે.

કલમ ૬ નો ઉદ્દેશ, "પ્રાથમિક રીતે" એ શબ્દના ઉપયોગથી સમુદાયની નોકરી માટે કોણ જવાબદાર રહેશે તે વધુ ચોક્કસ રીતે મુકરર કરવાનો છે.

કલમ ૭ માં જોગવાઈ કરવામાં આવી છે કે વસૂલાત વસ્તુરૂપે કરાશે કે નાણાંરૂપે કરાશે કે એ નક્કી કરવામાં કલેક્ટરને કોઈ વિવેકનિર્ણય આપવામાં આવશે નહિ.

કલમ ૮થી અધિનિયમમાં ચાર નવી કલમો ઉમેરવામાં આવી છે.

કલમ ૧૯-એ. થી, વસ્તુરૂપે કરવાની ચુકવણીને નાણાં રૂપે કરવાની ચુકવણીમાં ફેરવવાની કલેક્ટરને અરજી કરવાનો વતનદારોને અધિકાર આપવામાં આવ્યો છે અને એવી ચુકવણીને તેનાં નાણાંનાં સમાનરૂપે ફેરવવાનું કલેક્ટરને ફરમાવવામાં આવ્યું છે.

કલમ ૧૯-બી. થી, વતનદારો તેમ કરવાનું જરૂરી ગણે તો, જમીન મહેસૂલના એક ભાગ તરીકે નાણાં ઉપકર વસૂલ કરવાનું કલેક્ટર માટે ફરજિયાત બનાવવામાં આવ્યું છે.

કલમ ૧૯-સી. થી, જયાં વતનદારનું મહેનતાણું સરકારની નોકરી તેમજ રૈયતોની નોકરી તેમજ રૈયતોની નોકરી બદલની સંયુક્ત ચુકવણી હોય તેવા કેસોમાં મહેનતાણું સરકારની નોકરી બદલ કેટલું છે અને રૈયતોની નોકરી બદલ મહેનતાણું કેટલું છે તે નક્કી કરવાની કલેક્ટરને સત્તા આપવામાં આવી છે.

પ્રશ્ન રજૂ થયો અને રજા આપવામાં આવી.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું વિધેયક દાખલ કરું છું.

માનનીય અધ્યક્ષ : વિધેયક દાખલ કરવામાં આવે છે.

● ● ●

# ૧૯
# ખોતી પધ્ધતિ નાબૂદ કરવા અંગેનું ૧૯૩૭નું વિધેયક નં. ૨૦

તા. ૧૭મી સપ્ટેમ્બર ૧૯૩૭ના રોજ મુંબઈ વિધાનસભાની બેઠકમાં, વિધાનસભા સભ્ય ડૉ. બી.આર. આંબેડકરને જે દાખલ કરવાની રજા આપવામાં આવી હતી તે નીચેનું વિધેયક, મુંબઈ વિધાનસભા નિયમોના નિયમ ૨૦ હેઠળ પ્રસિધ્ધ કરવામાં આવે છે :

## ૧૯૩૭નું વિધેયક નં. ૨૦
## ખોતી પધ્ધતિ નાબૂદ કરવા અંગેનું વિધેયક

ખોતી પધ્ધતિ તરીકે ઓળખાતી મહેસૂલ ખેતીની પધ્ધતિ નાબૂદ કરવાનું અને ખોતી પધ્ધતિ જયાં અમલમાં હોય તેવા વિસ્તારમાં રૈયતવારી પધ્ધતિના સિધ્ધાંતો વધુ લાભદાયી હોઈ તે લાગુ પાડવાનું હિતાવહ અને જરૂરી છે તેથી;

આથી નીચે મુજબ કાયદો કરવામાં આવે છે :

૧. ટૂંકું શીર્ષક અને વ્યાપ્તિ. -

આ અધિનિયમ "૧૯૩૭ નો ખોતી નાબૂદી અધિનિયમ" કહેવાશે. તે સમગ્ર મુંબઈ ઇલાકાને લાગુ પડશે.

૨. ખોતી પધ્ધતિની નાબૂદી. -

આ અધિનિયમ પસાર કરવામાં આવે તે પછી, સરકાર માટે સરકારી ગેઝેટમાં જાહેરનામા દ્વારા, અમુક વિસ્તારમાં ઉક્ત જાહેરનામામાં જણાવવામાં આવે તે તારીખથી અમુક ખોતના ખોતી અધિકારો નાબૂદ કરવામાં આવે છે એવું જાહેર કરવાનું કાયદેસર ગણાશે.

૩. જાહેરનામા પછી, ખોત તરીકે કામગીરી બજાવવાનો ખોતને હક રહેશે નહિ અને સરકાર તેને ખોત તરીકે કામે રાખવા કે માન્ય રાખવા માટે બંધાયેલી રહેશે નહિ. આવા કોઈ પણ જાહેરનામાની તારીખથી, જેનાથી ખોતને ખોત તરીકે કામગીરી બજાવવાનો હક મળતો હોય અથવા જેનાથી ખોતને કામે રાખવાનું કે માન્ય રાખવાનું સરકારને ફરમાવી શકાતું હોય અથવા જેનાથી તેને ખોતના અધિકારો આપી શકાતા હોય તેવો હમણાં અમલમાં હોય તેવો કોઈ પણ કાયદો, રિવાજ અથવા રૂઢિનો કોઈ પણ ન્યાયાલયમાં કોઈ પણ દાવા કે કાર્યવાહીમાં અમલ કરવો બંધ થશે.

૪. જાહેરનામા પછી, ખોત, મહેસૂલ અંગેની જવાબદારીમાંથી મુક્ત ખશે. આવા કોઈ પણ જાહેરનામાની તારીખથી, જાહેરનામાની તારીખ પછી બાકી નીકળતા હોય તેવા મહેસૂલ અંગેની સરકાર પરત્વેની કોઈ પણ જવાબદારીમાંથી ખોત મુક્ત થશે.

૫. ખોતને વળતર

(૧) જાહેરનામા પરિણામે ખોત દ્વારા સહન કરાતા ખોત તરીકેના તેના અધિકારોના નુકસાન બદલ તેને વાજબી વળતર ચૂકવવાનું સરકાર માટે કાયદેસર ગણાશે :

પરંતુ એ શરતે કે વળતર ખોત તરીકે તેણે ધારણ કરેલી જમીનની બાબતમાં જમીન મહેસૂલ કાયદા હેઠળ વસૂલ લેવાપાત્ર આકારણીના એક ટકાથી વધુ ન હોય.

(૨) વળતરની રકમ અંગેનો સરકારનો નિર્ણય આખરી અને નિર્ણાયક રહેશે.

(૩) ખોતનું બાકી નીકળતું વળતર રોકડમાં બોન્ડ તરીકે કે વર્ષાસન રૂપે કે બીજા કોઈ પણ સ્વરૂપે ચૂકવવાનું સરકાર માટે કાયદેસર ગણાશે અને ચુકવણીનાં સ્વરૂપ અને રીત અંગેનો સરકારનો નિર્ણય આખરી અને નિર્ણાયક રહેશે.

૬. ખોતી ગામોના ઊતરતી કક્ષાના ખાતેદારોને કબજો ભોગવટો ધરાવનારાઓ તરીકે ગણવા.

આ અધિનિયમની જોગવાઈઓ હેઠળ કોઈ પણ વિસ્તારમાં ખોતી પદ્ધતિ નાબૂદ કરવામાં આવી હોય ત્યારે, ખોતની વ્યવસ્થા હેઠળની હોય કે તેના લાભદાયી ઉપભોગ હેઠળની હોય તો પણ તેવી જમીનોનો કબજો ધરાવતી તમામ વ્યક્તિઓને, ૧૮૭૯ના જમીન મહેસૂલ કાયદાની કલમ ૩(૧૬)ના અર્થમાં, તેમના કબજામાંની જમીનોનો કબજો ભોગવટો ધરાવનાર વ્યક્તિઓ તરીકે ગણવામાં આવશે અને જે રીતે ઉક્ત કાયદાની જોગવાઈઓ દ્વારા કે તે હેઠળ બિનસ્વત્વાર્પણ કરાયેલી જમીનોના કબજોભોગવટો કરનારાઓને અસર પહોંચી હોય કે પહોંચતી હોય તે જ રીતે, તેવી વ્યક્તિઓના કબજામાંની જમીનોની બાબતમાં તેવા જ અધિકારો રહેશે અને તેવી જ જવાબદારી દ્વારા અસર પહોંચશે અને ઉક્ત કાયદાની તમામ જોગવાઈઓ તેમને લાગુ પડશે.

૭. કબજોભોગવટાના અધિકારોના હકદાવાઓ અંગેના વિવાદોનો નિર્ણય - કોઈ અમુક ખાતાના કબજો ભોગવટો કરનારાઓ કોણ હોવા જોઈએ એ અંગેનો કોઈ વિવાદ હોય તેવા પ્રસંગે, જેનો જમીનનો કબજો ભોગવટો જાહેરનામાની અગાઉનાં ૧૨ વર્ષ દરમિયાન વધુ લાંબી અવધિનો રહ્યો હોય તેવા હકદાવો કરનારને અગ્રતા આપવામાં આવશે.

૮. કબજો ભોગવટાના અધિકારો ખલેલ દ્વારા નાશ પામશે નહિ.–આ અધિનિયમ પસાર કરવામાં આવે ત્યાર પછી, ઊતરતી કક્ષાના ખાતેદારના અધિકારોને કરાતી કોઈ પણ જાતની ખલેલથી, આ અધિનિયમની કલમ ૬ હેઠળ તે જેનો હકદાર હોય તેવા અધિકારોને બાધ આવશે નહિ.

૯. ખોત દ્વારા વળતર મેળવવાના અધિકારો અંગેના અને ઊતરતી કક્ષાના ખાતેદારો દ્વારા કબજો ભોગવટો મેળવવાના અધિકારો અંગેના વિવાદોમાં તપાસ-

(૧) જેમાં ખોતી પદ્ધતિ અસ્તિત્વમાં હોવાનું બંધ થયું હોય તેવા વિસ્તારમાંની જમીનોના કબજો ભોગવટો ધરાવનારાઓ તરીકે હિત ધરાવવાનો હકદાવો કરતી વ્યક્તિઓ વચ્ચે આ અધિનિયમ હેઠળ ઉપસ્થિત થતા તમામ વિવાદોમાં અને આ અધિનિયમ હેઠળ ચૂકવવાપાત્ર વળતર પર હકદાવો કરનાર વ્યક્તિઓ વચ્ચેના વિવાદોમાં પણ તપાસ કરવા માટે અને તેનો નિર્ણય કરવા માટે એક અધિકારીની નિમણૂક કરવાનું સરકાર માટે કાયદેસર ગણાશે.

(૨) આ અધિનિયમ હેઠળની તપાસના હેતુ માટે, ૧૯૦૮ના દીવાની કાર્યરીતિ કાયદા હેઠળ દીવાની ન્યાયાલયની બાબતમાં જોગવાઈ કરવામાં આવી હોય તેવાં જ સાધનો દ્વારા અને બને ત્યાં સુધી તેવી જ રીતે હિત ધરાવતા પક્ષકારો અથવા તેમાંના કોઈ પણ પક્ષકાર સહિતના સાક્ષીઓને બોલાવી મંગાવવાની અને તેમની હાજરી માટે ફરજ પાડવાની એ અધિકારીને સત્તા રહેશે.

(૩) ૧૮૯૪ના જમીન સંપાદન અધિનિયમની કલમો ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪ અને ૧૫ની જોગવાઈઓ, ચૂકવવાના વળતરની રકમ અથવા કબજો ભોગવટો ધરાવનાર તરીકે માન્ય કરાવાનો અધિકાર નક્કી કરવા માટે આ અધિનિયમ હેઠળ હાથ ધરાતી કાર્યવાહીને બને ત્યાં સુધી લાગુ પડશે.

(૪) વળતરની રકમના અધિકાર અંગેના કે કબજો ભોગવટાના અધિકાર અંગેના વિવાદો પતાવવા માટે જરૂરી હોય તેવી કોઈ પણ તપાસના હેતુસર, ખોત કે ઊતરતી કક્ષાના ખાતેદારના કબજામાં કે તેની સત્તામાં હોય તેવા તમામ દસ્તાવેજો, રેકર્ડ અને રજિસ્ટરો રજૂ કરવાની તેને ફરજ પાડવાનું આ અધિકારી માટે કાયદેસર ગણાશે.

(૫) આ અધિકારી, જમીનના કબજા ભોગવટાના અધિકારના હકદાવા અંગે અથવા આવા હકદાવા કરતી વ્યક્તિઓના વળતરના અધિકારના હકદાવા અંગે પોતાનો નિર્ણય કલેક્ટર પાસે રાખશે અને પોતાના નિર્ણયની લેખિત ખબર આપશે.

(૬) જો આ અધિકારીને જુદા જુદા હકદાવો કરનારાઓમાંથી કઈ વ્યક્તિ વળતરની હકદાર છે એ અંગે પોતાને ખાતરી ન થાય તો, સત્તા ધરાવતું દીવાની ન્યાયાલય વળતર માટે જેમણે હકદાવો કર્યો હોય તેવી વ્યક્તિઓના અધિકાર અંગે નિર્ણય ન કરે ત્યાં સુધી, આ અધિકારી વળતરની ચુકવણી મોકૂફ રાખી શકશે.

૧૦. કબજા ભોગવટાનો જેમનો હકદાવો કાઢી નાખવામાં આવ્યો હોય તેવા ઊતરતી કક્ષાના ખાતેદારોએ નિર્ણય માટે લખી મોકલવા બાબત -

(૧) કોઈ વ્યક્તિ કબજો ભોગવટો કરનાર તરીકે પોતાને નોંધવા માટેનો પોતાનો હકદાવો, આ બાબતમાં સરકારે ખાસ મોકલેલા અધિકારીએ કરેલ હુકમ દ્વારા કાઢી નાખવામાં આવ્યો છે એ હકીકતના કારણસર નારાજ થઈ હોય તો તેવી વ્યક્તિ કલેક્ટરને લેખિત અરજીથી જણાવી શકશે કે તેના હકદાવાનો પ્રશ્ન કલેક્ટરે, જેની

સ્થાનિક હકૂમતની અંદર જમીનનો સમગ્ર ભાગ આવેલો હોય તે જિલ્લા ન્યાયાલયના અથવા આ બાબતમાં સરકાર દ્વારા નિયુક્ત ટ્રિબ્યુનલના નિર્ણય માટે લખી મોકલવો.

(૨) અરજદારે આવી અરજીમાં અધિકારીના નિર્ણય સામેના તેના વાંધાનાં કારણો જણાવવાનાં રહેશે અને આવી અરજી, તેનો હકદાવો કાઢી નાખતો હુકમ બજાવવામાં આવે તે તારીખથી ૯૦ દિવસની અંદર મોકલવાની રહેશે.

(૩) કલેકટરે આ અરજી યથા પ્રસંગ જિલ્લા ન્યાયાલયને કે ટ્રિબ્યુનલને મોકલી આપવાની રહેશે. આ અરજીને નંબર આપવામાં આવશે અને વાદી તરીકે અરજદાર અને પ્રતિવાદી તરીકે અધિકારીએ જેમને કબજા ભોગવટાની હકદાર હોવાનું જાહેર કર્યું હોય તેવી વ્યક્તિ કે વ્યક્તિઓ વચ્ચેના દાવા તરીકે આ અરજીને નોંધવામાં આવશે.

(૪) આવી અરજીને નોંધવામાં આવ્યેથી ન્યાયાલય કે ટ્રિબ્યુનલ, નોટિસમાં નિર્દિષ્ટ કરવાની તારીખે હાજર રહેવા અને જવાબ આપવા પ્રતિવાદી કે પ્રતિવાદીઓને તે અંગેની નોટિસ આપવાનો આદેશ આપશે.

(૫) આ અરજીને, ૧૯૦૮ના દીવાની કાર્યરીતિ કાયદાની જોગવાઈઓ હેઠળ જણાવેલી સામાન્ય રીતે દાખલ કરાયેલા દાવા તરીકે સુનાવણી માટે નિયત કરવામાં આવશે અને ઉક્ત કાયદાની જોગવાઈઓ આવા દાવાઓને લાગુ પડતી હોય તેટલા પૂરતી આ અરજીને લાગુ પડશે.

(૬) ન્યાયાલય દ્વારા કે ટ્રિબ્યુનલ દ્વારા આવા કોઈ પણ દાવામાં આપવામાં આવેલા નિર્ણય કે કરવામાં આવેલા હુકમ વિરુદ્ધ કોઈ પણ અપીલ કરી શકાશે નહિ.

૧૧. ખોતે રજૂ કરવાના પત્રકો - (૧) આ અધિનિયમ પસાર કરવામાં આવે તેના ત્રણ મહિનાની અંદર કલેકટર લેખિત નોટિસ દ્વારા, નોટિસમાં પોતે નામથી જણાવે તે દિવસે કે તે દિવસ પહેલાં (જે દિવસ નોટિસની તારીખથી ત્રણ મહિના કરતાં મોડો નહિ તેવો દિવસ રહેશે) ખોતની સહીવાળું નીચેની વિગતો જણાવતું પત્રક પોતાની પાસે મૂકી જવાનું દરેક ખોતને ફરમાવી શકશે -

(૧) ખોત તરીકે અથવા બીજી કોઈ રીતે પોતે જેનો ઉપરની કક્ષાનો ખાતેદાર હોય તેવી તમામ જમીનોના સર્વે નંબરો -

(૨) ૧૯૨૦ના વર્ષથી શરૂ કરીને આ અધિનિયમ પસાર થયાની તારીખ સુધી દર વર્ષે દરેક સર્વે નંબરના કબજાભોગવટામાં રહી હોય તે વ્યક્તિ અને

(૩) આવા દરેક સર્વે નંબરમાં ખોત દ્વારા હકદાવો કરાતા હિતનો માલકીહક અને પ્રકાર.

(૨) ખોતે વખતોવખત કલેકટરને, પેટા-કલમ(૧) હેઠળ મુકાયેલા પત્રકમાં જણાવેલી વિગતોમાંની કોઈ પણ વિગતમાં પાછળથી કરાય તેવા કોઈ પણ ફેરફારની લેખિત જાણ કરવાની રહેશે.

(૩) પત્રક બનાવવાની જવાબદારી - અગાઉની કલમ હેઠળ બનાવવાનું કે આપવાનું જેને ફરમાવવામાં આવ્યું હોય તેવા દરેક ખોતને, ભારતના ફોજદારી કાયદાની કલમો ૧૭૫ અને ૧૭૬ના અર્થમાં તેમ કરવા માટે કાયદેસર બંધાયેલા હોવાનું ગણવામાં આવશે.

**૧૨. પત્રકને પુરાવા તરીકે ગણવા બાબત.**- કલમ ૧૧ હેઠળ ખોતે આપેલા પત્રકમાંની નોંધોને, જેમાં ખોત કે તેમના હિત ધરાવતા પ્રતિનિધિ પક્ષકાર હોય તેવા કોઈ પણ દાવા તે કાર્યવાહીમાં, પત્રકમાં જણાવેલી હકીકતોનો ખોત સામેનો નિર્ણાયક પુરાવો ગણવામાં આવશે.

૧૩. પત્રક નહિ આપવા બદલ શિક્ષા -

(૧) કલમ ૧૧ની પેટા-કલમો (૧) અને (૨)માં જણાવેલી જોગવાઈઓનું ઉલ્લંઘન કરીને કોઈ પણ ખોત, પત્રક મૂકવાનું તેમને ફરમાવાય ત્યારે તેમ કરવાનો ઈનકાર કરે કે તે પ્રત્યે દુર્લક્ષ સેવે અથવા તે પત્રકની કોઈ પણ વિગતમાં પાછળથી કરાતા કોઈ પણ ફેરફારની જાણ કરવાનો ઈનકાર કરે કે તે પ્રત્યે દુર્લક્ષ સેવે તો તેમને આવા દરેક ગુના બદલ રૂ. ૧૦૦/- સુધીના દંડની શિક્ષા કરી શકાશે.

(૨) કલમ ૧૧ની પેટા-કલમ (૧) દ્વારા ફરમાવાયા પ્રમાણે નિયત મુદતની અંદર પત્રક બનાવવામાં કોઈ પણ ખોત દુર્લક્ષ સેવે તો, કલેકટરના વિવેકનિર્ણયાનુસાર, વિલંબના પ્રત્યેક દિવસ બદલ દિવસદીઠ પાંચ રૂપિયા કરતાં વધુ નહિ તેટલી મોડી-ફી

તેમની પાસેથી લેવાવા માટે તે જવાબદાર રહેશે અને તે જમીન મહેસૂલની બાકી તરીકે વસૂલ કરાવાને પાત્ર રહેશે.

૧૪. પ્રમાણિત નકલો મેળવવા માટેની જોગવાઈ -

ખોતે જેમાં પત્રક મૂક્યું હોય તેવા તમામ કેસોમાં અને જેમાં તપાસ દરમિયાન દસ્તાવેજો રજૂ કરવામાં આવ્યા હોય અને નિર્ણય આપવામાં આવ્યા હોય તેવા તમામ કેસોમાં દસ્તાવેજોના પત્રકમાંની નોંધોની અને નિર્ણયોની અધિકૃત નકલો પક્ષકારોને અને તેમના તાબાની હોય તેવી હકદાવો કરતી વ્યક્તિઓને, એ માટે વિધિસર અરજી કરવામાં આવ્યેથી અને સરકાર વખતોવખત નિયત કરે તેવા નકલ કરવા અંગેના ખર્ચને અધીન રહીને, આપવાની રહેશે.

૧૫. નિયમો ઘડવાની સરકારને સત્તા -

(૧) આ અધિનિયમની જોગવાઈઓને અસર આપવા માટેના નિયમો ઘડવાનું અને ખાસ કરીને નીચેની બાબતો અંગે જોગવાઈ કરવાનું સરકાર માટે કાયદેસર ગણાશે-

(૧) જાહેરનામાનો નમૂનો, તેની વિગતો, તેની પ્રસિદ્ધિ અને તેની બજવણી,

(૨) વળતરની રકમનો નિર્ણય અને ચૂકવણીની રીત,

(૩) મોકલેલા કેસો સાંભળવા અને તેનો નિર્ણય કરવા માટે ટ્રિબ્યુનલની નિમણૂક,

(૪) આ અધિનિયમ હેઠળ, અરજીઓ, કેસો મોકલવા અને કોઈ પણ કાર્યવાહીમાં ઉપસ્થિત થતા દસ્તાવેજો, નોંધો અને નિર્ણયોની અધિકૃત નકલો સંબંધી હદકાવો કરનાર વ્યક્તિઓ દ્વારા ચૂકવવાની ફી તથા ખર્ચ,

(૫) પક્ષકારોએ દસ્તાવેજો રજૂ કરવા અને રજૂ કરાયેલા કે મુકાયેલા દસ્તાવેજોનો નિભાવ.

(૨) આ કલમ હેઠળ નિયમો ઘડવાની સત્તા, મુંબઈ સરકારના ગેઝેટમાં તે અગાઉ પ્રસિધ્ધ કરવાની શરતને અધીન રહેશે.

(૩) આ કલમ હેઠળ ઘડેલા નિયમો, વિધાનસભાના આગામી સત્ર અગાઉ એક મહિનાથી ઓછી નહિ તેટલી મુદતમાં વિધાનસભાના મેજ પર મૂકવાના રહેશે અને ઉક્ત વિધાનસભાના ઠરાવ દ્વારા તે નિયમો રદ કરાવાને અથવા તેમાં ફેરફાર કરાય કે તે રદ કરાય, તો સરકાર તેવો ફેરફાર સ્વીકારશે અને તદનુસાર તે નિયમ પુનઃ પ્રસિદ્ધ કરશે અથવા તે નિયમને રદ કરશે.

## ઉદ્દેશો અને કારણોનું પત્રક

૧. ખોતી પદ્ધતિ એ મુંબઈ ઇલાકામાંનો એક નાનો જમીન સત્તાપ્રકાર છે. તે મોટા ભાગે રત્નાગિરિ અને કોલાબા તથા થાણા જિલ્લાઓમાં જોવા મળે છે.

૨. ખોતી સત્તાપ્રકારની શરતો અમુક કેસોમાં કાયદા દ્વારા, કેટલાક કેસોમાં રિવાજ તથા રૂઢિ દ્વારા અને બાકીના કેસોમાં અનુદાન દ્વારા વિનિયમિત કરવામાં આવે છે. રત્નાગિરિ જિલ્લામાં આવી શરતો ૧૮૮૦ના મુંબઈ અધિનિયમ ૧ દ્વારા વિનિયમિત કરવામાં આવી છે. કોલાબા જિલ્લામાં આવી શરતો રિવાજ અને રૂઢિ દ્વારા વિનિયમિત કરવામાં આવે છે અને થાણા જિલ્લામાં અનુદાન દ્વારા વિનિયમિત કરવામાં આવે છે.

૩. ખોતી સત્તાપ્રકાર સામાન્ય રૈયતવારી સત્તાપ્રકાર કરતાં જુદો પડે છે કારણ કે રૈયતવારી સત્તાપ્રકારમાં સરકાર મહેસૂલ, જેઓ જમીનનો કબજો ભોગવટો ધરાવતી હોય તેવી વ્યક્તિઓ પાસેથી સીધું વસૂલ કરે છે જયારે ખોતી સત્તાપ્રકારમાં સરકારે મહેસૂલ વસૂલ કરવાના હેતુ માટે ખોતની નોકરી કામે લેવી જરૂરી બને છે.

૪. ખોત સત્તાપ્રકારની પદ્ધતિથી ખોત સરકારને મહેસૂલ ચૂકવવા માટે બંધાય છે ત્યારે, ઊતરતી કક્ષાના ખાતેદારો સાથે ગમે તે રીતે વર્તવાની છૂટ પણ મળે છે અને આવી છૂટનો ખોત એટલો ઘોર દુરુપયોગ કરે છે કે ઊતરતી કક્ષાના ખાતેદારો પાસેથી તમામ પ્રકારની ગેરવસૂલાત કરવામાં આવે છે એટલું જ નહિ, પરંતુ તેમને અધમ ગુલામીમાં મૂકી દેવામાં આવે છે. તાજેતરનાં વર્ષોમાં ઊતરતી કક્ષાના ખાતેદારો ખોત વિરુદ્ધ ભારે ચળવળ ચલાવી રહ્યા છે ને ખોતી પદ્ધતિની નાબૂદી માટે માગણી કરી રહ્યા છે. ખોત અને ઊતરતી કક્ષાના ખાતેદારો વચ્ચેના સંબંધો એટલી હદે તંગ બની ગયા છે કે ત્રણ ખોતનું તેમણે ખૂન કર્યું હતું.

૫. ખોતી સત્તાપ્રકારનો એક ફાયદો મહેસૂલ વસૂલ કરવાનું સરળ બન્યું એ હશે જયારે તેના ગેરફાયદા એટલા બધા છે કે ઈલાકાની શાંતિ અને સુલેહને ગંભીર ખલેલ પહોંચાડયા વગર હવે પછી તેને ચાલુ રાખવાની છૂટ આપી શકાય એમ નથી. તેથી, આ પધ્ધતિ નાબૂદ કરવાનું અત્યાવશ્યક બની ગયું છે.

૬. આ વિધેયકનો ઉદ્દેશ છે. (૧) ખોતી પધ્ધતિ નાબૂદ કરવી અને સરકાર તથા ખોતની વ્યવસ્થા કે લાભદાયી ઉપભોગ હેઠળ હોય તેવી જમીનનો કબજો કે કબજા ભોગવટો ધરાવતી હોય તેવી વ્યક્તિઓ વચ્ચે સીધો સંબંધ સ્થાપવો, (૨) ખોતને તેના અધિકારોના નુકસાન બદલ વાજબી વળતરની ચુકવણી માટેની જોગવાઈ કરવી, (૩) જમીનના પ્રત્યક્ષ કબજાભોગવટામાં હોય તેવા ઊતરતી કક્ષાના ખાતેદારોને જમીન મહેસૂલ કાયદાના અર્થમાં કબજો ભોગવટો ધરાવનારાઓનો દરજ્જો આપવો અને (૪) બીજા પ્રાસંગિક હેતુઓ માટે જોગવાઈ કરવી.

(સહી)
બી. આર. આંબેડકર
એચ. કે. ચૈનાની,
મુંબઈ વિધાનસભાના સચિવ

પૂના, તા.૧૮મી ઑક્ટોબર, ૧૯૩૭



## ૨૦

# ખોતી પદ્ધતિ નાબૂદ કરવા માટેના વિધેયક અંગે

ડૉ.બી.આર.આંબેડકર (મુંબઈ શહેર, ભાયખલા અને પરેલ) : મહોદય, હું ખોતી પદ્ધતિ નાબૂદ કરવા અંગેનું વિધેયક રજૂ કરવા માટે ઊભો થયો છું. આ દરખાસ્તના સમર્થનમાં આપે નિર્દેશ આપ્યા પ્રમાણેના ટૂંકા નિવેદનમાં, મારી બાબતમાં, ઉદ્દેશો અને કારણોના પત્રક પરત્વેના ઉલ્લેખ સિવાય વધુ કશાનો સમાવેશ થશે નહિ અને હું તેમ કરું તે પહેલાં અધ્યક્ષશ્રીને હું એ જણાવીશ કે ખોતી પદ્ધતિ નાબૂદ કરવા જેવા આટલા મહત્ત્વના વિધેયક અંગે અત્યાર સુધી મુસદ્દારૂપ તૈયાર કરાયેલ ઉદ્દેશો અને કારણોનું આ સૌથી સંક્ષિપ્ત પત્રક છે.

ખોતી પદ્ધતિ, મુંબઈ ઇલાકામાંનો એક નાનો જમીન સત્તાપ્રકાર છે. એ મુખ્યત્વે રત્નાગિરિ જિલ્લામાં અને કોલાબા તથા થાણા જિલ્લાઓના કેટલાક ભાગોમાં જોવા મળે છે.

ખોતી સત્તાપ્રકારની શરતો કેટલાક કેસોમાં કાયદા દ્વારા વિનિયમિત કરવામાં આવી છે અને કેટલાક કેસોમાં રિવાજ અને રૂઢિ દ્વારા વિનિયમિત કરવામાં આવી છે અને બાકીના કેસોમાં અનુદાન દ્વારા વિનિયમિત કરવામાં આવી છે. રત્નાગિરિ જિલ્લામાં શરતો ૧૮૮૦ના મુંબઈ અધિનિયમ ૧ દ્વારા વિનિયમિત કરવામાં આવી છે. કોલાબા જિલ્લામાં શરતો, રિવાજ તથા રૂઢિ દ્વારા વિનિયમિત કરવામાં આવી છે અને થાણા જિલ્લામાં અનુદાન દ્વારા વિનિયમિત કરવામાં આવી છે.

ખોતી સત્તાપ્રકાર સામાન્ય રૈયતવારી સત્તાપ્રકારથી જુદો છે કારણ કે રૈયતવારી સત્તાપ્રકારમાં સરકાર મહેસૂલ સીધેસીધું જમીનનો કબજો ભોગવટો ધરાવતી વ્યક્તિઓ પાસેથી વસૂલ કરે છે, જ્યારે ખોતી સત્તાપ્રકારમાં સરકારે મહેસૂલ વસૂલ કરવા માટે ખોતની નોકરીને કામે લગાડવી જરૂરી બને છે.

ખોતી સત્તાપ્રકારની પદ્ધતિમાં ખોત સરકારને મહેસૂલ ચૂકવવા બંધાય છે જ્યારે ઊતરતી કક્ષાના ખાતેદારો પ્રત્યે પોતે ઇચ્છે એવું વર્તન કરવા મુક્ત રહે છે અને તેની આ પ્રકારની મુક્તિનો ખોત એટલો બધો ઘોર દુરુપયોગ કરે છે કે ઊતરતી કક્ષાના ખાતેદારો તમામ પ્રકારની ગેરવસૂલાતનો ભોગ બને છે. એટલું જ નહિ પણ તેઓને અધમ ગુલામીમાં સબડતા કરી મૂકવામાં આવે છે. તાજેતરનાં વર્ષોમાં ઊતરતી કક્ષાના ખાતેદારો ખોત વિરુદ્ધ ભારે ચળવળ ચલાવી રહ્યા છે અને ખોતી પદ્ધતિની નાબૂદીની માગણી કરી રહ્યા છે. ખોત અને ઊતરતી કક્ષાના ખાતેદારો વચ્ચેના સંબંધો એટલા બધા તંગ થઈ ગયા છે કે તેઓએ ત્રણ ખોતનાં ખૂન કરી નાખ્યાં હતાં.

ખોતી સત્તાપ્રકારનો ફાયદો એ છે કે એમાં મહેસૂલની વસૂલાત સરળ બને છે તેમ છતાં એના ગેરફાયદા એટલા બધા છે કે ઇલાકાનાં સુલેહશાંતિને ગંભીર ખલેલ પહોંચાડયા વગર હવે પછી એ સત્તાપ્રકારને ચાલુ રાખી શકાય નહિ. તેથી, આ પદ્ધતિ નાબૂદ કરવી અત્યાવશ્યક છે.

આ વિધેયકનો ઉદ્દેશ છે. (૧) ખોતી પદ્ધતિ નાબૂદ કરવી અને સરકાર તથા ખોતના વહીવટ કે લાભદાયી ઉપભોગ હેઠળ હોય તેવી જમીનનો કબજો કે ભોગવટો ધરાવતી વ્યક્તિઓ વચ્ચે સીધો સંબંધ સ્થાપવો. (૨) ખોતને તેના અધિકારના નુકસાન બદલ વાજબી વળતરની ચુકવણી માટે જોગવાઈ કરવી અને (૩) જમીનનો પ્રત્યક્ષ કબજો ભોગવટો ધરાવતા ઊતરતી કક્ષાના ખાતેદારોને જમીન મહેસૂલ કાયદાના અર્થમાં કબજો ભોગવટો ધરાવનારા તરીકેનો દરજ્જો આપવો, અને (૪) બીજા પ્રાંસગિક હેતુઓ માટે જોગવાઈ કરવી.

આટલું કહીને, મહોદય, હું વિધેયક દાખલ કરવાની ગૃહની રજા માગું છું.

પ્રશ્ન રજૂ..

**શ્રી.એસ.એલ.કરંડીકર** (રત્નાગિરિ ઉત્તર) : અધ્યક્ષ મહોદય, આ બિલ દાખલ થાય તે સામે વાંધો નોંધાવવા હું ઊભો થયો છું. (વિરોધ). સામાન્ય રીતે મેં આ વિધેયક દાખલ કરવામાં આવે તે સામે વાંધો ઉઠાવ્યો ન હોત, કારણ કે કોઈ પણ વિધેયકને નિર્વિરોધ દાખલ થવા દેવાની આ ગૃહમાં ઔપચારિકતા હોવાનું જણાય છે, પરંતુ મને લાગે છે કે આ વિધેયક દાખલ કરવામાં આવે તે જ તબકકે માત્ર એક જ કારણસર તેનો વિરોધ કરવાની હું મારી ફરજ સમજું છું.

અનુદાન માટેની માગણીના સમયે આ ગૃહમાં જમીન મહેસૂલનો પ્રશ્ન ચર્ચાઈ રહ્યો હતો ત્યારે, મહેસૂલ સભ્યે અમને ખાતરી આપી ત્યારે એમણે સ્પષ્ટતા કરી હતી કે ઇલાકામાંની જમીન મહેસૂલ નીતિનો સમગ્ર પ્રશ્ન આગામી ફેબ્રુઆરીમાં હાથ ધરવામાં આવશે, અને તેથી, આપણે કંઈ પણ કરીએ તે પહેલાં આપણે રાહ જોવી જોઈએ. આપણે જમીન મહેસૂલની કોઈ પણ બાબત અંગે કોઈ તૂટક તૂટક કાયદો આ ગૃહમાં દાખલ કરવા દેવો જોઈએ નહિ એવું હું કહું ત્યારે શાસકપક્ષે બેઠેલા સભ્યો પણ મારી સાથે સંમત થશે.

ઘણીય વિશેષ નોંધ એવી છે જેનો મેં વિરોધ કર્યો હોત કારણ કે પ્રાસ્તાવિક વિશેષ નોંધ આ ગૃહ સમક્ષ વાંચી સંભળાવવામાં આવી હતી, પરંતુ હું માનું છું કે હજી આગળ ઉપર પૂરતો સમય છે જયારે આ બધી બાબતોની ચર્ચા કરવાની રહેશે અને તે સામે લડી·લેવાનું રહેશે. તેથી, હું ગૃહનો કંઈ પણ વધારે સમય લેવા માગતો નથી. પરંતુ હું માનું છું કે આ એક સિદ્ધાંતની બાબત છે. સરકારે આપણને ખાતરી આપી છે કે આ ઇલાકામાંનો જમીન મહેસૂલનો સમગ્ર પ્રશ્ન વિચારણા માટે હાથ ધરવામાં આવશે અને જાન્યુઆરી કે ફેબ્રુઆરીમાં કોઈ સમયે આ ગૃહ સમક્ષ વ્યાપક ધોરણે હોય તેવો કાયદો લાવવામાં આવશે. કોલાબા અને રત્નાગિરિને લગતા આ કાયદાને લાગેવળગે છે તેટલા પૂરતું અપવાદ શા માટે બનાવવો એનું કોઈ કારણ નથી. આ વિશેષનોંધ સાથે, હું આ વિધેયક દાખલ થાય એનો વિરોધ કરું છું.

**માનનીય અધ્યક્ષ :** મને નથી લાગતું કે આને એક ચર્ચા તરીકે ગણીને આમાં ભાગ લેવાનો બીજા કોઈ સભ્યને અધિકાર હોય. આ વિધેયક દાખલ કરવાની રજા માગતા માનનીય સભ્યને ઉત્તર આપવાનો અધિકાર છે અને જો તેઓ ઉત્તર આપવા માગતા હોય તો હું એમને એવી તક આપીશ.

**ડૉ. બી.આર. આંબેડકર :** મહોદય, મારા માનનીય મિત્ર શ્રી કરંડીકરે કરેલાં અવલોકન માટે કશો વધુ વિગતવાર ઉત્તર જરૂરી બની જતો હોય એવું મને નથી લાગતું. તેમણે કહ્યું કે માનનીય મહેસૂલ મંત્રીએ ગૃહને ખાતરી આપી છે કે તેઓ સમગ્ર મહેસૂલ પદ્ધતિને પૂરેપૂરી તપાસી જોવા માટે કાયદો લાવવાના છે. કમનસીબે, આવી ખાતરી અપાઈ ત્યારે હું હાજર ન હતો અને તેમણે ગૃહને ખાતરી આપી તેની વ્યાપ્તિ અને અવકાશની મને પોતાને ચોક્કસ ખબર નથી, પરંતુ મહોદય, આ ગૃહને મારે જે કહેવું છે તે આ છે- ખોતી પદ્ધતિ એક એવી પદ્ધતિ છે જે સ્વયંનિર્ભર છે. એ જમીન મહેસૂલ કાયદા હેઠળ આવતી પદ્ધતિ નથી અને તેથી એમ ન કહી શકાય કે એ આ ઈલાકાના સામાન્ય જમીન સત્તાપ્રકારનો એક અને અવિભાજય ભાગ છે. એ તો એક સાવ જુદી જ બાબત છે. તેથી, જે સામાન્ય પદ્ધતિ હેઠળ આવતી ન હોય ખુદ તેવી જ પદ્ધતિ અંગે વિચારણા કરાય તે સામે કશો વાંધો મને જણાતો નથી.

ગૃહ સમક્ષ મારી બીજી રજૂઆત એ છે કે શાસક પક્ષે બેઠેલા માનનીય સભ્યો ખરેખર તેમણે જે કરવાની ગૃહને ખાતરી આપી હોય એ કરવાનો ઈરાદો રાખતો હોય અને જો મને જણાય કે આ વિધેયકમાં જણાવેલા વિષય અંગે છણાવટ કરવા તેઓ લાવવાના હોય તે ઉપાયો એવા પ્રકારના છે કે તેઓ વિચારે છે તે ઉપાયોથી મને સંતોષ થાય તો મને એ કહેવામાં ખચકાટ થતો નથી કે જો તેમનો કાયદો મારા કાયદા કરતાં ચઢિયાતો હોય તો હું આ વિધેયક પાછું ખેંચી લઈશ. મને નથી લાગતું કે આ પ્રસંગે મારે કંઈ વધુ કહેવું જરૂરી હોય.

પ્રશ્ન રજૂ અને રજા અપાઈ.

**ડૉ.બી. આર. આંબેડકર :** મહોદય, હું વિધેયક દાખલ કરું છું.

**માનનીય અધ્યક્ષ :** વિધેયક દાખલ કરવામાં આવ્યું.

● ● ●

# ૨૧

# ગ્રામ પંચાયત વિધેયક અંગે : ૧

ડૉ. બી. આર. આંબેડકર : પ્રમુખશ્રી, આ વિધેયકનો હવાલો ધરાવતા માનનીય મંત્રીએ આપેલું પ્રવચન મેં ભારે રસપૂર્વક સાંભળ્યું. મહોદય, મારે એ પણ કહેવું જોઈએ કે મેં તે ખૂબ ગંભીર કાળજીપૂર્વક સાંભળ્યું છે. આ વિધેયકમાં અમુક અત્યંત મહત્ત્વના મુદ્દાઓની છણાવટ કરવામાં આવી છે એ હકીકત અંગે બે મત હોઈ ન શકે એની મને ખાતરી છે. આ ઇલાકાની ગ્રામ વસ્તીની નાગરિક સુખસગવડોને અસરકર્તા હોય તેટલા પૂરતું જ નહિ બલકે ગ્રામ વસ્તીની જિંદગી, સ્વતંત્રતા અને મિલકતના પ્રશ્નને પણ અસરકર્તા હોય તેટલા પૂરતું તેમાં સ્વરાજનો પ્રશ્ન વણવામાં આવ્યો છે. આ વિધેયકમાં સમાવિષ્ટ આ મહત્ત્વના મુદ્દાઓ લક્ષમાં લઈને મારે કહેવું પડે છે કે માનનીય મંત્રીએ, સંબંધિત તમામ હિતને ન્યાય મળે છે એમ કહી શકાય એ માટે, આ વિધેયકમાં સમાવિષ્ટ જવાબદારીઓની વિચારણા માટે વધુ લાંબી મુદત આપવી જોઈતી હતી. મહોદય, વિધેયકને વિચારણા માટે લાવવામાં આવે તે પહેલાં સાત દિવસ જવા દઈને માત્ર કાયદાની આવશ્યકતાઓનું પાલન કરીને જ પોતાના અંતઃકરણને સંતોષ આપવાનું પસંદ કર્યું છે. મને એવું કહેવાની રજા છે કે મારા અભિપ્રાય મુજબ, આ વિધેયકની વિચારણા માટે માત્ર સાત દિવસ જ નહિ બલકે સાત મહિના જરૂરી છે. અને હું સૂચન કરું છું કે આ વિધેયકમાં સમાવિષ્ટ મુદ્દાઓ અંગે આમ જનતાના અભિપ્રાય મેળવવા માટે આ વિધેયકને પરિ પત્રિત કરવા માટે માનનીય મંત્રી મોકલે તો હજી ય એમાં કશું ખોટું થયું ગણાશે નહિ. આમ કરવાની એમને હું પૂરી માનની ભાવનાથી વિનંતી કરીશ. હું એમને બીજી બે વિચારણાઓ જણાવીશ જે મારા મતે ખૂબ મહત્ત્વની વિચારણાઓ છે. મહોદય, હું એમ કહીશ કે મારા મતે હાલની સરકારને આવો તૂટક તૂટક કાયદો કરવાની સત્તા નથી. સરકારને

એની ખબર છે કે હાલની વહીવટની પધ્ધતિ બદનામ થયેલી પધ્ધતિ છે. આ શબ્દ હું મારી કટુતાભરી વૃત્તિથી નથી વાપરતો. હું તો કેવળ, આપણે સૌ જાણીએ છીએ તે હકીકતોનું ચિત્રણ કરવાનો પ્રયાસ જ કરું છું. મહોદય, આ દેશની વસ્તીનો કોઈ પણ ભાગ આ સરકારની કામગીરી અને વહીવટથી સંતુષ્ટ નથી. ખરેખર, જો કોઈ વ્યક્તિ જે હકીકતો છે તેવી જ તેને જણાવવા માગે તો આ દેશમાં એક શક્તિશાળી વર્ગ એવો છે જે આ સરકારના શાસન કરવાના નૈતિક અધિકારનો સ્વીકાર કરવા અને માન્ય કરવા તૈયાર નથી. મહોદય, આપણે એ પણ જાણીએ છીએ કે આપણે નવા સંવિધાનના ઉંબરે ઊભા છીએ. આપણે જાણીએ છીએ કે લોકોની, લોકો દ્વારા અને લોકો માટેની સરકાર માટેનું ભારતનું સંવિધાન એરણ પર છે. આપણે સૌ જાણીએ છીએ અને મને લાગે છે કે આપણે એવી આશા રાખવામાં વાજબી ઠરીએ છીએ કે આ નવું સંવિધાન એકાદ બે વર્ષની ટૂંકી મુદતમાં તૈયાર થઈ જશે અને સમાજના તમામ વર્ગો દ્વારા પૂરેપૂરી સમર્થિત એવી નવી સરકાર સ્થપાઈ જશે. મહોદય, એ વિચારણાને લક્ષમાં લઈને હું માનનીય મંત્રીને અને શાસક પક્ષે બેઠેલા માનનીય સભ્યોને જણાવવા માગું છું કે તેઓ તેમના હાલની સ્થિતિમાં રખેવાળો સિવાય બીજું કંઈ નથી. મહોદય, સર્વસામાન્ય સંમતિથી કોઈ રખેવાળ જેની સંભાળ રાખવા તેને નિયુક્ત કરાયો હોય તે મકાન હદમાં મહત્ત્વના ફેરફાર કરી શકે નહિ. બહુ બહુ તો, સાચો કબજો ભોગવટો ધરાવતી વ્યક્તિ તેના રહેઠાણનો પ્રત્યક્ષ કબજો ભોગવટો ધરાવવા આવે તે પહેલાં, મકાનને સારી હાલતમાં રાખવા માટે તે રખેવાળ મરામત હાથ ધરી શકે.

સંસદીય જીવનની વિચાર પ્રક્રિયાની સમાનતા અંગે પણ હું માનનીય મંત્રી સમક્ષ ઉલ્લેખ કરવા માગું છું. ઇંગ્લેન્ડમાં, જયાં સંસદીય પધ્ધતિ હવે તો સદીઓથી અમલમાં રહેતી આવી છે ત્યાં, જયારે મંત્રીમંડળ પરાજય પામે ત્યારે અને જયારે પરાજિત મંત્રીમંડળ સીધેસીધું એકદમ રાજીનામું ન આપી દે અને વિરોધપક્ષના હાથમાં શાસનધુરા સોંપી ન દે, પરંતુ મતદારોને પોતાની અપીલ કર્યે રાખવાનું પસંદ કરે ત્યાં સુધી, એ એક સંવિધાનની સ્વીકૃત પ્રણાલી છે કે એવી પરિસ્થિતિમાં આવી પડેલા મંત્રીમંડળે કોઈ પણ પરિણામી મહત્ત્વનો હોય તેવો કોઈ પણ કાયદો હાથ ધરવો જોઈએ નહિ. તે જે કંઈ કરી શકે તે આટલું જ કે મતદારોનો નિર્ણય આવી જાય ત્યાં સુધી તેણે વહીવટ સંભાળવો, જેથી આવી સરકાર જે કાંઈ હાથ ધરે તેનાથી નવી

સરકાર મૂંઝવણમાં ન મુકાય. હું માનનીય મંત્રીને પૂછવા માગું છું કે તેઓ સંસદીય સંવિધાનની પ્રણાલીનું પાલન કરવા ઇચ્છે છે કે કેમ એનો નિર્ણય કરવાનું હું એમના પર છોડું છું.

મહોદય, માનનીય મંત્રીએ આ વિધેયકને આવી ભયંકર ઝડપે, જો હું કહું તો માત્ર સાત જ દિવસની નોટિસ આપીને, રજૂ કરવાનું કારણ શું છે તે હું સમજી શકતો નથી. મને નથી જણાતું કે આ ઇલાકાના લોકોએ તેમની પાસેથી તે અંગે અત્યંત ભારે માગણી કરી હોય, કશી ઘણી ભારે જરૂરિયાત ઊભી કરી હોય અને તેમના પર તાકીદનું દબાણ લાવ્યા હોય. મને જાણ છે તેટલા પૂરતું આ દેશમાંના કોઈ પણ રાજકીય પક્ષે આ વિધેયકને પોતાની માગણી બનાવ્યું નથી. મને ખબર નથી કે ગઈ વિધાન પરિષદ દરમિયાન જેઓ આ ગૃહમાં હતા તેવા ઉદારમતવાદીઓએ, પ્રતિક્રિયાવાદીઓએ કે અબ્રાહ્મણોએ કે કોંગ્રેસી સભ્યોએ ક્યારેય એવો આગ્રહ રાખ્યો હોય કે તેઓએ ગ્રામ પંચાયતો શરૂ કરવાની બાબતોને તેઓના કાર્યક્રમના મળભૂત ભાગ તરીકે ગણી હોય. મને એવી કશી જ ખબર નથી. એટલું જ નહિ બલકે મને એ પણ ખબર નથી કે આમ જનતાના લોકો પોતે જ આ વિધેયક માટે માગણી કરતા હોય. ૧૯૨૦ના ગ્રામ પંચાયત અધિનિયમની કામગીરી અંગે અહેવાલ આપવા નિમાયેલી સમિતિએ આ પ્રશ્ન અંગે ૧૯૨૫માં આપેલો અહેવાલ જો આપ વાંચો તો આપને શું જાણવા મળે છે ? આપને આવું જાણવા મળે છે. આ ઇલાકામાં કાચી ગણતરના આધારે લગભગ ૩૦,૦૦૦ જેટલાં ગામડાં છે. આ અધિનિયમ ૧૯૨૦માં પસાર કરાયો હતો, જેમાં તે અધિનિયમ સ્વૈચ્છિક ધોરણે લાગુ પાડવા માટેની લોકોને પરવાનગી આપવામાં આવી હતી અને એનું પરિણામ શું આવ્યું ? પરિણામ એ આવ્યું કે સિંધના લોકોએ ગ્રામ પંચાયતો શરૂ કરવા સામે સખત નામરજી વ્યક્ત કરી અને એને કારણે સિંધ પ્રાંતમાં શરૂ કરાયેલી એક પણ ગ્રામ પંચાયત આપણને જોવા મળતી નથી. ખુદ આ ઇલાકામાં જ એ આંકડો નજીવો એટલે કે ૩૨૩ કે એટલો જ કંઈક છે. હું કહું છું કે લોકોની નાગરિક ભાવના પરની આ એક નિરાશાજનક સમાલોચના છે. એ વાત જવા દઈએ તો પણ, એ તો એક નક્કર સાબિતી છે કે લોકો ગ્રામ પંચાયતો શરૂ કરવા માટે આતુર નથી. હું તેનાં કારણોમાં આ તબક્કે ઊતરવા માગતો નથી, પરંતુ મને ખાતરી છે કે મારા માનનીય મિત્ર સ્થાનિક સ્વરાજ મંત્રી એ વાતનો સ્વીકાર કરશે કે પરિસ્થિતિનું સાચું પૃથક્કરણ એ જ છે. એટલું જ નહિ બલકે હું તો એમ પણ સૂચન કરીશ કે

તેમણે ગ્રામ પંચાયતોના માથે ન્યાયિક કાર્યો શા માટે ઉપરથી ઠોકી બેસાડયાં તેનું કારણ એ છે કે ગોળીને મીઠી બનાવવી જેથી તે વધુ તત્પરતાથી ગળી જઈ શકાય. આ વિચારણાઓ જોતાં મને લાગે છે કે માનનીય મંત્રી આ વિધેયકને અચોક્કસ મુદત સુધી મુલત્વી રાખે તો તે હિતાવહ ગણાશે કે જેથી કરીને, આ ઈલાકાના લોકોનું પૂરેપૂરું પ્રતિનિધિત્વ ધરાવતી હોય તેવી નવી સરકાર દ્વારા તેના ગુણદોષના આધારે તેની તમામ જવાબદારીઓ અંગે વિચારણા કરી શકાય.

ખુદ વિધેયકના ગુણદોષોની વાત કરીએ તો, મહોદય, મને લાગે છે કે વિધેયકના બે ભાગ છે. પહેલો ભાગ, સ્થાનિક સ્વરાજની એક સંસ્થા તરીકે પંચાયતનાં કાર્યોને લગતો છે. હું તરત એ કહેવા માગું છું કે મને સોંપણીની નીતિ સામે સૈદ્ધાંતિક વાંધો નથી. જો એવું જણાય કે આ ઈલાકાનાં સ્થાનિક મંડળો પર લોકલ બોર્ડ અધિનિયમ દ્વારા તેમના માથે મુકાયેલાં કાર્યોથી વધુ પડતો બોજ આવી પડતો હોય તો અને તેટલા જ કારણસર તેઓ તેમનાં કાર્યો કાર્યક્ષમ રીતે બજાવી શકતા ન હોય તો હું કહીશ કે "જાવ, સ્થાનિક મંડળોનો બોજ ઘટાડવા ગ્રામ પંચાયતો શરૂ કરવાની પૂરેપરી છૂટ છે. મહોદય, જો એવી ઈચ્છા હોય કે પંચાયતોની રચના તેમના પોતાના હિત ખાતર જ કરવાની હોય તો મારા મતે તો એ એક અત્યંત ભયપ્રદ પદ્ધતિ તરફની પીછેહઠ છે. ઘણા લોકોએ ગ્રામ પંચાયતોની પ્રાચીન પદ્ધતિનાં વખાણ કર્યાં છે. વળી કેટલાક લોકોએ તો ગ્રામ પંચાયતોને "ગ્રામીણ પ્રજાસત્તાક રાજયો" કહી છે. આ ગ્રામીણ પ્રજાસત્તાક રાજયોના ગુણદોષો જે હોય તે, મને એ કહેવામાં જરા જેટલો ય ખચકાટ નથી કે ગ્રામ પંચાયતો ભારતના જાહેર જીવનના વિનાશની નિમિત્ત બની ગઈ છે.

શ્રી. પેસ્તનશાહ એન. વકીલ : પ્રશ્ન -

**ડૉ. બી. આર. આંબેડકર :** જો ભારત રાષ્ટ્રીયતા પેદા કરવામાં સફળ થયું ન હોય, જો ભારત રાષ્ટ્રીય ભાવનાનું નિર્માણ કરવામાં સફળ થયું ન હોય તો તેનું મુખ્ય કારણ, મારા મતે, ગ્રામ પદ્ધતિનું અસ્તિત્વ છે. એના કારણે તમામ લોકો સ્થાનિક અમુકતમુકતાવાદથી, સ્થાનિક દેશદાઝથી સંતૃપ્ત થઈ ગયા. એનાં પરિણામે વધુ વિસ્તૃત નાગરિક ભાવના માટે કશી ગુંજાશ રહી નહિ. કંઈ કરતા કશી જ નહિ. પ્રાચીન ગ્રામ પંચાયતો હેઠળ ભારત સંયુક્ત લોકોનો દેશ બનવાને બદલે, સમાન રાજા પ્રત્યે સમાન વફાદારી સિવાય બીજા કશાય સમાન બંધન વગરના ગ્રામ સમુદાયોના એક નિર્માલ્ય

શંભુમેળો બની ગયું. મહોદય, મને કહેતાં આનંદ થાય છે કે આ માત્ર મારા એકલાનો જ અભિપ્રાય નથી. ૧૯૨૫માં નિમાયેલી સમિતિના એક સભ્યે પણ પોતાનું આવા જ પ્રકારનું મંતવ્ય વ્યક્ત કર્યું હતું. હું મારા મિત્ર શ્રી. આર. જી. પ્રધાનની નોંધનો ઉલ્લેખ કરું છું. એ નોંધમાં એમણે આ પ્રમાણે જણાવ્યું હતું.

" આ સમુદાયોએ પાળીપોષીને ઉછેરેલી વધુ પડતી માત્રાની ગ્રામીણ દેશદાઝ અને ગ્રામીણ ભાવના, એકંદરે ભારતની પ્રાદેશિક એકતાની કે આપણા દરેક નૈસર્ગિક પ્રાદેશિક વિભાગોની વંશીય એકતાની ઓળખ પર આધારિત એક મજબૂત ભારતીય રાષ્ટ્રીયતાના વિકાસ માટે અત્યંત વિઘાતક બની ગઈ.

શ્રી. પેસ્તનશાહ એન. વકીલ : શું શ્રી આર. જી. પ્રધાન ઈતિહાસકાર છે ?

ડૉ. બી. આર. આંબેડકર : હું નથી માનતો કે આપણે અહીં ઈતિહાસકારને લાવવો જરૂરી હોય, આપણે તો ઊલટું ઈતિહાસકારોથી સાવધ રહેવાનું છે. હાલના સમયમાં જ્યારે તમે સમાન રાષ્ટ્રીયતા અને ભારતીય નાગરિકતાની સમાન ભાવનાને જાગૃત કરવાનો ભગીરથ પુરુષાર્થ કરો છો ત્યારે, હાલમાં જયારે તમે રાષ્ટ્રીય ભાવના પેદા કરવા મથી રહ્યા છો ત્યારે, મારા મતે, એ ભાવનાને નિરર્થક બનાવી દે અને એને મંદ પાડી [illegible] આપણે માટે શોભાસ્પદ નથી. મારા પૂરતું તો મારે આ બાબત અંગેનો [illegible] નોંધી દેવો જોઈએ.

મારો બીજો વાંધો છે ગ્રામ પંચાયતોની રચના અંગે. માનનીય સભ્યે જણાવ્યું છે તેમ આ વિધેયકમાં જોગવાઈ કરાઈ છે કે ગ્રામ પંચાયતોની ચૂંટણી પુરુષો અને સ્ત્રીઓ બંને માટે પુખ્ત મતાધિકારના આધારે કરવાની રહેશે. હું તો તરત કહીશ કે મારા પૂરતી વાત કરું તો હું કહું કે "આ તો જાણે બધું બરાબર, ઠીક છે, પરંતુ માનનીય મંત્રી સમક્ષ મારે એ સ્પષ્ટ કરવું જોઈએ કે દલિતોની વાત કરીએ તો મને એમ કહેતાં જરાય ખચકાટ નથી કે પુખ્ત મતાધિકાર અમારા માટે પૂરતો નથી. માનનીય મંત્રી એ ભૂલી ગયા છે કે દરેક ગામમાં દલિતો લઘુમતીમાં–દુ:ખી લઘુમતીમાં હોય છે અને માની લઈએ કે માનનીય મંત્રી પુખ્ત મતાધિકાર અપનાવે તો મને ખાતરી છે કે તેઓ તરત કબૂલ થશે કે પુખ્ત મતાધિકારથી લઘુમતીનું બહુમતીમાં રૂપાંતર ન થઈ શકે. એના એક પરિણામી બળ તરીકે હું ભારપૂર્વક આગ્રહ રાખું છું કે જો આ ગ્રામ પંચાયતો આવે, તો લઘુમતીઓ માટે ખાસ પ્રતિનિધિત્વ રાખવાનું રહેશે. કોઈ પણ

ભોગે, દલિતો માટે ખાસ પ્રતિનિધિત્વ રાખવું જ પડશે અને બીજા લોકો તો તેમના પોતાના માટે જ બોલશે.

મહોદય, હું જાણું છું કે આ ગૃહમાં એક વર્ગ એવો છે જે કૂદકો મારીને તરત ઊભો થઈ જશે અને કહેશે કે આ કોમવાદ છે. તો હું કબૂલું છું કે હા, આ કોમવાદ છે, પરંતુ સાથોસાથ મને એનીય પ્રતીતિ થઈ ગઈ છે કે કોમવાદ જ મારી નીતિ હોવી જોઈએ. મને એની શરમ નથી.

**શ્રી. જે. બી. પીટિટ :** શું એ રાષ્ટ્રીયતા સાથે સુસંગત છે ખરી ?

**ડૉ. બી. આર. આંબેડકર :** અરે હા, કેમ નહિ ?

**શ્રી. જે. બી. પીટિટ :** એ સાંભળીને મને આનંદ થયો.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું તો કહીશ કે મારા મતે, કોઈ પણ ભોગે, ભારત કોમવાદ વગર રાજકીય પ્રગતિના પથ પર આગળ વધી શકે નહિ. ભારત માટે કોમવાદ વિના સ્વરાજ ન હોઈ શકે. આ એક એવી દરખાસ્ત છે જે અંગે હું ભય કે પડકાર વગર ખાતરીપૂર્વક કહીશ.

તેથી, દલિતોની વાત કરીએ તો, દરેક સ્વરાજ સંસ્થામાં દલિત વર્ગો પોતાના અધિકારોની રક્ષા કરી શકે તે માટે તેમને ખાસ પ્રતિનિધિત્વ આપતી જોગવાઈઓ હોય એની મને ખાતરી ન થાય ત્યાં સુધી, અને એમ કરવામાં ન આવે ત્યાં સુધી ભારત માટે સ્વરાજના સિદ્ધાંતનો હું કદીય સ્વીકાર કરી શકું નહિ. મને ડર છે. આ વિધેયકના પહેલા ભાગ અંગે સંમતિ આપવાનું મારા માટે શકય બનશે નહિ.

મહોદય, આ બાબતમાં એ જાણીને મને આનંદ થાય છે કે આ પ્રશ્ન ચર્ચવા માટે ૧૯૨૫માં રચાયેલી સમિતિના બે સભ્યોએ ખાસ પ્રતિનિધિત્વ માટેની દલિતોની માગણીને ટેકો આપ્યો છે. હું શ્રી. આર. જી. પ્રધાનની નોંધનો ઉલ્લેખ કરું છું. એમણે આમ કહ્યું હતું :

" મારો મત એવો છે કે ગ્રામ પંચાયતોમાં નિયુક્તિ દ્વારા દલિતોના પ્રતિનિધિત્વ માટેની જોગવાઈ હોવી જોઈએ. આવી નિયુક્તિ, કાં તો કલેકટર દ્વારા થવી જોઈએ અથવા તો જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ દ્વારા થવી જોઈએ. જોકે જિલ્લા લોકલ બોર્ડના

પ્રમુખ દ્વારા થાય તો બહેતર. આમ થાય એ બાબત દલિતોના યોગ્ય પ્રતિનિધિત્વના હિતમાં અત્યંત શ્રેષ્ઠ રીતે હિતાવહ ગણાય અને વધુ તો એટલા માટે ય ખરું કે એમ કરવાથી તેઓનો સામાન્ય દરજ્જો ઊંચો આવે અને બીજા વર્ગોને તેમની હરોળમાં સાથોસાથ તેઓની કોમી ઓળખની પહેચાન થાય કે દરેક પંચાયતમાં દલિતોનો કમસેકમ એક સભ્ય તો છે જ. તેથી, જ્યાં આ વર્ગોનો કોઈ પણ સભ્ય ચૂંટણી દ્વારા પ્રવેશી શકે તેમ ન હોય તેવા કિસ્સાઓમાં તેમનો પ્રવેશ નિયુક્તિ દ્વારા કરાય તેવો માર્ગ અપનાવવો.

મહોદય, હું મારા માનનીય મિત્ર શ્રી. પી. આર. ચીકોડીની નોંધનો પણ ઉલ્લેખ કરીશ. તેમણે પણ એક અલગ નોંધ લખી હતી અને એમણે આવું કહ્યું હતું :

"મને લાગે છે કે એમ કરવું જરૂરી છે કે નિયુક્તિ દ્વારા કે દલિતોની ઓછામાં ઓછી ૫૦ પુખ્ત વયની વ્યક્તિઓ હોય તેવાં ગામોમાં અનામત બેઠકોની પદ્ધતિ દ્વારા પંચાયતોમાં દલિતોનું પ્રતિનિધિત્વ સુનિશ્ચિત થાય તેમ કરવાની વ્યવસ્થા કરવી જોઈએ. હાલમાં એવો સંભવ નથી કે આવા લોકોના કોઈ પણ પ્રતિનિધિત્વ માટે ખુલ્લી ચૂંટણી વખતે ચૂંટાવાની કોઈ તક હોય કારણ કે છેક છેલ્લે મોડેથી મારા ધ્યાન પર એ આવ્યું છે કે આવો કશોય પ્રયાસ નિષ્ફળ ગયો છે."

આ સંબંધમાં હું તાજેતરમાં બની ગયેલા બનાવો પ્રત્યે આ માનનીય ગૃહના હિંદુ સભ્યોનું લક્ષ પણ દોરીશ. હું, ગયા મહિનાની ૨૪ મી તારીખે જેના પર સહી કરવામાં આવી તે સવર્ણ હિંદુઓ અને દલિતો વચ્ચેના પૂના કરાર પરત્વે ઉલ્લેખ કરું છું. મને ખાતરી છે કે ઘણા સભ્યોએ તે કરારની શરતો વાંચી હશે, પરંતુ હું તેની એક કલમ પ્રત્યે ખાસ લક્ષ દોરવા માગું છું. તે કલમમાં એવું સંમત થવાયું છે કે દલિતોના તમામ સ્થાનિક સંસ્થાઓમાં પ્રતિનિધિત્વના અધિકારનો સ્વીકાર કરવાનો રહેશે અને કરારના તે ભાગનો અમલ કરવાનો પ્રયાસ કરવાનો રહેશે. મહોદય, હું હિંદુ સભ્યોનું લક્ષ કરારના તે ભાગ પરત્વે દોરવા માગું છું અને મને ખાતરી છે કે ગયા મહિનાની તા. ૪મી પહેલાં ગમે તે પ્રકારના અભિપ્રાયો હોય તેમ છતાં તેઓ હવે તે કરારની શરતોનું વિશ્વાસપૂર્વક પાલન કરશે.

હવે, મહોદય, હું આ વિધેયકના બીજા ભાગ પર આવું છું. પ્રારંભમાં જ મારે એ કહેવું જોઈતું હતું કે જયારે મેં આ વિધેયક વાંચ્યું ત્યારે મારું એ કહેવાનું વલણ રહ્યું હતું કે આ વિધેયક, કયુરેટના ઈંડાની જેમ અમુક ભાગ પૂરતું જ ખરાબ હતું, પણ હવે મને લાગે છે કે એ તો કયુરેટના ઈંડા કરતાંય બદતર છે. એ માત્ર અમુક ભાગો પૂરતું જ ખરાબ છે એટલું જ નહિ પરંતુ એ બીજા ભાગો પૂરતુંય સડેલું છે. મહોદય, મારો ઉલ્લેખ ગ્રામ પંચાયત વિધેયકની ન્યાયિક જોગવાઈઓ પ્રત્યે છે. મહોદય, દીવાની અને ફોજદારી ન્યાયની કામગીરી જેને વિશ્વાસપૂર્વક સોંપી શકાય તેવા યોગ્ય ન્યાયતંત્રની આવશ્યકતાઓની બાબતમાં સ્થાનિક સ્વરાજના માનનીય મંત્રીનું મંતવ્ય શું છે તેની મને ખબર નથી. આ ગૃહને સંબોધીને તેમણે કરેલી ઉદ્‌ઘાટન વિશેષ નોંધ દરમિયાન આ મુદ્દા પર તેમની પાસેથી સાંભળવાની હું અપેક્ષા રાખતો હતો, પરંતુ તેમણે એ મુદ્દા અંગે ચુપકીદી સેવી હતી. મને લાગે છે કે એ વાત અંગે સંમતિ સધાશે કે દીવાની અને ફોજદારી ન્યાય અદા કરવાની ફરજો ન્યાયતંત્રને સોંપતાં અગાઉ ન્યાયતંત્રની ત્રણ આવશ્યકતાઓ રહેશે. ન્યાયતંત્ર કાયદાની તાલીમ પામેલું હોવું જોઈએ. તે તેના દૃષ્ટિકોણમાં નિષ્પક્ષ હોવું જોઈએ અને મારે કહેવું જોઈએ કે તે તેના અસ્તિત્વની બાબતમાં સ્વતંત્ર હોવું જોઈએ. ચાલો આપણે આ ત્રણ આવશ્યકતાઓ આ વિધેયકની જોગવાઈઓને લાગુ પાડીએ. માનનીય મંત્રી આ વિધેયકમાં શી જોગવાઈ કરવા માગે છે ? તેઓ કહે છે, "આપણે પાંચ કે સાત સભ્યોની બનેલી પુખ્ત મતાધિકાર પર આધારિત પંચાયત ચૂંટવાની રહેશે. એ સજજનો ત્રણ વર્ષ સુધી હોદ્દા પર રહેશે. એ ત્રણ વર્ષ દરમિયાન તેઓ માત્ર સ્થાનિક સ્વરાજ સંસ્થાનાં કાર્યો જ અદા કરશે એટલું જ નહિ. પરંતુ તે ઉપરાંત તેઓ અમુક ફોજદારી અને દીવાની કેસો ચલાવવાનાં કાર્યો પણ બજાવશે. આ વિધેયકની જોગવાઈનો સારાંશ એ જ છે.

હવે, માનનીય મંત્રીને હું પૂછવા માગું છું એ પહેલો પ્રશ્ન આ છે : શું તેમની એવી ધારણા છે કે પુખ્ત મતાધિકારના ધોરણે ચૂંટાયેલા આ પાંચ સજજનો પાસે ન્યાયાધીશોની ફરજો અદા કરવા માટે પૂરતી ન્યાયિક તાલીમ હશે ખરી ? મહોદય, હું કહેવા માગું છું કે ન્યાયિક નિર્ણયો વિકસિત ચુકાદો માગી લે છે. તેવા નિર્ણયો વિપુલ પ્રમાણમાં કાનૂની જ્ઞાન માગી લે છે (હસાહસ). આમાં હસવા જેવું શું છે ? કારણ કે આ એક ગંભીર બાબત છે. આ અંગે સહેજ વિચારણા કરો. આઈ.સી.એસ.ના સભ્યો ઉચ્ચ ન્યાયાલયમાં કે ન્યાયતંત્રમાં તેમના માટે અમુક જગ્યાઓ અનામત

રાખવાની માગણી કરે છે ત્યારે આપણે સૌ ભારે ઉત્સુકતા દેખાડીએ છીએ. આપણા વિરોધનું કારણ શું છે ? જો મેં વિરોધ સાચી રીતે સમજી લીધો હોય તો તે આ છે કે જેમણે આઈ.સી.એસ. પરીક્ષા પાસ કરી હોય તેવા સજજનો પાસે ન્યાયિક તાલીમ નથી હોતી અને ન્યાયિક તાલીમ ન હોવાથી આપણે તેઓને ન્યાયિક સત્તા સોંપી શકતા નથી. વિરોધનું મુખ્ય કારણ એ છે. તેઓને માત્ર ન્યાય જોઈએ છે એટલું જ નહિ બલકે તેઓને એવા ન્યાયાધીશો જોઈએ છે જેઓ પોતાની ફરજો બજાવવામાં સક્ષમ હોય. હવે, હું માનનીય મંત્રીને પૂછું છું કે જે વસ્તી અભણ હોય, જે વસ્તી અજ્ઞાનમાં ડૂબેલી હોય, જે વસ્તીને ગળથૂથીમાં વહેમ મળ્યો હોય તે વસ્તી એવા પાંચ સજજનો પેદા કરી શકે ખરી કે જેમને ન્યાયાધીશોની ફરજો અદા કરવાની કામગીરી સોંપી શકાય ?

શ્રી. એમ. એમ. કારભારી : શું એ બાબતમાં આપણી સ્થિતિ એટલી બધી ખરાબ છે ?

**ડૉ. બી. આર. આંબેડકર :** મને ખબર નથી. આપણે એ મુદ્દા પર મતભેદ હોઈ શકે છે, પરંતુ એ મારી દલીલ છે અને ધારો કે આ સજજનો પાસે જરૂરી કાનૂની તાલીમ હોવી જોઈએ એ વાતને જરૂરી ગણીએ નહિ તો પણ મને લાગે છે કે આપણે કમસેકમ એટલી તો અપેક્ષા રાખવી જ જોઈએ કે તેમની પાસે અધિકારના, ફરજના, નીતિન્યાયના અને શુદ્ધ અંતઃકરણના યોગ્ય વિચારો તો હોવા જોઈએ. જે વસ્તી જ્ઞાતિના વાડાસીમાડામાં બંધિયાર થયેલી હોય, જે વસ્તી પ્રાચીન પૂર્વગ્રહોથી રોગગ્રસ્ત થયેલી હોય, જે વસ્તી દરજ્જાની સમાનતાને ચીરીફાડીને ફેંકી દેતી હોય અને જીવનની ઊંચનીચની શ્રેણીઓથી પ્રભાવિત થયેલી હોય, જે વસ્તી એમ વિચારતી હોય કે અમુક ઊંચા છે, અમુક નીચા છે–તો તેવી વસ્તી પાસેથી તદ્દન સાદો સીધો ન્યાય પણ આપી શકવા માટે સાચા વિચારો હોય એવી અપેક્ષા કઈ રીતે રાખી શકાય ? મહોદય, હું એ દરખાસ્તનો ઇનકાર કરું છું અને હું કહું છું કે આવા પંચોના હવાલે અમે અમારી જિંદગી, અમારી સ્વતંત્રતા અને અમારી મિલકત સોંપી દઈએ એવી અમારી પાસેથી આશા રાખવી ઉચિત નથી.

આ ગૃહ સમક્ષ હું મૂકવા માગીશ તેવી બીજી દરખાસ્ત આ છે : આ પંચાયત ન્યાયાધીશોની નિષ્પક્ષ સંસ્થા બની શકશે એવી આશા રાખવી શું શક્ય છે ? ચાલો

આપણે જેવી છે તેવી હકીકતોની વિચારણા કરીએ. મને ખાતરી છે કે આ ગૃહના કોઈ પણ માનનીય સભ્ય એ વાતનો ઈનકાર નહિ કરી શકે કે એવાં ઘણાં ઓછાં ગામો હશે જે પક્ષાપક્ષીના ઝઘડાથી વેતરાઈ ગયાં નહિ હોય. બ્રાહ્મણો અને અબ્રાહ્મણોના ઝઘડા ચાલુ જ છે.

**દીવાન બહાદુર ડી. આર. પાટિલ:** અને એવા ઝઘડા તો સદાય ચાલ્યા જ કરવાના.

**ડૉ. બી. આર. આંબેડકર :** જો એવું જ ચાલ્યા કરવાનું હોય તો તો એ તમારા માટે બદતર ગણાશે. મહોદય, હું કહું છું કે બ્રાહ્મણો અને અબ્રાહ્મણો વચ્ચે ઝઘડા છે જ અને મને લાગે છે કે મારા સૂચન પર માનનીય સભ્ય રાવ બહાદુર હસી રહ્યા છે એ હકીકત જોતાં તેમના પોતાના જ જિલ્લા સતારાનું હું જે જાણું છું તેવું એક બહુ સરસ દૃષ્ટાંત ટાંકી બતાવું. મને યાદ છે કે એક સમયે સતારા જિલ્લાના અમુક ગામમાં બ્રાહ્મણો અને અબ્રાહ્મણો વચ્ચેનો ઝઘડો એટલે સુધી વધી ગયો કે અબ્રાહ્મણોએ બ્રાહ્મણોનો સંપૂર્ણ બહિષ્કાર જાહેર કરી દીધો. તેઓની હજામત કરવા માટે એક હજામ તેમને મળી શકતો નહિ. તેમને રોજબરોજની ચીજવસ્તુઓ વેચનાર ગામનો વાણિયો પણ તેમને મળી શકતો નહિ. તેમના માટે કોઈ પણ જાતની સેવા આપવા કોઈ પણ માણસ મળી શકતો નહિ. બ્રાહ્મણોએ દાઢી ઉગાડવી પડતી અથવા તો હજામત કરાવવા સાત માઈલ ચાલીને સતારા જવું પડતું. એટલે, દલિતો અને બ્રાહ્મણો વચ્ચે ઝઘડા થાય જ છે.

**એક માનનીય સભ્ય :** હવે એ ઝઘડા તો ખતમ થઈ ગયા છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** કમનસીબે, એ ઝઘડા પૂરા થઈ જવાનું તો દૂર રહ્યું પરંતુ તેવા ઝઘડા તો હવે રોજેરોજની બાબત બની ગયા છે. માત્ર ખુદ હિંદુઓ વચ્ચે જ ઝઘડા થાય છે એવું નથી પણ હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે પણ ઝઘડા થાય છે અને આવા ઝઘડાનું સાધારણ મહત્ત્વ નથી, એવા ઝઘડા ગંભીર હોય છે. હું એમ ઈચ્છું છું કે માનનીય મંત્રી અને ગૃહ એ બાબત અંગે વિચારણા કરે કે આવી જાતના વાતાવરણમાં ચૂંટાયેલી પંચાયત, જુદી જુદી જ્ઞાતિઓના માણસો અને જુદી જુદી ધાર્મિક માન્યતાઓ ધરાવતા માણસો વચ્ચે ન્યાયનું વિતરણ કરવા માટે પૂરતી નિષ્પક્ષ રહેશે

ખરી કે કેમ ? હું કહું છું કે આ એક એવી દરખાસ્ત છે જેના પર ગૃહે અને માનનીય મંત્રીએ ગંભીરતાપૂર્વક વિચારણા કરવી જોઈએ.

બીજો પ્રશ્ન જે હું પૂછવા માગું છું તે આ છે. માનનીય મંત્રી જે ન્યાયતંત્રને અસ્તિત્વમાં લાવવાની અપેક્ષા રાખે છે તે એક સ્વતંત્ર ન્યાયતંત્ર હશે ખરું ? મહોદય, દરખાસ્ત શી છે ? તેમની દરખાસ્ત એ છે કે ન્યાયતંત્રને ચૂંટવામાં આવશે, કારણ કે પંચાયત માટે જોગવાઈઓનો જે અર્થ થાય છે તે એ જ છે. જે પંચાયત ન્યાયનો વહીવટ કરવાની છે તે પંચાયત ગામની પુખ્ત વયની વસ્તી દ્વારા ચૂંટાયેલી રહેશે. હું માનનીય મંત્રીને પૂછવા માગું છું કે શું તેઓ એમ માને છે કે જે ન્યાયાધીશને પોતાની જાતને આમ જનતાના લોકોના મતાધિકારને હવાલે કરવાની હોય તે ન્યાયાધીશ ન્યાય આપતાં પહેલાં બે વાર નહિ વિચારે ? શું ન્યાય આપતી વખતે ન્યાયાધીશ એમ નહિ વિચારે કે તેઓ મતદારની લાગણીને ઠેસ પહોંચાડી રહ્યા છે ? [illegible] હિન્દુ-મુસ્લિમનું રમખાણ થયું; ધારો કે કોઈ મુસ્લિમને, પંચાયત દ્વારા ચલાવી શકાય તેવા [illegible] પંચાયત સમક્ષ લાવવામાં આવે; ધારો કે પંચાયત [illegible] હિન્દુ સભ્ય [illegible] કે મુસ્લિમના પક્ષે ન્યાય રહેલો હતો. તો શું માનનીય [illegible] એમ વિચારે છે કે આ સજ્જન જેમને થોડાક મહિનાના કે એક વર્ષના [illegible] પોતાની જાતને ચૂંટણીના હવાલે કરી દેવાની હોય તેઓ એમ વિચારશે [illegible] પોતાનો હોદ્દો જાળવી રાખવા કરતાં બહેતર એ ગણાશે કે તેમણે મુસ્લિમને ન્યાય [illegible] તેમ કરવું જોઈએ ? તે સજ્જન શું કરશે ?

**દીવાન બહાદુર ડી. આર. પાટિલ :** રમખાણનો કેસ પંચાયત દ્વારા ચલાવી શકાતો નથી.

ડૉ. બી. આર. આંબેડકર : હું તો એક દાખલો જ આપું છું. તેવું બીજા કોઈ ગુના માટે પણ બને.......

મહોદય, એવું મેં કદીય ક્યારેય જોયું નથી કે ન્યાયતંત્ર ચૂંટવામાં આવતું હોય. જ્યાં ન્યાયતંત્રને ચૂંટવામાં આવતું હોવાની આપણને ખબર છે તેવો એક માત્ર દેશ છે અમેરિકા અને તમને ખબર છે કે તેના પરિણામે સમગ્ર અમેરિકન રાષ્ટ્ર જૂથમાં ન્યાયાધીશોની અપકીર્તિ થવા પામી છે અને ન્યાય તો નામમાત્રનો જ રહ્યો છે એટલું જ નહિ ન્યાય તો ભ્રષ્ટાચારનો પર્યાય બની ગયો છે. મને ખાતરી છે કે આપણે એ

અખતરાનો પ્રયોગ આપણા પર કરીએ એવું મારા માનનીય મિત્ર નથી ઈચ્છતા. આ જોતાં અને હું ગૃહના સમય પર વધુ પડતું અતિક્રમણ કરવા નથી માગતો એ કારણે મારે તરત એ કહેવું જોઈએ કે તાત્પર્યની દૃષ્ટિએ જોતાં જે એક ચુંટાયેલું ન્યાયતંત્ર છે તેવી પંચાયતને દીવાની અને ફોજદારી એમ બંને પ્રકારની ન્યાયિક સત્તાઓ સોંપવી જોઈએ એવા આ વિધાયકના બીજા ભાગમાં જણાવેલ સિદ્ધાંત હું સ્વીકારી શકતો નથી. મહોદય, આ ઇલાકામાં જે કંઈ ચાલી રહ્યું છે તે કામકાજ હું જોતો આવ્યો છું અને ખાસ કરીને દલિતોને માથે જે વીતી રહ્યું છે તે જોતાં મારે કહેવું જ રહ્યું કે અમારે નિસ્બત છે તેટલા પૂરતું ન્યાયિક કામકાજનો વહીવટ પંચાયત દ્વારા કરાય તેની તો અમે કયારેય સંમતિ આપી શકીએ નહિ. અમારી સ્થિતિ તો એક અત્યંત વિચિત્ર કહી શકાય એવી અને જો હું એમ કહું તોય ચાલે કે અત્યંત દયાજનક છે. અમે તો સમાજનો એક નાનો વિભાગ છીએ જે ગામના કોક ખૂણે પડી રહે છે. અમને ગ્રામ સમુદાયના એક અવિભાજય અંગ તરીકે ગણવામાં આવતા નથી. જોકે અમે ગામમાં જ રહીએ છીએ તેમ છતાં અમે પરાયાં-અજાણ્યાં માણસો તરીકે જીવીએ છીએ અને બાકી રહેલો આખો સમાજ અમારી પ્રગતિને ભારે ઈર્ષ્યાની નજરે જોતો હોય છે. મારા માનનીય મિત્ર શ્રી કામત એમનું માથું હલાવે છે અને તેથી હું માનું છું કે મારે નહોતું કરવું જોઈતું તે છતાં રાજય સમિતિના અહેવાલમાંથી મારે એમને વાંચી સંભળાવવું જોઈએ. એ સમિતિના અહેવાલના ફકરા ૧૦૨માં ગામડાંમાં દલિતોની હાલત લંબાણપૂર્વક વર્ણવવામાં આવી છે. સમિતિ શું કહે છે તે જુઓ : "જો કે અમે તમામ જાહેર ઉપયોગિતાના અધિકારો દલિતોને મળે તે સુનિશ્ચિત કરવા અંગે જુદા જુદા ઉપાયોની ભલામણ કરી છે તેમ છતાં અમને ડર છે કે દલિતો તેમના આવા અધિકારોનો ઉપયોગ કરે તો આગામી લાંબા સમય સુધી તેમના માર્ગમાં મુશ્કેલીઓ ખડી થશે. પહેલી મુશ્કેલી છે રૂઢિચુસ્ત વર્ગો દ્વારા તેમની વિરુદ્ધ થનારી ખુલ્લી હિંસા. એ નોંધવું જોઈએ કે દલિતો દરેક ગામમાં એક નાની લઘુમતીમાં હોય છે અને તેમની સામેના એક વિરોધ તરીકે રૂઢિચુસ્તોની ભારે બહુમતી હોય છે. જેઓ દલિતો દ્વારા થનારા કોઈ પણ પ્રકારના આક્રમણમાંથી કોઈ પણ ભોગે પોતાના હિત અને ગૌરવની રક્ષા કરવા માટે કમર કસીને તૈયાર બેઠા હોય છે. પોલીસ દ્વારા ફોજદારી કેસ મંડાવાના ભયને લીધે રૂઢિચુસ્ત વર્ગો દ્વારા હિંસાના ઉપયોગ પર અંકુશ મુકાઈ ગયો છે અને એના પરિણામે આવા કેસો જૂજ થઈ ગયા છે.

"બીજી મુશ્કેલી, દલિતો આજે જે સ્થિતિમાં મુકાઈ ગયા હોવાનું જણાય છે તે આર્થિક સ્થિતિમાંથી ઉપસ્થિત થાય છે. ઇલાકાના મોટા ભાગના વિસ્તારોમાં દલિતો આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર નથી. કેટલાક દલિતો રૂઢિચુસ્ત વર્ગોની જમીનો તેમના મરજી મુજબના ગણોતિયાઓ તરીકે ખેડતા હોય છે. બીજા કેટલાક દલિતો રૂઢિચુસ્ત વર્ગો દ્વારા ખેતમજૂરો તરીકે કામે રખાયા હોઈ તેમાંથી મળતી આજીવિકાના આધારે જીવનનિર્વાહ કરતા હોય છે અને બાકી રહ્યા તે દલિતો ગ્રામસેવકો તરીકે તેઓ રૂઢિચુસ્ત વર્ગોની નોકરી કરતા હોય તેના બદલામાં રૂઢિચુસ્ત વર્ગો તેમને જે ખોરાક કે અનાજ આપે તેના પર નભતા હોય છે. આપણે એવા અસંખ્ય બનાવો બનતા સાંભળ્યા છે કે જ્યાં રૂઢિચુસ્ત વર્ગોએ પોતાની આર્થિક શક્તિનો ઉપયોગ પોતાનાં ગામડાંમાં દલિતોએ જ્યારે પોતાના અધિકારોનો ઉપયોગ કરવાની હિંમત કરી હોય ત્યારે એવા દલિતો સામેના એક હથિયાર તરીકે કર્યો હોય, દલિતોને તેમની જમીન પરથી કાઢી મૂકયા હોય અને ગ્રામ સેવકો તરીકેની તેમની નોકરી બંધ કરી દીધી હોય અને તેમનું મહેનતાણું અટકાવી દીધું હોય. આ જાતનો બહિષ્કાર ઘણી વાર એવા વિસ્તૃત ધોરણે આયોજિત કરવામાં આવતો હોય છે કે તેવા બહિષ્કારમાં દલિતોને સર્વસામાન્ય ધોરણે વપરાતા રસ્તાનો ઉપયોગ કરવામાંથી અટકાવી દેવા અને ગામડાના વાણિયા દ્વારા વેચવામાં આવતી જીવન-જરૂરીયાતની ચીજવસ્તુઓ બંધ કરી દેવાનો સમાવેશ થાય છે. જે પુરાવો મળે છે તે અનુસાર એમ કહી શકાય કે કોકવાર તો નજીવાં કારણો દલિતો વિરૂધ્ધનો સામાજિક બહિષ્કાર જાહેર કરી દેવા માટેનાં પૂરતાં કારણો બની જાય છે. વારંવાર તો એવું જોવામાં આવે છે કે દલિતો દ્વારા સર્વસામાન્ય કૂવાનો ઉપયોગ કરવાના તેમના અધિકારનો ઉપયોગ કરવામાં આવતાં આવો બહિષ્કાર કરવામાં આવતો હોય છે. પરંતુ એવાય પ્રસંગો છે જેને કોઈ પણ રીતે ભાગ્યે જ બનતા ન કહી શકાય કે જ્યાં દલિતે જનોઈ પહેરી હોય, જમીનનો ટુકડો ખરીદ્યો હોય, સારાં કપડાં કે ઘરેણાં પહેર્યાં હોય અથવા વરરાજાને ઘોડા પર બેસાડીને જાહેર રસ્તે થઈને લગ્નનો વરઘોડો કાઢ્યો હોય માત્ર એવા સાદા કારણસર સખત બહિષ્કાર જાહેર કરી દીધો હોય."

તો મહોદય, અમારી એવી સ્થિતિ છે. એક રીતે કહીએ તો અમે ઘેરાયેલા લોકો છીએ, અને હું, અમારા હેતુઓ અને ઉદ્દેશોને મારી નાખવાનું જેમણે કાયમને માટે એક વ્યવસ્થિત કાવતરૂં કર્યું હોય તેવા લોકોના હાથમાં દીવાની અને ફોજદારી એમ

બંને પ્રકારની આટલી બધી ન્યાયિક સત્તા સોંપાય તેવું થવા નહિ દઉં અને હું તે અંગે સંમતિ આપી શકું નહિ.

એક માનનીય સભ્ય : ના, ના.

**ડૉ.બી.આર.આંબેડકર :** હું માનનીય મંત્રીના અંતર્ગત હેતુ પ્રત્યે સંપૂર્ણ રીતે સહાનુભૂતિ ધરાવું છું. જો હું એમને સાચા અર્થમાં સમજી શક્યો હોઉં તો તેઓ જે કંઈ કરવા માગે છે તે એ છે કે ગ્રામવાસીઓને ન્યાય સસ્તા દરે મળવો જોઈએ અને તેઓ એ ન્યાયને સરળતાથી પ્રાપ્ત કરે એમ થવું જોઈએ. હું માનું છું કે તેમણે આ વિધેયકમાં કરેલી ન્યાયિક જોગવાઈઓ પાછળનો અંતર્ગત હેતુ એ જ છે. જો એમ હોય તો હું માનું છું કે એમ કરવાની એક બીજી વધુ સારી રીત છે. ગ્રામ પંચાયતોને ન્યાયિક સત્તાઓ આપવી જરૂરી નથી. આપણી પાસે નગરોમાં આપણે જેને માનદ બેન્ચ મેજિસ્ટ્રેટો કહીએ છીએ તેનું અસ્તિત્વ છે જ. એ પદ્ધતિને વિસ્તારવાનું સંપૂર્ણ રીતે શક્ય બનવું જોઈએ કે જેથી કરીને આપણે દરેક જિલ્લાને, અનુકૂળતાને માફક આવે તે રીતે, બે કે ત્રણ માઈલના વિસ્તાર સુધી ફેલાયેલાં ન્યાયિક વર્તુળોમાં વિભાજિત કરી શકીએ અને સરકાર તે વર્તુળમાં ન્યાયિક કાર્યો બજાવવા માટે ત્રણ કે વધુ વ્યકિતઓ નિયુક્ત કરે–" નિયુક્ત કરે" એ શબ્દો પર હું ભાર મૂકું છું. આ ત્રણ સજજનો એક દિવસ ફોજદારી કેસો ચલાવવા માટે મેજિસ્ટ્રેટો તરીકે બેસે અને બીજા દિવસે તેઓ દીવાની કેસો ચલાવવા માટે સિવિલ જજ તરીકે બેસે. આ રીતે તમે સસ્તો ન્યાય, સરળ ન્યાય પ્રાપ્ત કરી શકશો અને સાથોસાથ તમે એક એવું ન્યાયતંત્ર પામી શકશો કે જે સ્થાનિક લાગવગથી સ્વતંત્ર હશે, એક એવું ન્યાયતંત્ર કે જે ચૂંટણી પદ્ધતિના ગેરફાયદાથી મુક્ત હશે. મહોદય, મને લાગે છે કે આટલાથી આ કેસની જરૂરિયાતો સંતોષાશે. ગમે તેમ પણ મારે એ સીધેસીધું કહી દેવું જોઈએ કે જો માનનીય મંત્રી એવો આગ્રહ રાખે કે આ વિધેયક તેમાં કરેલાં તમામ જોગવાઈઓ ખાસ કરીને એ જોગવાઈઓ જેમને તેઓ સિદ્ધાંતોની બાબતો તરીકે ગણે છે તે સહિત જેમ છે તેમ જ રજૂ કરવું જોઈએ. તો મારે કહેવું જ રહ્યું કે હું આ વિધેયકનો વિરોધ કરીશ (હર્ષનાદ).

● ● ●

નામે સામાન્ય અર્થમાં જણાવવાનું પસંદ કરે છે. મારા માનનીય મિત્ર શ્રી. મીઠા એક ડગલું આગળ વધ્યા છે અને એમણે જણાવ્યું છે કે એમ કરવામાં કલેક્ટરે મુસ્લિમોને અને દલિતોને ખાસ યાદ રાખવા.

મહોદય, મને એ નથી સમજાતું કે જે માનનીય સભ્યો સામાન્ય અર્થમાંના આ સુધારાને સ્વીકારતા હોય તેઓએ એ સુધારાને અમુક તમુક લઘુમતીને લાગુ પાડી શકાય તેમ કરવા સામે શા માટે વિરોધ કરવો જોઈએ. આ પ્રાંતમાં લઘુમતીઓ છે અને માનનીય મંત્રીના પરંતુકનો આશય આ લઘુમતીઓનાં હિતનું રક્ષણ કરવાનો છે. એવું તેઓ માને છે કે તેઓ નથી માનતા ?

જો લઘુમતીઓ હોય જ તો પછી એ લઘુમતીઓને એ કલમમાં ખાસ નામથી જણાવવામાં આવે તો એમાં હાનિ શી છે ? જો સામાન્ય સુધારો સ્વીકારવામાં આવે કે લઘુમતીઓનું રક્ષણ કરવું જ જોઈએ અને જો આપણે આ ઇલાકામાંના કામકાજ અંગેના આપણા સામાન્ય જ્ઞાનથી જાણતા હોઈએ કે દરેક ગામમાં જો બીજી કોઈ લઘુમતીઓ ન હોય તો પણ દલિતો અને મુસ્લિમો તો ચોક્કસ હોય જ, તો પછી મને એ જરાય સમજાતું નથી કે જો આ અમુક ખાસ લઘુમતીઓનો ખુદ કલમમાં જ ઉલ્લેખ કરવામાં આવે તો તે સામે શો વાંધો હોઈ શકે ? કાં તો આપણે પ્રામાણિક થઈએ અને કહી દઈએ કે અમારે એ નથી જોવાનું કે શા માટે ખાસ અધિકારો અને ખાસ રક્ષણ આપતી આવી કોઈ કલમ જરૂરી છે. અથવા તો આપણે એ કબૂલ કરવું જોઈએ કે એવી કોમો છે જ જેમને ખાસ રક્ષણ આપવું જરૂરી છે અને જો આપણે જે કરવા માગતા હોઈએ એ સાચા અર્થમાં જ હોય તો ચાલો આપણે જે કોમને રક્ષણ આપવું જરૂરી હોય તે કોમને નિર્દિષ્ટ કરીએ.

**રાવબહાદુર જી. કે. ચિતળે :** એ રક્ષણ કયું ?

**ડૉ. બી.આર. આંબેડકર :** પરિસ્થિતિ જે છે તેને પહોંચી વળવામાં જો આપણે પ્રામાણિક હોઈએ તો અધકચરાં પગલાં ભરીને અડધે રસ્તે વિશ્રામસ્થળ શોધી ન જ લેવું જોઈએ.

મહોદય, છેલ્લા વક્તા માનનીય સભ્ય રાવબહાદુર ચિતળેએ બે દરખાસ્તો અંગે આગ્રહભરી વિનંતી કરી. સૌ પ્રથમ, તેમણે કહ્યું કે મારા માનનીય મિત્ર શ્રી. મીઠાએ

૨૨

# ગ્રામ પંચાયત વિધેયક અંગે : ૨
# પંચાયતોમાં દલિતોની નિયુક્તિ

ડૉ.બી.આર.આંબેડકર : પ્રમુખશ્રી, હું આ વિધેયકનો હવાલો ધરાવતા માનનીય મંત્રીને આ ઈલાકાની બે મોટી લઘુમતીઓને કંઈક ન્યાય આપવાના ઉદ્દેશવાળો આ સુધારો જો કે મોડેથી લવાયો હોવા છતાં, લાવવા બદલ અભિનંદન આપું છું. હું મંત્રીનો આભારી છું એ રીતે મને લાગે છે કે મારે મારા માનનીય મિત્ર શ્રી. મીઠાના સુધારાને ટેકો આપવો જ જોઈએ. માનનીય સ્થાનિક સ્વરાજ મંત્રી અને સામેની વિરોધ પાટલી પર બેઠેલા મારા માનનીય મિત્રો વચ્ચે હું આવ્યો તે પહેલાં આ ગૃહ સમક્ષ શું પસાર થઈ ગયું તેની મને ખબર નથી. પરંતુ હું સમજું છું કે સ્થાનિક સ્વરાજના માનનીય મંત્રીએ જે શબ્દોમાં ગૂંથીને રજૂ કર્યો છે એ સુધારા સામે તેઓને વાંધો નથી અને એ સુધારો જે શબ્દોમાં તેમણે તેની દરખાસ્ત કરી છે તે સુધારો હોય તો વિરોધ પક્ષ વધુ રડારોળ કર્યા વિના તે સ્વીકારી લેશે.

હવે મહોદય, જો પરિસ્થિતિ એવી જ હોય તો મને એ નથી સમજાતું કે વિરોધ પક્ષના માનનીય સભ્યોને મારા માનનીય મિત્ર શ્રી. મીઠાએ રજૂ કરેલા સુધારાનો સ્વીકાર કરવામાં શી મુશ્કેલી નડે છે. મહોદય, માનનીય મંત્રી અને મારા મિત્ર શ્રી મીઠાની પરિસ્થિતિ હું સમજું છું ત્યાં સુધી મને જે જણાય છે તે તફાવત બહુ નાના પ્રકારનો છે. સ્થાનિક સ્વરાજના માનનીય મંત્રીએ તેમનો સુધારો સામાન્ય અર્થમાં જણાવ્યો છે. ગ્રામ બેન્ચમાં લઘુમતી કોમોના સભ્યોની નિમણૂક માટેની જોગવાઈ કરવામાં પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવાની બાબતમાં તેઓ જવાબદારી કલેકટરના માથે નાખવા માગે છે. તેઓ એ જવાબદારી લઘુમતીઓ ગમે તે હોય તો પણ તેમના

રજૂ કરેલો સુધારો સ્વીકારવામાં આપણે કાનૂનને વિકૃત કરી નાખીશું. મહોદય, હું મારા માનનીય મિત્રને યાદ અપાવવા માગું છું કે આ હાયપીટ બહુ મોડી છે. આપણે સંવિધાન આ પ્રાંત માટે નથી રાખવાનું કે તે પ્રાંત માટે પણ નથી રાખવાનું, બલકે આપણે સંવિધાન આખા ભારત માટે રાખવાનું છે, જેમાં આ સિદ્ધાંતને આપણે માનીએ છીએ એટલા જ સ્પષ્ટ શબ્દોમાં માન્ય રાખવામાં આવ્યો હોય.

માનનીય સભ્યો : "વાહ, વાહ, સાંભળો, સાંભળો !"

**ડૉ. બી. આર. આંબેડકર :** બહુ મોડું થઈ ગયું છે. મારા માનનીય મિત્રે આ ગૃહમાં જે દલીલ અંગે આગ્રહપૂર્વક વિનંતી કરી છે તે જ દલીલ ગોળમેજી પરિષદમાં બેઠેલા ઘણા મહારથીઓએ ભારપૂર્વક રજૂ કરી છે અને મહોદય, આપણે જાણીએ છીએ કે તેઓ દુઃખી થઈ ગયા, તેઓ માત્ર દુઃખી થઈ ગયા એટલું જ નહિ પણ આખરે તેઓએ લગભગ સંવિધાનના ભાંગીને ભૂકા કાઢી નાખ્યા. જો હું મારા અંગત અનુભવના આધારે બોલતો હોઉં તો, જો ગોળમેજી પરિષદમાં જેના કારણે હોનારત સર્જાઈ તે કંઈ હોય તો તે આ મહારથીઓનું શૈક્ષણિક વલણ જ.

મહોદય, ભારત એ યુરોપ નથી. ઈંગ્લૅન્ડ એ ભારત નથી. ઈંગ્લૅન્ડને જ્ઞાતિપ્રથાની ખબર નથી. આપણને છે. પરિણામે જે પ્રકારની રાજકીય વ્યવસ્થા ઈંગ્લૅન્ડને માફક આવે તે આપણને કદી માફક ન આવે. આપણે એ હકીકતને ઓળખી લેવી જોઈએ અને મહોદય, હું તો એક કદમ હજી આગળ જઈશ અને કહીશ કે ભારતીય રાજકારણના બીજા અભ્યાસીઓ ગમે તે કહે પણ હું તો એ દરખાસ્તને વળગી રહું છું કે જે આવનાર છે તે ભારતીય સંવિધાનમાં કોઈ પણ સારું તત્ત્વ જો હોય તો તે આ જ કોમી પ્રતિનિધિત્વનો સિદ્ધાંત જ છે.

**માનનીય સભ્યો :** "વાહ, વાહ, સાંભળો, સાંભળો !"

**ડૉ. બી. આર. આંબેડકર :** હું જે કહું છું એની મને શરમ નથી. હું જાણું છું અને હું કહું છું કે ભારતના સંવિધાનનો એ એક સર્વોત્તમ ભાગ બની રહેવાનો છે. મતપેટી પાસે જવાનો જ કેવળ અધિકાર અને મારો પ્રતિનિધિ કોણ છે તેનું અજ્ઞાન અથવા જો કોઈ પ્રતિનિધિ હોય જ તો તે મારું પ્રતિનિધિત્વ કરે છે કે કેમ તેવું બધું અમે નથી માગતા, હું નથી માગતો. હું તો એક એવી પદ્ધતિ માગું છું જેમાં મતપેટી

પાસે જવાનો કેવળ મને અધિકાર હોય એટલું જ નહિ, પરંતુ મારો એ પણ અધિકાર રહેશે કે મારા પોતાના વર્ગના માણસોનું એક એવું જૂથ હોય કે જેઓ ગૃહની અંદર હોય અને બાબતો અંગે માત્ર ચર્ચા જ કરતા હોય એવું નહિ, મુદ્દાઓ અંગે નિર્ણય કરવામાં ભાગ પણ લેતા હોય. તેથી, હું કહું છું કે કોમી પ્રતિનિધિત્વ એ દુષ્ટ વસ્તુ નથી. એ ઝેર નથી, એ તો એક સર્વશ્રેષ્ઠ વ્યવસ્થા છે જે આ દેશમાંના જુદા જુદા વર્ગોની સુરક્ષા અને સલામતી માટે કરી શકાય. હું એને સંવિધાનને વિકૃત કરનારી બાબત નથી કહેતો. હું કહું છું કે એ તો ...........

**ડૉ. કે. એમ. મુનશી :** સુશોભન છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** હા, સંવિધાનનું સુશોભન. તો મારા માનનીય મિત્ર પૂછે છે કે શું આપણે ન્યાયતંત્રમાં આ સિદ્ધાંતનો સ્વીકાર કરવો જોઈએ ? અચ્છા, જો મારા માનનીય મિત્ર મને એની ખાતરી કરાવે કે હાલનું ન્યાયતંત્ર તેના કોમી પક્ષપાત વગરનું નથી, તો બ્રાહ્મણ ન્યાયાધીશ, જ્યારે એ બ્રાહ્મણ પ્રતિવાદી અને બ્રાહ્મણ વાદી વચ્ચેના મુદ્દા અંગે ન્યાયનિર્ણય કરવા બેસે છે ત્યારે એ માત્ર ન્યાયાધીશ તરીકે જ નિર્ણય કરે છે અને હું કદાચ તેમની દરખાસ્ત અનુકૂળતાભરી રીતે વિચારવાની વૃત્તિ ધરાવી શકું, પરંતુ મને ખબર છે આપણી પાસે કેવા પ્રકારનું ન્યાયતંત્ર છે. જો મારા માનનીય મિત્રને અને આ ગૃહને ધીરજ હોય, તો હું આવી કેટલીય વાતોનો દોર છૂટો મૂકી શકું છું જ્યાં મારી જાણ મુજબ ન્યાયતંત્રે પોતાની સ્થિતિનો દુરુપયોગ કર્યો હોય અને અધમ ઉપયોગ કર્યો હોય.

(માનનીય સભ્યો : ઓહ ! ઓહ !)

જેમને ગ્રામજનો કહેવામાં આવે છે, એવા લોકો જેઓ લોહીની સગાઈથી બંધાયેલા હોય, પરસ્પર સગાસંબંધીનાં બંધનથી જકડાયેલા હોય એવા લોકો, તેમને જ્યારે રાજકીય અને ન્યાયિક સત્તા મળશે ત્યારે તે સત્તાનો ઉપયોગ તેઓ બીજા વર્ગોને કચડી નાખવા માટે કરશે એની આપણને ખાતરી નહિ હોવાના કારણે આપણે આ જોગવાઈ માગીએ છીએ. મહોદય, મને એમાં જરાય શંકા નથી કે સંવિધાનમાં આપણે કરી શકીએ એવી આ એક સર્વશ્રેષ્ઠ જોગવાઈ છે અને હું મારા માનનીય મિત્ર શ્રી મીઠાના સુધારાને મારા પૂરા અને સાચા હૃદયથી ટેકો આપું છું.

• • •

**રાવબહાદુર આર.આર. કાળે :** તો પછી મહોદય, આ ઈલાકાના ન્યાયતંત્ર અંગે મારા માનનીય મિત્ર ડૉ. આંબેડકરની વિશેષનોંધનો હું વિરોધ કરું જ છું. આપણા ન્યાયતંત્રને લગતી બાબતો જ્યારે પ્રિવી કાઉન્સિલ સમક્ષ ગઈ ત્યારે તે ટ્રિબ્યુનલે પણ જેને અદ્વિતીય તરીકે જાહેર કર્યું તે ન્યાયતંત્રની સંનિષ્ઠા અને નિખાલસતા અંગે તેમણે શંકા કરી છે એમ તેઓને કહેતા સાંભળીને મને ખરેખર દુઃખ થયું છે. દેશમાંની સર્વોચ્ચ ટ્રિબ્યુનલ પ્રિવી કાઉન્સિલે પોતાના ચુકાદાઓમાં વખતોવખત આપણા ન્યાયતંત્રને સમગ્ર વિશ્વમાંના શ્રેષ્ઠ ન્યાયતંત્ર તરીકે ઠરાવ્યું છે.

એક માનનીય સભ્ય : સમગ્ર વિશ્વમાં ?

**રાવબહાદુર આર.આર. કાળે :** હા, સમગ્ર વિશ્વમાં મારો મુદ્દો એ છે કે ન્યાયતંત્ર પર કોમી વિચારણાઓની લાગવગ ચાલે છે એમ કહેવું એ ખરેખર એક ગંભીર બદનક્ષી છે. મારા માનનીય મિત્ર ડૉ.આંબેડકરે જ્યારે એમ કહ્યું કે "મને ખબર છે આપણી પાસે કેવા પ્રકારનું ન્યાયતંત્ર છે, કેસોનો નિકાલ કરવામાં તે કોમી વિચારણાઓથી દોરવાઈ જાય છે" ત્યારે એ સાંભળીને મને ખૂબ ખૂબ દુઃખ થયું.

**મૌલવી સર રફિયુદ્દીન એહમદ :** કોણ એવું બોલ્યું છે ?

**રાવ બહાદુર આર.આર.કાળે :** માનનીય સભ્ય ડૉ. આંબેડકરે એવું કહ્યું.

**મૌલવી સર રફિયુદ્દીન એહમદ :** તમારા સાળા, અને એક હિંદુ.

**રાવ બહાદુર આર.આર. કાળે :** "સાળા" કહીને તમે શું કહેવા માગો છો ? તેઓ મારા પિતા કે મારા પુત્ર પણ હોઈ શકે. આ ગૃહમાંની કોઈ પણ વ્યકિત આવો આરોપ મૂકે તે જ હું ખરેખર ધિક્કારૂં છું. તેઓ મારા સાળા કે મારા પિતા કે મારા પુત્ર હોઈ શકે છે. હું કહુ છું કે મને તેની પરવા નથી. વિશેષાધિકાર ધરાવતા આ સ્થળે સમગ્ર ન્યાયતંત્રની સંસ્થા પર આવું કલંક લગાડવામાં આવે ત્યારે મને ખરેખર લાગી આવે છે. ખાસ કરીને જ્યારે તેઓ પોતાનો બચાવ કરવા અહીં ઉપસ્થિત નથી ત્યારે મને એની ખબર નથી કે મારા માનનીય મિત્ર ડૉ. આંબેડકરને એવો કયો ન્યાયિક અનુભવ છે. તેઓને આનો થોડો એવો અનુભવ હશે પરંતુ મારા પક્ષે તો ૪૦ વર્ષ કરતાંય લાંબુ સમયનો અનુભવ પડેલો છે, અને ઉચ્ચ ન્યાયાલય

સહિત, ગૌણ ન્યાયાલયો સહિત, તદ્દન નીચલી ટ્રિબ્યુનલથી માંડીને સર્વોચ્ચ ટ્રિબ્યુનલ સુધી, જયારે કોઈ કેસ ન્યાયાધીશ સમક્ષ આવે ત્યારે તેમના નિર્ણયમાં કોઈ પણ પ્રકારનો કોમી પક્ષપાત હોય એવો એક પણ કિસ્સો મારી જાણમાં આવ્યો નથી એવું હું કહી શકું છું અને કહું જ છું. તેથી, મારા માનનીય મિત્રે રજૂ કરેલી દરખાસ્ત અંગે હું વિલંબ કરીશ જ. ડૉ.આંબેડકરની કક્ષાની સમજદારી ધરાવતા માણસોની મનોવૃત્તિ હું સમજી શકું છું. તેઓ શા માટે ગ્રામ બેન્ચમાં અમુક ચોક્કસ કોમનું પ્રતિનિધિત્વ માગે છે. એ તેઓનું માનસિક વલણ બતાવે છે.

**શ્રી. એલ.આર.ગોખલે** (પૂના શહેર) : માનનીય સભ્ય ડૉ.આંબેડકર અહીં હતા અને હું દિલગીર છું કે તેઓ ચાલ્યા ગયા છે........ આ માનનીય ગૃહમાં વિરોધ પાટલીઓ પરના માનનીય સભ્યોના મોઢા ઉપર જયારે ગૌણ ન્યાયાધીશો વિષે વાંકું બોલવામાં આવ્યું ત્યારે જેઓ ન્યાયતંત્રના છે તેવા વિરોધ પાટલીઓ પરના માનનીય સભ્યો એક પણ શબ્દ બોલ્યા નહિ એ જોઈને મને આશ્ચર્ય થાય છે.

**શ્રી બી.એસ.કામત :** હું આ મુદ્દા પર આવું તે પહેલાં મહોદય, મારે કહેવું જોઈએ કે આજની બપોર પછી જો તેમની સેવાઓની માગણી આ પ્રસંગ માટેના કોઈ વિશિષ્ટ હેતુ માટે કરવામાં આવી હતી કે કેમ અથવા તેઓ આ ગૃહમાં આવ્યા તે એક ખૂબ સુખદ સંયોગ હતો કે કેમ હકીકત શી હતી તેની સાથે મારે નિસ્બત નથી – મને લાગે જ છે કે સંસદીય પ્રથા જેવી છે તેવી તેને લક્ષમાં લેતાં, ગૃહમાંથી અલોપ થઈ જવું – ગૃહના બીજા પક્ષને સાંભળ્યા વગર ક્ષિતિજમાંથી આવતા ધૂમકેતુના આકસ્મિક હુમલાની જેમ ગૃહમાંથી પસાર થઈ જવું – એ વક્તા માટે ઉચિત ગણી શકાય નહિ. સમગ્ર રીતે આ કૃત્ય સંસદીય શિષ્ટાચારની વિરુદ્ધ અને ભાવનાની દ્રષ્ટિએ ખેલદિલીરહિત છે........



શનિવાર, ૧૧મી ફેબ્રુઆરી, ૧૯૩૩

રાવબહાદુર જી. કે. ચિતળે (અહમદનગર જિલ્લો) : (વ્યવસ્થાનો મુદ્દો ઉઠાવતાં) મહોદય, એક વર્ગ તરીકે બ્રાહ્મણ ન્યાયતંત્ર પરનો મારા માનનીય મિત્ર ડૉ.આંબેડકરનો ગઈ કાલનો હુમલો, આશરે ૧૨ વર્ષથી આ પરિષદો એવા અધિકારોનો ઉપયોગ કરતી આવી હોવા છતાં કોઈ પણ પરિષદની અંદર મને હજી સુધી જોવા મળ્યો ન હોય

એવો પ્રસંગ છે. આ સંજોગો હેઠળ, જો એક વર્ગની બદનક્ષી આ સંજોગો હેઠળ, જો એક વર્ગને બદનક્ષી કરવાની છૂટ હોય તો, મને લાગે છે કે આ પક્ષ બીજો પક્ષ એની નોંધ લે.

લઘુમતીઓમાંથી આવતા વ્યક્તિગત અધિકારીઓ પર હુમલો કરવાનો મુદ્દો લક્ષમાં રાખશે. તેથી, મને લાગે છે કે મહોદય, આ બાબતમાં સત્તાવાર નિર્ણય તદ્દન જરૂરી છે કારણ કે જેઓના હાથમાં તેઓના પોતાના કર્મચારીઓનું માન રહેલું છે તેવી તિજોરી બેન્ચો કે સરકારી બેન્ચો તદ્દન મૌન સેવીને બેસી રહી હતી.

માનનીય **શ્રી. આર. ડી. બેલ :** મહોદય............ તેથી, આ ચર્ચા આગળ ચાલે તે પહેલાં, જો કોઈ ચર્ચા કરવાની હોય, તો મને લાગે છે કે માનનીય સભ્ય ડૉ.આંબેડકરે કયા ચોકકસ શબ્દો કહ્યા તે ગૃહે જાણવું જોઈએ.

મૌલવી સર રફિયુદ્દીન એહમદ : મહોદય, આ ચર્ચાને માનનીય સભ્ય ડૉ. આંબેડકરની હાજરી સાથે સંબંધ હોઈને, જો આ ચર્ચા જયારે તેઓ અહીં હાજર હોય ત્યારે કરાય તો એ અત્યંત પ્રસ્તુત ગણાશે.

માનનીય પ્રમુખ : ......... માનનીય સભ્ય સર રફિયુદ્દીન એહમદે કરેલું સૂચન સ્વીકારી શકાય નહિ અને ગૃહ, માનનીય સભ્ય ડૉ. આંબેડકર ગૃહમાં આવે ત્યાં સુધી - જે ખૂબ અનિશ્ચિત બાબત છે–રાહ જોઈ શકે નહિ. એટલે એમ તો કરી શકાય એમ નથી. પરંતુ એ દરમિયાન મને લાગે છે કે, આપણે પ્રવચનના ચોકકસ શબ્દો જોઈ જઈએ એ વધુ સારૂં રહેશે કારણ કે એનાથી ગૃહ એક કે બીજી બાજુ નિર્ણય વધુ સારી રીતે કરી શકશે.

વાંચે છે. ' ગઈ કાલે કહ્યું હોવાનું જણાવાયું છે તે.'

**માનનીય શ્રી. આર. ડી. બેલ :** પ્રમુખ શ્રી, એવું બન્યું હોવું જોઈએ કે માનનીય સભ્ય ડૉ.આંબેડકરે હજી પોતાના પ્રવચનનું ટાઈપ લખાણ જોયું નથી અને તેથી, પોતાના માટે વાજબી ગણાય તે માટે આ શબ્દો સમજાવવાની પોતાને તક આપવા માટે તેઓ ગઈ કાલેય નહિ અને આજે સવારેય હાજર ન હતા એવી માનનીય સભ્ય શ્રી. કામતે અને આપશ્રીએ વ્યકત કરેલી દિલગીરીમાં હું પૂરેપૂરો ભાગીદાર થાઉં છું.

વળી પાછા તેઓ કેવી રીતે બચાવ કરે છે તે જુઓ 'સરકારને ન્યાયતંત્રમાં પૂરો અને સંપૂર્ણ વિશ્વાસ છે.'

માનનીય પ્રમુખ : મને આનંદ છે કે માનનીય ગૃહ સભ્યે નિવેદન કર્યું છે. માનનીય ગૃહ સભ્યે કરેલા સર્વસંપૂર્ણ નિવેદન પછી ગૃહે વધુ કશું લક્ષમાં લેવાનું રહેતું નથી.

હવે હું ઉમેરૂં છું કે કોઈ પણ ખાતા માટે કે નોકરી માટે એ એક ખરેખર ખૂબ જ વાંધાજનક અને બિનસંસદીય અને ગેરવાજબી બાબત ગણાય. અંગત રીતે હું માનું છું કે જે માનનીય સભ્યોનો ભાષા પર કાબૂ હોય અથવા જેઓ માનતા હોય કે તેઓને પ્રવચનની ઈશ્વરદત્ત શક્તિ પ્રાપ્ત થઈ હોય તેઓ, એક ક્ષણિક આવેશમાં આવી જઈને, પોતે બોલવું જોઈએ એનાથી ઘણું વધારે પડતું બોલી નાખે છે, અને પછી નિરાંતે પસ્તાવો કર્યા કરે છે. માનનીય ગૃહ સભ્યે જણાવ્યું તેમ, દેખીતી રીતે, માનનીય સભ્ય ડૉ. આંબેડકરે તેમના નિવેદનની અસલ મુજબ લખેલી નકલ હજી વાંચી નથી. જો તેઓ તે વાંચે તો તેમને પણ મને ચોકકસ ખાતરી છે કે સમગ્ર ગૃહને લાગ્યું છે તેવું જ લાગવું જોઈએ. હું મારી જાતે આ ગૃહના માનનીય સભ્યોને ચેતવણી આપું છું કે ન્યાયતંત્ર જેવી અતિ ઉચ્ચ આદરણીય સેવાની આવી વ્યાપક રીતે ઠેકડી ઉડાડવી, મોટા પાયે ધૃણા કરવી એ અત્યંત બિનસંસદીય કૃત્ય ગણાય. મને લાગે છે કે માનનીય સભ્ય ખોટા હતા અને ઉઠાવેલો મુદ્દો ગૃહના ભાવિ માર્ગદર્શન માટે ગૃહને ઠીક ઠીક ઉપયોગિતાનો મુદ્દો બની રહેશે. ગૃહના બંને પક્ષે – શાસન પક્ષે તેમજ બીજા પક્ષે – વ્યક્ત કરેલા અભિપ્રાયોનો હું હિસ્સેદાર બનું છું. (પ્રશંસા).



# ૨૩

# ગ્રામ પંચાયત વિધેયક અંગે : ૩ ડૉ.આંબેડકરનું પોતાના પ્રવચન અંગેનું નિવેદન

ડૉ. બી. આર. આંબેડકર : પ્રમુખશ્રી, મારા માનનીય મિત્ર શ્રી મીઠાએ રજૂ કરેલા સુધારાની બાબતમાં ગયા શુક્રવારે મારા પ્રવચન દરમિયાન મેં કરી હોવાનું કહેવાતી અમુક ટીકાના ઔચિત્ય અંગે ગયા શનિવારે મારા માનનીય મિત્ર રાવ બહાદુર ચિતળેએ ઉઠાવેલા વ્યવસ્થાના મુદ્દા પરત્વે મારો ખુલાસો રજૂ કરવા આપની પરવાનગીની વિનંતી કરું છું. મહોદય, આ મુદ્દો ઉઠાવાયો ત્યારે શનિવારે જ આ ખુલાસો આપવા હું ખૂબ આતુર હતો, પરંતુ હું મારા પ્રવચનની અને વ્યવસ્થાના મુદ્દાની બાબતમાં માનનીય સભ્યોએ કરેલાં નિવેદનોની અસલ મુજબની નકલો કચેરીમાંથી મેળવી શકયો ન હતો. કચેરીએ મને કહ્યું કે તે, પરિષદ ઊઠે નહિ તે પહેલાં મને અસલ મુજબની નકલો આપી શકે નહિ. પરિણામે મારે આ ઘડી સુધી મારો ખુલાસો મુલતવી રાખવાની ફરજ પડી હતી.

મને એનો ખૂબ અફસોસ છે કે મેં જે કહ્યું એના સાચા અહેવાલ તરીકે મેં અસલ મુજબની નકલ સ્વીકારી કે કેમ એની પ્રથમ ખાતરી કર્યા વગર આ વ્યવસ્થાનો મુદ્દો ઉપસ્થિત કરવામાં આવ્યો. મહોદય, મારે પક્ષે છે તે તમામ વિનમ્રતાપૂર્વક હું કહું છું કે ન્યાયના પ્રારંભિક સિધ્ધાંતોનો એક સિધ્ધાંત એ છે કે જે હકીકતોને નિર્ણયનો આધાર બનાવવાની હોય તે હકીકતો અંગે પ્રથમ ખાતરી કરી ન લેવાય ત્યાં સુધી કોઈ પણ નિર્ણય તારવવો જોઈએ નહિ. હું દિલગીર છું કે મને આ નિયમનો લાભ આપવામાં

આવ્યો ન હતો. મારા માનનીય મિત્ર શ્રી. કામતે રજૂ કરેલી દલીલના આધારે એમ જણાવવામાં આવ્યું હતું કે મારું પ્રવચન આપ્યા પછી શુક્રવારે હું એકદમ ચાલ્યો ગયો એ સંસદીય શિષ્ટાચારના નિયમોનું ઉલ્લંઘન હતું એ કારણસર હું આ સૌજન્યનો હકદાર ન હતો. શિષ્ટાચારના નિયમોની બાબતમાં, આપણે સૌ જાણીએ છીએ તેમ જેઓ ભારતીય રાજકારણીઓ, ઉદારમતવાદીઓની સૌથી પ્રાચીન અને માનનીય જમાતના છે અને જેમના વાળ સંસદીય જીવન જીવી જીવીને ભૂખરા થઈ ગયા છે તેવા માનનીય સભ્ય શ્રી કામત પાસેથી જાણવા આપણે તત્પર અને તૈયાર રહેવું જોઈએ. આ ખાસ કેસની વાત કરીએ તો તેમાં, હું કહેવાની હિંમત કરું છું કે જેનો આશરો લેવાયો છે તે શિષ્ટાચારનો નિયમ લાગુ પડતો નથી. જો હું એ નિયમને સાચી રીતે સમજ્યો હોઉં તો એમાં જણાવાયું છે કે કોઈ સભ્યે પોતાના પ્રવચન પછી ગૃહ છોડી જવું જોઈએ નહિ, પરંતુ ઉત્તર સાંભળવા માટે થોભી જવું જોઈએ અને સભ્યે પોતાના પ્રવચન દરમિયાન ગૃહના અન્ય કોઈ સભ્ય પર વ્યક્તિગત રીતે અને અંગત રીતે હુમલો કર્યો હોય માત્ર ત્યારે જ એ નિયમ લાગુ પડે છે. મારા અભિપ્રાય મુજબ એ નિયમ, કોઈ સભ્યે જ્યાં સર્વસામાન્ય રીતે જાણીતી હકીકતો પર આધારિત સર્વસામાન્ય દલીલો કરી હોય તેવા પ્રસંગને લાગુ પડતો નથી. જો એ નિયમને આટલો બધો વિસ્તારીને લાગુ પાડવામાં આવે તો, મહોદય, એનો અર્થ એ થશે કે જેણે ચર્ચામાં ભાગ લીધો હોય તેવા દરેક સભ્યે પ્રશ્ન રજૂ કરાય ત્યાં સુધી તમામ સમયે હાજર રહેવાનું અને ચર્ચામાં થતા દરેક પ્રવચનને સાંભળવાનું ચાલુ રાખવું. મેં માનનીય સભ્ય શ્રી. કામતને કે વાસ્તવમાં ગૃહના બીજા કોઈ પણ માનનીય સભ્યને પ્રશ્ન પૂછ્યો ન હતો અને ઉત્તરમાં મારે કશું સાંભળવાનું ન હતું તેથી મને બેસી રહેવાનું બંધનકર્તા લાગ્યું નહિ, કારણ કે મારે પરિપૂર્ણ કરવાનું એક મહત્ત્વનું રોકાણ હતું. સાંભળ્યા વગર નિંદા નહિ કરવાના નિયમનો લાભ મને આપવામાં આવ્યો નહિ તેનું બીજું કારણ એ હતું કે હું પૂરા સમયનો સભ્ય ન હતો અને હું ક્યારે હાજર રહું તેની કોઈને પણ ખાતરી ન હતી. હું તેમાં વ્યક્ત કરાયેલ અભિપ્રાયને નમન કરું છું. કદાચ મારે કબૂલ કરવું જોઈએ કે હું મારી હાજરીની અનિયમિતતામાં વધુ નિયમિત છું. જોકે ઉપયોગિતાની દ્રષ્ટિએ મૂલ્યાંકન કરીએ તો આ ગૃહના સભ્ય તરીકે ગૃહની અંદર કે બહાર જે કંઈ કામગીરી હું કરી શકું છું તે કામગીરીની કક્ષા એકસમાન ધોરણ કરતાં નીચી નહિ ઊતરે. હું નિયમિત છું કે અનિયમિત એ મુદ્દો નથી. મારા મતે મુદ્દો એ છે કે શા

માટે માનનીય સભ્યે હું બોલતો હતો ત્યારે તરત મુદ્દો ઉઠાવ્યો નહિ ? વ્યવસ્થાના મુદ્દો ઉપસ્થિત કરવા માટેની કાર્યપદ્ધતિ જો હું સાચી રીતે સમજતો હોઉં તો એ કાર્યપદ્ધતિ એવી હોવી જોઈએ કે જે સભ્ય ફરિયાદ કરવા માગતા હોય તેમણે વ્યવસ્થાનું કહેવાતું ઉલ્લંઘન થાય તે જ ક્ષણે પ્રમુખનું લક્ષ દોરવું જોઈએ. તેથી, હું માનું છું કે એ એક વિચિત્ર બાબત ગણાય કે નારાજ થયેલા પક્ષકારે તે ક્ષણે કશું કરવું જોઈએ નહિ, રાતભર ઊંઘવું જોઈએ, પોતાની ફરિયાદને કશી જાણ કર્યા વગર બીજી સવારે વાચા આપવી જોઈએ અને પછીથી ફરિયાદ કરવી કે ગુનેગાર બૉક્સમાં નથી. માનનીય સભ્ય માટે વાજબી અને સાચી કાર્યપદ્ધતિ એ હતી કે એમણે હું બોલતો હતો ત્યારે જ તરત વ્યવસ્થાનો મુદ્દો ઉપસ્થિત કરવો જોઈતો હતો અથવા તો વાજબીપણું તો એમાં હતું કે એમણે નોટિસ આપવી જોઈતી હતી.

વ્યવસ્થાના મુદ્દાના તાત્પર્ય અંગે મારે તરત કહેવું જોઈએ કે અસલ મુજબની નકલને હું મેં જે કહ્યું તેના અહેવાલ તરીકે સ્વીકારતો નથી. અસલ મુજબની નકલ જેવી છે તેવી આ રીતે વંચાય છે કે જાણે મેં સમગ્ર ન્યાયતંત્રને આખેઆખું બદનામ કરી નાખ્યું હોય. ખરેખર તો એવો મારો આશય ન હતો કે મારો હેતુ ન હતો. અસલ મુજબની નકલ આ રીતે છે –

"કોઈ બ્રાહ્મણ ન્યાયાધીશ, જયારે તે કોઈ બ્રાહ્મણ વાદી અને કોઈ બ્રાહ્મણ પ્રતિવાદી વચ્ચેના મુદ્દા અંગે ન્યાયનિર્ણય કરવા બેસે છે ત્યારે તે કેવળ એક ન્યાયાધીશ તરીકે જ નિર્ણય કરે છે, વગેરે."

આ સાચું નથી. હું એવા કોઈ કેસનો ઉલ્લેખ ન હોતો કરતો કે જેમાં બ્રાહ્મણો કોઈ વિવાદના પક્ષકારો હોય. હું તો એવા કેસનો ઉલ્લેખ કરતો હતો કે જેમાં બ્રાહ્મણો અને અબ્રાહ્મણો પક્ષકારો હોય. એના શબ્દો ફરીથી જુઓ "કેવળ એક ન્યાયાધીશ તરીકે નિર્ણય કરે છે" એ શબ્દોની આગળના "કોમી પક્ષપાત વગર" એ શબ્દો છોડી દેવામાં આવ્યા છે. બીજું, મર્યાદા અંગેના મારા મહત્ત્વના શબ્દો વાકયમાંથી છોડી દેવામાં આવ્યા છે –

"ન્યાયતંત્રે પોતાના દરજજાનો દુરુપયોગ કર્યો છે અને એને હલકો પાડયો છે."

મેં જે કહ્યું તે એ હતું કે ન્યાયતંત્રે આવી બાબતોમાં પોતાના દરજ્જાનો દુરુયોગ કર્યો છે અને એને હલકો પાડયો છે. એક સાથે સમગ્ર ન્યાયતંત્રને કશો ઠપકો આપવાનો મારો ઈરાદો ન હતો, તેમ આખેઆખા ન્યાયતંત્રના વર્તન અંગે ચુકાદો આપવાનો પણ મારો આશય ન હતો. બીજું, ન્યાયિક સેવામાં જે રીતે બ્રાહ્મણો છે એમના અંગે પણ કશી વિરુધ્ધ ટીકા કરવાનો મારો ઈરાદો ન હતો. ખરેખર તો હું એથીય આગળ વધીને કહેવા માગું છું કે મેં જયારે બ્રાહ્મણ ન્યાયતંત્રનો ઉલ્લેખ કર્યો ત્યારે કોઈ ખાસ પ્રકારના તિરસ્કાર માટે તેમને જુદા તારવી કાઢવાની પણ મારી દ્રષ્ટિ ન હતી. હું તો મુદ્દાની સામાન્ય રીતે છણાવટ કરતો હતો અને મેં બ્રાહ્મણો – એ શબ્દનો ઉપયોગ તો માત્ર એક દ્રષ્ટાંત આપવા માટે જ કર્યો હતો. એ તો એ હકીકત પરથી સ્પષ્ટ જણાય જ છે કે મારા પ્રવચનના અંતમાં, ન્યાયતંત્રની રચનામાં કોઈ એકલદોકલ તત્ત્વને અમુકતમુક વાદનો મુદ્દો બનાવ્યા વગર સામાન્ય અર્થમાં હું ન્યાયતંત્ર અંગે બોલું છું. તેથી, હું જે દલીલ કરતો હતો તેના હેતુ માટે જે મહત્ત્વનું છે તે એ છે કે ન્યાયતંત્રને આખેઆખું તિરસ્કારવું કે ખાસ ધ્યાન દોરવા માટે તેમાંના કોઈ અમુક તત્ત્વને જુદું તારવી કાઢવું મારે માટે તદ્દન બિનજરૂરી હતું. ન્યાયતંત્રમાં કોમી પક્ષપાત છે કે નહિ એવા માનનીય સભ્ય રાવબહાદુર ચિતળેએ ઉઠાવેલા મુદ્દાનો હું તો ઉત્તર જ આપતો હતો. એમને મારો ઉત્તર એ હતો કે સામાજિક પદ્ધતિના એક પરિણામ તરીકે આપણે કોમી પક્ષપાત હેઠળ જીવીએ છીએ એ જરૂરી પરિણામ છે. હું બ્રાહ્મણ ન્યાયાધીશ માટે બોલ્યો એ તો એક દ્રષ્ટાંત તરીકે બોલ્યો હતો, કારણ કે હું જેઓ બ્રાહ્મણ હતા તેવા મારા વિરોધીને ઉત્તર આપતો હતો. જો મારા વિરોધી અબ્રાહ્મણ હોત કે મુસ્લિમ હોત, તો મેં તેમનો ઉલ્લેખ કરવામાં આનાકાની કરી ન હોત. મહોદય, હું એ નથી જાણતો કે ન્યાયતંત્ર કોમી કેસોમાં કોમી પક્ષપાત બતાવે છે એવો આક્ષેપ કરતા નિવેદનને આપ ગેરવાજબી નિવેદન માનો છો કે કેમ એ હું આપના પર અને આ ગૃહ પર છોડું છું. મારે જે કંઈ કહેવું છે તે આટલું જ છે કે એ એક એવું તર્કવિધાન છે જેને ફોજદારી કાર્યવાહીના કાયદા દ્વારા પણ માન્ય ગણવામાં આવ્યું છે. ફોજદારી કાર્યવાહીના કાયદામાં એક કલમ એવી છે જે, ન્યાયાધીશ પૂર્વગ્રહ ધરાવે છે એવા કારણસર તબદીલી માટેની માગણી કરવાની પક્ષકારોને પરવાનગી આપે છે. ફોજદારી કાર્યવાહીના કાયદામાં એક જોગવાઈ એવી છે જે, ન્યાયાધીશ જેમાં હિત ધરાવતા હોય તે કેસ સ્વીકારવામાંથી તેમને મનાઈ ફરમાવે છે. બીજું, આ મંતવ્ય એટલે કે ન્યાયતંત્ર પક્ષપાતી છે એ મંતવ્યમાં કોમી સ્વરૂપના મુદ્દાઓમાં કોમી પક્ષપાત હોવાનું છતું થાય છે એ ખુદ આ વિધેયકમાં જ માન્ય રાખવામાં આવ્યું છે. મોટા ભાગના માનનીય

સભ્યોને યાદ હશે કે આ વિધેયક મૂળભૂત રીતે તો, સમગ્ર ગ્રામ બેન્ચ ચૂંટાયેલી ગ્રામ પંચાયત હોવી જોઈએ એ સિદ્ધાંત પર આધારિત હતું. પહેલા વાચન દરમિયાન જ મેં વિનંતી કરી હતી કે ન્યાયતંત્રની રચના એના પર આધારિત રાખવા માટેનો એ એક યોગ્ય સિદ્ધાંત ન હતો. તેના પ્રતિસાદ રૂપે હું માનું છું કે એવો ફેરફાર કરવામાં આવ્યો હતો કે ન્યાયતંત્રનો એ ભાગ નિયુક્ત હોવો જોઈએ. મહોદય, કોમી પક્ષપાત છે એ હકીકતને હું એક પુરાવા તરીકે ગણું છું. છેલ્લે, જેમણે વ્યવસ્થાનો મુદ્દો ઉઠાવ્યો છે તે માનનીય સભ્ય પણ વ્યવસ્થાના મુદ્દા અંગે તેમના પ્રવચનમાં હું જે કહું છું તેને માન્ય રાખતા હોવાનું જણાય છે. તેમણે માનનીય ગૃહ સભ્યને "જો માનનીય ગૃહ સભ્ય મારો અસ્વીકાર ન કરે તો," આવા અપશુકનિયાળ શબ્દોમાં ધમકી આપી : માનનીય સભ્યે લઘુમતી કોમોમાંથી આવતા વ્યક્તિગત અધિકારીઓ પર આવો હુમલો કરતાં પહેલાં ખૂબ ધ્યાન રાખવું જોઈએ મેં જેનો ઉલ્લેખ કર્યો એ હકીકતોના અસ્તિત્વ વિશે પોતાને ખાતરી ન થાય ત્યાં સુધી આવી કામગીરી તેઓ બજાવી શકે નહિ. મારા માનનીય મિત્રને જેનાથી દુ:ખ થયું એ હું જે મુદ્દો રજૂ કરતો હતો, તે નહિ પરંતુ મેં જે અમુક ખાસ દ્રષ્ટાંત આપ્યું એ છે. જો મેં કોઈ મુસ્લિમને કે કોઈ અબ્રાહ્મણને ટાંકીને મારો મુદ્દો રજૂ કર્યો હોત તો વ્યવસ્થાનો મુદ્દો ઉઠાવાયો ન હોત. કદાચ સંભવ છે કે મારી ભારોભાર પ્રશંસા કરાઈ હોય. મારે જે કંઈ કહેવાનું છે તે આટલું જ છે.

ડૉ.આંબેડકરે ૧૩મી ફેબ્રુઆરી, ૧૯૩૩ના રોજ કરેલા નિવેદન પછી માનનીય પ્રમુખે આંબેડકરના પ્રવચનમાંની ટીકા અંગે ખુલાસો કર્યો. પરિષદમાં શિષ્ટાચાર અને પ્રવચનના ગુણદોષ અંગે ચર્ચા કરી અને આવો નિર્ણય આપ્યો :

"મારે વધુ કંઈ કહેવાનું નથી. માનનીય સભ્યે આપેલો ખુલાસો કે તેમના કહેવાનો અર્થ સમગ્ર ન્યાયતંત્રની સર્વસામાન્ય નિંદા કરવાનો ન હતો, પરંતુ ન્યાયિક અદાલતોમાં પણ જેમાં કોમી પક્ષપાત દેખાયો હતો તેવા પ્રસંગો બન્યા હતા એવો નિર્દેશ કરવાનો એક પ્રયાસ હતો એવો ખુલાસો સ્વીકારવો જોઈએ."

● ● ●

# ૨૪

# ગ્રામ પંચાયત વિધેયક અંગે : ૪

**ડૉ.બી.આર.આંબેડકર :** મહોદય, હું ખુલાસાના બે શબ્દ રજૂ કરી શકું ? આપે શું કહ્યું એ હું સમજ્યો નથી. હું આપને એવું કહેતાં સમજ્યો છું કે વિધેયકના ત્રીજા વાચન વખતે માનનીય સભ્ય, જો કોઈ કોઈ મુદ્દો હાથ ધરાયો ન હોય તો અથવા બીજા વાચન વખતે તે મુદ્દા પર તેમની હાર થઈ હોય તો, તે મુદ્દાના આધારે વિધેયકનો વિરોધ કરી શકે નહિ. જો કોઈ મુદ્દો બીજા વાચન વખતે હાથ ધરવામાં આવ્યો ન હોય તો અથવા બીજા વાચન વખતે જો કોઈ અમુક મુદ્દા પર કોઈ અમુક સભ્યની અથવા લઘુમતીની ગૃહમાં હાર થઈ હોય તો, એ જ લઘુમતી એ જ મુદ્દા પર વિધેયકના ત્રીજા વાચનનો વિરોધ કરી શકે નહિ. મહોદય એવું જ છે ને ?

**માનનીય પ્રમુખ :** ના, ના. આ સત્રમાં થોડા દિવસો અગાઉ પહેલી વાર પ્રસંગ ઉપસ્થિત થયો ત્યારે મેં મારું રૂલિંગ આપ્યું ત્યારે માનનીય સભ્ય અહીં ન હતા. એમના લાભ ખાતર હું એનું પુનરાવર્તન કરીશ. માનનીય સભ્ય, એક સંવૈધાનિક કાયદાશાસ્ત્રી તરીકે ખૂબ સારી રીતે જાણે છે કે વિધેયકને ત્રણ વાચન આપવામાં આવે છે. વિધેયકનો પહેલો તબક્કો હોય છે એટલે કે પહેલું વાચન હોય છે જ્યારે વિધેયકના સિદ્ધાંતોની ચર્ચા કરવામાં આવે છે. એ પછી જો વિધેયકને પ્રવર સમિતિ પાસે મોકલવામાં આવે તો વિધેયક પ્રવર સમિતિ પાસેથી પાછું આવે ત્યારે ગૃહ તેના અંગે ટીકા કરી શકે છે. અથાત્ જો વિધેયકને પ્રવર સમિતિ પાસે મોકલવામાં ન આવે તો બીજા વાચન વખતે જ્યારે વિધેયકને કલમવાર હાથ ધરવામાં આવે ત્યારે તેમાં ફેરફાર કરવામાં આવે છે. માનનીય સભ્યો વિધેયક અંગે જે કંઈ કામગીરી કરવા માગતા હોય તે તમામ કામગીરીઓ તેઓ બીજા વાચન વખતે કરી શકે છે. હવે, માનનીય

સભ્ય પોતે જે રીતે છે તે રીતે બીજા માનનીય સભ્યો હોઈ શકે છે. આ વિધેયકના બીજા વાચનના સમગ્ર સમય દરમિયાન માનનીય સભ્ય કદાચ હાજર ન હતા. તેઓ હવે ત્રીજા વાચન વખતે આવે છે. વિધેયક પહેલા વાચનમાંથી પસાર થઈને બીજા વાચન પર આવ્યું તે પ્રમાણે જો વિધેયકનાં લક્ષણોમાં કલમવાર વાચનના તબક્કે ફેરફાર કરવામાં આવ્યો હોય અને તેઓને તે સામે વિરોધ હોય તો તેઓ વિધેયકનો વિરોધ કરી શકે છે. એ પછી, તેમને જે વાંધાજનક લાગતા હોય તેવા બીજા વાચન વખતે અસ્તિત્વમાં આવેલાં અમુક લક્ષણોનો નિર્દેશ કરીને ત્રીજા તબક્કે ત્રીજા વાચનનો તેઓ વિરોધ કરી શકે છે. બસ જે છે તે આટલું જ છે. નહિતર, ત્રણ તબક્કાઓ પોતાનું મહત્ત્વ ગુમાવી બેસશે. દરેક તબક્કો પૂરો થાય એટલે જયારે પ્રશ્ન રજૂ થાય ત્યારે જેઓ વિધેયકનો વિરોધ કરતા હોય તેવા માનનીય સભ્યો દરેક તબક્કે તેનો વિરોધ કરી શકે છે, પરંતુ શરત એટલી કે તેઓ પહેલા વાચન વખતે પોતાની જાતને સિદ્ધાંતો પૂરતી મર્યાદિત રાખે, બીજા વાચન વખતે વિગતો પૂરતી મર્યાદિત રાખે અને ત્રીજા વાચન વખતે, વિધેયકનાં જુદાં જુદાં પાસાંમાં કરવામાં આવ્યા હોય તેવા અને વાંધાજનક હોય તેવા ફેરફારો પૂરતી મર્યાદિત રાખે. મારું રૂલિંગ એ છે, હું કોઈ પણ માનનીય સભ્યને ત્રીજા વાચનનો વિરોધ કરવામાંથી અટકાવતો નથી. દા. ત., માનનીય સભ્ય રાવ સાહેબ કુલકર્ણીની વાત કરીએ. તેમણે જુદા જુદા સુધારા રજૂ કર્યા હતા જે પરાજિત થયા હતા અને એમણે એ જ કારણોસર ફરીથી ત્રીજા વાચનનો વિરોધ કર્યો હતો. તેમણે કહ્યું કે તેમણેવિધેયકનો વિરોધ કર્યો કારણ કે વિધેયકથી કોઈ દીર્ઘદ્રષ્ટિવાળો હેતુ બર આવતો નથી. તેમણે રજૂ કરેલા સુધારાને પરાજિત કરવામાં આવ્યા હતા અથવા વિચારણામાં લેવામાં આવ્યા ન હતા અને તેઓ હવે ત્રીજા વાચન વખતે તેનો વિરોધ કરે છે કારણ કે તેમના દ્રષ્ટિકોણથી જોતાં તે તદ્દન સંતોષકારક નથી. એ જ પ્રમાણે, કોઈ પણ માનનીય સભ્ય, એમણે કશો સુધારો રજૂ કર્યો હોય કે ન હોય તો પણ ત્રીજા વાચન વખતે તેનો વિરોધ કરી શકે છે, પરંતુ તેમણે પોતાની જાતને બીજા વાચન વખતે કરવામાં આવ્યા હોય કે કરવામાં આવ્યા ન હોય તેવા ફેરફારો પૂરતી મર્યાદિત રાખવી જોઈએ અને પહેલા વાચનના તબક્કે પાછળ જવું ન જોઈએ અને જેના માટેનો યોગ્ય સમય પહેલા વાચનનો તબક્કો હતો તેવા સામાન્ય સિદ્ધાંતો અંગે ફરી એક વાર એ જ ચર્ચાને ઊભી કરવી ન જોઈએ.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું માનું છું કે આપની ટકોર, મુદ્દાઓના નહિ પરંતુ દલીલોના ઉપયોગ પૂરતી મર્યાદિત છે. હું એને જુદી રીતે રજૂ કરીશ. દા. ત., ધારો કે હું મારી પોતાની જ વાત કરું. હું વિધેયકનો અમુક સિધ્ધાંતોના આધારે વિરોધ કરું છું. હું કહું કે જે સિધ્ધાંતો પર આ વિધેયક આધારિત છે તે સિધ્ધાંતો ખોટા છે અને ગૃહ બહુમતીથી વિધેયક પસાર કરી દે એ મારી વિરુધ્ધ ગણાય અને જેઓ મારા મંતવ્યો સાથે સંમત હોય તેવા માનનીય સભ્યોની પણ વિરુધ્ધ ગણાય. જે સિધ્ધાંતોનો મેં પહેલા વાચન વખતે વિરોધ કર્યો એ જ સિધ્ધાંતો વિધેયકમાં રહેવા દેવામાં આવ્યા શું એટલા જ કારણસર આ વિધેયકનો ત્રીજા વાચન વખતે વિરોધ કરવાનો મને હક નથી ?

**માનનીય પ્રમુખ :** ના, એ કરું રૂલિંગ છે. માનનીય સભ્ય એમ કરી શકે નહિ, અને એમ કરવાનું તેમના અધિકારની અંદર ગણાશે નહિ, કારણ કે ત્રીજા વાચન પહેલા તેમ કરવાની તેમને તક હતી.

**ડૉ. બી. આર. આંબેડકર :** સહેજ આગળ વધીને કહું તો ધારો કે વિધેયકના બીજા વાચન વખતે હું પણ પરાજિત થયો હોત અને તેમ છતાં ગૃહે વિધેયકને તેમાં જાળવેલા સામાન્ય સિધ્ધાંતો સાથે પસાર કરી દીધું હોત તો જે જોગવાઈઓનો હું વિરોધ કરું છું તે જોગવાઈઓ હજી વિધેયકમાં રાખવામાં આવી છે એ કારણસર વિધેયકના ત્રીજા વાચનનો વિરોધ કરવાનો શું મને હક ન હોત ?

**માનનીય પ્રમુખ :** ના, હું મારા રૂલિંગને વળગી રહીશ. તે આમ કરી શકે નહિ કારણ કે તેમણે તેમનાં મંતવ્યો ગૃહ સમક્ષ રજૂ કરી દીધાં હતાં અને બહુમતીએ તેમની વિરુધ્ધ નિર્ણય લીધો હતો. હવે આપણે ત્રીજા વાચનના તબક્કે છીએ. નહિતર, ત્રણ તબક્કાનો કશો અર્થ રહેશે નહિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, આપના રૂલિંગ પછી જેમણે આ વિધેયકનો તમામ તબક્કે વિરોધ કર્યા છે એ લઘુમતીઓ પાસે હવે એક જ માર્ગ રહે છે અને તે છે આ વિધેયકની વિરુધ્ધ મત આપવો. નહિતર, એવું થશે કે જો બહુમતીએ એવો નિર્ણય કર્યો કે એ વિધેયક એક સારી વસ્તુ હતી અને લઘુમતીએ એનો વિરોધ કર્યો, તો લઘુમતીને પોતાનો વિરોધ નોંધાવવાની કોઈ તક રહેશે નહિ.

**માનનીય પ્રમુખ :** એ તદ્દન સાચું છે. લઘુમતીને વિધેયકના ત્રીજા વાચનની વિરુધ્ધ મત આપવાનો હક છે. તેઓ મતવિભાજનનો આશરો લઈ શકે છે અને તેની વિરુધ્ધ પોતાનો મત નોંધાવી શકે છે, પરંતુ પહેલા વાચન વખતે જે અંગે નિર્ણય લેવાઈ ગયો હોય તેવી બાબતો પર ચર્ચા ઉપસ્થિત કરવી એ તો ખોટું ગણાશે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, બરાબર છે. આપની દરખાસ્તના પરિણામે એવું ફલિત થતું નથી કે અમારા અધિકારોને અવરોધવામાં આવે છે.

**માનનીય પ્રમુખ :** ના, એ સાચું છે.



## ૨૫
# લોકલ બોર્ડ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૧

**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : પ્રમુખશ્રી, પૂના કરાર પર સહી કરી હોવાથી અલબત્ત હું અલગ મતદારમંડળોના વિષય પર ચર્ચા કરવામાં સંપૂર્ણ રીતે અધિકારક્ષેત્રની બહાર થઈ ગયો છું. તેથી, હું, આ વિધેયકમાં જેના માટે જોગવાઈ કરવામાં આવી છે તેવી જુદી જુદી લઘુમતીઓ માટે તૈયાર કરવાની પ્રતિનિધિત્વની રીતની છણાવટ કરતા વિધેયકના તે ભાગમાં ઉતરવા માગતો નથી. કદાચ, સંયુક્ત વિરુધ્ધ અલગ મતદારમંડળોના આ અત્યંત કાંટાળા પ્રશ્ન પરત્વે હું કયા દ્રષ્ટિકોણથી જોઉં છું તે જો હું જણાવું તો તે મારા માટે વાજબી ગણાશે. મહોદય, હું તેના પ્રત્યે જે રીતે જોઉં છું તે આ છે. ધારો કે સંયુક્ત મતદારમંડળો જુદી જુદી લઘુમતીઓ માટે દાખલ કરવામાં આવે તો તેની અસર શી થશે ? હું જોઉં છું તે પ્રમાણે જે બનવાનું છે તે આ છે. પાંચ વર્ષમાં એક દિવસે જયારે ચૂંટણીઓ આવશે ત્યારે હિંદુ અને મુસ્લિમ એક સાથે સમાન મતદાન મથકે જશે. સંયુક્ત મતદારમંડળોના પરિણામે બીજું શું બની શકે તે હું જોતો નથી (અવરોધ). કૃપા કરીને મને બાકીનાં પાંચ વર્ષોમાં જવા તો દો. જયારે ચૂંટણીઓ નહિ હોય ત્યારે મુસ્લિમ કોમ હું એને એક ઉદાહરણ તરીકે લઉં છું. - સ્વતંત્ર જીવનમાં માનશે, ખુદ પોતાના એક અલગ પડી ગયેલા જીવનમાં માનશે. સંયુક્ત મતદારમંડળોના પરિણામે હું નથી જોતો કે મુસ્લિમો અને હિંદુઓ એક જ ચાલમાં સાથેસાથે રહેવાનું શરૂ કરશે. સંયુક્ત મતદારમંડળોને પરિણામે હું નથી જોતો કે મુસ્લિમો અને હિંદુઓ પરસ્પર લગ્ન કરશે. સંયુક્ત મતદારમંડળોના પરિણામે હું નથી જોતો કે હિંદુઓ અને મુસ્લિમો એકબીજા સાથે રોટી વ્યવહાર રાખશે.

મહોદય, હું જોઈ વિચારીને એ કહેવાની આ તક ઝડપી લઉં છું કે જો આપણે એકતાનું નિર્માણ કરવા માગતા હોઈએ તો એક એવો દિવસ – એ દિવસ ગમે તેટલો પવિત્ર હોય તો પણ – કે જ્યારે હિંદુઓ અને મુસ્લિમો એક જ મતદાન મથકે આવશે એવો દિવસ તૈયાર કરીને નહિ થઈ શકે. જો આપણે એકતાનું નિર્માણ કરવાનું કંઈક સાધન ખરેખર તૈયાર કરવા માગતા હોઈએ તો આપણે જે કરવું જોઈએ તે એ છે કે સામાજિક બંધન તોડી નાખવું. હું કહું છું કે આ બાબતમાં આગેવાની હિંદુ કોમે લેવાની છે કારણ કે તેઓ એક અત્યંત અનોખી, આગવી અને અલગ કોમ છે. જો અન્ય કોમો અલગ જીવન જીવતી હોય તો એનું કારણ એ છે કે હિંદુ કોમ અમુક હિતોને તેનાં પોતાનાં હિતો ગણે છે અને એ દોષ સમગ્રપણે હિંદુ કોમના લીધે છે. તેથી હું કહું છું – જાણી બૂઝીને કહું છું – કે એક એવી યોજના કે જે બિનઅસરકારક છે અને પાંચ વર્ષ કે ત્રણ વર્ષ દરમિયાન એક જ વાર આવતો હોય તે દિવસ બાદ કરતાં જે યોજનાનો અમલ કરી શકાય નહિ તેવી યોજના રજૂ કરીને આ સમસ્યા સાથે રમત રમવાનો કશો અર્થ નથી. એનો કશો અર્થ નથી; અને આના પરિણામે કશું થાય નહિ. તમે એનો પ્રયોગ કરી જોજો. હું મારા મુસ્લિમ મિત્રોને વિનંતી કરું છું કે તેઓ આ તક મેળવે અને જુએ કે કોઈ પણ પ્રકારના ખાસ રક્ષણથી તેઓને એવી કોઈ તક સાંપડે છે કે જેમાં બંને કોમોને અલગ ન રહેવાનું થતું હોય.

મેં પૂના કરાર પર સહી કરી હોવાથી અલગ મતદારમંડળો માટે હિમાયત કરી શકું નહિ.

હવે હું વિધેયકનાં બીજાં પાસાં તરફ વળીશ અને એમ કહેવાની શરૂઆત કરીશ કે વિધેયકનો વ્યાપ જ્યાં સુધી લંબાય છે ત્યાં સુધી, આપણે જ્યાં ઊભા છીએ ત્યાંથી આગળનો પ્રગતિશીલ તબક્કો વિધેયકમાં ખરેખર અંકિત થયો છે, પરંતુ ખુદ વિધેયકમાં મને એવું કશું જોવા મળતું નથી. એ તો માત્ર એક ખાલી ખોખું જ છે. તેમાં કશું ભરેલું નથી. માનનીય મંત્રી સ્થાનિક સંસ્થાઓની પુનર્રચના અંગે પોતે શું કરવાનું વિચારે છે એનો ઉલ્લેખ એમના પ્રવચનમાં છે તે સિવાય, વિધેયક જેવું છે તેવું જોતાં તેમાંથી ખરેખર આપણને કશું જાણવા મળ્યું ન હોત. વિધેયકમાં જે કંઈ કહેવાયું છે તે આટલું જ છે કે સરકારને આને માટે અને તેને માટે નિયમો બનાવવાની સત્તા આપવામાં આવશે. એ ઉપરાંત વધારાનું વિધેયકમાં શું છે ? જો ઉદ્દેશો અને કારણોનું

પત્રક વિધેયક સાથે જોડવામાં આવ્યું ન હોત તો, જુદી જુદી લઘુમતીઓના પ્રતિનિધિત્વ માટેની જોગવાઈ કરવામાં સરકાર કયો સિદ્ધાંત અપનાવવાની છે તેની આપણને જાણ પણ ન થાત. હું એમ ઇરાદાપૂર્વક કહેવા માગું છું કે આ પ્રશ્નો સંવૈધાનિક પ્રશ્નો છે. સરકારને નિયમો દ્વારા નીતિનો અમલ કરવા દેવાની છૂટ હોવી જોઈએ એવી લગભગ પવિત્ર બનાવી દેવાયેલી હમણાંની પ્રથા છે તે પ્રમાણે સામાન્ય કાયદાને અમલમાં મૂકવાનો આ પ્રશ્ન નથી. સરકાર કંઈક કરી શકે તે માટે આપણે આપણી સત્તાનો એક ભાગ સરકારને સોંપીએ છીએ. આપણે સરકારને આપણી કર નાખવાની સત્તાનો એક ભાગ સોંપી રહ્યા છીએ. આપણે સરકારને ચૂંટણીલક્ષી પ્રતિનિધિત્વ આપવાની સત્તાની સોંપણી કરી રહ્યા છીએ. હું ખૂબ જ ઇરાદાપૂર્વક કહું છું કે એ એક સંવૈધાનિક પ્રશ્ન છે અને તેમ હોવાથી આ ગૃહમાં તેની તમામ વિગતો તપાસીને તેને પતાવવાનો છે અને તેને કારોબારીની મીઠી મહેરબાની પર છોડી દેવો જોઈએ નહિ. ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટનો દાખલો લઈએ. આ વિધેયકમાં શેની છણાવટ કરવામાં આવી છે ? આ વિધેયકમાં મતાધિકારની છણાવટ કરવામાં આવી છે, જેમને પ્રતિનિધિત્વ મળવાનું છે તે કોમની છણાવટ કરવામાં આવી છે, મતવિસ્તારોની છણાવટ કરવામાં આવી છે અને મતદાનની રીતની છણાવટ કરવામાં આવી છે. ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટ જુઓ. એમાં શું કરવામાં આવ્યું છે ? તેમાં લઘુમતીઓની બેઠકોની સંખ્યા કારોબારીની રહેમ નજર પર છોડવામાં આવી છે ? તેમાં મતવિસ્તારોના વિભાજનનો પ્રશ્ન કારોબારીની મીઠી નિગાહ પર છોડવામાં આવી છે ? તેમાં મતદાનની રીતને કારોબારીની મીઠી મરજી પર છોડવામાં આવી છે ? આમાંનું કંઈ કરતાં કંઈ જ નહિ. જે કંઈ કરવામાં આવ્યું છે તે તમામ, કાઉન્સિલના હુકમો દ્વારા કરવામાં આવ્યું છે અને કાઉન્સિલના હુકમો ખુદ ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયાની જેમ જ ગવર્ન્મેન્ટ ઑફ ઇન્ડિયાના ભાગ રૂપ છે. જે રીતે સંવૈધાનિક કાર્યો કરવાનું જરૂરી બને છે તે જ રીતે આપણે કાર્યો કરીએ તે જરૂરી છે. આ વિધેયકની બાબતમાં આ મારી પહેલી રજૂઆત છે.

બીજી બાબતો અંગે, વિધેયકનો હવાલો ધરાવતા માનનીય મંત્રી પાસેથી પહેલી વાત હું જાણવા માગું છું તે આ છે. તેમણે ઉદ્દેશો અને કારણોના પત્રકમાં ખૂબ જ દયાળુ રીતે કહ્યું છે કે જુદી જુદી લઘુમતીઓ માટે બેઠકોની ફાળવણી કરવામાં તેઓ જે સિદ્ધાંતને અનુસરવા માગે છે તે સિદ્ધાંત વસ્તીનો છે. હું તેમનો એ બદલ ઋણી છું. પરંતુ હું એમને જરૂર પૂછવા માગું છું કે જેના આધારે તેઓ જુદી જુદી લઘુમતીઓ

માટે બેઠકો ફાળવવાનું વિચારતા હોય તે સિધ્ધાંત જો એ જ હોય, તો શા માટે તેમણે એ સિધ્ધાંત ખુદ કલમમાં જ જણાવવો ન જોઈએ ? ઉદ્દેશો અને કારણોના પત્રકમાં જણાવેલા સિધ્ધાંતનો લાભ તેમને મળશે એની શી બાંયધરી છે ? અમારે સખાવત નથી જોઈતી. અમારે અમારા અધિકારો જોઈએ છે જેને અમે કારોબારીની રહેમ નજર પર છોડી દેવા માગતા નથી. અમે માગીએ છીએ કે તેને ચોક્કસ સ્વરૂપે કાયદા દ્વારા નિયત કરવામાં આવે. જેની સાથે અમે ભૌતિક રીતે સંકળાયેલા છીએ તે બીજી બાબત છે મતાવિસ્તારની પધ્ધતિનો પ્રશ્ન. વિધાનસભ્ય તરીકે જેઓ અંદર આવી શક્યા નહિ તેવા મારા માનનીય મિત્ર વિશે મને સૌથી વધુ ચિંતા છે. હું જાણવા માગું છું કે આ બોર્ડોની રચનાની બાબતમાં મતવિસ્તારની કઈ પધ્ધતિ છે ? શું તે પધ્ધતિ એક-સભ્ય મતવિસ્તારની છે કે તે પધ્ધતિ બહુ-સભ્ય મતવિસ્તારની છે ? ઉદ્દેશો અને કારણોના પત્રકમાં પણ કશું જણાવવામાં આવ્યું નથી. એવું કેમ બન્યું ? જો કારોબારી એમ ઈચ્છતી હોય કે હવે પછી તેણે એક-સભ્ય મતવિસ્તારની પધ્ધતિ અપનાવવી જોઈએ, તો તે આપણે જાણવું જોઈએ, કારણ કે તેનાથી એ નક્કી થશે કે આપણે આ વિધેયકની તરફેણમાં મત આપવાનો છે કે તેની વિરુધ્ધમાં મત આપવાનો છે. એવું કરવામાં નથી આવ્યું. જેની સાથે હું અત્યંત ગાઢ રીતે સંકળાયેલો છું તેવી ત્રીજી બાબત છે મતદાનની પધ્ધતિનો પ્રશ્ન. મતદાનની પધ્ધતિ એ મતદાનની સંચય પધ્ધતિ છે કે તે મતદાનની વિતરણ પધ્ધતિ છે ? તેય પાછું સ્પષ્ટ કરવામાં આવ્યું નથી. હું ચાહું છું કે આ તમામ બાબતો ગૃહની અંદર જ સ્પષ્ટ અને ચોક્કસ કરી દેવી જોઈએ. મને આશા છે કે માનનીય મંત્રી, મેં રજૂ કરેલા તમામ પ્રશ્નોનો ઉત્તર આપશે અને મેં જણાવેલા છે તે સિધ્ધાંતો ખુદ વિધેયકમાં જ મૂર્તિમંત કરશે, જેથી કરીને આપણા અધિકારો કયા છે તેની આપણને જાણ થઈ શકે. આ વિધેયકમાં બધી જ બાબતો નિયમો દ્વારા કરવાનું જણાવાયું છે, પરંતુ માનનીય મંત્રી, કારોબારીએ ખરેખર શું કર્યું છે તે ગૃહ જાણી શકે તે માટે, આ નિયમો ગૃહની અંદર રજૂ કરવાની પણ દરખાસ્ત કરતા નથી. આ વિધેયકની બાબતમાં જે કંઈ તદ્દન ઓછામાં ઓછું કરી શકાય તે એ જ છે. હું જે કંઈ કહી ચૂક્યો છું તે હું ફરી વાર કહેવા માગતો નથી. હું એને એકમાત્ર અને સંપૂર્ણ રીતે એક સંવૈધાનિક પ્રશ્ન ગણું છું. એ એક એવો પ્રશ્ન છે જેમાં સ્થાનિક સત્તાતંત્રની રચના માટેની સંમતિ આપવાની છે. એવા સત્તાતંત્રને કે જેને અમુક કામો કરવાની, લોકોને કરવેરા દ્વારા શિક્ષા કરવાની પણ કાનૂની સત્તા આપવામાં આવી છે. ખરેખર,

આપણે આ સત્તાઓ કારોબારીને આપી શકીએ તે પહેલાં, તેમને સોંપવામાં આવે એવી જે સત્તાઓની તેઓ આપણી પાસે માગણી કરે છે તે સત્તાઓનો ઉપયોગ કરીને તેમણે શું કર્યું છે તે આ ગૃહની અંદર રજૂ કરવા કારોબારીએ સંમત થવું જોઈએ. આ તબક્કે આટલી ટકોર કરીને હું સંતુષ્ટ છું.



## ૨૬

# લોકલ બોર્ડ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૨

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું પૂછવા માગું છું કે આ સુધારો રજૂ કરનારે આ મત – વિભાજનમાં મત આપ્યો છે કે કેમ, આપની સમક્ષ રજૂ કરાયેલા અહેવાલમાં આપ કહી શકશો ?

**માનનીય શ્રી. બી. જી. ખેર :** કોઈ વ્યક્તિએ કઈ રીતે મત આપ્યો છે તે જાણવાનો કોઈ પણ માનનીય સભ્યને અધિકાર છે કે કેમ તે હું જાણી શકું ખરો ?

**ડૉ. બી. આર. આંબેડકર :** મત વિભાજનો કેમ કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે એના કારણે માત્ર ગૃહે જ નહિ, પરંતુ સમગ્ર જનતાએ એ જાણવું જોઈએ કે સભ્યો કઈ રીતે મત આપે છે.

**માનનીય અધ્યક્ષ :** માત્ર એક જ માનનીય સભ્યની માહિતી માટે, જેમણે મત આપ્યો હોય તેવા તમામ સભ્યોની યાદી હું વાંચી જઈ શકું નહિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** આ સુધારો રજૂ કરનાર માનનીય સભ્યે કઈ બાજુએ મત આપ્યો છે તે જાણવાનો આ ગૃહને હક છે કારણ કે મને લાગે છે કે હું કહી શકું છું કે કોઈ ખાસ સભ્યે આ ગૃહની પ્રક્રિયાનો દુરુપયોગ કર્યો છે કે કેમ તે જાણવાનો ગૃહને હક છે.

**માનનીય અધ્યક્ષ :** મને લાગે છે કે માનનીય સભ્ય ડૉ. આંબેડકર પાસેથી જે જાણવા મળ્યું તેના આધારે, હું નામ જાહેર કરી દઉં તે પહેલાં મારે સ્થિતિની

ચોખવટ કરવી જોઈએ અને તે આ પ્રમાણે છે. આ સુધારો રજૂ કરનાર શ્રી ફડકેએ મુસ્લિમ કોમ માટેનાં અલગ મતદારમંડળો નાબૂદ કરવાની દૃષ્ટિએ તેમનો સુધારો રજૂ કર્યો છે. અલગ મતદારમંડળો યથાવત્ રાખીને મુસ્લિમ કોમને વિધેયકમાં આગવાનું વિચારાયું છે ને વિકલ્પ જવા દેવાના ઉદ્દેશથી માનનીય સભ્ય શ્રી. ચુંદરીગરે આવો જ સુધારો રજૂ કર્યો હતો. એટલે આ ખાસ પ્રસંગે જે કંઈ બન્યું છે તે એ છે કે આ બંને માનનીય સભ્યોના સુધારા, સ્વરૂપ અને શબ્દરચના એ બંને દૃષ્ટિએ સમાન હોવા છતાં એ દરેકનો ઉદ્દેશ જુદો હતો. એ તો કેવળ એક અકસ્માત જ હતો કે માનનીય સભ્ય શ્રી ફડકેનો સુધારો ચર્ચા માટે હાથ ધરવામાં આવ્યો અને તેથી માનનીય સભ્ય શ્રી. ચુંદરીગર તેમનો સુધારો રજૂ કરા શક્યા નહિ. જો માનનીય સભ્ય શ્રી. ચુંદરીગરનો સુધારો રજૂ થયો હોત, તો માનનીય સભ્ય શ્રી. ફડકેનો સુધારો રજૂ કરવામાં આવ્યો ન હોત, અને કદાચ જે મુશ્કેલીમાં હાલમાં માનનીય સભ્ય શ્રી. ફડકે મુકાઈ ગયા હોવાનું માનવામાં આવે છે એ જ મુશ્કેલ સ્થિતિમાં માનનીય સભ્ય શ્રી. ચુંદરીગરને પોતે મુકાઈ ગયા હોવાનું લાગત. એટલે, આ ખુલાસા સાથે, મને લાગે છે કે મત-વિભાજન યાદીને જોઈ જતાં હું કહીશ કે માનનીય સભ્ય શ્રી. ફડકેએ મત આપ્યો છે કે નહિ અને જો હા, તો તેમણે 'હા' માટે મત આપ્યો છે કે 'ના' માટે.

**શ્રી. ઇસ્માઈલ આઈ ચુંદરીગર :** મહોદય, હું એક શક્ય ગેરસમજને દૂર કરી શકું છું ? એમ કહેવું બરોબર નથી કે મેં કોઈ ખુલાસો રજૂ કર્યો ન હતો. વાસ્તવમાં, મહોદય, આપે આદેશ આપ્યો કે મારા સુધારા જેવા જ શબ્દો ધરાવતો સુધારો માનનીય સભ્ય શ્રી. ફડકેએ રજૂ કરી દીધો હોવાથી મારો સુધારો રજૂ કરવાનું મારે માટે જરૂરી ન હતું.

**માનનીય અધ્યક્ષ :** મારો કહેવાનો આશય એ ન હતો કે માનનીય સભ્ય શ્રી. ચુંદરીગરે પોતાનો સુધારો રજૂ કરવાની ના પાડી અથવા તે રજૂ કરવા તેઓ આતુર ન હતા. એવું ન હતું. તેઓ રજૂ કરવા માટે ઉત્સુક હતા; પરંતુ આ ગૃહમાં એ પ્રથા રહી છે કે જ્યારે એક જ દરખાસ્ત સંખ્યાબંધ સભ્યોએ રજૂ કરી હોય ત્યારે માત્ર એક જ સભ્ય અનુકૂળતા ખાતર તે રજૂ કરે છે; એટલે એવું નથી કે શ્રી ચુંદરીગરે તે રજૂ કરવાની ના પાડી.

હવે, મને લાગે છે કે **માનનીય સભ્ય શ્રી.** ફડકે– હું ફરીવાર કહું છું કે અલગ મતદારમંડળોની નાબૂદીના ઉદ્દેશ સાથે સુધારો રજૂ કરનાર સભ્ય તેમણે જ્યારે

જાણ્યું કે એમનો પહેલો સુધારો રદ થઈ ગયો હતો અને અલગ મતદારમંડળો તો ચાલુ જ રહ્યાં ત્યારે તેમણે સુધારાની વિરુદ્ધ મત આપ્યો.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું એક વધુ પ્રશ્ન પૂછવા માગું છું અને એ બાબતમાં આપનો આદેશ માગું છું કે ગૃહના જે સભ્યે કોઈ સુધારો રજૂ કર્યો હોય તે સભ્યને તેની વિરુદ્ધ મત આપવાની છૂટ છે ખરી ?

**માનનીય અધ્યક્ષ :** મને લાગે છે કે મારા મનમાં મુદ્દો સ્પષ્ટ છે. છેક છેલ્લી ઘડી સુધી પોતાનું મન ફેરવવાની વ્યક્તિને હંમેશાં છૂટ છે. (હસાહસ).



**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : હું દિલગીર છું, પરંતુ મને લાગે છે કે હું કહ્યા સિવાય રહી શકતો નથી કે આ એક એવી બાબત છે જે અંગે આ જૂથની ઇચ્છાઓને સરકારે મહત્ત્વ આપ્યું હોત. જો મારા માનનીય મિત્ર શ્રી. ગાયકવાડે રજૂ કરેલો સુધારો સ્વીકારી લેવામાં આવ્યો હોત તો કોઈ પણ વ્યક્તિને ઇજા થઈ ન હોત, દેશનાં હિતોને હાનિ પહોંચી ન હોત. સરકાર પોતાની બહુમતીનો જુલમી રીતે ઉપયોગ કરવાની ઇચ્છા રાખે છે. એ હકીકત જોતાં, મને ડર છે કે આપણે સમૂહમાં ગૃહમાંથી બહાર ચાલી જઈને અને આજના દિવસની કાર્યવાહીમાં વધુ ભાગ ન લઈને આપણો અસંતોષ દર્શાવવો જોઈએ.

**માનનીય શ્રી. બી. જી. ખેર :** હું આશા રાખું છું કે માનનીય સભ્ય (ડૉ. આંબેડકર) થોડાક શબ્દો કહેવાની મને તક આપશે.

એ એક અત્યંત નિરાશાજનક સમાલોચના છે કે જ્ઞાતિ કે ધાર્મિક માન્યતાના પ્રશ્નનો અછડતોય ઉલ્લેખ કરવામાં આવે છે ત્યાં આ દેશમાં લાગણી આટલી બધી ઉત્તેજિત થઈ જાય છે. સ્વતંત્ર મજૂર પક્ષના માનનીય નેતા જાણે છે તેમ, આપણી ભાષાના ચલણમાંથી "અસ્પૃશ્ય" એ શબ્દ દૂર કરવાનો પ્રયાસ લાંબા સમયથી કરવામાં આવ્યો છે, કારણ કે એના ખ્યાલ માત્રથી જ સૌથી વધુ દુ:ખ સંબંધોની એટલે કે હવે જેને સાર્વત્રિક રીતે સ્વીકારવામાં આવ્યું છે તે હિંદુત્વ પરના કલંકની યાદ આવી જાય છે. હું માનનીય સભ્ય શ્રી. ગાયકવાડ સાથે સંપૂર્ણ સંમત છું કે કેવળ નામ બદલવાથી જ આપણે આ ઉદ્દેશ સિદ્ધ કરી શકીશું નહિ. હાલની આ કલમ એ

દિશામાંનો એક પ્રયાસ છે. અસ્પૃશ્યતાનો પ્રશ્ન દૂર કરવા માટે અમે વૈકલ્પિક શબ્દપ્રયોગનો પ્રયાસ કર્યો : અમે એમ કહેવા માગ્યું છે કે "પરિશિષ્ટ વર્ગ" પરંતુ "પરિશિષ્ટ વર્ગ" એ તો અંગ્રેજી શબ્દપ્રયોગ "શિડ્યુલ ક્લાસ" નું ભાષાંતર થયું કહેવાય, અને એ એમ વિચાર્યું કે "પરિશિષ્ટ વર્ગ" એ શબ્દપ્રયોગ મરાઠી ભાષામાં દાખલ કરવો ખૂબ અયોગ્ય ગણાશે. જો અંગ્રેજી શબ્દપ્રયોગ "શિડ્યુલ ક્લાસ" નો ઉપયોગ કરવાના બદલે, આપણે તે શબ્દપ્રયોગના પર્યાય તરીકે આ શબ્દપ્રયોગ "પરિશિષ્ટ વર્ગ" નો સ્વીકાર કરવા માગીએ તો કયા વર્ગનો ઉલ્લેખ કરવામાં આવે છે તે દર્શાવવા માટે માત્ર આ જ વિકલ્પ રહે છે. તેઓને જે લાગણી થાય છે તેવી લાગણીથી હું તદ્દન સમજી શકું છું કે તેઓને બાકીના હિંદુઓથી જુદા પાડી દેવાનો કોઈ પણ પ્રયાસ તેઓને ગમતો નથી, પરંતુ કાયદાના હેતુ માટે પણ, આ વર્ગની સ્થિતિ વધુ સારી કરવા માટેના આ પરિણામને સિધ્ધ કરવા માટે પણ, આપણે તેઓને બીજા હિંદુઓ કરતાં જુદા તરીકે નામનિર્દિષ્ટ કરવાના રહે છે– આપણે તેઓને અસ્પૃશ્ય કહીએ કે બીજા ગમે તે નામે બોલાવીએ, અને તેમ કરવામાં, હિંદુઓના આવા મોટા સમૂહને જુદા તરીકે અલગ પાડવા અને વર્ગીકૃત કરવા આપણે જેટલા ઓછા શબ્દપ્રયાગોનો ઉપયોગ કરીએ તેટલું બહેતર ગણાશે; પરંતુ હું જાણું છું કે છેલ્લાં ૪ કે ૫ વર્ષોથી "હરીજન" એ શબ્દ હવે સમગ્ર દેશમાં, જો સમગ્ર દેશમાં નહિ તોય દેશના લગભગ ઘણા ભાગોમાં ચલણી બન્યો છે. "શિડ્યુલ ક્લાસ" એ શબ્દપ્રયોગના બદલે કોઈ શબ્દ મૂકવાનો આ એક પ્રયાસ છે જેને સ્વતંત્ર મજૂર પક્ષના નેતા માનનીય સભ્યની સંમતિ મળી હોવી જોઈએ. એ એક અત્યંત કમનસીબ ઘટના છે કે તેઓ આ પ્રશ્નને એ પ્રકાશમાં જોતા નથી, પરંતુ જો તેઓ "શિડ્યુલ ક્લાસ" એ શબ્દપ્રયોગને બદલે અનુકૂળ હોય તેવો વૈકલ્પિક શબ્દ સૂચવે તો, હું ચોકકસ આશા રાખું છું કે તેમની લાગણીઓને ઘવાતી અટાકાવવાનું શક્ય બનશે. એક વિકલ્પ તરીકે હું જરૂરથી તેમને અપીલ કરું છું કે જેઓને કમનસીબે "અસ્પૃશ્યો" તરીકે ઓળખવામાં આવે છે તેવા લોકોના મોટા વર્ગની લાગણીઓને ઈજા પહોંચે એવી કશી ઈચ્છા આ કલમમાં છે તેવું તેનું વાચન તેઓ કોઈ પણ ભોગે ન કરે, પરંતુ એમાં આટલા લાંબા સમયથી જે ચલણમાં આવ્યો છે એ શબ્દપ્રયોગને માન્ય કરવાની જ કેવળ ઈચ્છા છે અને એ "હરિજન" શબ્દમાં એવી કશી લાગણી દૂભવનારું તત્ત્વ ન જોવાની અને એવી વ્યાખ્યામાં પોતાની કોમને કોઈ પણ પ્રકારનું મહેણું મારવાનો પ્રયાસ ન હોવાનું તેઓ જોશે એવી પણ હું તેમને અપીલ કરું છું.

ડૉ. બી. આર. આંબેડકર : મહોદય, આપે આદેશ આપ્યો છે એ મુજબ આ પ્રવચનો કરવાનો પ્રસંગ નથી, તેથી હું કોઈ પણ પ્રવચન કરીશ નહિ. મારે જે કંઈ કહેવું છે તે આટલું જ છે કે કોઈ વધુ સારું નામ સૂચવી શકું એવી મારી સ્થિતિ નથી, પરંતુ મારે કહેવું જોઈએ કે "હરિજન" એ નામ હવે લગભગ "અસ્પૃશ્ય" નું સમાનાર્થી બની ગયું છે; તે ઉપરાંત તે નામમાં કશું રહેતું નથી, અને હું માનું છું કે જો માનનીય પ્રધાનમંત્રીને, "હરિજન" એ શબ્દ હવે " શિડ્યુલ્ડ ક્લાસ" એ શબ્દપ્રયોગ સાથે સમાંતર બની ગયો છે એવું જે રીતે અમને લાગે છે એ જ રીતે લાગ્યું હોય તો હાલ પૂરતી વાત કરીએ તો, એ શબ્દ પાછો ખેંચી લેવાની અને પાછળથી કોઈ વૈકલ્પિક શબ્દ શોધી કાઢવાની દ્રષ્ટિએ એ બાબતે અમારી સાથે ચર્ચા કરી લેવાની એમની ફરજ હતી. તેમ છતાં, તેમની દલીલોથી અમને કોઈ પણ પ્રતીતિ થઈ નથી. તેથી, હું ગૃહ છોડી જાઉં છું.

(ડૉ. બી. આર. આંબેડકર અને સ્વતંત્ર મજૂર પક્ષના બીજા સભ્યો ત્યાર બાદ ગૃહની બહાર ચાલ્યા ગયા હતા.)



# ૨૭

# નાના ખાતેદારોની રાહત માટેના વિધેયક અંગે : ૧

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, મને ડર છે કે આપે મને ફાળવેલી દસ મિનિટની અંદર આ વિધેયક અંગે મારે જે કંઈ કહેવાનું છે તે હું પૂરું કરી શકીશ અને અત્યંત સંક્ષિપ્તમાં કહીશ.

આ ઇલાકાના ખેડૂતોને અસરકર્તા બે સમસ્યાઓનો ઉકેલ લાવવાનું આ વિધેયકમાં વિચારાયું છે. એક પ્રશ્ન છે વેરવિખેર ખેતરોનો અને બીજો પ્રશ્ન છે નાનાં ખેતરોનો. મને નથી લાગતું કે મારા માનનીય મિત્ર જમાબંધી કમિશ્નરનું પ્રવચન જેમણે સાંભળ્યું હોય તેવા કોઈ પણ માનનીય સભ્ય એ વાતનો ઇન્કાર કરી શકશે કે વેરવિખેર ખેતરો એક અનિષ્ટ છે અને એ અનિષ્ટ શક્ય તેટલું જલદી નિવારવું જોઈએ. હું એમની સાથે સંમત છું કે વેરવિખેર ખેતરો રાખવામાં ઘણા બધા ગેરફાયદા છે અને વિધેયકના એ ભાગ પૂરતો હું સંમત થાઉં છું કે એકત્રીકરણ હોવું જોઈએ. નાનાં ખેતરોના પ્રશ્ન વિશે બોલતાં મારે કહેવું જોઈએ કે નાનાં ખેતરો બિનલાભપ્રદ છે એ પ્રશ્ન પર વિધેયક રજૂ કરનાર માનનીય સભ્યથી હું ભિન્ન મત ધરાવું છું. મહોદય, માનનીય શ્રી. એન્ડસ આપણા પર આંકડાઓની વર્ષા વરસાવી જણાવ્યું કે હાલના ખેતરો કેટલાં નાનાં છે અને ખેતરો નાનાં છે તેના કારણે કેટલી મુશ્કલીઓ સર્જાય છે. હું કબૂલ કરું છું કે નાનાં ખેતરો હોવામાં મુશ્કેલીઓ છે, પરંતુ હું એ કબૂલ નથી કરતો કે નાનાં ખેતરો બિનલાભપ્રદ અથવા પોષણક્ષમ હોય એવું જરૂરી બને. વિધેયક રજૂ કરનાર માનનીય સભ્યે અથવા માનનીય સભ્ય જમાબંધી કમિશનરે ઉપયોગ કરેલા શબ્દ

"બિનપોષણક્ષમ" ની વ્યાખ્યા શી છે એ હું સમજી શકતો નથી. મહોદય, હું એ શબ્દને સમજું છું એ પ્રમાણે મારે એ જણાવવું જોઈએ કે ખેતર પોષણક્ષમ છે કે બિનપોષણક્ષમ છે એનો આધાર ખેતરના કદ ઉપર હોય તે જરૂરી નથી. તેનો આધાર, જેને આપણે અર્થશાસ્ત્રમાં ઉત્પાદનનાં બીજાં પરિબળો કહીએ છીએ તેના પર છે અને તેમાં વધઘટ થતી રહે છે. મજૂરી પ્રમાણે તેમાં વધઘટ થતી રહે છે. દા. ત. જો ખેડૂત પાસે વધારાની મજૂરી કામે લગાડવાનાં સાધનો હોય તો અને જો તેની પાસે મૂડીરોકાણ કરવા માટે ઘણી મોટી મૂડી ન હોય તો હું કહું છું કે જો એ ખેતર નાનું હોય તો તેને તેટલા જ કારણસર બિનપોષણક્ષમ કહેવું યોગ્ય નહિ ગણાય. મહોદય, મારી એ સ્થિતિ હોવાને કારણે, આ વિધેયક રજૂ કરનારે અને જમાબંધી કમિશનરે એમ કહ્યું હોત કે આપણા દેશમાં આપણી પાસે મબલખ મૂડી છે અને ઉચ્ચ પ્રમાણના કાર્યક્ષમ પ્રકારના ઉત્પાદન માટે આપણી પાસે મોટી ખેતીવિષયક સાધનસામગ્રી છે તો એ સાંભળવું મને ઘણું બધું ગમ્યું હોત. જો તેઓએ એમ દર્શાવ્યું હોત કે પરિસ્થિતિ એ હતી તો આપણે તેઓની સાથે સંમત થયા હોત કે આપણી પાસેની સાધનસામગ્રીનો શ્રેષ્ઠ લાભપ્રદ ઉપયોગ કરવામાંથી તેઓને રોકવામાં આવ્યા હોય તેટલા પૂરતું નાનાં ખેતરોમાંથી બિનપોષણક્ષમ ઉત્પાદન મળ્યું હતું. પરંતુ, મહોદય, મારે કબૂલ કરવું રહ્યું કે માનનીય સભ્ય જમાબંધી કમિશનરે એ મુદ્દાને સ્પર્શ કરવાનું સદંતર ટાળ્યું છે. જો તેમણે એમ કહ્યું હોત કે ખેડૂતો પાસે મૂડીની ગંજાવર રકમ હતી, તેમની પાસે મોટી સંખ્યામાં હળ અને પશુ હતાં, પરંતુ તેમનાં ખેતરો ખૂબ નાનાં હોવાથી તેઓ એ બધાંનો ઉપયોગ કરી શક્યા નથી તો મને એ સાંભળવું ગમ્યું હોત. આ પ્રશ્ન અંગે હું જેટલી તૈયારી કરી શક્યો છું તેટલા પૂરતું મને જણાય છે કે ખેડૂતની પાસે ઉપલબ્ધ મૂડી ખૂબ મોટી હોઈને અને તેનાં ખાતાં નાનાં હોવાના કારણે તેનો દુર્વ્યય થતો હોઈને પરિસ્થિતિ આપણે જે માનવા પ્રેરાયા છીએ તેનાથી તદ્દન ઊલટી છે. મહોદય, હું જોઉં છું કે મદ્રાસ ઇલાકામાં આપણી પાસે ત્રણ એકરે એક હળ છે; મુંબઈ ઇલાકામાં આપણી પાસે ૬ એકરે એક હળ છે. પંજાબમાં દર બે એકરે એક હળ છે. હું આ સરકારી આંકડા વાંચું છું. આ આંકડા ખેડૂતની મૂડી સામગ્રી અંગેના છે અને જે પરિસ્થિતિ હું સ્વીકારું છું તે સ્વીકારતાં એટલે કે અમુક ખેતર પોષણક્ષમ છે કે બિનપોષણક્ષમ તેનો આધાર ખેતરના કદ પર નથી, પરંતુ તે ખેડૂતની પાસે હોય તેવી

મૂડીને સપ્રમાણ છે કે કેમ તે જોતાં, મારું વિચારવાનું વલણ એ રહે છે કે હાલના સંજોગો હેઠળ ખેતરોને વધુ ઘટાડવાનું વધુ સારું ગણાશે. આ મારી તાર્કિક સ્થિતિ ગણાશે અને એનો સામનો કરવામાં મને કશો ડર નથી. તેથી હું સમજી શકતો નથી કે જો ખેડૂત પાસે જમીન ખેડવા માટેનાં આજીવિકાનાં સાધનો ન હોય તો ખેતરોને વધુ મોટાં બનાવવાનો શો અર્થ છે ? હું એ સમજી શકતો નથી કે જો ખેડૂત પાસે જમીનને ખેડવા માટેની જરૂરી મજૂરી અને મૂડી ન હોય, તો જમીનનું ક્ષેત્રફળ વધારવાથી કોઈ પણ ઉત્પાદનમાં કશોય વધારો કઈ રીતે થઈ શકે ?

એ પછી આપણે એક હકીકત એ પણ યાદ રાખવી જોઈએ કે આપણો દેશ ખેતીવિષયક દેશ છે અને આપણી જમીન હવે થાકી ગઈ છે. આપણે એને હજારો વર્ષથી ખેડતા આવ્યા છીએ અને આપણે ગમે તેટલા પ્રયાસો હાથ ધરીએ તેમ છતાં પણ આપણે જ્યાં જમીન કુંવારી છે તે અમેરિકાની કક્ષા પ્રમાણે આપણી જમીનની ઉત્પાદકતા વધારી શકીએ નહિ. મહોદય, પરિસ્થિતિ આવી હોવાથી મુક્તિ, ખેતરોનું કદ વધારવામાં નથી પરંતુ સઘન ખેતી કરવામાં છે, એટલે કે આપણી પાસે જેવાં છે તેવાં ખેતરો પર વધુ મૂડી અને વધુ મજૂરી કામે લગાડવામાં છે. મહોદય, તેથી હું માનું છું કે ખેતરો વધુ મોટાં કરવાં જોઈએ એવું જણાવતો વિધેયકનો એ ભાગ તદ્દન બિનજરૂરી બની જાય છે, પરંતુ ધારો કે આ બંને વસ્તુ જરૂરી છે એટલે કે આપણે આપણાં ખાતાંનું એકત્રીકરણ કરવું જોઈએ અને આપણે આપણાં ખેતરો પણ વધુ મોટાં કરવાં જોઈએ, તો મને લાગે છે કે આ વિધેયક દ્વારા પ્રયોજવા વિચારેલી રીતોને વિધેયક રજૂ કરનારે કર્યું છે તેના કરતાં વધુ કાળજીભરી રીતે જોવી જોઈએ એ જરૂરી છે. મહોદય, હવે, આ વિધેયકમાં મુખ્યત્વે પ્રયોજવાની રીતોમાં પહેલી બાબત છે સ્થાવર મિલકતના વિભાજનનું નિયંત્રણ અને બીજી બાબત છે એકત્રિત કરાયેલાં ખાતાંનું વેચાણ. હવે, મહોદય, મને નથી લાગતું કે જો આ બંને રીતો અપનાવવામાં આવે તો આપણી ખેતીવિષયક વસ્તીનો મોટો ભાગ જમીનવિહોણો બની જશે એ મુદ્દા પર કોઈ વિવાદ હોઈ શકે, અને હું નથી માનતો કે દેશનાં શ્રેષ્ઠ હિતમાં એવું કરવામાં આવે કે જેથી કરીને વધુ ગરીબ વર્ગોને આ રીતે વધુ નાદાર બનાવી દેવાય. મહોદય, હું એ જણાવવા માગું છું કે જો કે હિંદુ કાયદો ઘણી બધી રીતે ઘણો ક્ષતિયુક્ત હોવા છતાં પણ હિંદુ વારસા કાયદો લોકો માટેના એક રક્ષકબળની ગરજ સારી રહ્યો છે. મહોદય, હિંદુ ધર્મ દ્વારા સ્થાપિત સામાજિક અને ધાર્મિક આપખુદીએ પ્રજાની મોટા ભાગની આમજનતાને કાયમી દાસત્વમાં રાખી છે. આવા દાસત્વ હેઠળ જો તેઓનું

પ્રારબ્ધ સહ્ય બનતું હોય તો તેનું કારણ એ છે કે વારસાઈના હિંદુ કાયદાએ ધનિક વર્ગના શાસનને ઊભું થતું અટકાવ્યું છે. મહોદય, આપણે સામાજિક દાસત્વમાં આર્થિક ગુલામી ઉમેરવા ઈચ્છતા નથી. જો માણસો સામાજિક દ્રષ્ટિએ સ્વતંત્ર ન હોય તો એમને આર્થિક દ્રષ્ટિએ સ્વતંત્ર થવા દો. તેથી, હું, વારસાઈની એ વાજબી અને ન્યાયી પદ્ધતિને નાબૂદ કરવાનો સંપૂર્ણ વિરોધી છું. આ તબક્કે હું, આ વિધેયક રજૂ કરનારને એક નમ્ર સૂચન કરવા માગું છું. હું આ વિધેયકના પહેલા વાચનને મારો ટેકો આપવા તૈયાર છું, પરંતુ એ શરતે કે તેઓ વિધેયકમાં જોગવાઈ પ્રમાણે ખાતાંના એકત્રીકરણ અને વિસ્તૃતીકરણની રીતને વરેલા ન હોય. મહોદય, હું માનું છું કે વધુ સારી રીત તો એ છે કે ધોરણસરના વિસ્તારો માટે સહકારીખેતી શરૂ કરવી અને તેમાં સમાવિષ્ટ નાની પટ્ટીઓના માલિકોને ખાનગી માલિકીનો નાશ કર્યા વગર ખેતીમાં જોડાઈ જવાની ફરજ પાડવી. જો આમ કરવામાં આવે, જો આ અંગેની કંઈક જોગવાઈ વિધેયકમાં કરવામાં આવે, તો હું વિધેયકને ચોક્કસ ટેકો આપીશ. (શ્રી. એફ. જી. એચ. એન્ડરસને, અસંમતિ દર્શાવી). માનનીય સભ્ય શ્રી. એન્ડરસન, જમાબંધી કમિશનર તેમનું માથું હલાવે છે, પરંતુ હું માનનીય સભ્યને કહી શકું છું કે જે રીત હું સૂચવું છું તે મારી પોતાની રીત નથી. પરંતુ એ એવી પદ્ધતિ છે જે ઈટાલીમાં પ્રવર્તમાન છે, ફ્રાન્સમાં પ્રવર્તમાન છે અને ઈંગ્લેંન્ડનાં ઘણા ભાગોમાં ભારે મોટા ફાયદા સાથે તેનો અમલ કરાઈ રહ્યો છે. મહોદય, આ સંબંધમાં હું માનનીય ગૃહના નેતાને ઉત્સાહપૂર્વક સૂચન કરીશ કે તેઓ, શ્રી. ઓટ્ટા રોથફેલ્ડ પોતાના પુસ્તક : "ઇમ્પ્રેશન્સ ઓફ ધી કો-ઓપરેટિવ મુવમેન્ટ ઈન ફ્રાન્સ એન્ડ ઈટાલી" માં જે કહે છે તે અંગે પોતે કાળજીપૂર્વક વિચારણા કરે. એ પુસ્તકમાંથી એક ફકરો હું અહીં ટાંકીશ :

"એકંદરે આ પ્રવૃત્તિ એક એવી પ્રવૃત્તિ છે જેમાં વિશાળ શક્યતાઓ પડેલી છે. આ પ્રવૃત્તિનું અનુકરણ, યુધ્ધ પછી, સારાં પરિણામો સહિત ફ્રાન્સમાં થઈ રહ્યું છે અને રૂમાનિયામાં આવા જ પ્રકારના સહકારથી દેશના ખેતીવિષયક વહીવટમાં લગભગ ક્રાન્તિ આવી ગઈ છે. એ શક્ય છે કે સહિયારી સહકારી ખેતીના પરિણામે, "બિનપોષણક્ષમ ખાતાં" અને "મિલકતના વધુ પડતા પેટા-વિભાજન"ના વિવાદગ્રસ્ત મુદ્દાઓની આસપાસ ચકરાવો લેતી, ડેક્કનની ગરીબીગ્રસ્ત વણસુધરેલી ખેતીની એ સમસ્યાઓનો "ઉકેલ કદાચ મળી આવે."

આવા ઉકેલના પરિણામે કોઈ પણ ભોગે આવું થવા પામશે કે, ખેતી ન કરતા હોય તેવા વર્ગોના ખુશમિજાજ સુધારકો દ્વારા વારંવાર ભલામણ કરાતી વારસાઈના

રૂઢિચુસ્ત અધિકારોમાંની ક્રાન્તિકારી ડખલ દૂર થશે અને એવાં પરિણામોની પરંપરાથી જો કાયદો નાનાં બાળકોને વારસામાંથી હઠાવી દેવામાં ડખલ કરતો હોય તો, અપેક્ષા રાખી શકાય તેવી કુટુંબોની મર્યાદામાં અવરોધ ઊભો નહિ થાય.

તેથી, મહોદય, એ જોઈ શકાશે કે આવી પદ્ધતિનો અન્યત્ર અને સફળતાપૂર્વક વાસ્તવિક રીતે પ્રયોગ કરવામાં આવે છે. આટલું કહીને હું સમાપન કરીશ કે જો માનનીય ગૃહના નેતા આ તમામ સૂચનોની કાળજીભરી વિચારણા કરવાના હોય અને પ્રવર સમિતિમાં સૂચવવામાં આવે તેવા કોઈ પણ સુધારાનો વિરોધ, તેવા સુધારા સૈદ્ધાંતિક છે અને વિધેયકમાં વિચારવામાં આવ્યા પ્રમાણે ખાતાંના એકત્રીકરણ અને વિસ્તૃતીકરણની રીતને વરેલા નથી એ કારણસર કરવાના હોય, તો વિધેયકના પહેલા વાચનને ટેકો આપવામાં મને વાંધો નથી.



# ૨૮

# નાના ખાતેદારોની રાહત માટેના વિધેયક અંગે : ૨

## (અસંમતિની કાર્યનોંધ)

### મુંબઈના રાજ્યપાલની પરિષદની કાર્યવાહી
### મુંબઈના ગવર્નરની વિધાન પરિષદના સચિવ દ્વારા
### વિધાન પરિષદની કચેરી

કાઉન્સિલ હૉલ, પૂના, ૧૦માં જુલાઇ, ૧૯૨૮

નં. ૮૯૪- તા. ૩૦મી જૂન, ૧૯૨૮ના મુંબઈ સરકારના ગેઝેટના ભાગ ૫ નાં પૃષ્ઠ ૩૪-૩૯ પર પ્રસિધ્ધ કરાયેલા ૧૯૨૭ ના વિધેયક નં. ૧૬(ખેતીની જમીનનું વધુ પડતું પેટા-વિભાજન અટકાવવા માટેનો અને આવી જમીનના એકત્રીકરણને ઉત્તેજન આપવા માટેનો અધિનિયમ) અંગેના પ્રવર સમિતિના અહેવાલની પાદનોંધના સંદર્ભમાં, એવું જાહેર કરવામાં આવે છે કે ડૉ.બી. આર. આંબેડકર, વિધાન પરિષદના સભ્યે, નીચે દર્શાવેલી અસંમતિની કાર્યનોંધને અધીન રહીને, પ્રવર સમિતિના અહેવાલ પર સહી કરી છે :

### (ડૉ. બી. આર. આંબેડકર, વિધાન પરિષદના સભ્ય દ્વારા અસંમતિની કાર્યનોંધ)

૧. આ વિધેયકના ભાગ ૧માં એવા અનુમાનથી શરૂઆત કરવામાં આવી છે કે નફાકાર ખેતીના હેતુઓ માટે હમણાં આપણી પાસે છે તેના કરતાં વધુ મોટાં ખેતરો

હોવાં જરૂરી છે. આ અનુમાન સાચું હોવા અંગે મને તદ્દન સંતોષ નથી, પરંતુ એ સાચું છે એવું માની લઈએ તો પણ, વિધેયકના આ ભાગ અંગે પોતાની સંમતિ આપતાં પહેલાં દરેક વ્યક્તિ જે વિશે પોતાને સંતોષ થાય તેવો મુખ્ય પ્રશ્ન એ છે કે " શું આ વિધેયકથી હાલનાં નાનાં ખેતરોમાંથી મોટાં ખેતરો ઊભાં થવાની સમસ્યા હલ થાય છે ? અને તે પણ એવી રીતે કે તેની સામે કોઈ ગંભીર વાંધો ઊભો કરી ન શકાય ?

૨. ધોરણસરનો એકમ એકવાર નિયત કરાય પછી તેને નિભાવવા માટે વિધેયક દ્વારા પ્રયોજવામાં આવેલી પ્રયુક્તિ બેવડી છે. પ્રથમ, ધોરણસર કરતાં વધુ નાનાં ખેતરોના માલિકોને તે સખત શિક્ષા કરે છે જેથી કરીને નાના ખેતરની માલિકી તેને માટે લાભપ્રદ નીવડવાને બદલે એક બોજ બની રહેશે. બીજું, ભવિષ્યમાં નાનાં ખેતરો બિલકુલ અસ્તિત્વમાં આવશે નહિ એવી તેમાં જોગવાઈ કરવામાં આવી છે એ કારણે તે નાનાં ખેતરોની માલિકી અંગે નિષેધ ફરમાવે છે. આ બીજી બાબતના એક દ્રષ્ટાંત તરીકે જેને જોઈ જવું હોય તેને વિભાજનો અંગે નિયંત્રણો જોઈ જાય. તેથી, એ દેખીતું છે કે વિધેયક દ્વારા અપનાવાયેલ પ્રયુક્તિમાં લોકોની માલિકીના અધિકારો ખતરામાં આવી પડયા છે.

૩. હું આ પ્રયુક્તિનો ત્રણ કારણોસર વિરોધ કરું છું. પ્રથમ, કારણ કે તે મિલકતના અધિકારોને અસરકર્તા છે. જો આ વ્યવસ્થામાં એવું હોત કે જમીનની માલિકી રાજયની છે અને જમીનનો વહીવટ પણ રાજયનો છે, તો મિલકતના અધિકારો પરનું આ આક્રમણ આટલી ચિંતાજનક બાબત ન ગણાત, પરંતુ આ વ્યવસ્થા એવી છે કે તેના પરિણામે કેટલાક જમીનદારોમાં બાકીના જમીનદારોને ભોગે લોલુપતા આવી જશે. મારા મનમાં શંકા નથી કે વિધેયકમાં આપનાવાયેલ પ્રયુક્તિની અસરથી કેટલાક જમીનની માલિકી ધરાવતા ખેડૂતો જમીનવિહોણા મજૂરો બની જશે. જમીનની માલિક ધરાવતા આવા કેટલા ખેડૂતો પોતે આવી મુસીબતમાં મુકાઈ જશે એની કલ્પના કરવી મુશ્કેલ છે. એ બધી બાબતોનો આધાર, ધોરણસરનું ખેતર કેટલું મોટું રહેશે તેના પર રહેશે. જો એવું ધોરણ, વાસ્તવિક કરતાં ઘણું ઊંચું હોય તો તેની અસર જે ધોરણ વાસ્તવિકની લગભગ સરખું હોય તો જે અસર જેટલા વર્ગ પર પડે તેના કરતાં, વધુ મોટા વર્ગ પર પડશે. આનાથી થનાર નિર્વાસિતપણાના પ્રમાણનો ભાર હજી જાણવામાં નથી

આવ્યો અને એ જ્યારે ધોરણ સુનિશ્ચિત કરવામાં આવે ત્યારે જ જાણી શકાશે. પરંતુ બહુમતી ખેડૂતો નાનાં ખેતરોના માલિકો છે તેથી આ ભય વ્યાપક બની ગયો છે. વિધેયક માટેનો વિરોધ મુખ્યત્વે આ ભયમાંથી ઊભો થયો છે અને હું એ કહેવા તૈયાર નથી કે વિરોધ અકારણ છે. સમાજના આર્થિક પાયામાં આવા ક્રાન્તિકારી પરિવર્તનના ભાવિ આશાસ્પદ પાસાને હું સ્વસ્થતાથી જોઈ રહી શકું નહિ.

૪. વિધેયકની પ્રયુક્તિ સામેના મારી વિરોધનું બીજું કારણ એ છે કે તે નિષ્ફળ બની રહેશે અને મહદંશે પરિસ્થિતિને યથાવત્ રાખશે. નાના ખેતરના પડોશી માલિકોને સફીલ હક આપવામાં આવ્યો છે જેનો ઉદ્દેશ સંલગ્ન નાનાં ખેતરોનું જોડાણ કરવાનો છે. પરંતુ આ સફીલ હકનો અમલ માત્ર ત્યારે જ કરી શકાશે કે જ્યારે માલિક વેચવા માગતો હોય અને જ્યારે પડોશી, માલિકની શરતો સ્વીકારવા રાજી હોય. સફીલદારીનો પ્રસંગ ઉપસ્થિત નહિ થાય; કારણ કે નાના ખેતરનો માલિક (હું જૂના ટુકડાઓનો ઉલ્લેખ કરું છું) તે ધારણ કરવાનું ચાલું રાખે. બીજી બાજુ, સફીલદારીનો પ્રસંગ ઉપસ્થિત થાય પરંતુ તે નિષ્ફળ જાય કારણ કે કોઈ પણ પડોશી, માલિકની શરતો સ્વીકારી ન શકે. આ બંને કેસોમાં, નાનાં ખેતરોનું વહેલી તકે જોડાણ કરવાની ઇચ્છા હોવા છતાં હાલનાં નાનાં ખેતરો અચોક્કસ મુદત સુધી ચાલુ રહેશે.

૫. આ બધું જવા દઈએ તો પણ મને લાગે છે કે વિધેયકના ભાગ- ૧ની પ્રયુક્તિથી, વિધેયકની દ્રષ્ટિમાં જે હેતુ છે તે હેતુની અતિશયોક્તિ થવા પામે છે. વિધેયકનો હેતુ છે, હમણાં જે પરિસ્થિતિ છે તેનાથી જુદું, એક જ ખેડાણ હેઠળ વધુ મોટાં ખેતરો લાવવાં, હવે મને લાગે છે કે જો આપણે, જુદા જુદા માલિકોની માલિકીનાં નાનાં ખેતરોને ખેતી માટે જોડી દઈ શકીએ, તો આપણે તેટલેથી જ અટકી જવું જોઈએ અને, એક જ માલિકી સંયુક્ત ખેતી માટે છે તે સાબિત ન થાય ત્યાં સુધી, નાનાં ખેતરોને એક જ વ્યક્તિની માલિકી હેઠળ લાવવાનો પ્રયાસ કરવો જોઈએ નહિ. હું એ બાબતમાં નિશ્ચિત છું કે ધોરણસરના કદનાં સહકારી ખેતરો સ્થાપવાના પરિણામે, વિધેયક હેઠળ આપણે જે કંઈ માગીએ છીએ તે આપણને મળશે અને નાનાં ખેતરોના માલિકોને વિનાશમાંથી બચાવી લેવાશે. આ યોજના હેઠળ, ખેડૂતની માલિકી યથાવત્ રહેશે સિવાય કે, તે પોતાના ખેતરને સંલગ્ન ખેતર કેખેતરો સાથે, એ રીતે ખેડાયેલો કુલ વિસ્તાર ધોરણસરના એકમ જેટલો અથવા તેથી વધુ થાય તે જોડવા સંમત "

થાય ત્યાં સુધી તેને તે રીતે ખેડવાની છૂટ રહેશે નહિ. જમીનની સાથોસાથ અગ્નિ-ત્રમાં રહેનારો આવો કોઈ કરાર કરવામાં આવે તો તેનાથી, વિધેયકમાં જે નિયંત્રણો તબદીલીઓ અને વિભાજનો પર મૂકવા વિચાર્યું છે તે નિયંત્રણોની જરૂરિયાત સંપૂર્ણપણે દૂર કરવામાં આવશે કારણ કે, જે કોઈ વ્યક્તિ જમીનનો ટુકડો સંપાદિત કરે તે વ્યક્તિ સહકારી ખેતરના ખેડાણ માટેની વ્યવસ્થાને ખલેલ પહોંચાડી નહિ શકે. કરારના કારણે, જમીન જેને તબદીલ કરાઈ હોય તે વ્યક્તિ માટે ખેતરને સહિયારા તરીકે ખેડવાની ફરજ બની જશે. સહકારી ખેતર એ શેરહોલ્ડરોની કંપની જેવું ગણાશે જેમાં શેરહોલ્ડરો બદલાઈ જાય તો પણ કંપની એની એ જ રહે છે. આ યોજના તેના અમલની દ્રષ્ટિએ સ્પષ્ટ અને સરળ છે અને તેનાથી હાલના વિધેયકનાં અનિષ્ટો દૂર થાય છે.

૬. આવી યોજના અંગે શો વાંધો હોઈ શકે તે મને સમજાતું નથી.એક હકીકતની દ્રષ્ટિએ, આવી પદ્ધતિ ખરેખર ઘણા યુરોપીય દેશોમાં અને ખાસ કરીને ઇટાલીમાં કાર્યરત છે, પરંતુ મેં ઉપર રૂપરેખા આપી જણાવેલી યોજના માટે ટેકો મેળવવા ખેતરવા જવું બિનજરૂરી છે. હું એટલું કહી શકવા જેટલો પૂરતો ભાગ્યશાળી છું કે મેં ઉપર રેખાચિત્ર તરીકે બનાવેલી યોજનાનો ખુદ વિધેયકના એક ભાગમાં સ્વીકાર કરવામાં આવ્યો છે. પ્રવર સમિતિએ સુધાર્યા પ્રમાણેના વિધેયકના ખંડ ૨૧ને મળતા આવતા મૂળ વિધેયકના ખંડ ૧૯ ના ઉલ્લેખથી જણાશે કે જમીનનો કોઈ નવો ટુકડો, અન્ય કોઈ સંલગ્ન ખેતર સાથે તેને જોડી દેવામાં ન આવે ત્યાં સુધી,ખેડી શકાશે નહિ. હું કહું છું કે આ બીજું કંઈ નથી પણ એક સહકારી યોજના છે જે મેં ઉપર સૂચવી છે. મારા અને પ્રવર સમિતિ વચ્ચે એકમાત્ર તફાવત એ છે કે તે સહકારી યોજનાને જમીનના નવા ટુકડાઓ પૂરતી મર્યાદિત રાખે છે; જ્યારે હું, જમીનના તમામ ટુકડાઓને તે લાગુ પાડવાની દરખાસ્ત કરું છું. જ્યારે હું એમ કહું કે શા માટે આ યોજના એકનો કેસ સંતોષકારક બનાવે છે અને બીજાનો કેસ નથી બનાવતી એ વાજબી ઠરાવવાનું કામ પ્રવર સમિતિનું છે ત્યારે મને લાગે છે કે અમારી બંનેની વચ્ચે હું સાચો છું. જમીનના જૂના અને નવા ટુકડાઓ વચ્ચેનો આ ભેદ વાજબી ઠરાવવાનું કોઈ કારણ હું જોતો નથી.

૭. ઉપર આપેલાં કારણોસર હું વિધેયકના ભાગ ૧ ને ટેકો આપી શકું નહિ, જોકે હું તેના હેતુઓ અને ઉદ્દેશોનો વિરોધ કરતો નથી, ભાગ ૨ ની બાબતમાં, હવે તે કેવળ

એકત્રીકરણ પૂરતો જ મર્યાદિત હોવાને કારણે, મારે કોઈ વાંધો ઉઠાવવાનો નથી. તેમ છતાં, હું આટલું કહું કે મારી યોજના હેઠળ એકત્રીકરણ માટેની જોગવાઈ બિનજરૂરી બની જશે. સહકારી ખેતર એટલે મોટું અને એકત્રિત ખાતું એમ જ અંને થશે.



## ૨૯

# નાના ખાતેદારોની રાહત માટેના વિધેયક અંગે : ૩

**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : મહોદય, હું એક પ્રશ્ન પૂછવા માગું છું કારણ કે નિયમ ૧૯ સમજવામાં મને કંઈક મુશ્કેલી જણાય છે. બેશક એ એવી બાબત છે જેનો સૌ પ્રથમ નિર્ણય અધ્યક્ષે કરવો જોઈએ કે અમુક સુધારો કે અમુક વિધેયક માટે અગાઉથી મંજૂરી લેવી જરૂરી બની જાય છે કે કેમ. ખંડ(૨)માં જણાવાયું છે કે જો અધ્યક્ષના મતે કોઈ બાબત માટે અગાઉથી મંજૂરી લેવી જરૂરી બની જાય તેમ હોય તો અધ્યક્ષે "નોટિસ મળે ત્યાર પછી બને એટલી ઉતાવળે એ વિધેયક અથવા સુધારો રાજયપાલને મોકલવાનો રહેશે અને, જરૂરી બનતી પૂર્વ મંજૂરી આપવામાં આવી છે એવું રાજયપાલ અધ્યક્ષને જણાવે નહિ ત્યાં સુધી, નોટિસને કામકાજની યાદી પર મૂકવાની રહેશે નહિ. ખંડ (૩)માં ઇરાદાપૂર્વક જણાવવામાં આવ્યું છે :

"જો કોઈ એવો પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવે કે કોઈ વિધેયક કે સુધારો, જેને પૂર્વમંજૂરીથી હોય તે સિવાય દાખલ કે રજૂ કરી ન શકાય તેવું વિધેયક કે સુધારો છે કે નહિ, તો તેવો પ્રશ્ન, પૂર્વ મંજૂરી જરૂરી હોય તે પૂર્વમંજૂરી આપવાની જેને સત્તા હોય તેવા સત્તાધિકારી સમક્ષ રજૂ કરવામાં આવશે અને તે સત્તાધિકારીનો નિર્ણય આખરી ગણાશે.

ઉપસ્થિત થવાનું ખંડ (૨) માં વિચારાયું છે તે પ્રશ્ન, અધ્યક્ષ અને સુધારો કે વિધેયક અંગે જેમણે નોટિસ આપી હોય તે સભ્ય વચ્ચેનો છે. જેમણે સુધારા કે વિધેયક

અંગે નોટિસ આપી હોય તે સભ્યને જો એમ લાગે કે તેમના વિધેયક કે સુધારાને પૂર્વ મંજૂરી જરૂરી નથી તો ખંડ(૩) થી તેમને તે બાબત આખરી સત્તાધિકારી, રાજ્યપાલને પુછાવવાનો અધિકાર મળે છે. તેથી મને જણાય છે-હું સાફ સાફ કહીશ કે મેં કોઈ સુધારો રજૂ કર્યો નથી અને તેથી હું પ્રત્યક્ષ રીતે નિસ્બત ધરાવતો નથી- કે આ બાબત એટલી બધી મહત્ત્વની છે કે જો તમે તેનું ધ્યાન નહિ રાખો તો તે અંગે આ ગૃહની અંદર ચર્ચા કરવી જોઈએ. વિધેયકો રજૂ કરવાના આપણા અધિકારો ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ દ્વારા એટલા બધા મર્યાદિત કરી નાખવામાં આવ્યા છે કે જો થોડીક કલમોનો લાભ જેનાથી આપણને આવશ્યક એવો જોકે થોડો થોડોય અધિકાર આપણને મળી રહે છે-આપણને આપવામાં આવતો ન હોય તો, મહત્ત્વનો ગણી શકાય તેવો કાયદો કરવાની બાબતમાં પોતાનાથી બની શકે તેટલું કરવાનો પ્રયાસ કરવામાં આ ગૃહને ભારે પંગુપણું અનુભવવું પડત. તેથી, હું ખરેખર એ જાણવા માગું છું કે નિયમ ૧૯ હેઠળ અધ્યક્ષ આખરી સત્તાધિકારી છે અને પૂર્વમંજૂરી આપવાની સત્તા જેમનામાં નિહિત કરવામાં આવી હોય તેવા સત્તાધિકારને અપીલ કરવાનો અધિકાર નથી તેવો આપનો અભિપ્રાય છે કે કેમ.

જો આપ મને પરવાનગી આપો તો મારા વિદ્વાન મિત્રે જેના માટે પરવાનગી માગી છે તે વિધેયકના આધારે ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૨૯૯, પેટા કલમ (૩) નો હું ઉલ્લેખ કરીશ. જો હું વિધેયકને સમજતો હોઉં તો ટેકનિકલ દ્રષ્ટિએ તેને ઉપાયાત્મક પગલા તરીકે ગણાવી શકાય.

**માનનીય અધ્યક્ષ :** ચાલો આપણે બંને મુદ્દાઓને સ્પષ્ટ કરી લઈએ. એક મુદ્દો જે માનનીય સભ્ય શ્રી. પારુલેકરે ઉપસ્થિત કર્યો છે તે નિયમ ૧૯ના અર્થઘટન અંગે છે કે જ્યારે સભ્ય અને અધ્યક્ષ વચ્ચે કોઈ પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે અધ્યક્ષ એ આખરી સત્તાધિકારી છે કે કેમ એ એક મુદ્દો છે. નિયમ ૧૯નું મારું અર્થઘટન કેવું છે તે મેં જણાવ્યું છે. માનનીય સભ્ય શ્રી. પારુલેકરે રજૂ કરેલા અમુક સુધારા માટે કલમ ૨૯૯ (૩) હેઠળ મંજૂરી જરૂરી છે કે નહિ એ પ્રશ્નની વાત કરીએ તો એ એક સ્વતંત્ર પ્રશ્ન છે. મેં માનનીય સભ્યને ખબર આપી જ દીધી છે કે હું તેમના સુધારાના પ્રશ્ન પર આ ગૃહમાં કશી ચર્ચા કરવા દેવાનું વિચારતો નથી. હું તેના અંગેના નિર્ણય લઈ જ ચૂક્યો છું. જો માનનીય સભ્ય નિયમ ૧૯ના પેટા-નિયમ(૩) ના અર્થઘટન અંગે કોઈ દલીલ રજૂ કરે તો તે સાંભળવા હું તૈયાર છું.

**ડૉ. બી. આર. આંબેડકર :** વિધેયક ગેવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૨૯૯ની પેટા-કલમ(૩)ના ક્ષેત્રધિકારની અંદર આવી શકે નહિ એવું દર્શાવવાની મને પરવાનગી અપાય નહિ ત્યાં સુધી, નિયમ ૧૯ (૩)ના અર્થઘટન વિશે દલીલ કરવી મારે માટે નિરર્થક છે. જો મારે તમને એવી પ્રતીતિ કરાવવી હોય કે જેમનો સુધારો ફગાવી દેવામાં આવ્યો હોય તેવા નારાજ થયેલા સભ્યને નિયમ ૧૯ (૩)થી રાજ્યપાલને અપીલ કરવાનો અધિકાર મળે જ છે તો મારી રજૂઆત એ છે કે કલમ ૨૯૯ (૩) અંગે વિચારણા કરવી જોઈએ. ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૨૯૯ની પેટા-કલમ (૩) દ્વારા જે દૂર કરવાની ઇચ્છા રખાઈ છે તે નુકસાનની અંદર આ વિધેયક ખરેખર આવી જાય છે કે કેમ તે અંગે મને દલીલ કરવા દેવા જો આપ તૈયાર ન હો તો મારે માટે દલીલ કરવાનું તદ્દન નિરર્થક બની રહેશે. ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૨૯૯ ની પેટા-કલમ (૩) વાંચતાં મને જણાય છે કે આ વિધેયકને, જેઓ નારાજ થયા છે તે સભ્ય આખરી મંજૂરી મેળવે નહિ ત્યાં સુધી, મુલતવી રાખવાનું રહેશે, કારણ કે તેનાથી સભ્યને આ વિધેયકની સૌથી વધુ મહત્ત્વની જોગવાઈઓ અંગે ચર્ચા કરવામાંથી રોકવામાં આવ્યા છે. એ તો આ સમગ્ર પ્રશ્નને અભરાઈએ ચઢાવી દેવા જેવું ગણાય. જો મને તક આપવામાં આવે તો હું બતાવીશ કે એ કેવી રીતે થાય. મેં તે અંગે વિચાર કર્યો છે. આ વિધેયક પણ નહિ અને મારા માનનીય મિત્ર શ્રી પારુલેકરે રજૂ કરેલો સુધારો પણ નહિ તેમ જ મારા પક્ષના સભ્યો પણ નહિ, કલમ ૨૯૯ની પેટા-કલમ (૩)ના પરંતુકની અંદર એ કોઈ આવી શકે નહિ. જો આપ મને રજા આપો તો હું એ બે મિનિટમાં કરીશ.

**માનનીય અધ્યક્ષ :** વ્યક્તિગત સુધારાને લાગે વળગે છે ત્યાં સુધી મેં એક રીતે નિર્ણય આપી જ દીધો છે. હવે જો, તે બાબતમાં હું આપી જ ચૂક્યો હોઉં તેવા અમુક કોઈ સુધારાનો અથવા કોઈ આદેશનો ઉલ્લેખ કર્યા વગર, માનનીય સભ્ય એમ કહેવાની ઇચ્છા રાખે કે સમગ્ર વિધેયક કઈ રીતે કલમ ૨૯૯ની ક્ષેત્રમર્યાદાની બહાર છે, તો તે એક જુદો પ્રશ્ન ગણાશે અને હું તેમને તે પ્રશ્ન અંગે સાંભળવા માટે તૈયાર છું.

**ડૉ. બી.આર. આંબેડકર :** મહોદય, હું આપનો આભારી છું.

મહોદય, હું કહી રહ્યો હતો તે પ્રમાણે, આ વિધેયક એક એવું વિધેયક છે જેને કેવળ એક ઉપાયાત્મક પગલું કહી શકાય. કોઈ વ્યક્તિ કોર્ટમાંથી હુકમનામું મેળવે તે

હુકમનામાનો અર્થ એ થાય કે તેને અમુક વ્યક્તિ સામે અમુક અધિકારો મળે છે. આ વિધેયકમાં જે કંઈ કહેવાયું છે તે આટલું જ છે કે દેણદાર સામે કે બીજી કોઈ વ્યક્તિ સામે હુકમનામાના પરિણામે તે વ્યક્તિને ગમે તે અધિકાર પ્રાપ્ત થયા હોય તો પણ, અમુક તારીખ એટલે કે ૩૧ મી માર્ચ, ૧૯૩૯ ન આવે ત્યાં સુધી એ અધિકારોનો અમલ કરી શકાશે નહિ. હું સમજું છું કે આ વિધેયકનો એટલો સારાંશ છે. તેથી, આ ઉપાય, અધિકારોની અમલબજવણીની છણાવટ કરે છે. અધિકારોનો લોપ થઈ જાય કે તેમાં ફેરફાર થાય તેની સાથે તેને કશી લેવાદેવા નથી. આ મારી પ્રથમ રજૂઆત છે. કોઈ વ્યક્તિને મળ્યો હોય તેવા અધિકારના લોપ કે ફેરફાર વચ્ચે અને તેવા અધિકારની અમલબજવણીમાં વિલંબ કે મોકૂફી વચ્ચે હું ભેદ પાડીશ.

બીજું, કલમ ૨૯૯નો પેટા ખંડ (૩), આ ભૂમિના અધિકારોના લોપ અને ફેરફાર પૂરતો મર્યાદિત છે. હવે, આ ઉપાય પોતે, જમીન અંગેના અધિકારોના અમલ પૂરતો મર્યાદિત નથી; તે, દેવાંને અને ગણોતિયાઓની કબજા છોડાવણીને પણ લાગુ પડે છે.

જે ભેદ હું પાડવા માગું છું તે આ છે. કોઈ અધિકારની અમલબજાવણીની મોકૂફી એ તે અધિકારના લોપ કે ફેરફાર કરતાં કંઈક વધુ અંશે ભિન્ન છે. અદાલતોએ આપેલા હુકમનામા મારફત પક્ષકારોને પ્રાપ્ત થતા હોય તેવા અધિકારોને ફક્ત મોકૂફ રાખવાનો જ વિધેયકનો ઉદ્દેશ હોઈને, એ એવું વિધેયક નથી કે જેને આ ભૂમિમાંના અધિકારોનો લોપ કે તેમાં ફેરફાર કરતું વિધેયક કહી શકાય. પરિણામે, હું કહેવા માગું છું કે આ ભૂમિમાંના અધિકારોનો જે લોપ નથી કરતું કે તેમાં ફેરફાર નથી કરતું તેવું આ વિધેયક અને સુધારા એ બંને વસ્તુ કલમ ૨૯૯ (૩) ના નુકસાનની અંદર આવશે નહિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** ધારો કે હિઝ એકસેલન્સી તેમની સમક્ષ રજૂ કરાયા હોય તેવા સુધારાઓને મંજૂરી આપે તો શું આપ વિધેયકની વિચારણા કરવાનું મુલતવી રાખશો ? હિઝ એકસેલન્સી વિધેયકની બાબતમાં તેમણે જેમ કર્યું એ રીતે સુધારાઓને પોતાની મંજૂરી આપી શકે છે. તેવા પ્રસંગે, શું થશે ?

**માનનીય અધ્યક્ષ;** હું એમ થતું જોઈને ચોક્કસ ખુશ થઈશ કે રજૂ કરાયેલા દરેક સુધારાને ગૃહની અંદર ચર્ચાવાની પૂરી તક મળે અને કોઈ પણ સુધારાને, મંજૂરી નથી મળી તેવા કારણસર બંધ કરી દેવામાં આવે. એટલા માટે જ મેં મને પડતી મુશ્કેલીનો ઉલ્લેખ કર્યો. જ્યારે સભ્યોએ, વિધેયક લાંબા સમયથી તેઓની સમક્ષ હોવા

છતાં, આજે ૧૨ કે ૧ વાગ્યે સુધારાઓ મોકલ્યા. મને જે લાગી રહી છે તે મુશ્કેલી એટલી જ છે અને એ જ કારણ છે કે મેં શા માટે એમ કહ્યું કે સુધારાઓ બને એટલા જલદી રજૂ કરી દેવા જોઈએ. ત્રણ માનનીય સભ્યો છે જેમણે સુધારાઓ આજે રજૂ કર્યા છે. તે બધાને બારીક નજરે જોઈ જવાનું અને તેમાંના કંઈ પણ સુધારાને માટે મંજૂરી આવશ્યક છે કે તેનો નિર્ણય કરવાનું મુશ્કેલ છે. અભિપ્રાય અંગેના પ્રમાણિક મતભેદનો અવકાશ હોઈ શકે. તેથી, મને એની ખબર નથી કે હવે રજૂ કરવામાં આવેલા તમામ સુધારાઓની બાબતમાં નોટિસ જતી કરવાનું મારે માટે શક્ય બનશે કે કેમ ?

પરંતુ, અગાઉના સુધારાઓને લાગેવળગે છે તેટલા પૂરતું હું ચોક્કસ પ્રયાસ કરીશ અને જોઈશ કે સભ્યોને તે સુધારાઓ રજૂ કરવાની તક અવશ્ય મળે.



# ૩૦

# મુંબઈ પોલીસ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૧

ડૉ.બી.આર.આંબેડકર (મુંબઈ શહેર) : મહોદય, આપણી સમક્ષ રજૂ થયેલ વિધેયકનો નીચેનો સુધારો હું રજૂ કરવા માગું છું.

પેટા કલમ (૨ બી) પછી નીચેનો મજકૂર દાખલ કરવો, એટલે કે

(૨ સી) (૧) પ્રાંતિક સરકારને એવી ખાતરી થાય કે મુંબઈ શહેરમાં કે તેના કોઈ પણ ભાગમાં શાંતિનો કે જાહેર સુલેહનો ભંગ થયો છે અથવા તો જુદી જુદી કોમો કે તેમના સમૂહો કે ટોળીઓ કે જૂથો વચ્ચેના સંઘર્ષના પરિણામે ભંગ થવાનો સંભવ છે તો તે, સરકારી ગેઝેટમાં જાહેરાત (અહીં હવે પછી "કટોકટીની જાહેરાત તરીકે ઉલ્લેખ કરાયેલ) દ્વારા જાહેર કરી શકશે કે કટોકટી અસ્તિત્વમાં છે.

(૨) કટોકટીની જાહેરાત -

(ક) પાછળની જાહેરાત દ્વારા કોઈ પણ સમયે ફોક કરી શકાશે, અને

(ખ) એક મહિનો પૂરો થાય તે પહેલાં એક મહિનાની મુદત નવેસર અમલમાં રાખવામાં ન આવે ત્યાં સુધી, એક મહિનો પૂરો થયેથી અમલમાં રહેતી બંધ થશે.

(૩) પ્રાંતિક સરકારે ખંડ (૧) હેઠળ કટોકટીની જાહેરાત પ્રસિદ્ધ કરી હોય ત્યાર પછી પોલીસ કમિશનરને જ્યારે જ્યારે એમ જણાય કે મુંબઈ શહેરમાં કોઈ પણ વ્યક્તિની હાજરી, હિલચાલ કે કામગીરીથી ભય અથવા ગભરાટ થાય એમ છે અથવા થાય તેવો અંદાજ છે અથવા એવી વાજબી શંકા અસ્તિત્વમાં હોય કે જેનાથી આવી

વ્યક્તિની યોજના દ્વારા શાંતિ કે જાહેર સુલેહનો ભંગ થવાનો અંદાજ રખાતો હોય ત્યારે ત્યારે તેઓ દાંડી પિટાવીને અથવા તેમને યોગ્ય લાગે તેવી બીજી કોઈ રીતે એવી વ્યક્તિને ફરમાવી શકશે કે તેણે પોતાની જાતે એવું વર્તન કરવું કે જે શાંતિના ખલેલને ટાળવા માટે તેમને જરૂરી લાગે તેવું હોય અથવા પોલીસ કમિશનર નિયત કરે તેવા સ્થળે, તેવા માર્ગે અને તેવા સમયની અંદર તેવી વ્યક્તિએ પોતાની મેળે ખસી જવું.

(૪) પોલીસ કમિશનરે ખંડ (૩) હેઠળ કરેલા હુકમથી નારાજ થયેલી કોઈ પણ વ્યકિત, એવા હુકમથી દસ દિવસની અંદર પ્રાંતિક સરકારને અપીલ કરી શકશે.

(૫) ખંડ (૪) હેઠળની અપીલને અધીન રહીને, પોલીસ કમિશનરે ખંડ (૩) હેઠળ કરેલો હુકમ આખરી ગણાશે.

(૬) આ કલમમાં અહીં આ પહેલાં જણાવેલા કોઈ પણ મજકૂરથી કોઈ પણ પોલીસ અધિકારી માટે, જેની સામે ખંડ (૩) હેઠળ હુકમ 'કરવામાં આવ્યો હોય તેવી વ્યકિત સમક્ષ અથવા કોર્ટ સમક્ષ, પોલીસ કમિશનરના અભિપ્રાય મુજબ જેની જાણકારીના પરિણામે કોઈ પણ બાતમીદારની ઓળખ અથવા તેનું નામ જાહેર થઈ જાય તેમ હોય તેવી તે પોલીસ અધિકારીની માહિતી કે કોઈ પણ કામગીરીનું મૂળ સાધન જાહેર કરવાનું જરૂરી બનશે નહિ.

(૭) પોલીસ કમિશનરે ખંડ (૩) હેઠળ કરેલા કે પ્રાંતિક સરકારે ખંડ (૪) હેઠળ કરેલા હુકમની, કટોકટી અમલમાં રહેવાનું બંધ થયા પછી, કશી અસર રહેશે નહિ."

પેટા ખંડ (૨) પછી નીચેનો પેટા ખંડ ઉમેરવો, એટલે કે-

(૩) પેટા કલમ (૩) માં અથવા (૨ એ)" એ શબ્દો કૌંસ, આંકડા અને અક્ષરને બદલે નીચેનું મૂકવું, એટલે કે : '૬૬ (૨ એ) અથવા (૨ સી)'

પ્રશ્ન રજૂ.

**ડૉ.બી. આર. આંબેડકર :** મહોદય, મેં જે રજૂ કર્યો છે તે સુધારાના ગુણદોષની છણાવટ કરવાની હું આગળની કાર્યવાહી કરું તે પહેલાં મને લાગે છે કે જો હું આ સુધારાની શી જરૂર છે તે ગૃહને દર્શાવવાનો પ્રયાસ કરું તો તે હિતાવહ ગણાશે. માનનીય

ગૃહમંત્રીએ આ વિધેયક દાખલ કરતાં જણાવ્યું છે કે મુંબઈ શહેર અને તેના નાગરિકો અમુક એવા અનિચ્છનીય તત્ત્વોનો શિકાર અને ભોગ બને છે જે સમાજના વધુ નબળા વર્ગો પર જુલમ ગુજારે છે અને તેમની છેડતી કરે છે અને સમાજના એવા વધુ નબળા વર્ગો પાસે કાયદાની અદાલત સમક્ષ જવાનો અને આવાં ખતરનાક તત્ત્વોને દોષિત ઠરાવીને તેમને શિક્ષા કરાવવાનો નિર્ધાર કે ઈચ્છા હોતી નથી; અને પરિણામે, ગૃહમંત્રીને લાગે છે કે આવાં ભયંકર તત્ત્વો દ્વારા જે લોકો રંજાડાતા હોય તેઓના જ હિતમાં પોલીસ કમિશનરને સુસજજ કરવાનું જરૂરી છે કે જેથી કરીને તેઓ તેમની સામે કાર્યવાહી કરી શકે. મહોદય, એમણે જે કહ્યું એની સાથે હું એકદમ સંમત થાઉં છું કે એમણે જેનો ઉલ્લેખ કર્યો એ જોખમ ખરેખર એક સાચું જોખમ છે.

જો ગૃહ મને એ કહેવાની છૂટ આપે તો તેમણે જેનો ઉલ્લેખ કર્યો છે એવા પ્રકારના અનિષ્ટથી હું ખૂબ સારી પેઠે વાકેફ છું. જેને હું મુંબઈ શહેરની અંધારી આલમ કહી શકું એમાં મેં મારા જીવનનો ઘણો મોટો ભાગ વીતાવ્યો છે. હું ૧૯૧૧ થી ૧૯૩૩ સુધી ઈમ્પ્રુમેન્ટ ટ્રસ્ટની ચાલીઓમાં મજૂરો અને નીચલા વર્ગના લોકો વચ્ચે રહ્યો છું અને હું લગભગ ખૂબ સારી રીતે, પોલીસ કમિશનર કે માનનીય ગૃહમંત્રી કરતાંય વધુ સારી રીતે, જાણું છું કે મવાલીઓ અને દાદાઓ કહેવાતા માણસો આ ગરીબ લોકોને કેવા રંજાડતા હોય છે એવી રંજાડનો ભોગ બનતા આ ગરીબ લોક માટે એ કેટલું સાવ અશક્ય હોય છે કે તેઓ કશી દાદ માગવા જાય કારણ કે ખુદ તેઓ વધુ રંજાડનો ભોગ ન બને એવા ડરથી કાયદાની અદાલતનો આશરો નથી લઈ શકતા અને ગુનેગારોને સજા નથી કરાવી શકતા. તેથી, મને લાગે છે કે રજૂ કરવા માટે લવાયેલું આ વિધેયક, આ કેસના સંજોગો જોતાં સંપૂર્ણ વાજબી અને ન્યાયી છે, પરંતુ મને લાગે છે કે આ શહેરના નાગરિકો જેનો ભોગ બને છે તેવો બીજો ભય છે અને તેના માટે તેમણે આ વિધેયકમાં કશો પ્રબંધ કર્યો નથી. મહોદય, જેનો હું ઉલ્લેખ કરું છું તે જરૂરિયાત છે કોમી રમખાણોમાંથી ઉત્પન્ન થતી જરૂરિયાત. મુંબઈ શહેરમાં થયાં હોય તેવાં કોમી રમખાણોને લગતા થોડાક આંકડા મારી પાસે છે. વર્ષ ૧૮૫૧ અને ૧૯૩૮ની વચ્ચે મુંબઈ શહેરમાં કુલ મળીને ૯ કોમી રમખાણો થયાં છે પહેલું રમખાણ ૧૭મી ઓક્ટોબર, ૧૮૫૧ના રોજ થયું; એ રમખાણ મુસ્લિમો અને પારસીઓ વચ્ચે થયું હતું. બીજું રમખાણ વર્ષ ૧૮૭૪માં થયું; એ પણ મુસ્લિમો અને પારસીઓ વચ્ચે હતું. ત્રીજું રમખાણ ૧૮૯૩માં થયું અને એ હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે હતું.

ચોથું રમખાણ ૧૯૨૯માં થયું એ પણ હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે હતું. પાંચમું રમખાણ ૧૯૩૨માં થયું. છઠ્ઠું રમખાણ ૧૯૩૩માં થયું. સાતમું રમખાણ ૧૯૩૬માં થયું, આઠમું રમખાણ ૧૯૩૭માં થયું અને નવમું રમખાણ ૧૭મી એપ્રિલ ૧૯૩૮ના રોજ થયું. આ તમામ રમખાણો હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે હતાં. ૧૮૯૩ના રમખાણમાં ૮૦ વ્યક્તિઓ મરાઈ હતી, ૬૦ મંદિરો તદ્દન નાશ પામ્યાં હતાં, ૭ મસ્જિદો નાશ પામી હતી અને ૨૭ દૂર્ગા નાશ પામી હતી. મને બીજાં રમખાણો અંગેના આંકડા મળ્યા નથી. ૧૯૨૯ના રમખાણમાં ૫૧ વ્યક્તિઓ મરાઈ હતી; ૧૯૩૨ના રમખાણમાં ૩૦૦ વ્યક્તિઓ મરાઈ હતી અને ૩૦૦થી વધુ વ્યક્તિઓ ઘવાઈ હતી. ૧૯૩૬માં ૬૧ વ્યક્તિઓ મરી ગઈ હતી અને ૫૫૦ વ્યક્તિઓ ઘવાઈ હતી. ૧૯૩૮ના વર્ષમાં- મારી પાસે ચોકકસ આંકડો નથી- ૧૨ વ્યક્તિઓ મરી ગઈ હતી અને ૧૨૦થી વધુને ઈજા થઈ હતી. જે ઝડપે આ રમખાણો થતાં રહ્યાં છે તે પણ રસપ્રદ અને મહત્ત્વનું છે જે ગૃહે ખ્યાલમાં રાખવું જોઈએ. મેં આપને કહ્યું તેમ પહેલું રમખાણ ૧૮૫૨માં થયું; બીજું રમખાણ, પહેલું રમખાણ થયું તેનાં ૨૩ વર્ષની અંદર થયું; ત્રીજું બીજા રમખાણનાં ૧૯ વર્ષ બાદ થયું; ચોથું, ત્રીજા રમખાણ પછી ૩૬ વર્ષે થયું, પાંચમું રમખાણ ચોથાનાં ૩ વર્ષની અંદર થયું; છઠ્ઠું રમખાણ પાંચમાના એક વર્ષની અંદર થયું; સાતમું રમખાણ, છઠ્ઠાનાં ૩ વર્ષની અંદર થયું; આઠમું રમખાણ સાતમાના એક વર્ષની અંદર થયું અને નવમું રમખાણ, આઠમાના એક વર્ષ કરતાં ઓછા સમયમાં થયું. હવે, મહોદય, આપણામાંના જેઓ આ હકીકતોથી સજાગ છીએ અને જેઓ જવાબદારીને જાણે છે તેઓ સંમત થશે કે સંસ્કૃતિની આ લગાતાર થતી મોકૂફી માટેનો, જેમાં આ બંને કોમો સંડોવાય છે તેવાં વાર્ષિક રક્તસ્નાનો માટેનો કંઈક ઉપાય શોધવાનો રહે છે. હું આ રમખાણોનાં કારણોમાં ઊતરવા નથી ઇચ્છતો; એ રમખાણો રાજકીય છે, ધાર્મિક છે કે આર્થિક છે તે આપણા માટે કોઈ નિસ્બત ધરાવતી બાબત નથી. તદ્દન સત્ય હકીકત એ છે કે કોઈ મુસ્લિમ કશીય પરવા કર્યા વગર જાય છે અને હિંદુને છરો ભોંકી દે છે અને કોઈ હિંદુ કશીય પરવા કર્યા વગર મુસ્લિમને છુરી હુલાવી દે છે એ એવી આપત્તિ છે જે આપણે કદાપિ સાંખી લઈ શકીએ નહિ. મને લાગે છે કે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે કંઈક ઉપાય શોધી કાઢવાનો રહે જ છે જેનાથી દેશમાંના સત્તાધિકારીઓ આ વિપત્તિ સામે અસરકારક રીતે અને ઝડપથી કામગીરી કરી શકે.

આ સુધારાના ગુણદોષનો ઉલ્લેખ કરતાં, હું જેના પ્રત્યે ગૃહનું લક્ષ દોરવા માગું છું તે પહેલી બાબત એ છે કે મારા સુધારાના ખંડ ૩થી પોલીસ કમિશનરને એવી સત્તા મળે છે કે જેનાથી તેઓ જો તેમને એમ માનવાને કારણ હોય કે મુંબઈ ઇલાકાની અંદર કોઈ પણ વ્યક્તિ એવી રીતની કામગીરી બજાવી રહી છે કે તેની હાજરી, તેની હિલચાલ અથવા તેની કામગીરી રમખાણ માટે જવાબદાર છે, તો તેવી વ્યક્તિને દૂર કરી શકશે. વિધેયકનો એ એક મુખ્ય હેતુ છે. હવે, હું પૂરેપૂરો સંમત થાઉં છું કે આ વિધેયકમાંના ખુદ આ ખંડ દ્વારા અમુક વ્યક્તિ પર નિયંત્રણ મુકાતું હોવાનું જણાય છે. પરંતુ, મહોદય, હું આ કહી શકું છું. હું એક એવા વર્ગમાંથી આવું છું જેને સ્વતંત્રતાની જરૂર સમાજના બીજા કોઈ પણ વર્ગને હોય એના કરતાં વધુ છે. હું વ્યવસાયે વકીલ છું અને હું સ્વતંત્રતાનું મહત્ત્વ સમજું છું; પરંતુ જે વર્ગમાંથી હું આવું છું તે વર્ગનાં હિતના કારણે મારામાં પડેલી સ્વતંત્રતા માટેની એ સમગ્ર તાલાવેલીને લીધે અને હું વ્યવસાયે વકીલ છું એના કારણે પણ, હું એવું કહ્યા વિના રહી શકતો નથી કે એવાય પ્રસંગો બને છે જ્યારે વિશાળ જનતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા માટે સમાજના ગુંડાઓની, ગુનેગાર વર્ગોની સ્વતંત્રતાને સ્થગિત કરી દઈ શકાતી હોય. આ મુદ્દો રજૂ કરતાં હું અચકાતો નથી. તેથી, મને જેની ચિંતા થાય છે અને આ ગૃહના સભ્યોને ચિંતા થવી જોઈએ તે એકમાત્ર બાબત આ જ છે. આ જે નિરંકુશ સત્તા હવે આપણે પોલીસ કમિશનરને આપી રહ્યા છીએ તેનો દુરુપયોગ કરવામાં નહિ આવે તે જોવાની શું કોઈ સાવચેતીઓ નિયત કરવામાં આવી છે ખરી ? મારો માત્ર એ જ પ્રશ્ન છે. જે હું આ ગૃહ સમક્ષ રજૂ કરું છું જેના પર ગૃહ આ પ્રસંગની જરૂરિયાત પ્રત્યે લક્ષ આપીને વિચારણા કરી શકશે.

મહોદય, હવે ગૃહ સમક્ષ મારી રજૂઆત એ છે કે આ સુધારામાં સાવચેતીને લગતી વિપુલ જોગવાઈઓ છે. તેથી, હું એ સાવચેતીઓ પરત્વે સંક્ષિપ્ત ઉલ્લેખ કરીશ. પહેલી સાવચેતી આ છે. આ સુધારા હેઠળ પોલીસ કમિશનર, વિધાનમંડળ અથવા સામાન્ય જનતાની જાણ વગર, આ નિરંકુશ સત્તાનો ઉપયોગ વ્યવહારમાં કદી કરી શકશે નહિ. તેઓ એમ કદીય નહિ કરી શકે કારણ કે માનનીય સભ્યો જોઈ શકે છે તેમ, પોલીસ કમિશનરની આ સત્તા, કટોકટીની જાહેરાત પ્રસિદ્ધ થયા પછી જ શરૂ થશે અને તેમનામાં નિહિત થશે. કટોકટીની જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવે તે પહેલાં કે કટોકટી જાહેર કરવામાં આવે તે પહેલાં પોલીસ કમિશનર આ સત્તાનો ઉપયોગ

કરી શકશે નહિ. આ સુધારામાં જણાવેલી જોગવાઈ સંબંધી આપણે ધ્યાનમાં રાખવાની એક બાબત એ છે. કટોકટીની જાહેરાત પ્રસિદ્ધ કરાય માત્ર ત્યાર પછી જ આ સત્તા અમલી બનશે અને વિધાનમંડળના દ્રષ્ટિકોણથી આનાથી એક અમુક ફાયદો પણ થશે. એ આ છે. જો સરકારે કટોકટીની જાહેરાત કોઈ પણ વાજબીપણા વગર પ્રસિદ્ધ કરી હોય તો આ ગૃહને મોકૂફીની દરખાસ્ત રજૂ કરવાની અને કટોકટીની જાહેરાત ખોટી રીતે પ્રસિદ્ધ કરી હોવા બદલ સરકારની નિંદા કરવાની તક રહેશે. હું કહું છું કે આ એક નિયંત્રણ છે જે આ સુધારાથી, આ સત્તાનો દુરુપયોગ કરવામાં નથી આવતો એ જોવા ખાતર, વિધાનમંડળને પ્રાપ્ત થાય છે. બીજો ફાયદો જે આ સુધારાથી થવાનો છે તે આ છે. એવું બને કે સરકાર કટોકટીની જાહેરાત પ્રસિદ્ધ કરે અને કટોકટીની જાહેરાતને રદ કરવા કે ફોક કરવાની ના પાડે જેથી કરીને પોલીસ કમિશનર, કટોકટી અસ્તિત્વમાં હોવાનું બંધ થયું હોય એ હકીકત હોવા છતાં, સત્તાનો ઉપયોગ કરવાનું અને તેવો ઉપયોગ ચાલુ રાખવાનું શરૂ કરે; આની સામે આમાં એક જોગવાઈ કરવામાં આવી છે જેના તરફ હું ગૃહનું લક્ષ દોરવા માગું છું. ખુદ આ સુધારાથી જાહેરાત, સરકાર તેને નવેસર ફરી તાજી ન કરે ત્યાં સુધી, એક મહિના પછી બંધ થશે, જેથી કરીને ફરી પાછી વિપુલ સાવચેતીની જોગવાઈ કરવામાં આવી છે કે એક મહિના પછી સત્તાનો અમલ કરવાનું બંધ થશે.

બીજી સાવચેતી કે જેના તરફ આ ગૃહનું લક્ષ દોરવા હું માગું છું તે છે પેટા-ખંડ (૬) જે અત્યંત મહત્ત્વની છે. જો કે આ સુધારાથી પોલીસ કમિશનરને, પોતાના નિર્ણય મુજબ, જે વ્યક્તિ કોમી રમખાણ કરાવતી હોય તે વ્યક્તિને હદપાર કરવાની સત્તા મળે છે તેમ છતાં હદપાર કરવાના આ હુકમને એક મર્યાદામાં બાંધવામાં આવ્યો છે અને એ મર્યાદા એવી છે કે કટોકટીની જાહેરાત અમલમાં હોવાનું બંધ થાય કે તરત, હુકમ આપોઆપ ખતમ થાય છે, જેથી કરીને પોલીસ કમિશનરે જેને હદપાર કરી હોય તેવી વ્યક્તિ મુંબઈ પાછી ફરી શકે છે. હું કહું છું કે આ પણ એક વધારાની સાવચેતી છે.

બીજી એક સાવચેતી જેના તરફ હું ગૃહનું લક્ષ દોરવા માગું છું તે એ છે કે પોલીસ કમિશનરના હુકમ વિરુદ્ધ પ્રાંતિક સરકારને અપીલ કરવાની જોગવાઈ કરવામાં આવી છે. હું સંમત થાઉં છું કે આમા કંઈ વધારે વજૂદ નહિ હોય તો પણ તે જોગવાઈ જેવી છે તેવી તેમાં કરાઈ તો છે જ.

હવે, રજૂ કરવામાં આવેલા બીજા સુધારાઓની બાબતમાં માત્ર એક કે બે બાબતો હું કહેવા માગું છું. હું માનું છું કે મારા માનનીય મિત્ર ગૃહમંત્રી સંમત થશે કે ગઈ કાલે જયારે આપણે આ સુધારાના ખંડ (૧)નો મુસદ્દો તૈયાર કર્યો ત્યારે તમામ પક્ષો દ્વારા સંમત થવાયું હતું કે આ કલમનો ઉપયોગ, ધાર્મિક કોમો અથવા ધાર્મિક મતભેદો ધરાવતી કોમોના વિભાગો અથવા જૂથોના અર્થમાં કોમો દ્વારા ભડકાવાતાં તોફાનો દ્વારા ઉપસ્થિત થતી હોય તે સિવાય, મજૂર અશાંતિ માટે' કે બીજી કોઈ પણ અશાંતિ માટે, કરવાનો નથી. મારા મતાનુસાર આ બધું કેવળ કોમી રમખાણો પૂરતું મર્યાદિત રાખવામાં આવ્યું હતું. અને તેનો ઉપયોગ બીજા કોઈપણ કારણસર કરવાનો આશય નથી એવી માનનીય ગૃહમંત્રીએ ખાતરી આપી તેનાથી મને સંપૂર્ણ સંતોષ થયો છે. પરંતુ જો આ ગૃહમાંના સજજનો એમ ઈચ્છતા હોય કે જે હેતુ માટે ઉપયોગ કરવાનું ઉદ્દિષ્ટ હોય તેના કરતાં બીજા કોઈ હેતુ માટે આ કલમની જોગવાઈઓનો ઉપયોગ કરવામાં કારોબારી પક્ષે કશી કચાશ બાકી ન રહે, કશી ઊણપ બાકી ન રહે, તો એનો અર્થ સ્પષ્ટ કરવા અંગે હું પૂરેપૂરો તેમની સાથે છું.

"હાજરી" એ શબ્દની બાબતમાં, મારે કહેવું જોઈએ કે હું "હાજરી" એ શબ્દ કમી કરવો જોઈએ એવા સુધારાને ટેકો આપી શકું નહિ. "હાજરી" એ શબ્દ તો રહેવો જ જોઈએ. હું એક દ્રષ્ટાંત આપીશ. એક સાધુ મુંબઈ આવે છે, એ સાધુ એક કોમને માટે સ્વીકાર્ય - આવકાર્ય વ્યક્તિ છે જયારે બીજી કોમને માટે સ્વીકાર્ય–આવકાર્ય નથી. કોઈ ફકીર મુંબઈ આવે છે; એક સમૂહ તેને માન આપે છે, બીજો સમૂહ તેની નિંદા કરે છે. એ મુદ્દા પર કોમી રમખાણ શરૂ થઈ જાય છે. રમખાણ શાંત થઈ જાય તે માટે શું એ જરૂરી નહિ ગણાય કે આ માણસની હાજરી જ મુંબઈ શહેરમાંથી દૂર કરવી જોઈએ ? બેશક આ એક આત્યંતિક દ્રષ્ટાંત જ ગણી શકાય, પરંતુ આવું આત્યંતિક દ્રષ્ટાંત જ આપણે જે સત્તા આપીએ છીએ તે સત્તાની કાયદેસરતા અને અસરની કસોટી કરવાનો એકમાત્ર માર્ગ છે. મહોદય, તેથી, હું કહું છું કે "હાજરી" એ શબ્દ ખૂબ જરૂરી છે અને એને વિધેયકમાં રહેવા દેવો જોઈએ.

બીજા સુધારાઓની બાબતમાં મારૂં મન ખુલ્લું છે કારણ કે આપણો આશય એ છે કે વિધેયક, કોમી હોય તે સિવાયનાં બીજાં રમખાણોને લાગુ પાડવું જોઈએ નહિ. આટલું કહીને હું મારો સુધારો રજૂ કરૂં છું અને આશા રાખું છું કે ગૃહ તે સ્વીકારશે.



**ડૉ. બી. આર. આંબેડકર (મુંબઈ શહેર) :** મહોદય, મને એ જાણીને ખૂબ આનંદ થાય છે કે મેં રજૂ કરેલા સુધારાને જેઓ વિધેયકના પહેલા વાચન અંગે બોલ્યા હતા તેવા આ ગૃહના માનનીય સભ્યોનો ટેકો મળ્યો છે. મને નથી લાગતું કે માનનીય વિરોધ પક્ષના નેતાએ મારા સુધારાનો વિરોધ કર્યો હોય, જો કે તેમણે ખુદ વિધેયક અંગે ઘણું બધું કહેવું હતું. મારા માનનીય મિત્ર રાવબહાદુર ચિતળેએ સુધારાને ટેકો આપ્યો છે અને મારા મિત્ર શ્રી જમનાદાસ મહેતાનો વિરોધ બુનિયાદી ન હતો પરંતુ વ્યૂહાત્મક હતો. આ જોતાં, કરવામાં આવી હોય તેવી ટીકાટિપ્પણનો કોઈ અતિ લાંબો ઉત્તર ખરેખર આપવાનું મારે માટે જરૂરી નથી, પરંતુ માત્ર બે જ બાબતો એવી છે જેનો હું ઉલ્લેખ કરવા માગું છું. એક સ્વીકૃત બાબત તરીકે આ એક કટોકટીનો ઉપાય છે અને કટોકટીના ઉપાય તરીકે તેમાં વ્યક્તિની સ્વતંત્રતા પર સારા એવા પ્રમાણમાં કાપ મૂકાય એવું એમાં બને છે.

**સર અલી મહંમદ ખાન દહેલવી :** હું માનનીય સભ્યના કથનને સુધારવા માગું છું. આ એક કટોકટીનો ઉપાય છે એવું કહેવાની માનનીય સભ્ય પાસે કઈ સત્તા છે તે હું નથી જાણતો કારણ કે એ રજૂ કરનાર માનનીય સભ્યે એ સ્વીકાર્યું નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું મારા સુધારા અંગે માત્ર ઉત્તર જ આપી રહ્યો છું મારો સુધારો એ એક કટોકટીનો સુધારો છે અને મેં મારા પ્રવચનમાં સ્વીકાર્યું છે તે પ્રમાણે તેમાં વ્યક્તિના પક્ષે નિયંત્રણ હોય એવું બન્યું છે. આ સંબંધમાં મારી એવી રજૂઆત છે કે જે સજજનો મારા સુધારા અંગે તેમાં નિયંત્રણ આવે છે એવી હકીકતને વિસ્તારીને અને તેના પર ભાર દઈને બોલ્યા હોય તેમનું લક્ષ હું માનપૂર્વક, ઈંગ્લેન્ડમાં યુધ્ધ સમયે પસાર કરવામાં આવેલા ધી ડીફેન્સ ઑફ ધી રેલ્મ એકટ પ્રત્યે અને ભારતમાં પસાર કરવામાં આવેલા ધી ડીફેન્સ ઑફ ઇન્ડિયા એકટ પ્રત્યે દોરું છું. એ બંને કટોકટીના ઉપાયો હતા અને આ સજજનોમાંથી કોઈ પણ એ એકટની જોગવાઈઓ જોઈ જાય તો મને ચોકકસ ખાતરી છે કે તેમને એવું એવું જોવા મળશે કે આ સુધારો તો એક બહુ હળવા પ્રકારનો સુધારો છે અને વધુમાં એટલું યાદ રહે કે આ કટોકટીનો કાયદો, દા. ત. ધી. ડીફેન્સ ઑફ ધી રેલ્મ એકટ અને ધી ડીફેન્સ ઑફ ઈન્ડિયા એકટ ચાર વર્ષથી ય વધુ સમય સુધી ટકયા હતા. ઈંગ્લેન્ડમાં ધી ડી

ફેન્સ ઓફ ધી રેલ્મ એક્ટ ૧૯૧૪માં પસાર કરવામાં આવ્યો હતો. અને ૧૯૧૯ સુધી રદ કરવામાં આવ્યો ન હતો અને પોલીસ અધિકારીઓને આપેલી સત્તાઓ- એ વખતે જોગાનુજોગ હું ઈંગ્લૅન્ડમાં એક વિદ્યાર્થી તરીકે હતો- આ સુધારા હેઠળ આપવામાં આવેલી સત્તાઓ કરતાં ચોક્કસ પ્રમાણમાં ઘણી વિશાળ હતી. તેથી, કટોકટીને ખ્યાલમાં રાખતાં હું કહું છું કે પોલીસ કમિશનરને આપવામાં આવેલી સત્તાઓ અઘટિત પ્રમાણમાં વિશાળ કહી શકાય નહિ.

હવે, બીજી બાબતો અંગે, એટલે કે આ એક કાયમી ઉપાય છે. હું, ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટની કલમ ૧૦૨માં જણાવેલી જોગવાઈઓ જે આ પ્રસંગ સાથે અત્યંત પ્રસ્તુત અને સંબંધકર્તા છે તેના તરફ ગૃહનું લક્ષ દોરવા માગું છું. મહોદય, ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટની કલમ ૧૦૨નો હેતુ ખરેખર આ સુધારામાં જે કરવાનું વિચારાયું છે તે જ છે. એમાં પણ ગવર્નર જનરલને તેમના પોતાના વિવેકનિર્ણય અનુસાર કટોકટીની જાહેરાત પ્રસિદ્ધ કરવાની સત્તા આપવામાં આવી છે અને એ જાહેરનામાની મુદત દરમિયાન, શાંતિ અને વ્યવસ્થાની જાળવણી માટે જરૂરી હોય તેવા વટહુકમો બહાર પાડીને ગમે તે કાયદો પસાર કરવાનો ગવર્નર-જનરલને હક છે...

**સર અલી મહંમદ દહેલવી :** જેને દેશ બહાલ રાખતો નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** ગમે તેમ પણ એવું ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટમાં જણાવેલું છે. એ જ પ્રમાણે, એ જ કલમમાં એવી જોગવાઈ છે કે કટોકટીની જાહેરાત છ મહિના સુધી રહેશે. હું સંબંધકર્તા જોગવાઈઓ વાંચી જાઉં છું :

"આ પ્રકરણની આગળની કલમોમાં ગમે તે મજકૂર હોય તેમ છતાં, જો ગવર્નર-જનરલે તેમની વિવેકબુદ્ધિથી જાહેરાત ( આ અધિનિયમમાં 'કટોકટીની જાહેરાત તરીકે ઉલ્લેખ) દ્વારા જાહેર કર્યું હોય કે ગંભીર કટોકટી અસ્તિત્વમાં છે જેના કારણે ભારતની સલામતી માટે યુદ્ધને લીધે કે આંતરિક અશાંતિને લીધે ખતરો ઊભો થયો છે તો ફેડરલ લેજિસ્લેચરને પ્રાંતિક વિધાયી યાદીમાં ગણાવેલી કોઈ પણ બાબત સંબંધી પ્રાંત માટે કે તેના કોઈ પણ ભાગ માટે કાયદા કરવાની સત્તા રહેશે."

પેટા-ખંડ(૪)માં જણાવ્યું છે :

"કટોકટીની જાહેરાત પ્રસિદ્દ કરવામાં આવી ન હોત તો ફેડરલ લેજિસ્લેચરને જે કાયદો કરવાની સત્તા ન હોત તેવો તે લેજિસ્લેચરે કરેલો કોઈ પણ કાયદો, જાહેરાત અમલમાં રહેવી બંધ થઈ હોય ત્યાર પછી છ મહિનાની મુદત પૂરી થયેથી અમલમાં રહેવો બંધ થશે, સિવાય એવી આબતો કે જે ઉક્ત મુદત પૂરી થયા પહેલાં કરવામાં આવી હોય અથવા કરવામાંથી કમી કરી હોય."

તેથી, ગૃહ સમક્ષ મારી રજૂઆત એ છે કે, ધી ડીફેન્સ ઑફ ધી રેલ્મ એક્ટ અને ધી ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટને ખ્યાલમાં રાખીને અને કલમ ૧૦૨માં જણાવેલી જોગવાઈઓને ખ્યાલમાં રાખીને આપણે ખરેખર એવું કંઈ જ કરતા નથી કે જે રાબેતા મુજબનું ન હોય.

મારા માનનીય મિત્ર શ્રી જમનાદાસ મહેતાએ એક ટીકા એવી કરી હતી કે જો કે મારી ઇચ્છા આ કટોકટીની સત્તાઓને કોમી સંઘર્ષો અને કોમી રમખાણો પૂરતી મર્યાદિત રાખવી, તેમ છતાં આ સુધારામાં વપરાયેલી ભાષા એવી નથી કે જેના પરિણામે આ સુધારાનો અમલ કોમી રમખાણો પૂરતો મર્યાદિત બની રહે. એમની દલીલ એવી હતી કે "કોમ" નો અર્થ ધાર્મિક કોમ એવો થાય એ જરૂરી નથી અને તેનો ઉપયોગ વેપારી કોમ, ઔદ્યોગિક કોમ અને મજૂર કોમ તરીકે કરવામાં આવ્યો છે અને બીજું, સરકાર તેની સત્તાઓનો ઉપયોગ મજૂર વિવાદોમાં પણ આ કાયદો લાગુ પાડવાના હેતુ માટે કરશે.

હવે, એ મુદ્દા અંગેની મારી પ્રથમ રજૂઆત આવી છે કે જાહેરાતનો આ ભાગ ચોકકસ રીતે અર્થઘટન કરી શકાય એનો વિષય બનવાનો નથી કારણકે એ બાબતનો નિર્ણય સરકારે તેની પોતાની વિવેકબુદ્દિથી કરવાનો છે. એ બાબત કંઈ કોઈ અદાલતમાં જવાની નથી અને કટોકટીની જાહેરાત એ કંઈ કોઈ કાયદાની અદાલતનો પ્રશ્ન બનવાની નથી કે તે યોગ્ય રીતે લાગુ પાડવામાં આવી છે કે નહિ, અદાલતને જેની સાથે નિસ્બત રહેશે. તે માત્ર એટલું જ કે જાહેરાત પ્રસિદ્દ કરવામાં આવી છે કે નહિ તે શોધી કાઢવું જાહેરાત યોગ્ય રીતે પ્રસિધ્ધ કરવામાં આવી છે કે નહિ તે બાબત સરકારે જોવાની રહેશે અને જો સરકાર તેની સત્તાનો ઉપયોગ, સરકાર કે હું કે મારા વિરોધ પક્ષના કોઈ સભ્યો ન ઇચ્છતા હોય તેવા કોઈ હેતુઓ માટે જાહેરાત કરવા માટે કરે, તો આ સરકાર આ ગૃહને જવાબદાર રહેશે.

બીજી એક બાબત જે હું રજૂ કરવા માગું છું તે એ છે કે હું સ્વીકારું છું કે "કોમ" શબ્દનો ઉપયોગ પ્રચલિત અર્થમાં વ્યાપક દ્રષ્ટિએ કરવામાં આવ્યો છે, પરંતુ હું અહીં આવ્યો તે પહેલાં મારી જાતે ખાતરી કરી જોવા ઓક્સફર્ડ ડિકશનરી જોઈ ગયો હતો. કારણ કે આ ઉપાય મજૂર વિવાદોને લાગુ પાડવો ન જોઈએ. એ બાબતમાં શ્રી જમનાદાસ મહેતા કરતાં હું મારી જાતે વધુ આતુર છું.

**શ્રી જમનાદાસ મહેતા :** મારા જેટલા આતુર; વધુ નહિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** જો તમે મને કહેવાની છૂટ આપો તો હું કહું કે હું વધુ આતુર છું. તેથી, હું કહું છું કે જો તમે વધુ સારી ભાષા સૂચવી શકો તો તમે સૂચવો તેવો કોઈ પણ ફેરફાર સ્વીકારવા હું સંપૂર્ણ તૈયાર છું પરંતુ જયાં સુધી હું એ શબ્દને સમજી શકું છું ત્યાં સુધી અને જયાં સુધી કોઈ ધોરણસરની ડિકશનરીમાંથી કોઈ મદદ મળી શકે ત્યાં સુધી, મને મારા મનમાં કશી જ શંકા નથી કે "કોમ" શબ્દનો પાયાની દ્રષ્ટિએ અર્થ- દરેક શબ્દનો વિસ્તૃત અર્થ કરવામાં આવે છે એ વાત બાદ કરતાં- મારા મનમાં સહેજ પણ શંકા નથી કે "કોમ" શબ્દ, વ્યુત્પત્તિશાસ્ત્રની દ્રષ્ટિએ અને મૂળભૂત રીતે માત્ર ધાર્મિક કોમના અર્થમાં જ વપરાય છે. શબ્દનો સાધિત અર્થ વ્યવહારમાંથી લેવામાં આવે છે. વ્યવહાર સંબંધ એ ધાર્મિક શબ્દ છે. કોઈ વ્યક્તિને કોઈ ધાર્મિક સત્તાધિકારી વ્યવહારમાંથી બહાર કાઢી મૂકે ત્યારે તેવી વ્યક્તિ તે કોમની અંદર રહેતી હોવાનું બંધ થઈ જાય છે. એ જ શબ્દનું મૂળ છે. મને પૂરેપૂરી ખાતરી છે કે આ એવો શબ્દ નથી કે જેનો ઉપયોગ એવી રીતે કરી શકાય કે તેમાં મજૂર કે હડતાળ કે બીજી પરિસ્થિતિઓનો સમાવેશ કરી શકાય. હું કહું તેમ જો મારા વિદ્વાન અને માનનીય મિત્રને લાગે કે આટલું પૂરતું નથી અને બીજો કોઈ શબ્દ જરૂરી છે, તો હું તેમને આ બાબતમાં મદદ કરવા પૂરેપૂરો તૈયાર છું. આટલું કહીને હું બેસી જાઉં છું.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું જોઉં છું કે મારો સુધારો જે રીતે રજૂ થયો છે તેમાં અત્યંત મહત્ત્વના ભાગનો જે તેનો ભાગ બને એવો મારો આશય હતો તેનો સમાવેશ કરાયો નથી, કારણ કે પરિષદના સમયે આપણને આપવામાં આવેલા મુસદ્દા અંગેની આગળની કાર્યવાહી હું કરી રહ્યો હતો. જો આપ મારા સુધારામા પુરવણી તરીકે ઉમેરવાની છૂટ આપશો તો એ સંપૂર્ણ થશે. સુધારો નીચે પ્રમાણે છે :

ખંડ ૨, પેટા- ખંડ (૧) (૧)માં, પેટા- ખંડ (ક) ને બદલે, "હાજરી" વગેરે શબ્દોથી શરૂ થતો નીચેનો મજકૂર મૂકવો, એટલે કે :-

"(ક) મુંબઈ શહેરની હદની અંદર કોઈ પણ વ્યક્તિ તેની આદત મુજબ એવી ગેરકાયદે પ્રવૃત્તિઓમાં રોકાયેલી હોય જે શહેરના રહીશો માટે ધમકીરૂપ હોય અને જે એટલી બધી માથાભારે અને ભયપ્રદ હોય કે તેના પરિણામે તેની શહેરમાંની રખડપટ્ટી જોખમકારક થઈ પડી હોય અને જે રીઢા ગુનેગાર તરીકે એવા ગુનાઓ કરવામાં રોકાયેલી હોય જેમાં બળ કે હિંસા કે ભારતના ફોજદારી કાયદાના પ્રકરણ ૧૨,૧૬ કે ૧૭ હેઠળ શિક્ષાપાત્ર કોઈ પણ ગુનાનો સમાવેશ થતો હોય અને જ્યારે કમિશનરના અભિપ્રાય મુજબ સાક્ષીઓ એવી વ્યક્તિ, વગેરે વિરુદ્ધ જાહેરમાં પુરાવો આપવા આગળ આવવા માટે રાજી ન હોય ત્યારે; અથવા"



**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, મેં રજૂ કરેલા સુધારાના ટેકામાં મારે જે કહેવું છે તે હું કહું તે પહેલાં, બે પ્રાથમિક અવલોકનો કરવાં મારે માટે કદાચ જરૂરી છે. હું કરવા માગું છું તેવું પહેલું અવલોકન આ છે. અધિનિયમની કલમ ૨૭માં સુધારો કરવા માગતા મારા માનનીય મિત્ર ગૃહ સભ્ય દ્વારા રજૂ કરાયેલ વિધેયકને હું શા માટે ટેકો આપું છું તેનું કારણ આ છે. ગઈ કાલે ચર્ચા દરમિયાન ઘણું કહેવાઈ ગયું છે કે પોલીસ કમિશનરને મૂળ કલમ ૨૭થી જે સત્તા મળી છે તેના કરતાં વધુ સત્તા આ સુધારાથી મળી છે. હવે, આ વિધેયકને એકંદરે લાગુ પાડતાં, મારા મનમાં સહેજ પણ શંકા નથી કે કલમ ૨૭ જે સ્વરૂપે આજે અસ્તિત્વમાં છે તેના કરતાં સુધારવામાં આવેલી કલમ ૨૭નું સ્વરૂપ વધુ હળવું રહેશે.

તેથી, હુકમોની મોકૂફી અંગે અને આ કાયદો પસાર કરાવવામાં માનનીય ગૃહ મંત્રીને મદદ કરવા અંગે હું સંમત થયો.

બીજું અવલોકન જે હું કરવા માગું છું તે આ છે. પક્ષોની પરિષદમાં જ્યાં આપણે આ સુધારા અંગે ચર્ચા કરી હતી ત્યાં મેં કહ્યું જ હતું કે જ્યારે આપણે જુદી જુદી દરખાસ્તો અંગે ચર્ચા કરી હતી એ વખતે આપણે જે અંગે સંમત થયા હતા તે ઉપાયને હું ટેકો આપીશ. મારા માનનીય મિત્ર ગૃહમંત્રી કદાચ એમ કહે કે પરિષદના સમયે

તેવો મત લીધો હોવાથી હવે આ સુધારો લઈને આગળ આવવાની મને છૂટ ન હતી. હું જેનો ખુલાસો કરવા માગું છું તે આ જ છે. મહોદય, જ્યારે હું માનનીય ગૃહમંત્રી સાથે તેમને ટેકો આપવા અંગે સંમત થયો ત્યારે આ સુધારો આ વિધેયકના અંતર્ગત સિધ્ધાંત પૂરતો મર્યાદિત હતો. જો હું બરાબર સમજતો હોઉં તો વિધેયકનો અંતર્ગત સિધ્ધાંત આ છે. મુંબઈ શહેરમાં અમુક એવી વ્યક્તિઓ છે જેઓ ગુના કરે છે અને જેમનું ચારિત્ર્ય એવું છે કે તેમનો ભોગ બનતી વ્યક્તિઓ સામે તેઓ એવો ભય ઊભો કરે છે કે તે કારણે ભોગ બનતી વ્યક્તિઓ પોતે કાયદાની અદાલતમાં પુરાવો આપવા આગળ આવતી નથી. તેથી, નિયમસર કેસ ચલાવી શકાતો નથી. મેં કહ્યું તેમ આ વિધેયકનો સિધ્ધાંત આ છે. હું તે સિધ્ધાંતને વળગી રહું છું હું તે સિધ્ધાંતથી જુદો ફંટાતો નથી. જે કંઈ હું કરવા ઈચ્છું છું તે આટલું જ છે કે એવી વ્યક્તિઓનો પ્રકાર મુકરર કરવો કે જેમની સામે બાતમીદારો કાયદાની અદાલત સમક્ષ આવવા તૈયાર નથી એ હકીકતના કારણે નિયમસરનો કેસ ચલાવ્યા વગર પોલીસ કમિશનર કાર્યવાહી કરી શકે. તેથી, મારો મત એવો છે કે મારો સુધારો એ સિધ્ધાંતનો સુધારો નથી પણ વિગતનો સુધારો છે.

હવે, મહોદય, સુધારાની વાત કરીએ તો જેના તરફ હું ગૃહનું લક્ષ દોરવા માગું છું તે પહેલી બાબત આ છે. શબ્દરચના જે પ્રમાણે છે તે આ રીતની છે :

"મુંબઈ શહેરમાં કોઈ પણ વ્યક્તિની હાજરી, હિલચાલ કે કામગીરી એવી હોય કે જેનાથી ભય કે ગભરાટ થતો હોય કે થવાનો અંદાજ હોય અથવા જેનાથી વાજબી સંદેહ ઊભો થતો હોય કે એવી વ્યક્તિ દ્વારા ગેરકાયદે યોજનાઓ તૈયાર કરાતી હોય.

એ જોઈ શકાશે કે ભાષા તદ્દન હળવા સ્વરૂપની છે. બીજું, મને જણાય છે કે જે વ્યક્તિ એકાદ ગેરકાયદે કૃત્ય કરે જેના પરિણામે ભય કે ગભરાટ ફેલાય અથવા વાજબી સંદેહ ઊભો થાય તો આપણે આપી છે તે સત્તા હેઠળ પોલીસ કમિશનર એવી વ્યક્તિને ઝડપી લઈ શકે છે અને તેને હદપાર કરી શકે છે. મને ખાતરી છે કે માનનીય ગૃહ સભ્યનો એવો ઈરાદો ન હતો તેમ મારોય એવો કદાપિ આશય ન હતો. જો હું માનનીય ગૃહમંત્રીનું દ્રષ્ટિબિંદુ સાચી રીતે સમજ્યો હોઉં તો તેમણે ઉદ્‌ઘાટન પ્રવચનમાં કહ્યું કે સુધારા હેઠળ સત્તાઓ માગવામાં તેમણે એમ વિચાર્યું હતું કે તેમનો મુખ્ય ઉદ્દેશ, તેમના પોતાના શબ્દો વાપરીને કહું તો, પાકા મવાલીઓને ઝડપી પાડવા. જો હું "પાકા

મવાલી" એ શબ્દોને સમજતો હોઉં તો મારી લાગણી એવી છે કે પાકા મવાલી એટલે એવી વ્યક્તિ કે જે રીઢી રીતે એવું કંઈક કરે કે જે ભયપ્રદ અને ઝનૂની હોય અને જે વ્યક્તિ રીઢી રીતે ગેરકાયદે પ્રવૃત્તિઓમાં વ્યસ્ત રહેતી હોય. જો માનનીય ગૃહમંત્રીનો એ જ ઈરાદો હોય તો જે ઈરાદો તેમણે આ ગૃહની અંદર જાહેર કર્યો તે ઈરાદો ખુદ કાયદામાં જ વિશિષ્ટ શબ્દોમાં મૂર્ત કરવામાં આવ્યો છે એવી માગણી કરવામાં તેમને કોઈ વાંધો હોવો જોઈએ નહિ. તેથી, એ દ્રષ્ટિકોણથી મેં, એવી વ્યક્તિ આ બધી બાબતો આદતથી કરતી હોવી જોઈએ એવો ભાર મૂકીને, તેમની ભાષામાં સુધારો કરવાની માંગણી કરી છે.

"મુંબઈ શહેરની હદની અંદર કોઈ પણ વ્યક્તિ તેની આદતથી એવી ગેરકાયદે પ્રવૃત્તિઓમાં રોકાયેલી હોય કે જે શહેરના રહીશોને ધમકીરૂપ હોય અને જે વ્યક્તિ એટલી બધી માથાભારે અને ભયાનક હોય કે તેના પરિણામે તે વ્યક્તિ શહેરમાં ગમે ત્યાં ફરતી હોવાનું જોખમકારક ગણાતું હોય અને જે વ્યક્તિ રીઢી રીતે રોકાયેલી હોય.....

બાકીનો સુધારો માનનીય સભ્ય શ્રી.પાટસકરના સુધારા જેવો છે. હું માની લઉં છું કે તે સુધારો સરકારી સુધારો હોવાથી તે સામે માનનીય મંત્રીને વિરોધ નહિ હોય.

મેં જે કરવા ધાર્યું છે તેમાં નવું કંઈ નથી. મેં ફોજદારી કાર્યવાહી કાયદાની કલમ ૧૧૦માંથી શબ્દો લીધા છે. ફોજદારી કાર્યવાહી કાયદાની કલમ ૧૧૦થી, જો કોઈ વ્યક્તિ આદતથી લુટારો હોય તો પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ કે જિલ્લા મેજિસ્ટ્રેટ સમક્ષ તેના પર ફોજદારી રાહે કામ ચલાવવાની પોલીસને સત્તા આપવામાં આવી છે. મેં, કલમ ૧૧૦ની પેટા—કલમ (એ) માંથી અને કલમ ૧૧૦ની પેટા—કલમ (એફ) માંથી શબ્દો લીધાં છે. એવી દલીલ કરી શકાય કે ફોજદારી કાર્યવાહી કાયદાની કલમ ૧૧૦ હેઠળ, જો કોઈ વ્યક્તિ આદતથી લુટારો હોય તો પણ અને જો કોઈ વ્યક્તિ માથાભારે અને ભયાનક ચારિત્ર્યની હોય તો પણ, અદાલતી કાર્યવાહી વગર તેની વિરુદ્ધ કાર્યવાહી કરી શકાય નહિ. તમે તેની સામે કાર્યવાહી શા માટે કરવા માગો છો ? એટલા જ કારણસર કે તે મુંબઈ શહેરમાં છે ? એ જાતની દલીલનો ઉપયોગ કરી શકાય. એ અંગેનું મારૂં વાજબીપણું એ છે કે આપણે એવા કેસોની છણાવટ કરી રહ્યા છીએ કે જ્યાં વ્યક્તિઓ પુરાવો આપવા માટે કાયદાની અદાલતમાં આવવા તૈયાર હોતી નથી

અને એ જ કારણ છે કે મેં શા માટે પોલીસ કમિશનરને ન્યાયિક બહારની અને કાયદા બહારની હોય તેવી સત્તા આપવાની સંમતિ આપી છે. આવી સત્તા આપવામાં, એ જરૂરી છે કે જેમની સામે કાર્યવાહી કરી શકાય તેમ હોય તેવી વ્યક્તિઓની કક્ષા મર્યાદિત બનાવાય અને મુકરર કરાય. મારી રજૂઆત એ છે કે વ્યક્તિ ગેરકાયદે કૃત્યો આકસ્મિક રીતે નહિ પણ આદતથી કરતી એમ કહીને તેમનો વર્ગ નિશ્ચિત કરવામાં ગૃહ સારી કામગીરી કરશે. આટલું કહીને, હું મારા સુધારા અંગે ગૃહને ભલામણ કરું છું.



# ૩૧

# મુંબઈ પોલીસ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૨

**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : મહોદય, એ જોતાં મને દિલગીરી થાય છે કે મેં જે શબ્દોમાં રજૂ કર્યો એ પ્રમાણેના મારા સુધારાથી, મેં જે ઈચ્છા રાખી હતી તેનાં કરતાં તદ્દન જુદા જ પ્રકારની એક ખોટી છાપ ઊભી થવા પામી છે. આ તબક્કે હું એક વાત કહેવા માગું છું. હું નથી, માનતો કે આ એક એવો પ્રસંગ હોય જયારે આપણામાંના કોઈ પણ સભ્યે ખરેખર એને પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવી અકડાઈમાં ઊભા થઈ જવું જોઈએ અને આ વાત હું વારંવાર કહીશ કારણ કે મને લાગે છે કે આ એક ઘણો મહત્ત્વનો પ્રસંગ છે. મહોદય, હું એમ પણ કહેવા માંગું છું કે માનનીય ગૃહ મંત્રીએ એમનો ઉત્તર આપતી વખતે એ વાત વિચારણામાં લીધી નથી કે આપણે એમને કટોકટીના કેસો અંગે કામગીરી કરવા માટેની વિપુલ સત્તાઓ આપી જ દીધી છે અને મારા સુધારાથી આપણે એમને જે સત્તાઓ આપી છે તે સ્વરૂપમાં એટલી બધી વ્યાપક છે કે પોતે, જે વ્યકિતોએ એમના મનમાં કેવળ યોજનાઓ જ કરી રાખી હોય તેમના અંગે પણ કામગીરી કરી શકે છે અને હું નમ્રતાપૂર્વક એમને એ બાબતની યાદ દેવડાવવા માગું છું. તેથી, મહોદય, કટોકટી સાથે કામ લેવાની શક્ય તેટલી સૌથી વિશાળ સતાઓથી તેમને સજજ કર્યા પછી, સાધારણ પ્રસંગો માટેની સત્તાઓ તેમને આપવામાં કંઈક અંશે છિદ્રાન્વેષી ભાવના આ પક્ષના સભ્યો અપનાવે એવું જો હું કહું તો તે સંપૂર્ણ રીતે યોગ્ય ગણાય. તેઓ એ વાત તદ્દન ભૂલી ગયા છે કે આપણે હમણાં જે સુધારા અંગે કામગીરી કરી રહ્યાં છીએ તે સુધારો એક એવો સુધારો છે કે જેનાથી સામાન્ય પ્રસંગો માટેની સત્તા મળે છે. એ સુધારો અસાધારણ પરિસ્થિતિઓ માટેનો

નથી, અને તેથી મને એવો એક પણ વિચારણીય પ્રસંગ દેખાતો નથી કે જેમાં મારા સુધારા હેઠળ આપણે પોલીસ કમિશનરને જે સત્તા આપી રહ્યા છીએ તે સત્તાનો ઉપયોગ કરવામાં તેઓ કોઈ પણ પરિસ્થિતિને પહોંચી વળી નહિ શકે. તેથી, હું કહું છું કે એ જાહેર જનતાના હિતમાં અને સંબંધિત સૌ સમુદાયોના હિતમાં ગણાશે કે મારો સુધારો સ્વીકારવો જોઈએ. મહોદય, હું જરૂરથી કહું છું કે આ એક અત્યંત મહત્ત્વનો પ્રસંગ છે અને આ વિધેયક એટલા મહત્ત્વના વિષયની એટલે કે નાગરિકની સ્વંત્રતાની છણાવટ કરે છે કે મને લાગે છે કે આ એક એવો સૌથી જવલંત પ્રસંગ છે જે અંગે બને ત્યાં સુધી શક્ય હોય તો તમામ બાજુએથી એ અંગે સંમતિ મળી રહેવી જોઈએ. તેથી, હું માનનીય ગૃહમંત્રીને અપીલ કરું છું કે જે પ્રમાણે મેં આ બાબતને પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવી અકડાઈનું વલણ નથી ધરાવ્યું તે પ્રમાણે તેઓ પણ એવું વલણ ન ધરાવે અને આ સુધારાનો સ્વીકાર કરી લે.

મહોદય, હું મારા માનનીય મિત્ર શ્રી ચુંદરીગરનો સુધારો સ્વીકારૂં છું અને મારા મિત્ર શ્રી ભોળેનો સુધારો પણ સ્વીકારૂં છું.

માનનીય સભ્ય શ્રી કે.એમ.મુનશી : આ કંઈ કોઈ બાબતને પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવવાનો સવાલ નથી. આપણે એકેએક શબ્દ જોઈ ગયા છીએ, અને દરેક સૂચનની અસરોને વિચારી ગયા છીએ. એ પછી, કોઈ વ્યક્તિ રીઢી રીતે રોકાયેલી હોય તેવો કોઈ પ્રશ્ન જ નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** વધુ સારા વિચારો કોકવાર ફરીથી આવતા હોય છે.

**માનનીય સભ્ય શ્રી કે. એમ. મુનશી :** મહોદય, મેં કહ્યું તેમ પ્રતિષ્ઠાનો તો કોઈ પ્રશ્ન જ નથી. પ્રશ્ન માત્ર મતભેદનો જ છે, કારણ કે જો દરેક કેસમાં આપણે એ શોધી કાઢવાનું હોય કે પ્રવૃત્તિમાં રોકાયેલી કોઈ વ્યક્તિ રીઢી રીતે રોકાયેલી છે કે કેમ અને કોઈ વ્યક્તિ પહેલી જ વાર રોકાવાની હોય તો તે વ્યક્તિ છટકી જશે. એના પરિણામે તો આ કલમ વ્યર્થ બની જશે અને પોલીસ કમિશનર તથા સરકાર પણ હાલની કલમ હેઠળ તે જે પરિસ્થિતિમાં છે તેના કરતાં બદતર સ્થિતિમાં મુકાઈ જશે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મારા માનનીય મિત્રે એ સમજવું જોઈએ કે આ પક્ષે રહેલા કોઈ પણ સભ્યને ગુંડાટોળકીઓ સાથે કામ લેવાની સત્તાઓ અપનાવવા

અંગે વિરોધ હોય. હકીકતમાં "ગુંડા ટોળકીઓને રહેવા દો." વિરોધ પક્ષ તો એમ કહે છે કે : જો તમે ગુંડા ટોળકીઓ સાથે કામ લેવા માટે આ સુધારો રાખવા માગતા હો તો હું એને ટેકો આપવા તૈયાર છું; મને સહેજપણ વાંધો નથી. મને યાદ છે કે વિરોધપક્ષના નેતાએ એમ કહ્યું કે સત્તા, ગુંડા ટોળકીઓ સાથે કામ લેવા માટે આપવી જોઈએ. પરંતુ તમે તો સત્તા, વ્યક્તિઓ સાથે કામ લેવા માટે માગો છો અને તેથી, આપણે આ નિયંત્રણો મૂકી રહ્યા છીએ. જો આપણે તમામ રીતે ગુંડાટોળકીઓ સાથે કામ લેવાનું હોય તો ભલે કોઈ સભ્ય એવો સુધારો લાવે અને હું મારી જાતે એને ટેકો આપીશ, પરંતુ એ શરતે કે એ એક વાજબી સુધારો હોય. અહીં, તમે તો વ્યક્તિઓ સાથે કામ લેવાની વાત કરો છો.

મહોદય, જો આપ ઈચ્છો તો આપણે ટૂંકા સમય માટે મોકૂફ રાખીએ અને ચર્ચા કરીએ.

**શ્રી. એસ. એચ. ઝાબવાલા :** મહોદય; આપ જોઈ શકશો કે આના પરથી મેં સૂચવ્યું તેમ પ્રવર સમિતિની ઉપયોગિતા દેખાઈ આવે છે.

માનનીય **શ્રી કે. એમ. મુનશી :** મહોદય, હું તદ્દન રાજી છું, પરંતુ આવી બાબત માટે મોકૂફ રાખવાનો કશો અર્થ નથી. હું, સુધારો રજૂ કરનાર માનનીય સભ્યને પ્રતીતિ કરાવવાનો પ્રયાસ કરી રહ્યો છું કે "આદત" એ શબ્દ તેમાં મૂકીને તેમણે આ કલમના અમલને લગભગ વ્યર્થ બનાવી દીધો છે. તેઓ "આદત" એ શબ્દને પડતો મૂકવા રાજી ન હોય ત્યાં સુધી હું તેના અંગે વધુ વિચારણા કરી શકતો નથી. જો તેઓ આ કલમમાં "આદત" એ શબ્દ રાખવા માગતા હોય, તો એ કલમ વત્તે ઓછે અંશે નિરર્થક બની જાય છે. એટલે જ હું કહું છું કે મોકૂફ રાખવાનો કશો અર્થ નથી. કોઈ સમાન ભૂમિકા નથી.

**સર અલી મહંમદ ખાન** દહેલવી : એનાથી પાકા મવાલીનું વર્ણન થાય છે.

માનનીય શ્રી કે. એમ. મુનશી : પાકો મવાલી એટલે ગેરકાયદે પ્રવૃત્તિઓમાં રોકાયેલી વ્યક્તિ એવું જરૂરી નથી. તે વ્યક્તિ, ગુંડા અથવા દાદાના અર્થમાં મવાલી હોઈ શકે. મેં જે કદી કહ્યું ન હોય એવું મેં કહ્યું હોવાનું સભ્યો જણાવે છે. મેં જ્યારે "પાકો મવાલી" એમ કહ્યું ત્યારે મેં એમ નહોતું કહ્યું કે એ એવી વ્યક્તિ છે જે

ગેરકાયદે પ્રવૃત્તિઓમાં રીઢી રીતે રોકાયેલી હોય. તમે મારા નામે એમ કહ્યું હોવાનું ચઢાવી રહ્યા છો.

**સર અલી મહંમદ ખાન દહેલવી :** મહોદય, મારે એમ કહેવું છે કે જયારે માનનીય મંત્રીએ "પાકો મવાલી" એમ કહ્યું ત્યારે આપણે એકદમ સમજી ગયા કે તેમના પોતાના મનમાં જ મવાલીઓનું સંખ્યાબંધ વર્ગીકરણ હોય.

**માનનીય સભ્ય શ્રી કે. એમ. મુનશી :** એ સાથે હું સંમત છું; મવાલીઓની એક આખી શ્રેણી હોઈ શકે.

**ડૉ. બી. આર. આંબેડકર :** ચોકકસ, માનનીય મંત્રી એવી વ્યક્તિના કેસ સાથે કામ લેવા નથી માગતા જે વ્યક્તિએ અમુક બાબત એકવાર કરી હોય.

**માનનીય સભ્ય શ્રી કે. એમ. મુનશી :** મેં માનનીય સભ્યને એક એવો પ્રસંગ જણાવ્યો કે જયાં ગુંડાટોળકી કલકત્તાથી ઊતરી આવી હોય. એવી ૧૧ વ્યક્તિઓ હતી જેમણે ગુનો નહોતો કર્યો પરંતુ જેઓ અમુક ગેરકાયદે પ્રવૃત્તિઓ કરવાની તૈયારીમાં હતી. કલકત્તામાં પોલીસનો જાપતો હોવા છતાં ત્યાં એમને દોષિત ઠરાવવામાં આવી નહોતી. એમાંની કેટલીક વ્યક્તિઓ એવી હતી કે-

**ડૉ. બી. આર. આંબેડકર :** જો એ વ્યક્તિઓ કલકત્તામાં ગુનાઓ કરતી રહી હતી તો તેઓ રીઢી હોવી જોઈએ. એનો એવો અર્થ નથી થતો કે કોઈ વ્યક્તિએ મુંબઈમાં રીઢી રીતે ગુનો કરવો જોઈએ.

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** તેઓને ગેરકાયદે પ્રવૃત્તિઓ ચલાવવા બદલ દોષિત ઠરાવવામાં આવી નહોતી.

**ડૉ. બી. આર. આંબેડકર :** શું હું મારા સુધારાની શબ્દરચના પ્રત્યે માનનીય મંત્રીનું લક્ષ દોરી શકું છું એ આમ છે. ".....જે વ્યક્તિ એટલી બધી માથાભારે અને ભયંકર હોય કે જેનું શહેરમાં રહી રખડપટ્ટી કરવાનું જોખમકારક બની જતું હોય....." ગુંડાટોળકીનો સભ્ય આ શબ્દો હેઠળ આવી જશે.

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** જો માનનીય સભ્ય ધીરજ રાખે તો હું એમને કહીશ. મેં જેનો ઉલ્લેખ કર્યો એ જ ગુંડાટોળકીના નેતાનો પ્રસંગ મેં તમને

જણાવ્યો છે તે પ્રમાણે કોઈ વ્યક્તિ માથાભારે ન પણ હોય. તે વ્યક્તિ કદાચ કલકત્તામાં મોટરકારમાં ફરતી રહેતી હતી. તે વ્યક્તિ યુરોપિયન હતી અને તેને મુંબઈમાં સભ્ય સમાજમાં સ્વીકારાતી હતી, પરંતુ તે વ્યક્તિ તે લાઠી લઈને ગલીઓમાં દોડધામ કરતી હતી તેવા અર્થમાં માથાભારે ચારિત્ર્યની નહોતી.

**ડૉ. બી. આર. આંબેડકર :** પણ "ભયંકર" એ શબ્દ તો તેમાં છે જ ને !

માનનીય શ્રી કે. એમ. મુનશી : હવે, મહોદય, આ "ભયંકર" એ શબ્દનો અર્થ એ થાય છે કે....

**ડૉ. બી. આર. આંબેડકર :** એ કલમમાં વપરાયેલા શબ્દો હું જોઈ ગયો છું અને મને ખાતરી છે કે એ શબ્દો સંપૂર્ણ રીતે સમજી શકાય એવા શબ્દો છે.

માનનીય શ્રી કે. એમ. મુનશી : મહોદય, "ભયંકર અને માથાભારે" એ શબ્દો એવા ગુંડાઓ માટે ઉદ્દિષ્ટ છે જેઓ ઉન્મત્ત થઈને દોડાદોડ કરતા હોય અને લોકોને ધમકી આપતા હોય અને શબ્દના નકકર અર્થમાં ભયંકર સાબિત થતા હોય. એ શબ્દો ખોટી નકલ કરતી ટોળીના આગેવાનને લાગુ પડતા નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** પરંતુ તે અંગેની કામગીરી કરવા એક આખું અલગ પ્રકરણ એના માટે છે, જેમકે, ભારતના ફોજદારી કાયદાનું પ્રકરણ ૧૬, જે મેં કમી કર્યું છે.

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** પરંતુ તમે તો "રીઢી રીતે રોકાયેલી વ્યક્તિઓ" એમ કહ્યું છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું ગૃહને જણાવું કે મેં હમણાં જે શબ્દોની દરખાસ્ત કરી છે તેનાથી કલમની ક્ષેત્રમર્યાદા અમુક પ્રકારની વ્યક્તિઓ પૂરતી જ સીમિત બની જશે અને એમાં, હાલની કલમ જે પ્રમાણે અસ્તિત્વમાં છે તેના દ્વારા પણ જે વ્યક્તિનો સમાવેશ કરવામાં આવશે તેવી વ્યક્તિઓના મોટી સંખ્યાના કેસોનો સમાવેશ નહિ થાય.

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** મહોદય, માનનીય સભ્યે જાતે જ કબૂલ કર્યું છે તેમ આ શબ્દોથી વિધેયકનો વ્યાપ મર્યાદિત બની જાય છે, અને જો એમ જ

થવાનું હોય તો, આ વિધેયકને લાવવાનો કશો જ અર્થ રહેશે નહિ. જો તેમ કરવાથી એ કલમની સ્થિતિ આટલી હદ સુધી બગડી જવાની હોય, તો જે હેતુ માટે તેનું આયોજન કરાયું છે તે હેતુ માટે તે એક નિરર્થક શસ્ત્ર બની જાય છે. તેથી, આ સુધારો સ્વીકારવાનું મારે માટે શક્ય નથી.

માનનીય અધ્યક્ષ : હવે, મારે આ સુધારો અને આ સુધારાના સુધારાઓ ગૃહ સમક્ષ મૂકવાના છે. સૌ પ્રથમ હું આ સુધારાના સુધારાઓ હાથ ધરીશ. તેથી, હું પહેલાં ડૉ. આંબેડકરના સુધારા પરનો શ્રી ભોળેનો સુધારો રજૂ કરીશ. હું તે વાંચી જાઉં ? (માનનીય સભ્યો : ના). તો હવે હું પ્રશ્ન રજૂ કરીશ.

પ્રશ્ન રજૂ થયો.

**માનનીય અધ્યક્ષ :** 'ના' કહેનારાઓ એ હાથ ધરે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, એ માત્ર ઇરાદો વ્યક્ત કરવાનો જ પ્રશ્ન હતો. કંઈ તાત્પર્યનો સુધારો તો નથી જ.

**માનનીય અધ્યક્ષ :** એ ના નથી જ, અને આ નરે ના, માનનીય સભ્ય ડૉ. આંબેડકરનો સુધારેલો સુધારો જ અંતે રજૂ કરવાનો રહેશે તેથી, જેમ તે રીતે જોઈએ તો પણ તેનાથી ખરેખર કશો ફરક પડતો નથી. હું ફરીથી મત જાણવા માગીશ.

સુધારો રજૂ થયો અને તે અંગે સંમત થયા.



**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : મહોદય, માન મિત્ર શ્રી ગુંદરીગરે રજૂ કરેલા સુધારાને ટેકો આપવા હું ઊભો થયો છું સુધારામાં એવું જરુરી બનાવાયું છે કે પોલીસ કમિશનર તેમના કબજામાંની સામગ્રી અંગે કંઈ પણ કાર્યવાહી કરે તે પહેલાં, તેઓ જેને કાઢી મૂકવા માગતા હોય તે વ્યક્તિને તેમણે મેજિસ્ટ્રેટ સમક્ષ રજૂ કરવી જોઈએ અને સામગ્રી તેમની સમક્ષ મૂકવી જોઈએ અને મેજિસ્ટ્રેટને ખાતરી ન થાય ત્યાં સુધી કોઈ કાર્યવાહી કરવી નહિ. દેખીતી રીતે, આ સુધારાનો એક વધુ સાવચેતી તરીકેનો ઉદ્દેશ જોવાનો છે કે પોલીસ કમિશનર કોઈ આપખુદ કાર્યવાહી કરે નહિ. હવે, આ મહોદય, સુધારો જે એક રીતે એક સાવચેતી છે તેમાં કંઈક એવી

માગણી કરવામાં આવી છે કે કેમ કે જેવી વ્યક્તિઓને મળી શકતું હોય તેના કરતાં વધુ હોય અથવા તો એમાં એવું કંઈક છે જે બિનજરૂરી છે એવી બાબત છે જે મને લાગે છે કે વધુ સારી રીતે ત્યારે જ સમજાય કે જયારે કોઈ એની તુલના કરવાનું શરૂ કરે. હવે, હું એક ક્રાન્તિકારીનો કેસ એટલે કે એવી વ્યક્તિઓ જે ક્રાન્તિકારી ગુનામાં સંડોવાઈ હોય તેમની વાત કરું. એ તો દેખીતું જ છે કે આ વ્યક્તિઓ જેમની સામે વિધેયકના હાલના સુધારા દ્વારા કામ લેવાનો ઉદ્દેશ છે તે વ્યક્તિઓ ખરેખર ક્રાન્તિકારી હોય તેટલા પ્રમાણના ભયનું એક મોટું સાધન નથી. તેથી, દેખીતી રીતે, તેઓને એક ક્રાન્તિકારીને હોય તેના કરતાં ચોક્કસ એક ભારે મોટી સાવચેતીની જરૂર છે, એક વધુ મોટા રક્ષણની જરૂર છે. હવે, આપણે ઘડીભર થોભી જઈએ અને પૂછીએ કે ક્રાન્તિકારી ગુનેગારો સામે હોય છે તેવી ભારતના કાયદામાં એવી કઈ સાવચેતીઓ અસ્તિત્વમાં હતી ? હું આ બાબતના ભૂતકાળના ઈતિહાસમાં જવા માગતો નથી. પરંતુ મારી સમક્ષ એક અહેવાલ પડયો છે જે સમિતિનો છે અને એ સમિતિ ૧૯૧૩માં ભારત સરકાર દ્વારા નિમાઈ હતી. તેણે વિચારવાના મદ્દામાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે."ભારતમાં ક્રાન્તિકારી ચળવળના અસ્તિત્વ અંગે અહેવાલ આપવો, ગુનાહિત કાવતરાં સાથે કામ લેવામાં ઊભી થતી મુશ્કેલીઓને તપાસવી અને આવા ગુનેગારોને શિક્ષા કરવા માટેના ઉપાયો સૂચવવા. સમિતિએ વિસ્તારપૂર્વક જેની છણાવટ કરી છે તેવા ભારતમાંના ક્રાન્તિકારી ગુના વિશે કંઈ કહેવું મારે માટે બિનજરૂરી છે. આપણા હેતુ માટે જે પ્રસ્તુત બાબત છે તે એ સાવચેતી છે જે અંગે સમિતિએ સૂચન કર્યું હતું.

આ સમિતિની રચના અંગે જાણવામાં ગૃહને કદાચ રસ પડશે. તેથી, જે સજજનોની આ સમિતિ બનેલી હતી તેમનાં નામ હું જણાવીશ : મી. જસ્ટિસ રોલેટ, કિંગ્સ બેન્ચ ડિવિઝનના જજ, સર બેસિલ સ્કોટ, મુંબઈના મુખ્ય ન્યાયાધીશ, દીવાન બહાદુર સી.વી. કુમારસ્વામી શાસ્ત્રી, મદ્રાસ હાઈકોર્ટના જજ, સર વર્ના લોવેટ, રેવન્યુ બોર્ડના સભ્ય, સંયુક્ત પ્રાંતો, અને મી. સી. પી. મિત્તર. આ સમિતિ મોટી સંખ્યાની એવી વ્યક્તિઓની બનેલી હતી જેઓ ન્યાયિક દિમાગની હોય. એ એક હકીકત છે કે જે સમગ્ર મુદત દરમિયાન ભારત સરકાર ક્રાન્તિકારી ગુના સાથે કામ લેવા માગતી હતી. તે સમગ્ર મુદત દરમિયાન આ તમામ વ્યક્તિઓએ એવા સિધ્ધાંતોનો સ્વીકાર કર્યો હતો કે આ ક્રાન્તિકારીઓને શિક્ષા કરતાં પહેલાં તેમનો કેસ ટ્રિબ્યુનલ દ્વારા ચલાવવો જોઈએ. આ ક્રાન્તિકારીઓ સાથે ન્યાયિક કાર્યવાહી દ્વારા કામ કદી લેવામાં આવ્યું ન હતું. મુદ્દો એ

હતો કે આ ટ્રિબ્યુનલ, જેઓ ભારત સરકારની કારોબારીમાં રોકાયેલી હોય તેવી વ્યકિતઓની બનેલી હોય. સમિતિએ ફકરા ૧૮૨માં જણાવ્યું છે કે :

"તેમ છતાં જો કે અમે ડીફેન્સ ઓફ ઈન્ડિયા એકટ હેઠળ સ્થાપિત કાર્યવાહીની તાત્પર્યતામાં ભલામણ કરીએ છીએ તો પણ, અમને લાગે છે કે આ અધિનિયમો દ્વારા જોગવાઈ કર્યા પ્રમાણે ટ્રિબ્યુનલોની રચનામાં ફેરફાર કરવો જોઈએ. અમને એ હિતાવહ જણાય છે કે આ ટ્રિબ્યુનલોની ગમે તે પ્રમાણ સુધીની રચના ન્યાયતંત્રના સભ્યો ન જ હોય તેવી પરંતુ કોઈ વિશિષ્ટ કેસના હેતુ માટે કારોબારી દ્વારા પસંદ કરાયેલી હોય તેવી વ્યક્તિઓથી કરેલી હોવી જોઈએ. આપણે જે જોયું તેમાંની કોઈ પણ બાબત એવું નથી સૂચવતી કે અત્યાર સુધી નિયુકત થયેલી ખાસ ટ્રિબ્યુનલો આરોપી વ્યક્તિઓ પ્રત્યે અન્યાયી રહેતી આવી હોય, પરંતુ અમને લાગે છે સિધ્ધાંત અંગેના વાંધાઓ તરફ આંખ આડા કાન કરી શકાય નહિ. વધુમાં, અપીલનો અધિકાર લઈ લેવામાં આવ્યો હોવાથી ટ્રિબ્યુનલો અત્યંત ઉચ્ચ સત્તા ધરાવતી અને પ્રભાવશાળી હોવી જોઈએ."

ક્રાન્તિકારીઓ પ્રત્યે કઠોર કહી શકાય એવું કશું અને ગેરવાજબી કહી શકાય એવું કશું કરવામાં ન આવે તે જોવાના હેતુ માટે જો આ સાવચેતી જરૂરી હોય તો, હું કહીશ કે સામાન્ય બુદ્ધિ ધરાવતી દરેક વ્યક્તિ એમ વિચાર કરશે કે આ વિધેયકમાં જેમના અંગે વિચારવામાં આવ્યું છે તેવી વ્યક્તિઓ સાથે કામ લેવા માટે વધુ મોટી સાવચેતી જરૂરી છે. આખરે તો, સુધારો જે માંગે છે તે છે શું ? સુધારો એમ નથી ઇચ્છતો કે પોલીસ કમિશનર જે વ્યક્તિને શહેર બહાર મોકલી દેવા માગતા હોય તે વ્યક્તિ સામે તેમણે કરેલા આક્ષેપોની તપાસ કરવા માટે મેજિસ્ટ્રેટોની બનેલી ટ્રિબ્યુનલ નીમવી જોઈએ. આવા કોઈ પ્રકારનું કશું જ માંગવામાં નથી આવ્યું તેમજ સુધારામાં એવી પણ માગણી નથી કરાઈ કે મેજિસ્ટ્રેટ સમક્ષ સામગ્રી મૂકવામાં આવે ત્યારે તે સામગ્રીની તપાસ એવી રીતે કરવી કે જાણે તે એક અદાલતી કાર્યવાહી હોય. સુધારામાં એવું પણ જરૂરી નથી બનાવાયું કે પોલીસ કમિશનર જ્યારે સામગ્રી મેજિસ્ટ્રેટ સમક્ષ મૂકે ત્યારે પોલીસ કમિશનર બાતમીદારોનાં નામ જાહેર કરે. આવા કોઈ પણ પ્રકારની કશીય માંગણી તેમાં કરવામાં નથી આવી. સુધારો તો એક તદ્દન હળવા સ્વરૂપનો સુધારો છે. તેમાં એવું કશું ફરમાવવામાં નથી આવ્યું કે જેથી કરીને મેજિસ્ટ્રેટ પોલીસ કમિશનરની સામગ્રી અંગે ન્યાય તોળવા બેસી જાય. એમાં જે કંઈ કહેવાયું છે તે

આટલું જ છે કે મેજિસ્ટ્રેટ એ જુએ અને પ્રમાણપત્ર આપે કે એ એક એવો સંતોષકારક કેસ છે જેમાં પોલીસ કમિશનર, જો તેમને પસંદ પડે તો કાર્યવાહી કરે. હવે, મહોદય, તમામ ધોરણોથી વિચારતાં હું એ કહેવા તૈયાર છું કે જેની જોગવાઈ કરી શકાય અને જેની જોગવાઈ કરવી જોઈએ તેવી આ એક સૌથી હળવા પ્રકારની સાવચેતી છે. મહોદય, હું કહું છું કે માનનીય સભ્ય શ્રી પાટસકરનો સુધારો હવે પસાર કરાયો છે અને જો મારો સુધારો પસાર કરાયો હોત તો પોલીસ કમિશનરની સત્તાઓ હોત તેના કરતાં તેમની સત્તાઓ વધુ અમર્યાદિત છે તે હકીકત જોતાં, આ નાની સાવચેતી–હું એને ખૂબ નાની સાવચેતી કહું છું— તેની આ વિધેયકમાં, પોલીસ કમિશનર આપખુદ રીતે કામગીરી ન બજાવે તે જોવા માટે, જોગવાઈ કરાય તે જોવાનું વિરોધ પક્ષના સભ્યો માટે તેમજ સમગ્ર ગૃહ માટે ખૂબ ખૂબ ફરજિયાત બની ગયું છે.



# ૩૨

# મુંબઈ પોલીસ અધિનિયમ સુધારા વિધેયક અંગે : ૩

**ડૉ. બી. આર. આંબેડકર :** હું જે રજૂઆત કરવા માગું છું તે આ છે. માનનીય સભ્ય શ્રી. પાટસકરનો સુધારો સ્વીકારીને આપણે જે કર્યું છે તે આ છે. પોલીસ કમિશનરને અપાયેલી સત્તાનો તેઓ જેમાં ઉપયોગ કરી શકે તેવા કેસોની બાબતમાં તેમના પર આપણે એક નિયંત્રણ મૂકી દીધું છે. આ નિયંત્રણ એવું છે કે તેઓ તેમની સત્તાનો ઉપયોગ ફક્ત એવા જ કેસોમાં કરી શકશે કે જ્યાં તેમના અભિપ્રાય મુજબ સાક્ષીઓ કોઈ વ્યક્તિની વિરુદ્ધ જાહેરમાં પુરાવો આપવા આગળ આવવા રાજી ન હોય. એવો આદેશ તેમને આપવામાં આવ્યો છે કે તેમને આપવામાં આવેલી સત્તાનો ઉપયોગ તેમણે માત્ર એવા જ કેસોમાં કરવાનો છે જ્યાં તેમના મતે સાક્ષીઓ સુરક્ષાનાં કારણોસર પુરાવો આપવા આગળ આવવા રાજી ન હોય. પેટા-ખંડ (૨) માં, વિધેયકમાં કમિશનરે અનુસરવાની અમુક કાર્યપદ્ધતિ નિયત કરવામાં આવી છે અને તે આ છે. પ્રથમ, કમિશનરે આરોપની વિગતો આપવાની રહે છે; બીજું કમિશનરે આરોપનો ખુલાસો કરવાની વ્યક્તિને તક આપવાની રહે છે, અને ત્રીજું, વ્યક્તિને તેના સાક્ષીઓ લાવવાની તક આપવાની રહે છે. આ પેટા-ખંડ (૬)માં, પોલીસ કમિશનરે કરેલા હુકમ અંગે ચર્ચા કરવાના ફોજદારી અદાલતના અધિકારની છણાવટ કરવામાં આવી છે. આ કલમમાં શું જણાવવામાં આવ્યું છે ? આ કલમમાં માત્ર આટલું જ કહેવામાં આવ્યું છે : આ વિધેયક હેઠળ નિયત કરેલી કાર્યપદ્ધતિનું પાલન કરવામાં આવ્યું છે કે નહિ એ જોવાની અદાલતને સત્તા રહેશે- હું એને સ્પષ્ટ રીતે રજૂ કરું છું. કાર્યપદ્ધતિનું પાલન કરવામાં કમિશનરને સૌથી પહેલી બાબત

જણાવવામાં આવે છે તે છે આરોપની વિગતો રજૂ કરવી; બીજું, આરોપ અંગે ખુલાસો કરવાની વ્યક્તિને તેમણે તક આપવી જોઈએ; ત્રીજું, -મૂળમાં જે બાબત કમી કરવામાં આવી હતી પરંતુ જે હાઈકાર્ટના ચુકાદાનો એક ભાગ હતી–કમિશનર પાસે તેમની સમક્ષ સામગ્રી હોવી જ જોઈએ. એ બાબત હવે, માનનીય સભ્ય શ્રી પાટસકરે રજૂ કરેલા સુધારા દ્વારા ઉમેરવામાં આવી છે. હવે, મારી રજૂઆત એવી છે કે આપણે પસાર કરેલા ખંડ દ્વારા આપણે એમ પણ ઉમેર્યું છે કે આ સત્તાનો ઉપયોગ માત્ર એવા જ કેસોમાં કરવો જોઈએ જ્યાં સાક્ષીઓ સુરક્ષાનાં કારણોસર આગળ આવવા રાજી ન હોય. માનનીય સભ્ય શ્રી.ભોળેના સુધારાથી જે માગણી કરવામાં આવી છે તે એ કે એક વધુ કારણ ઉમેરવું કે જેના આધારે હાઈકોર્ટ હુકમ રદ કરી શકે. પેટા-ખંડને હવે જે શબ્દોમાં રજૂ કરવામાં આવ્યો છે તે પ્રમાણે, જો આરોપની વિગતો વ્યક્તિને આપવામાં ન આવે, જો તે વ્યક્તિ વિરુદ્ધના આક્ષેપોનો ખુલાસો કરવાની તેને તક આપવામાં ન આવે અથવા તેના સાક્ષીઓને તપાસવામાં ન આવે, તો હાઈકાર્ટ હુકમ રદ કરી શકે છે, અને છેલ્લે શ્રી.પાટસકરના સુધારા અનુસાર—પોલીસ કમિશનર પાસે કોઈ સામગ્રી ન હતી જેના આધારે તેઓ પોતાનો હુકમ કરી શકે. માનનીય સભ્ય શ્રી. ભોળે જે ઉમેરવા માંગે છે તે એ છે કે માનનીય સભ્ય શ્રી. પાટસકરના સુધારાના ભાગ (૧)માં જે શરત જણાવવામાં આવી છે એટલે કે સાક્ષીઓ પુરાવો આપવા માટે આગળ આવવા રાજી નથી એ શરત પણ એક એવું કારણ બનશે જેના આધારે મેજિસ્ટ્રેટની અદાલત હુકમને રદ કરી શકે. તેથી, એ કંઈ મેજિસ્ટ્રેટની સત્તા પરની મર્યાદા નથી. એક કાર્યપદ્ધતિ નિયત કરવામાં આવી છે, અને ખંડમાં જે કંઈ કહેવામાં આવ્યું છે તે આ છે કે હાઇકોર્ટ કે મેજિસ્ટ્રેટની કોર્ટ એ જોશે કે આ તમામ પ્રકારની કાર્યપદ્ધતિઓનું પાલન પોલીસ કમિશનર દ્વારા કરાય. માનનીય સભ્ય શ્રી.પાટસકર એમ નથી ઇચ્છતા, તેમજ કોઈ પણ સભ્ય એમ નથી ઈચ્છતા કે સામગ્રી આધારભૂત હતી કે કેમ તે પ્રશ્ન પર હાઈકોર્ટ કે મેજિસ્ટ્રેટની કોર્ટ ન્યાય તોળવા બેસી જાય. એણે જે કંઈ કરવું જરૂરી છે તે એ જોવાનું છે કે કમિશનર પાસે સામગ્રી હોય. એ જ પ્રમાણે, માનનીય સભ્ય શ્રી. ભોળે જે કરવા માગે છે તે એ છે કે કોર્ટે જોવું જોઈએ કે પોલીસ કમિશનરે એ હકીકત ખરેખર વિચારણામાં લીધી હતી કે સાક્ષીઓ આવવા તૈયાર હતા કે કેમ. માનનીય સભ્ય શ્રી.ભોળેના સુધારામાં એવું નથી કે શા માટે સાક્ષીઓ આવવા તૈયાર નહોતા એ પ્રશ્ન અંગે ન્યાય તોળવા બેસી જવાની

હાઈકોર્ટને કે મેજિસ્ટ્રેટની કોર્ટને સત્તા આપવામાં આવે. હાઈકોર્ટે કે મેજિસ્ટ્રેટની કોર્ટે એ પ્રશ્ન પર ન્યાય તોળવા બેસી જવાનું નથી અને એવું કહેવાનું નથી કે "આ રહ્યાં એ કારણો જેના અંગે કોઈને પણ ખાતરી થવી જોઈએ નહિ." ચુકાદાનું આખરીપણું તો પોલીસ કમિશનર પાસે છે. માનનીય સભ્ય શ્રી. ભોળેના સુધારામાં જે કંઈ કરવાનું લક્ષ્ય છે તે તો, માનનીય સભ્ય શ્રી. પાટસકરનો સુધારો પસાર કરીને આપણે જે મૂકી છે તે શરત કે જે એક કાર્યપદ્ધતિ વિષયક શરત છે તે આ ખંડમાં દાખલ કરવાનું છે, જેથી કરીને વિધેયક એક સંપૂર્ણ અખંડ બાબત બની જાય. આપણે પસાર કરેલા સુધારા અને માનનીય સભ્ય શ્રી. ભોળેના સુધારા વચ્ચે કશો સંઘર્ષ નથી. જે કંઈ કરવું જરૂરી છે તે આ શબ્દો" કમિશનરના અભિપ્રાય મુજબ ઉમેરવાનું છે, અને હું તે રજૂ કરું છું.

●

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું સ્પષ્ટતા કરું ? પરિસ્થિતિ, ટૂંકમાં આવી છે. આપણે ફરીથી નંબર આપ્યા પ્રમાણેની પેટા-કલમ (૭) હેઠળ કોર્ટને અમુક સત્તાઓ આપી છે; જયારે કોઈ વ્યક્તિને કમિશનરના હુકમનો ભંગ કરવા બદલ મેજિસ્ટ્રેટ સમક્ષ લાવવામાં આવે ત્યારે યોગ્ય કાર્યપદ્ધતિનું પાલન કરાયું છે ને જોવાની મેજિસ્ટ્રેટને સત્તા છે. પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટે જોવાની હોય છે તેવી એક બાબત એ છે કે કમિશનર પાસે પોતાની સામગ્રી હતી કેમ. હવે, આ ખંડમાં કહેવામાં આવ્યું છે કે જયારે એ બાબત પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ સમક્ષ આવે ત્યારે કમિશનરે અથવા બીજી કોઈ વ્યક્તિ, જેના આધારે તે કામગીરી કરી શક્યા તેવી સામગ્રી તેમની પાસે હતી એવી કોર્ટને માહિતી આપવા માટે, સાક્ષીના પાંજરામાં જવાનું રહેશે. આ ખંડમાં કહેવામાં આવ્યું છે કે આ પુરાવો આપતી વખતે કાં તો પોલીસ કમિશનરે અથવા તો તેઓ મોકલે તેવા બીજા કોઈ અધિકારીએ વ્યક્તિની ઓળખ અથવા મિલકતની ઓળખ આપવાની રહેશે. હું પેટા-ખંડ (૮) ની પરિસ્થિતિ સ્પષ્ટ કરી રહ્યો છું; પેટા-ખંડ (૮) ની સ્થિતિ એવી છે કે એ, હુકમ યોગ્ય છે કે કેમ એટલે કે હુકમ કાર્યપદ્ધતિ અનુસાર કરવામાં આવ્યો હતો કે કેમ તે જોવા માટે તે હુકમની મેજિસ્ટ્રેટ દ્વારા વિચારણા કરવામાં આવે ત્યારે, અમલમાં આવે છે. મેજિસ્ટ્રેટે જોવાની હોય તેવી એક બાબત એ છે કે સામગ્રી કમિશનર પાસે હતી કે કેમ, કારણ કે એ એક શરત છે; અને સામગ્રી શી

હતી તેમ સાબિત કરવામાં એવો પ્રશ્ન ઊભો થાય કે જે માહિતીના પરિણામે વ્યક્તિ કે મિલકતની ઓળખ મળી જાય તેવી માહિતી સહિતની તમામ માહિતી જાહેર કરવાની પોલીસ કમિશનરને ફરજ પાડવાનો મેજિસ્ટ્રેટને અધિકાર રહેશે કે કેમ. આ ખંડમાં કહેવામાં આવ્યું છે કે પુરાવો આપતી વખતે પોલીસ કમિશનર, તેમની પાસે હોય તેવી અને જેના પરિણામે વ્યક્તિ કે મિલકતની ઓળખ મળી જાય એમ હોય તેવી માહિતી અટકાવી રાખી શકે છે. પેટા-કલમ (૮)ની સ્થિતિ એ છે.



ડૉ. બી. આર. આંબેડકર : મહોદય, હું આ સુધારો રજૂ કરવા માગું છું, એટલે કે :-

"અહીં હવે પછી આવતા" એ શબ્દોને બદલે નીચેના શબ્દો મૂકવા :-

"અને કોમી રમખાણો દરમિયાન, રીઢી રીતે ભયંકર ચારિત્ર્યની વ્યક્તિઓ સાથે કામ લેવાના હેતુ માટે અને જાહેર સુલેહશાંતિ જાળવી રાખવાના હેતુ માટે."

હું રજૂ કરવા ઇચ્છું છું તે આ સુધારો છે.

માનનીય અધ્યક્ષ : માનનીય સભ્ય, વિદ્વાન ડૉકટરના સુધારાનો હું હમણાં જ ઉલ્લેખ કરી રહ્યો હતો જેમાં તેમણે આ અધિનિયમ રીઢા ગુનેગારોને લાગુ પાડવાની દરખાસ્ત રજૂ કરી છે. હું એવા મત તરફ ઢળું છું કે સુધારાનો આ ભાગ પણ ગૃહ લીધેલા નિર્ણયો જોતાં નિરર્થક બની રહેશે.

**ડૉ. બી. આર. આંબેડકર** : મહોદય, હું એવી રજૂઆત કરવા માગું છું કે આ વિધેયક કે જે હમણાં ગૃહ સમક્ષ પડેલું છે તેના બેવડા હેતુઓ છે, એટલે કે એક હેતુ એ છે કે કોમી રમખાણ સાથે કામ લેવું અને તેથી હું કહેવા માગું છું કે મારા સુધારાનો એ ભાગ કે જેમાં કોમી રમખાણોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ભાગ સંપૂર્ણ વ્યવસ્થિત છે. વિધેયકમાં અમુક એવી જોગવાઈઓની પણ છણાવટ કરવામાં આવી છે જેનો ઉદ્દેશ અથવા જેની ગણતરી, માનનીય ગૃહમંત્રીના શબ્દોમાં જેને મવાલીઓ તરીકે ગણવામાં આવ્યા છે અને મારી રજૂઆત મુજબ જેમનું "રીઢી રીતે ભયંકર ચારિત્ર્યની વ્યક્તિઓ" એ શબ્દોમાં ભાષાંતર કરવામાં આવ્યું છે તેમની સાથે કામ લેવાની છે. મારા સુધારાનો કેવળ ઉદ્દેશ, આ કાયદાની દ્રષ્ટિમાં છે તે બેવડા

હેતુઓને સ્પષ્ટ કરવાનો છે. એક હેતુ છે કોમી રમખાણો સાથે કામ લેવાનો અને બીજો હેતુ છે જેમને "મવાલયે" કહેવામાં આવે છે તેમની સાથે કામ લેવાનો. તેથી, મારી રજૂઆત એ છે કે મારો સુધારો વ્યવસ્થિત છે. તેમ છતાં, જો તે વાંધાજનક હોય, તો હું "મવાલીઓની પ્રવૃત્તિઓ નિયંત્રણમાં રાખવાના હેતુ માટે" એ શબ્દો વાપરવા તૈયાર છું.

માનનીય અધ્યક્ષ : એ વિશે એક મુશ્કેલી એ રહેશે કે "મવાલી" એ શબ્દની અધિનિયમમાં વ્યાખ્યા કરવામાં આવી નથી. એ એવો શબ્દપ્રયોગ નથી જેની વ્યાખ્યા અધિનિયમમાં કરવામાં આવી હોય.

ડૉ. બી. આર. આંબેડકર : મહોદય, મારી રજૂઆત એ છે કે આમુખ એ કંઈ ન્યાયિક અર્થઘટનની વિષયવસ્તુ બનવાનો નથી. આમુખમાં તો માત્ર, જેના માટે આપણે આ અધિનિયમનો ઉપયોગ કરવાના હોય તે હેતુ અંગેનો નિયમ અને માર્ગદર્શન જ જણાવવામાં આવતું હોય છે અને તેથી મારી રજૂઆત એ છે કે "મવાલી" એ શબ્દનું ન્યાયિક રીતે અર્થઘટન કરવામાં આવ્યું ન હોવા છતાં પણ એ એક એવો શબ્દ છે કે જેનાથી માનનીય ગૃહ મંત્રી અને પોલીસ કમિશનર એ બંને આજે એટલા બધા પરિચિત છે કે મને લાગે છે કે તેના વિશે કોઈ મુશ્કેલી હોવી ન જોઈએ.

**માનનીય અધ્યક્ષ :** સુધારાને બે ભાગમાં વિભાજિત કરવાનો રહે છે— એક ભાગ જેમાં રીઢા ગુનેગારોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે માનનીય સભ્યે જણાવ્યા પ્રમાણે એક એવો ભાગ છે જે હું સમજું છું કે તે પડતો મૂકવા તૈયાર છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** ના, હું એને આ રીતે વિભાજિત કરવા તૈયાર છું : એક ભાગ, કાં તો ભયંકર ચારિત્ર્ય ધરાવતી વ્યક્તિઓ હોય અથવા તો મવાલીઓ હોય તેવી વ્યક્તિઓ સાથે કામ લેવાનું જણાવતો ભાગ અને બીજો ભાગ, મારી રજૂઆત પ્રમાણે, કટોકટીની સત્તાઓ આપતા સુધારાનો સીધો ઉલ્લેખ કરતો ભાગ.

માનનીય અધ્યક્ષ : બીજો ભાગ હું જોઈ શકું છું. જો બે ભાગમાં વિભાજિત કરવામાં આવે તો પ્રથમ ભાગ વિશે મને લાગે છે કે, "મવાલી" ઓ એ શબ્દપ્રયોગનો ઉપયોગ પણ....

**ડૉ. બી. આર. આંબેડકર :** તો પછી મારો સુધારો આવો રહેશે :

"જેઓ ભયંકર ચારિત્ર્યની હોય તેવી વ્યક્તિઓ સાથે કામ લેવા માટે." "રીઢી રીતે" એ શબ્દ લઈ લેવા હું તૈયાર છું. આમુખનો ઉદ્દેશ, આપણા આશયોને સ્પષ્ટ કરવાનો છે.

**શ્રી જમનાદાસ એમ.મહેતા :** મહોદય, મારી રજૂઆત એવી છે કે વિદ્વાન ડૉકટરનો સુધારો સંપૂર્ણ રીતે વ્યવસ્થિત છે એમ ઠરાવવું જોઈએ, કારણ કે હવે એવો ખ્યાલ આવ્યો છે કે સમગ્ર વિધેયકના બે આશયો છે; એક, કટોકટી સાથે કામ લેવાનો અને બીજો, અધિનિયમમાં વર્ણન કરાયેલું ચારિત્ર્ય ધરાવતી વ્યક્તિઓ સાથે કામ લેવાનો. ગૃહે જે અંગે અધિનિયમ કર્યો હોય તે આમુખમાં વ્યક્ત થવું જ જોઈએ, નહિતર આમુખ અપૂર્ણ ગણાશે અને વિધેયકનો ઉદ્દેશ શો છે તે તેમાં વ્યકત નહિ થાય.

**માનનીય અધ્યક્ષ :** હું કોઈ પણ જાતના ટેકનીકલ વાંધા અંગે વિચારણા કરતો નથી. હું તો માત્ર એટલું જ વિચારું છું કે વિધેયકમાં જે કહેવામાં આવ્યું છે તે અને ગૃહ દ્વારા પસાર કરવામાં આવ્યું છે તે, વાકયરચનામાં કઈ રીતે વ્યક્ત કરવામાં આવશે.

**માનનીય શ્રી બી. જી. ખેર :** શું હું માનનીય સભ્યને એવું સૂચન કરી શકું કે ભયંકર"એ શબ્દ અનિશ્ચિત છે ? એ, "સમાજ માટે ભયંકર," સમાજને ભયરૂપ" કે એવી મતલબનું કંઈક હોવું જોઈએ. આપણે તાર મેળવવા માટે ટેવાયેલા છીએ. "અમુક તમુક ભયંકર, તરત ઉપડો." "ભયંકર" એ શબ્દ જ ખુદ અનિશ્ચિત છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું એમ સૂચન કરું છું "રમખાણો દરમિયાન સુલેહશાંતિ જાળવવા માટે મુંબઈ શહેરના રહીશોને ભયરૂપ હોય તેવી વ્યક્તિઓ સાથે કામ લેવાના હેતુ માટે."

માનનીય **શ્રી.કે.એમ.મુનશી :** તમે, રમખાણો દરમિયાન "જૂથો અને ટોળકીઓ ને છોડી દીધાં છે. કલમના શબ્દો તો આવા છે" કોમો, જૂથો અને ટોળકીઓ વચ્ચે.

**ડૉ. બી. આર. આંબેડકર :** આપણે એને આ રીતે મૂકી શકીએ : "કોમો અને તેનાં જૂથો, અને ટોળકીઓ તથા સમૂહો વચ્ચેનાં સંઘર્ષોના કારણે જાહેર સુલેહશાંતિનો ભંગ ટાળવા માટે."

**માનનીય શ્રી.કે.એમ.મુનશી :** "અને અહીં હવે પછી જણાવેલ બીજા હેતુઓ માટે."

**ડૉ. બી. આર. આંબેડકર :** કયા બીજા હેતુઓ ?

**માનનીય શ્રી. કે. એમ. મુનશી :** "અને અહીં હવે પછી જણાવેલા બીજા હેતુઓ"

**ડૉ. બી. આર. આંબેડકર :** બીજા હેતુઓ કયા છે ?

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** જુદા જુદા કાર્યપધ્ધતિ વિષયક હેતુઓ પણ છે.

**ડૉ: બી. આર. આંબેડકર :** તો પછી હું એને આમ કહીને સ્પષ્ટ કરીશ " અને આવા કેસો સાથે કામ લેવા માટેની કાર્યપધ્ધતિ નિયત કરવા માટે .

**માનનીય અધ્યક્ષ :** આમુખમાં એ બધું જરૂરી છે ? આપણે એને અડચણરૂપ ન બનાવવું જોઈએ.

માનનીય શ્રી.કે.એમ.મુનશી : અધિનિયમમાં દેશાંતર કરતી વ્યક્તિઓનો પણ પ્રશ્ન છે. અને તેથી, "અહીં હવે પછી જણાવેલા બીજા હેતુઓ" જરૂરી છે.

**શ્રી.જમનાદાસ એમ. મહેતા :** "અહીં હવે પછી" જરૂરી નથી.

**શ્રી. એસ.વી.પારૂલેકર :** આપણે આવતી કાલ સુધી મોકૂફ રાખીએ કે જેથી કરીને આપણે એક સંમત શબ્દરચના પ્રાપ્ત કરી શકીએ.

**માનનીય અધ્યક્ષ :** એમ જણાય છે કે તાત્પર્ય અંગે તો સંમતિ છે જ અને હવે પ્રશ્ન માત્ર વાક્યરચનાનો જ છે. હવે, રજૂ કરાયેલો સુધારો તાત્પર્યની દ્રષ્ટિએ સ્વીકારવામાં આવે છે, એને આ તબક્કે વિધેયકમાં દાખલ કરી શકાશે. અને પાછળથી ત્રીજા વાચન વખતે જરૂરી હોય તેવા શાબ્દિક સુધારા કરી શકાશે.

માનનીય શ્રી. કે.એમ.મુનશી : મહોદય, હું એક આખરી શબ્દ કહું ? હું આ દેશાંતર કરતી વ્યક્તિઓને ચૂકવા માગતો નથી.

**માનનીય અધ્યક્ષ :** માનનીય સભ્ય ડૉ.આંબેડકર જે દરખાસ્ત કરે છે તે આ જ છે.

'અહીં હવે પછી આવતા' એ શબ્દોને બદલે નીચેનો મજકૂર મૂકવો :

'મુંબઈ શહેરને ભયરૂપ હોય તેવી વ્યક્તિઓ સાથે કામ લેવાના હેતુ માટે અને કોમો અને તેનાં જૂથો કે ટોળકીઓ કે સમૂહો વચ્ચેના સંઘર્ષના કારણે જાહેર સુલેહ શાંતિનો ભંગ અટકાવવા માટે અને અહીં હવે પછી આવતા અમુક બીજા હેતુઓ માટે'.

માનનીય શ્રી કે. એમ. મુનશી : હું સુધારો સ્વીકારું છું.

**ડૉ. બી. આર. આંબેડકર :** શું હું એ જાણી શકું છું કે બીજા હેતુઓ કયા છે ?

**માનનીય શ્રી. કે. એમ. મુનશી :** દેશાંતર કરતી વ્યક્તિઓ સાથે કામ લેવા માટે.

**ડૉ. બી. આર. આંબેડકર :** દેશાંતર કરતી વ્યક્તિએ વ્યક્તિ છે, હેતુ નથી.

માનનીય શ્રી બી. જી. ખેર : પ્રશ્ન એ છે કે દેશાંતર કરતી વ્યક્તિઓ જેઓ અમુક રોગો સાથે શહેરમાં આવે છે તેમની સાથે કામ લેવાનું રહે છે. તમામ હેતુઓ અનુક્રમે વર્ણવવાનો આમુખનો ઉદ્દેશ નથી હોતો. "અહીં હવે પછી આવતા બીજા અમુક હેતુઓ" નો અર્થ સ્પષ્ટ છે કે ખુદ વિધેયકમાં જણાવેલા હેતુઓ. વિધેયકમાં બીજો કોઈ પણ હેતુ લાવી શકાય નહિ.

**માનનીય અધ્યક્ષ :** "બીજા અમુક હેતુ માટે" એ શબ્દો શું કાઢી નાખવાના છે ?

સર અલી મહંમદખાન દહેલવી : એ શબ્દો જતા જ રહેવા જોઈએ કારણ કે આપણે એકંદરે આખા અધિનિયમની નહિ પરંતુ માત્ર કલમ ૨૭ની જ છણાવટ કરી રહ્યા છીએ.

**માનનીય શ્રી.બી.જી.ખેર :** જો તમે એ માગતા ન હો તો અમે એ કાઢી નાખવા રાજી છીએ.

**માનનીય અધ્યક્ષ :** મોટા ભાગનો અભિપ્રાય એવો જણાય છે કે "અહીં હવે પછી એ શબ્દો રાખવા જોઈએ. એમ કર્યા પછી સુધારો આ રીતે વંચાશે : "અહીં હવે પછી આવતા" એ શબ્દોને સ્થાને નીચેનો મજકૂર મૂકવો :

"મુંબઈ શહેરને જેઓ ભયરૂપ હોય તેવી વ્યક્તિઓ સાથે કામ લેવાના અને કોમો વચ્ચેના સંઘર્ષના કારણે જાહેર સુલેહ શાંતિનો ભંગ થતો અટકાવવા માટે..."

**માનનીય શ્રી. બી. જી. ખેર :** શું હું એવું સૂચવી શકું કે વાક્યરચના જાહેર સુલેહ અને શાંતિ "એમ નહિ પણ "જાહેર સુલેહ કે શાંતિ" એમ હોવી જોઈએ ? તે જ રીતે, "કોમો કે જૂથો વચ્ચેના સંઘર્ષના કારણે" પણ.

**માનનીય અધ્યક્ષ :** "...કોમો કે તેનાં જૂથો કે ટોળકીઓ કે સમૂહો વચ્ચેના સંઘર્ષને કારણે જાહેર સુલેહ કે શાંતિનો ભંગ, અને અહીં હવે પછી .....અમુક બીજા હેતુ માટે."

સર અલી મહંમદખાન દહેલવી : "કે અમુક બીજા હેતુઓ માટે" ; મને લાગે છે કે આપણે એ અંગે સંમત છીએ ?

**માનનીય કે. એમ. મુનશી :** હું તો ગમે તે અંગે સંમત થઈશ.

શ્રી આર. એ. ખેડગીકર : શું અમને શબ્દરચના તપાસવાની તક આપવાની નથી? અમે તે પૂરેપૂરૂં સમજ્યા નથી.

માનનીય અધ્યક્ષ : હવે હું આખરી મુસદ્દો વાંચું છું . જો મેં કશી ભૂલ કરી હોય તો એ સુધારાને પાત્ર છે.

**શ્રી એસ. વી. પારુલેકર :** અમે સુધારા અંગે અમારો અભિપ્રાય આપી શકીએ તે પહેલાં શું તમે અમને સુધારાનો અભ્યાસ કરવાની તક આપશો ? સુધારો ખૂબ લાંબો છે અને અમે હાલ તરત તેની અસરો જાણતા નથી. તેથી, તેનો અભ્યાસ કરવાની અમને તક આપવી જોઈએ. ચર્ચા માટે તેને હાથ ધરી શકાય.

**માનનીય અધ્યક્ષ :** મેં કહ્યું તેમ આમુખમાં આખરે તો, જે કંઈ હવે પછી આવવાનું છે તેનો સારાંશ અને બહુ સામાન્ય સારાંશ આપવાનો માત્ર પ્રયાસ જ કરવામાં આવે છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** કારોબારી સત્તાને એ તો એક આદેશ છે.

માનનીય શ્રી.બી.જી.ખેર : તમે દરખાસ્ત કરો એવું ગમે તે સ્વીકારવા અમે રાજી છીએ.

**શ્રી.જમનાદાસ એમ.મહેતા :** જેનાથી આ ચર્ચા ટૂંકાવાય એવું ગમે તે આવકારદાયક છે ! (હસાહસ).

માનનીય અધ્યક્ષ : તેથી જ હું, જે રીતે એમાં સંમત થવાયું હોવાનું જણાય છે તેવી આખરી શબ્દરચનાનું સૂચન કરું છું. હું સમગ્ર સુધારો ફરીથી વાંચી જાઉં છું; માનનીય સભ્યો કૃપા કરીને તે ધીરજપૂર્વક સાંભળશે.

'અહીં હવે પણ આવતા' એ શબ્દોને બદલે નીચેનો મજકૂર મૂકવો :

'મુંબઈ શહેરને જેઓ ભયરૂપ હોય તેવી વ્યક્તિઓ સાથે કામ લેવાના અને કોમો કે તેનાં જૂથો કે ટોળકીઓ કે સમૂહો વચ્ચેના સંઘર્ષના કારણે જાહેર સુલેહ કે શાંતિનો ભંગ અટકાવવા માટે અને અહીં હવે પછી આવતા હેતુઓ માટે.'

શ્રી. જમનાદાસ એમ. મહેતા : "બીજા" એ શબ્દ અહીં હોવો જ જોઈએ.

માનનીય અધ્યક્ષ : "અને બીજા હેતુઓ માટે."

**ડૉ. બી. આર. આંબેડકર :** "જેવા કે તે દેશાંતર કરતી વ્યક્તિઓ સાથે કામ લેવાના."

**માનનીય અધ્યક્ષ :** આખરે તો, કાયદાશાસ્ત્રીઓ જાણે છે કે આમુખનો કેવો અર્થ કરવામાં આવે છે અને કલમોની રચનાને લાગેવળગે છે તેટલાં પૂરતું આમુખને કેટલું મહત્ત્વ આપવામાં આવે છે. જો મને એમ કહેવાની પરવાનગી હોય તો હું કહું છું કે મને નથી લાગતું કે આ મુદ્દો ખરેખર એવો મુદ્દો હોય કે જેના પર આટલી બધી ચર્ચા કરવાની જરૂર હોય.

**શ્રી.જમનાદાસ એમ. મહેતા :** "બીજા" એ શબ્દ હોવો જ જોઈએ, કારણ કે જેમનો અગાઉ ઉલ્લેખ કરાયો છે તે પણ હેતુઓ જ છે.

**માનનીય અધ્યક્ષ :** "અને અહીં હવે પછી આવતા હેતુઓ માટે."

**શ્રી. જમનાદાસ એમ. મહેતા :** એટલું ચાલશે.

માનનીય **શ્રી. કે. એમ. મુનશી :** હું સુધારો સ્વીકારું છું.

માનનીય અધ્યક્ષ : તો પછી, હું એમ સમજી લઉં કે શબ્દરચના આવી રહેશે (અવરોધ). વાક્યરચના ખુદ કલમોમાંથી જ લેવામાં આવી છે.

ડૉ. બી. આર. આંબેડકર : હું સ્વીકારું છું.

● ● ●

# ૩૩

# મુંબઈ શહેર મ્યુનિસિપલ અધિનિયમ સુધારા વિધેયક અંગે

ડો.બી.આર.આંબેડકર (મુંબઈ શહેર, ભાયખલા અને પરેલ) :

મહોદય, માનનીય સભ્ય શ્રી. એ.વી. ચિત્રેએ રજૂ કરેલા સુધારાને ટેકો આપવા હું ઊભો થયો છું. મહોદય, સુધારો એવો છે કે કામદારોના પ્રતિનિધિઓ દ્વારા ચુંટાવાના હોય તેવા ૪ કાઉન્સિલરો ઉપરાંત વધારામાં મ્યુનિસિપલ કામદારો દ્વારા ચુંટાયેલા બે કાઉન્સિલરો હોવા જોઈએ. હવે, આ સુધારાને ટેકો કેમ આપવો જોઈએ એનું કારણ આ છે. એમાં તો કંઈ શંકા નથી જ કે મ્યુનિસિપલ કામદારો મ્યુનિસિપલ કોર્પોરેશનના વહીવટમાં પ્રત્યક્ષ રીતે રસ ધરાવે છે. તેઓ મ્યુનિસિપલ કમિશનરોની સત્તા હેઠળ હોય છે, તેઓ જેના હાથ નીચે કામગીરી બજાવતા હોય તે મ્યુનિસિપાલિટી દ્વારા નોકરીએ રખાયેલા જુદા જુદા અધિકારીઓની સત્તા હેઠળ તેઓ હોય છે. હવે, મહોદય, મ્યુનિસિપલ બંધારણને લક્ષમાં રાખીએ તો એક વાત જે સ્પષ્ટ છે અને અત્યંત સ્પષ્ટ છે તે એ છે કે આ મ્યુનિસિપલ કામદારોને તેઓના ઉપરી અધિકારીઓ કરે તેવા કોઈપણ હુકમની સામે દાદ માગવાનો અધિકાર નથી. તેઓની સ્થિતિ, મુંબઈ સરકાર હેઠળ કામગીરી બજાવતા સામાન્ય મુલકી કર્મચારીની સ્થિતિ કરતાં ખરેખર ખૂબ ખૂબ ભિન્ન છે. દા.ત. કોઈપણ મુલકી કર્મચારી—પછી તે પ્રાંતિક સેવામાં નોકરીમાં હોય કે નાબાની સેવામાં નોકરીમાં હોય — તેને બાધ આવે એ રીતે કરેલા કોઈપણ હુકમની બાબતમાં તેને અપીલનો અધિકાર છે. આવી કોઈ જોગવાઈ મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં નથી. કોઈપણ અધિકારી કોઈપણ મ્યુનિસિપલ કામદાર સામે કોઈપણ જાતનો હુકમ કરી શકે છે અને તે કામદારને દાદ માગવાનો અધિકાર નથી. આ

સુધારાથી એક લાભ મ્યુનિસિપલ કામદારોને એ થશે કે મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશન હેઠળના કોઈપણ અધિકારી કરે તેવા કોઈપણ હુકમને તેઓના પ્રતિનિધિઓ મારફત કોર્પોરેશનની અંદર વ્યકત કરી શકાશે અને ખરેખર આ સુધારાથી તેઓને કંઈક દાદ મળી શકશે. તેઓને હાલના બંધારણ અન્વયે આ ફાયદો મળતો નથી.

હવાલો ધરાવતા માનનીય મંત્રીએ કહ્યું કે હવે આપણે પુખ્ત મતાધિકાર માટેની જોગવાઈ કરીએ છીએ અને આપણે પુખ્ત મતાધિકારની જોગવાઈ કરી હોવાના કારણે સંગઠિત મજૂરો માટેના કોઈ પણ પ્રતિનિધિત્વ માટેની જોગવાઈ કરવી જરૂરી નથી. મને ખાતરી છે કે આપણી સમક્ષ પડેલા વિધેયકમાં માનનીય મંત્રીએ કઈ જોગવાઈઓ દાખલ કરી છે તેના પ્રત્યે તેમણે ધ્યાનપૂર્વક લક્ષ આપ્યું નથી. માનનીય મંત્રી, હું જે પૂછવા માંગુ છું તે આ છે કે તેમના અભિપ્રાય મુજબ, મ્યુનિસિપલ કામદારો કાર્યક્ષમ પ્રતિનિધિત્વ મેળવવા માટે જેના પર આધાર રાખી શકે તેવો સર્વોત્કૃષ્ટ ઉપાય પુખ્ત મતાધિકાર છે કે કેમ. એ કેસમાં, મજૂરો માટેના ચાર કાઉન્સિલરોના પ્રતિનિધિત્વ માટે જોગવાઈ કરવી જરુરી નથી. મુંબઈ વેપારી મંડળ, ભારતીય વેપારી મંડળ અને મિલમાલિક સંઘના પ્રતિનિધિત્વ માટેની જોગવાઈ કરવી જરુરી નથી કારણ કે તેઓ ચૂંટણીનાં સામાન્ય માધ્યમો મારફત પોતાનું પ્રતિનિધિત્વ મેળવી શકે છે. જો પુખ્ત મતાધિકાર મજૂરોને પ્રતિનિધિત્વ આપવા માટે પૂરતો ગણાતો હોય તો દેખીતું છે કે પ્રતિનિધિઓ દ્વારા ચૂંટવાના ચાર કાઉન્સિલરો માટે કરવામાં આવેલી જોગવાઈ બિનજરૂરી છે તેથી એવી દલીલ કરી શકાય છે કે એવી જોગવાઈ શાં માટે કરવામાં આવી છે કે ચાર સ્થાનો મજૂરો દ્વારા ચુંટાવા જોઈએ એનું કારણ એ હકીકત છે કે તેને એવી હકીકતનું ભાન છે કે મજૂરો પુખ્ત મતાધિકાર હોવા છતાં ચૂંટણીનાં સામાન્ય માધ્યમો મારફત પ્રતિનિધિત્વ મેળવી શકશે નહિ. મજૂરો માટેના પ્રતિનિધિત્વ અંગેની જોગવાઈ મજૂર મતદાર વિસ્તારો મારફત કરવાની જરૂરિયાત હોય તો મારી રજૂઆત એવી છે કે સામાન્ય રીતે મજૂરોને હોય તેના કરતાં મ્યુનિસિપાલીટીના બંધારણ અને કામકાજમાં જેઓને વધુ રસ છે તેવા મ્યુનિસિપલ કામદારોના ખાસ પ્રતિનિધિત્વ માટેની જોગવાઈ કરવા માટે તો ઘણું સારું કારણ છે. આ કારણસર મારી રજૂઆત છે કે આ સુધારાને આ ગૃહે ટેકો આપવો જોઈએ.

● ● ●

# ૩૪

# નશાબંધી અંગે

**ડૉ.બી.આર.આંબેડકર :** મહોદય, મને એનો ખ્યાલ છે કે નશાબંધીની બાબત અંગે આ ગૃહની લાગણીઓ અત્યંત ઉત્તેજનાપૂર્ણ છે; એવું નથી કે હું એમની લાગણીઓનો ભાગીદાર નથી થતો, પરંતુ બીજાં કારણોસર હું માનનીય આબકારી મંત્રી પ્રત્યે કઠોર થવા નથી ઈચ્છતો. મને ખબર છે કે તેઓ આ હોદ્દા માટે નવા છે. મને એનો પણ ખ્યાલ છે કે કોઈપણ વ્યકિત માટે આ હોદ્દા પર હોવું એ બહુ ખોટા સ્થાને હોવા બરાબર છે. આ ગૃહના બીજા કોઈ પણ માનનીય સભ્યે છોડી દેવાનું વધુ સારું ગણ્યું હોત તેવું આ સ્થાન સ્વીકારવામાં તેમણે જે હિંમત દાખવી છે તે બદલ હું તેમને અભિનંદન આપું છું.

આ વિષય પર બોલવા માટે હું ઊભો થયો છું તેનું સીધું કારણ મને એ લાગે છે કે છેલ્લા બે કે ત્રણ દિવસો દરમિયાન માનનીય આબકારી મંત્રી તરફથી જે કંઈ સાંભળવા મળ્યું છે તે જોતાં મારા મન પર એવી છાપ પડી છે કે તેઓ પણ આ વિભાગના સ્થાપિત માર્ગો છે તે જૂનાપુરાણા બદનામ માર્ગો પર પડી જશે. તે દિવસે આપણે ચર્ચા દરમિયાન પૂછેલા પ્રશ્નો અંગે, મને લાગે છે કે એમણે કંઈક અંશે અસાધારણ કહી શકાય એવું નિવેદન કર્યું. તેમણે જણાવ્યું કે તેમણે નિઝામના સાર્વભૌમ પ્રદેશની સરહદ નજીક ક્યાંક એક દુકાન શરુ કરી છે કારણ કે નિઝામે આપણા પ્રદેશમાં એક દુકાન શરુ કરી હતી. મહોદય, હું નથી માનતો કે જેમણે નશાબંધીની નીતિ સ્વીકારી હોય તેવા મંત્રીએ આ ગૃહમાં આવી દલીલ રજૂ કરવી જોઈએ. આ દલીલનો અર્થ તો કંઈક આવો કરી શકાય; કે એક ધાડપાડુએ ધાડ પાડી હોય અને લૂંટનો અમુક માલ લઈ ગયો હોય જે માનનીય આબકારી મંત્રી પોતે કરી શકયા હોત, તેથી તેમને પોતાને ધાડ પાડવાનો હક મળી જાય છે. મહોદય, કોઈ વ્યકિત ખરાબ કૃત્ય

કરે તેથી, તેવા જ પ્રકારનું ખરાબ કૃત્ય કોઈ બીજી વ્યક્તિ કરે તો તે વાજબી ઠરતું નથી. મારા માનનીય મિત્ર આબકારી મંત્રીએ અપનાવવા જેવી શ્રેષ્ઠ નીતિ એ હતી કે તેમણે હિઝ એક્ઝોલ્ટેડ હાઈનેસ નિઝામે આપણા પ્રદેશો નજીક દુકાનો શરુ કરી હોવા બદલ વાંધો ઉઠાવવો જોઈતો હતો. એમ કરવાને બદલે તેમણે આ ઈલાકાના લોકોનાં હિત કરતાં મહેસૂલના હિતને સર્વોપરિ ગણ્યું છે.

મને એવું જણાય છે કે મારા માનનીય મિત્ર આબકારી મંત્રી બીજા દરેક પ્રકારની વિચારણાને બાદ કરતાં કેવળ મહેસૂલ તરફ જ જુએ છે. બજેટ અંગેની ચર્ચા દરમિયાન પણ તેમણે એવું નિવેદન કર્યું હતું જે મને લાગે છે કે ગંભીર રીતે વિચારણામાં લેવું જોઈએ. મેં કરેલી અમુક ટીકાના ઉત્તરમાં તેમણે કહ્યું કે આબકારી વિભાગની નીતિનો નિર્ણય કરવામાં આપણે, આબકારી વિભાગ દ્વારા પ્રાપ્ત કરાતાં નાણાંની રકમનો નહિ બલકે ઈલાકામાં દારુની વપરાશના પ્રમાણની વિચારણા કરવી જોઈએ. ભારતમાં બીજા પ્રાંતોના લોકો જેટલો દારુ પીતા હતા એટલો દારુ મુંબઈના લોકો પીતા નહોતા એવું બતાવતા અમુક આંકડા તેમણે આપણને આપ્યા. એ આંકડા પર નજર નાખવાનો મને સમય નહોતો, પરંતુ મને લાગે છે કે આપણે એ આંકડા આબકારીના માનનીય મંત્રીએ આપેલા હોઈ આપણે એ આંકડા સ્વીકારીએ. પરંતુ, મહોદય, હું માનું છું કે મારા માનનીય મિત્ર એ વાતનો સ્વીકાર કરશે કે લોકો કાયદેસર ગાળેલો દારુ ઓછો પીએ છે ત્યારે ગેરકાયદે દારુનું ઉત્પાદન આ ઈલાકામાં વધતું રહ્યું છે. તેથી, જો આપણે એ હકીકત વિચારણામાં લઈએ કે કાયદેસર ગળાતો દારુ પીવાનું પ્રમાણ ઘટતું જતું હોવા છતાં પણ ગેરકાયદે ગળાતો દારુ પીવાનું પ્રમાણ વધતું જાય છે, તો પણ પરિણામે આપણે જોઈ શકીએ છીએ કે વપરાશ ઓછી નથી. અલબત્ત, ગેરકાયદે દારુના ઉત્પાદનના વાસ્તવિક આંકડા આપણી પાસે નથી, પરંતુ હું માનું છું કે આ હકીકતનો સ્વીકાર કરાયો છે. મને લાગે છે કે માનનીય આબકારી મંત્રી સૌ પ્રથમ એ વાત સ્વીકારશે કે ગેરકાયદે દારુનું પ્રમાણ વધતું રહ્યું છે. તેથી, એકંદરે જોતાં આપણે લાભપ્રદ સ્થિતિમાં નથી, કારણ કે એકમાત્ર પરિણામ એ છે કે લોકો કાયદેસર ગળાતો દારુ ઓછો પીએ છે અને ગેરકાયદે ગળાતો દારુ વધુ પીએ છે. તો પછી પ્રશ્ન એ ઊભો થાય છે કે આ ઈલાકામાં ગેરકાયદે દારુનું ઉત્પાદન શા માટે વધી રહ્યું છે? મને ખબર છે ત્યાં સુધી, આ પ્રશ્નનો કોઈ સત્તાવાર ઉત્તર નથી. પરંતુ, તેનો ઉત્તર, આપી શકાય તેવો ઉત્તર, આપવાની હું હિંમત કરું છું. મને લાગે છે કે, મહોદય, આ ઈલાકામાં

ગેરકાયદે દારુના ઉત્પાદનમાં થતો રહેતો વધારો મુખ્યત્વે દેશી દારુ પરની ઊંચી જકાતને લીધે છે. હવે, રાજકીય અર્થતંત્રનો એ એક સ્વીકૃત સિધ્ધાંત છે કે માત્ર પાઠયપુસ્તકોમાં જણાવેલો હોય તે જ સિધ્ધાંત નહિ — પરંતુ હું માનું છું કે તે એવો સિધ્ધાંત પણ છે જેના અંગે અમલ કરી શકાય અને દરેક ગૃહિણીને એની ખબર છે કે જયારે અમુક ચીજવસ્તુનો ભાવ વધે ત્યારે તેના જેટલી જ ઉપયોગી બની શકે તેવી અને જે ઓછી કિંમતની હોય તેવી ચીજવસ્તુ તેના બદલે ઉપયોગમાં લેવાનું લોકોનું સદા વલણ રહેતું હોય છે. દા.ત. આપણે સૌ જાણીએ છીએ કે જયારે ખાંડના ભાવ વધે છે ત્યારે લોકો ખાંડના બદલે ગોળનો ઉપયોગ કરશે અને જો કોફીનો ભાવ વધે ત્યારે લોકો ચાનો વધુ વપરાશ કરશે. આ જ સિધ્ધાંત આ કેસમાં લાગુ પાડતાં મહોદય હું એવી રજૂઆત કરું છું કે આ ઈલાકામાં ગેરકાયદે દારુ પીવામાં થયેલો વધારો સંપૂર્ણ તથા દેશી દારુ પરની ઊંચી જકાતને લીધે છે. તેથી, મારા માનનીય મિત્ર આબકારી મંત્રી પ્રશ્નના આ પાસા પ્રત્યે સહેજ વધુ લક્ષ આપશે, જો ખરેખર દારુબંધીમાં માનતા હોય તો તેમણે આ જકાતને વિનિયમિત કરવી જ જોઈએ. જો તેઓ આ જકાતને વિનિયમિત નહિ કરે તો મારી રજૂઆત એ છે કે તેઓ ગેરકાયદે દારુની વપરાશને નિયંત્રિત કરવામાં સફળ થઈ શકશે તેમ છતાં તેઓ ગેરકાયદે દારુમાં થતા વધારાને સીધું પ્રેત્સાહન આપશે.

જેના વિશે હું બોલવા માગું છું તેવો બીજો મુદ્દો છે નશાબંધીની નીતિને લગતો. નશાબંધી હવે સરકારની સ્વીકૃત નીતિ છે અને વિધાનપરિષદે ઠરાવ કર્યા પ્રમાણેની આ નીતિમાં સરકાર કોઈ પણ સંજોગોમાં પીછેહઠ કરવા માગતી નથી. એવી મારા માનનીય મિત્ર શ્રી. મર્ઝબાને કરેલી અમુક દલીલોના ઉત્તરમાં મારા માનનીય મિત્ર ગૃહના નેતા પાસેથી એવું સાંભળીને મને આનંદ થયો હતો. પરંતુ, મહોદય, હું માનું છું એ પ્રમાણે જયારે એમણે આપણી સમક્ષ પડેલા વાસ્તવિક મુદ્દા પરથી આપણને સહેજ બાજુ પર હડસેલી મૂકયા ત્યારે મને સહેજ નિરાશા થઈ હતી. એમણે આપણને કહ્યું કે ગૃહ સમક્ષનો મુદ્દો એ હતો કે નશાબંધી લાવવા માટે આપણે કઈ રીત અપનાવવી જોઈએ, શું આપણે માપબંધીની નીતિ અપનાવવી જોઈએ કે પછી આપણે સ્થાનિક વિકલ્પની નીતિ અપનાવવી જોઈએ ? મહોદય, મારી દૃષ્ટિએ આ બંને રીતો, તેમાં નાની વિગતોના સુધારાની છૂટ આપીએ તો, ઓછેવત્તે અંશે સમાન રીતે કાર્યક્ષમ છે. કાં તો તમે માપબંધીની નીતિ અપનાવો અથવા તો તમે સ્થાનિક વિકલ્પની નીતિ

અપનાવો, તેમ છતાં તેનાથી પરિસ્થિતિમાં કોઈ પણ પ્રકારનો ફરક પડવાનો નથી કારણ કે એ બંને નીતિની કે બંનેમાંથી કોઈ એક નીતિની અસર બજારમાં મુકાનાર દારુના પુરવઠા પર નિયંત્રણ મૂકવાની છે. તમે દુકાનદારોને વધુ પુરવઠો નહિ આપીને તેમ કરો અથવા તો તમે દુકાનો તદ્દન શરૂ નહિ કરીને તેમ કરો, પરિણામ તો એ જ આવવાનું છે. પરંતુ, મહોદય, પ્રશ્ન એ છે કે આપણે નશાબંધીની નીતિને આગળ ધપાવવામાં કેટલે સુધી પ્રયાસો કરી શકીએ એમ છીએ, અને તે પ્રશ્ન, મને લાગે છે કે, મારા મિત્ર ગૃહના નેતાએ ગણતરીમાં લીધો નથી. મહોદય, મને લાગે છે કે નશાબંધીની સમસ્યા—તમે એને એક સરળ મુદ્દા તરીકે પાર પાડી શકશો કે નહિ તો પણ — તેનો સંપૂર્ણતયા આધાર, એ પ્રશ્નના નાણાકીય ઉકેલ પર છે, એટલે કે આપણી નવી આબકારી નીતિના પરિણામે આપણે વેઠવી જ પડવાની છે તેવી ખોટને પહોંચી વળવા માટે આપણે કઈ વ્યવસ્થા કરીશું ? મને લાગે છે કે ગૃહના આ પક્ષે બેઠેલા આપણે ગૃહના માનનીય નેતા પાસેથી એ સાંભળવાની આશા રાખીએ છીએ કે કરવેરાનો કયો પ્રકાર અને રીત તેમણે તેમના મનમાં વિચારી રાખ્યાં છે. મહોદય, મને લાગે છે કે આ ગૃહમાં મતભેદો રહેવાના જ છે તેમ છતાં, આ બાજુએ બેઠેલા આપણાને એટલું તો લાગે જ છે કે આપણે વધારાના કરવેરાનો વિરોધ કરતા નથી, પરંતુ અલબત્ત શરત એટલી કે સરકાર એ કરવેરાની રકમ રાષ્ટ્રનિર્માણના હેતુઓ માટે ઉપયોગમાં લે. જો સરકાર એવા કરવેરાની રકમનો ઉપયોગ કેવળ સરકાર નિભાવવામાં, માત્ર સરકાર ચલાવવામાં જ કરવાની હોય તો અમારો એવા વધારાના કરવેરા સામે ચોક્કસ વિરોધ છે. પરંતુ જો સરકાર જીવનને સુખી બનાવવાની હોય અને જીવનને શક્ય પ્રમાણમાં જીવી શકાય તેવું બનાવવાનો માત્ર પ્રયાસ જ કરવાની ન હોય, તો મને લાગે છે કે આ બાજુ બેઠેલા આપણે કોઈ પણ કરવેરાને ટેકો આપવા ચોક્કસ રાજી છીએ. માનનીય સભ્ય ગૃહના નેતાએ સરકાર સામે કરાયેલા દંભના આરોપનો અસ્વીકાર કરવાનો પ્રયાસ કર્યો. મહોદય, હું માનું છું કે કોઈ પણ સરકારે, મહેસૂલને થતું નુકસાન પોતે ભરપાઈ કઈ રીતે કરી આપશે તે બાબત અંગે પોતે નિર્ણય ન કરે ત્યાં સુધી નશાબંધીની નીતિનો અમલ કરવા અંગે કોઈ પણ વચન આપવું જોઈએ નહિ. તેથી, મારા માનનીય મિત્રમાં હિંમત હોય —અને કેવળ પ્રતીતિ કરતાં તે વધુ મહત્ત્વનું છે —અને અત્યાર સુધી જેમના પર કરવેરા ઝીંકાયા નથી તેવા લોકોના માથે, કરવેરાનો બોજ સહન કરવાની વધુ સારી હેસિયત જેમની હોય તેવા લોકોના

માથે કરવેરા નાખવાની તેમને હિંમત ન હોય ત્યાં સુધી, હું માનું છું કે વચન આપવાનો અને તેનું પાલન નહિ કરવાનો અણગમો વહોરી લેવાનો તેઓ પ્રયાસ કરે તેનો કશો અર્થ નથી. માનનીય ગૃહના નેતા માટે શ્રેષ્ઠ બાબત તો એ ગણાશે કે તેઓ કરવેરા માટેની દરખાસ્ત રજૂ કરે અને જે નીતિનું તેઓ પાલન કરે તેવું ગૃહ તેમને જણાવતું હોય તે નીતિ અંગે આ ગૃહની નિખાલસતાની તેઓ કસોટી કરે. મને લાગે છે કે ગૃહ તેમજ કોઈ પણ વ્યક્તિ એ સમજે છે કે આ નીતિના પરિણામે નાણાકીય અર્થમાં મૂલ્ય ચૂકવવું પડશે અને મારા માનનીય મિત્ર ગૃહના નેતાની એ ફરજ અને હિત થઈ પડતાં હતાં કે તેઓ ગૃહ પાસેથી ખાતરી મેળવી લે કે ગૃહ જે નીતિનો આટલી તાણભરી રીતે અમલ કરવાનું તેમના માથે નાખે છે તે નીતિના ખર્ચને પહોંચી વળવા ગૃહ રાજી છે.



# ૩૫

# પ્રસૂતિ-લાભ વિધેયક અંગે

**ડૉ.બી.આર.આંબેડકર :** મહોદય, હું આ વિધેયકના પહેલા વાચનને ટેકો આપવા ઊભો થયો છું. અને એમ કરવામાં, આ વિધેયક વિરુદ્ધ આ ચર્ચા દરમિયાન ઉઠાવાયેલા થોડાક મુદ્દાઓનો ઉત્તર આપવાની જ મારી ઈચ્છા છે. માનનીય જનરલ સભ્યે આ વિધેયકની વિરુદ્ધ બોલતાં સૌ પ્રથમ એમ જણાવ્યું કે આ કંઈ અકસ્માત નથી એટલે કે આપણે કામદાર વળતર અધિનિયમ હેઠળ તેને સમજીએ છીએ તેવો અકસ્માત નથી; અને તેથી, કામદાર વળતર અધિનિયમનો સિદ્ધાંત, જે સ્ત્રીઓ આ ખાસ વિધેયક હેઠળનો લાભ મેળવવા માટે હકદાર થતી હોય તેમને લાગુ પાડી શકાય નહિ. મહોદય, હું કબૂલ કરું છું કે આ અકસ્માત નથી. પરંતુ એના પરથી એવું નથી ફલિત થતું કે, આ સૂચિત વિધેયકમાં સ્ત્રીઓને જે લાભ આપવાનું ઈચ્છવામાં આવ્યું છે તે લાભ મેળવવા માટે સ્ત્રીઓ હકદાર નથી. જે સિદ્ધાંત પર આ વિધેયક આધારિત છે તે સિદ્ધાંત જે સિદ્ધાંત તદ્દન પક્ષપાતી છે. હું માનું છું કે આ દરખાસ્ત અંગે સંપૂર્ણ એકમતી છે કે માતાને અસરકર્તા પ્રસૂતિ પહેલાંની પરિસ્થિતિઓ આ વિધેયકમાં અને ત્યાર પછી બાળકના ઉછેરમાં એક અગત્યનું પરિબળ છે. હું નથી માનતો કે આ દરખાસ્તનો કોઈ વિરોધ કરે, અને તેથી હું માનું છું કે એ બાબત રાષ્ટ્રના હિતમાં છે કે માતાને પ્રસૂતિ પહેલાંની મુદ્દત દરમિયાન અને તે પછી પણ અમુક પ્રમાણમાં આરામ મળે તે જરુરી છે, અને આ વિધેયકના સિદ્ધાંતનો સંપૂર્ણ આધાર એ સિદ્ધાંત પર છે. મહોદય, આમ હોવાથી, મારે એ કબૂલ કરવું જ રહ્યું કે આનો બોજ મહદંશે સરકારે ઉઠાવવો જોઈએ. હું આ હકીકત કબૂલ કરવા તૈયાર છું કારણ કે લોકોના કલ્યાણની જાળવણી એ મુખ્યત્વે સરકારની ચિંતાનો વિષય છે. તેથી જ્યાં પ્રસૂતિ-લાભ શરુ કરવામાં આવ્યા છે તેવા દરેક દેશમાં આપ જોઈ શકશો કે પ્રસૂતિ-લાભની બાબતમાં અમુક પ્રમાણનો ખર્ચભાર સરકારને માથે નાખવામાં આવ્યો છે, પરંતુ, મહોદય, તેમ

હોવાથી, હું એવું કબૂલ કરવા તૈયાર નથી કે જે માલિક આવા સંજોગોમાં સ્ત્રીને કામે રાખતો હોય તે, સ્ત્રીનાં હિતમાં આવા લાભની જવાબદારીમાંથી તદ્દન છટકી જાય, અને તે માટેનું કારણ આ છે. એમાં કોઈ શંકા નથી કે માલિક અમુક ઉદ્યોગોમાં સ્ત્રીઓને કામે રાખે છે કારણ કે તેને એવું જણાય છે કે પુરૂષોને કામે રાખવાથી તેને જે ફાયદો થશે તેના કરતાં તેને વધુ ફાયદો સ્ત્રીઓને રાખવાથી થશે. પુરૂષોને કામે રાખવાથી તેને જે મળશે તેના કરતાં તેને સ્ત્રીઓને કામે રાખવાથી ભાગે પડતા વધુ મોટા લાભ મળી શકશે. આમ હોઈને, એમ કહેવું તદ્દન વાજબી ગણાય કે જયારે માલિકને, પુરુષોને બદલે સ્ત્રીઓને કામે રાખવાથી ખાસ લાભ મળતો હોય ત્યારે આ પ્રકારના લાભ માટે કમસેકમ માલિકને અમુક પ્રમાણમાં તો જવાબદાર ગણવાનો રહેશે. તેથી હું કહું છું કે પ્રસૂતિ-લાભની બાબતમાં સરકારને માથે અમુક જવાબદારી નાખવી જોઈએ તેમ છતાં મને લાગે છે કે જો વિધેયકમાં એવું ઇચ્છવામાં આવ્યું હોય કે હાલના સંજોગોમાં આવી જવાબદારી માલિકના માથે નાખવી જોઈએ તો તે કંઈ સાવ ખોટું ગણાય નહિ. તેથી, હું એ કારણસર વિધેયકને ટેકો આપું છું.

એમ જણાવવામાં આવ્યું છે કે આ વિધેયક માત્ર કારખાનાંને જ લાગુ પાડવામાં આવ્યું છે અને બીજા ઉદ્યોગોને કે ખેતીના વ્યવસાયને લાગુ પાડવામાં આવ્યું નથી. આનો ઉત્તર બહુ સરળ છે. માત્ર એવા જ ઉદ્યોગોને કે જયાં પરિસ્થિતિ એવી હોય કે તેનાથી સ્ત્રીના આરોગ્યને ખાસ પ્રકારે અસર થતી હોય ત્યાં જ આ સિદ્ધાંત લાગુ પાડવામાં આવ્યો છે. ખેતીમાં અને બીજા વ્યવસાયોમાં સ્ત્રીઓ કારખાનાંમાં હોય છે તેવાં જોખમોનો અને પરિબળોનો ભોગ બનતી નથી અને એવાં કારખાનાંમાં કામ કરતી સ્ત્રીઓના આરોગ્યને એનાથી જે અસર પહોંચે છે તેવી અસરનો પણ ભોગ બનતી નથી. અને એ જ કારણસર આવો કાયદો સામાન્ય રીતે કારખાનાં પૂરતો જ મર્યાદિત રાખવામાં આવ્યો છે. કામદાર વળતર અધિનિયમની બાબતમાં પણ આવું જ કહી શકાય. એ અધિનિયમ, આ જ કારણસર, કારખાનાંમાં મજૂરોની નોકરી દરમિયાન ઉપસ્થિત થતા અકસ્માતને લાગુ પડે છે, અને આપ જોઈ શકશો કે એ કાયદો પણ માત્ર કારખાનાં પૂરતો જ મર્યાદિત રાખવામાં આવ્યો છે અને બીજા કોઈ પણ વ્યવસાયોને લાગુ પડતો નથી.

હવે, ઉદ્યોગો પરના બોજની વાત કરીએ તો માનનીય જનરલ સભ્યે કહ્યું કે તેના પરિણામે વેતનમાં ઘટાડો થઈ જશે. હું એ બાબતમાં ચોકક્સ નથી કે તેના પરિણામે વેતનનો ઘટાડો થશે કે નેમ. જો તેમ થાય તો પણ એનો અર્થ એ થશે કે ઉદ્યોગો

પરનો બોજ અમુક પ્રમાણમાં ખસીને અન્યત્ર જશે અને તેથી માનનીય જનરલ સભ્યને તે કારણસર કશો વાંધો હોવો જોઈએ નહિ. જો આ વિધેયક પસાર કરવામાં આવે તો મારી એટલી રજૂઆત છે કે એ બોજ કદાચ સંભવતઃ ખસીને ગ્રાહકના શિરે જશે અને જો તે ખસીને ગ્રાહકના શિર પર જાય તો સમાજે ઉત્પાદન માટેની વધુ મોટી કિંમત ચૂકવવા અંગે વાંધો ઉઠાવવો જોઈએ નહિ કારણ કે જેઓ તે ઉત્પન્ન કરે છે તે ઉત્પાદકોને તેથી લાભ થાય.

તે પછી, એવું કહેવામાં આવે છે કે આ વિધેયકને માત્ર મુંબઈ ઇલાકા પૂરતું જ મર્યાદિત રાખવું અન્યાયી છે અને એ સમગ્ર ભારતને લાગુ પાડવું જોઈએ, અને ભારતમાંના બીજા ઈલાકાઓ અને પ્રાંતોને મુંબઈ ઈલાકા સાથે સમાન કક્ષાએ મૂકવા જોઈએ. મહોદય, આપ સમક્ષ મારી રજૂઆત આવી છે. ધારો કે આ વિધેયક સમગ્ર બ્રિટિશ ભારતને લાગુ પાડવામાં આવે તો ગમે તે વ્યક્તિ ઊઠીને આવું કહે તો તેને કોણ રોકી શકે ? "શા માટે વિધેયકને માત્ર ભારત પૂરતું મર્યાદિત રાખવું જોઈએ અને બીજા દેશો પૂરતું મર્યાદિત કેમ નહિ ? વિશ્વના બીજા દેશોના સંબંધમાં ભારતને ગેરફાયદો થશે અને તેથી સમગ્ર વિશ્વ આ વિધેયક અપનાવે ત્યાં સુધી આપણે રાહ જોઈએ અને તે પછી આપણે સૌ પરસ્પર સમાન કક્ષાએ આવીશું." મારી રજૂઆત છે કે આ દલીલમાં કંઈ વજૂદ નથી અને તેથી મને લાગે છે કે આ વિધેયકમાં વિચાર્યા પ્રમાણેના લાભ આ વિધાનમંડળે આ ઈલાકામાં આપણાં કારખાનાંમાં પરસેવો પાડતી ગરીબ સ્ત્રીઓને આપવા જોઈએ.





૧૭

# ૩૬

# ફટકારવાની શિક્ષા અંગે

**ડૉ.બી.આર.આંબેડકર :** મહોદય, જેઓ આ વિધેયકનો હવાલો સંભાળે છે તે માનનીય મિત્ર ઓનરેબલ મી.બેલને અને માનનીય સભ્ય રીમેમ્બ્રન્સર ઓફ લીગલ એફેર્સને સાંભળ્યા પછી મને નથી લાગતું કે આ ઉપાયની જરૂરિયાત માટેના કેસ અંગે દલીલો કરવાની કશી જરૂરિયાત રહેતી હોય; તેમ જ ફટકારવાની શિક્ષા એ યોગ્ય શિક્ષા છે કે કેમ તે પ્રશ્ન અંગે પણ દલીલો કરવાની કશી જરૂરિયાત, મારા મતે, રહેતી નથી. મુંબઈ શહેરમાં અને ઘણી વાર મુફસિલમાં આપણે ઘણાં ગંભીર રમખાણો થતાં જોયાં છે જે ભારતીય સમાજ માટે અને ભારતી સંસ્કૃતિ માટે કલંકરૂપ ગણાય છે અને મને ખાતરી છે કે કોઈ પણ માનનીય સભ્ય એનો વિવાદ સર્જી શકે નહિ. ફટકારવાની શિક્ષા એક શિક્ષાની રીત તરીકે ખુદ ભારતીય કાનૂની પુસ્તકમાં છે જે બાબત, જેઓ એમ કહેતા હોય કે આપણે શિક્ષાની કોઈ નવી દિશા ખોલી રહ્યા છીએ તેમની વિરુદ્ધની એક પૂરતી દલીલ સાબિત થાય છે. પરિણામે, મહોદય, મારા નમ્ર નિર્ણય અનુસાર ચર્ચા માટે રહેતો હોય તેવો એક મુદ્દો માત્ર એ જ છે કે આ વિધેયકની જોગવાઈઓ જે રીતે ઘડવામાં આવી છે તે પ્રમાણે આ પ્રસંગની જરૂરિયાતોની ઉપરવટ જાય છે કે કેમ. ચર્ચા માટે બાકી રહેતો હોય તો માત્ર આટલો જ મુદ્દો છે એવું મને જણાય છે.

મહોદય, વિધેયકને વાંચ્યા પછી, વિધેયકનો ખંડ ૨ — જે મહત્ત્વનો ખંડ છે—તેના પર લક્ષ કેન્દ્રિત કર્યા પછી, ખંડ ૨ માં ની જોગવાઈઓ જે રીતે શબ્દબધ્ધ કરવામાં આવી છે. તે અંગે સંમત થવામાં મને કંઈક મુશ્કેલી જણાય છે. એ ખંડ, જે રીતે તે અસ્તિત્વમાં છે તે જોતાં, તેમાં જણાવવામાં આવ્યું છે કે ફટકારવા અંગેના અધિનિયમની કલમ ૪ની જોગવાઈઓ, ભારતના ફોજદારી અધિનિયમની કલમો ૧૪૬ અને ૧૪૮ની અંદર આવી જતા હોય તેવા રમખાણના દરેક ગુનાને લાગુ પડશે. હવે, મહોદય, મારા મન પર એવી છાપ પડી હતી કે આ ઉપાય, કોમી રમખાણો સાથે કામ લેવાના

ખાસ હેતુ માટે શોધી કાઢીને તૈયાર કરવામાં આવ્યો હતો. મહોદય, રમખાણો જુદાજુદા પ્રકારનાં હોઈ શકે છે. હેતુ, ઉદ્દેશ, પ્રસંગ અલગ અલગ હોઈ શકે છે. આપણે ત્યાં મુંબઈ શહેરમાં ઔદ્યોગિક હડતાળમાંથી ઊભું થતું રમખાણ હોઈ શકે છે; આપણે ત્યાં ગરીબ લોકો અમુક મિલકતો પર ગમે તેવો ગેરકાયદેસર પણ તેમની પ્રમાણિક માન્યતા પ્રમાણે તેમનો હોવાનું વિચારતા હોય તેવા અમુક હક પ્રતિપાદિત કરવા માટે એક સાથે ભેગા થાય ત્યારે તેમના વચ્ચેના રાબેતા મુજબના ઝઘડાના કારણે ઊભું થતું રમખાણ હોઈ શકે છે. મહોદય, આ ગૃહે એ જાણવું જોઈએ કે રમખાણ મચાવવાનો ગુનો ખરેખર તો ગેરકાયદે મંડળીના ગુનામાંથી ઊભો થતો હોય છે. ગેરકાયદે મંડળી બળનો ઉપયોગ કરે ત્યારે તે રમખાણ બની જાય છે. આવી વ્યાખ્યા રમખાણ અંગેની કલમ ૧૪૬માં આપવામાં આવી છે. હવે, ગેરકાયદે મંડળી એટલે જો કે આપણે જેની ઉપેક્ષા કરી શકીએ એવો ગુનો ન હોઈ શકે તેમ છતાં એ ચોક્કસ એટલો બધો ગંભીર ગુનો નથી કે જેના માટે ફટકારવાની શિક્ષા જેવી ભયંકર શિક્ષા કરી શકાય. પરિણામે, મારું મંતવ્ય આ છે કે જો આપણે આ ફટકારવાની શિક્ષા દાખલ કરવાના હોઈએ તો આપણે ખંડ-૨ને એવી રીતે સુધારવો જોઈએ કે જેથી કરીને તે બીજા કોઈ પ્રકારનાં રમખાણને નહિ પરંતુ જે કોમી ઝઘડાઓમાંથી ઊભાં થતાં હોવાનું કહેવાતું હોય. માત્ર તેવાં જ રમખાણોને લાગુ પડી શકે તેમ કરી શકાય. મારી રજૂઆત છે કે આ ખંડ જે રીતે છે તે જોતાં એટલો વિસ્તૃત રીતે શબ્દબદ્ધ કરાયો છે કે તેમાં લગભગ કોઈ પણ રમખાણ આવી જાય કે જે ગમે તે કારણસર ઉભું થયું હોય અને જે સાવ નજીવા સ્વરુપનું હોય અથવા જે માનવ વ્યવહારમાં એટલાં સામાન્ય સ્વરુપનું હોય કે જેને આપણે ખરેખર આવી શિક્ષા લાગુ પાડીએ નહિ અને ભારતના ફોજદારી કાયદામાં મને લાગે છે કે રમખાણના સાધારણ ગુનાઓ માટેની શિક્ષાનાં સાધારણ સ્વરૂપોની ખૂબ ડહાપણભરી રીતે જોગવાઈ કરવામાં આવી છે. જો આ વિધેયક એક જરૂરિયાત હોય તો તે, બીજી કોઈ પણ હેતુ માટેની નહિ પરંતુ ફક્ત કોમી રમખાણ સાથે કામ લેવાના ખાસ હેતુ માટેની જ જરૂરિયાત બની શકે છે. જો મારા માનનીય મિત્ર અને ગૃહ મંત્રી ખંડ ૨ ની શબ્દરચના આવી રીતે ફેરવવા તૈયાર હોય કે આ શિક્ષા ફક્ત કોમી રમખાણોમાંથી ખાસ પ્રકારે ઊભા થતા ગુનાઓને જ લાગુ પાડી શકાશે, તો મારો એમને ટેકો રહેશે. આ પ્રસંગે મારે જે કાંઈ કહેવાનું છે તે બસ આટલું જ છે.



# ૩૭

# મંત્રીઓનાં વેતન માટેના વિધેયક અંગે

ડૉ. બી.આર.આંબેડકર
(મુંબઈ શહેર, ભાયખલા અને પરેલ) :

અધ્યક્ષશ્રી, હું એક નિવેદન કરવા ઊભો થયો છું અને હું "નિવેદન" એ શબ્દનો ઉપયોગ ખૂબ સમજી વિચારીને કરું છું . મારા માનનીય મિત્ર મુખ્યમંત્રીએ રજૂ કરેલ વિધાયકનો સુધારો હું રજૂ કરતો નથી, તેમ જ આ બાબતને મત વિભાજન તરફ લઈ જવાનું પણ હું વિચારતો નથી. મને લાગે છે કે મંત્રીઓનાં વેતન માટેનું વિધેયક એક સંમત ઉપાય હોવું જોઈતું હતું અને મંત્રીમંડળ કરવા વિચારે છે તે રીતે તેને સાવ પક્ષના મતદાન મારફત પસાર કરવાની જરૂર નહોતી. મંત્રીમંડળે જે માર્ગ અપનાવવાનું પસંદ કર્યું છે અને તેથી, વિધેયકના સિદ્ધાંત સામે વાંધો રજૂ કરવાના સ્પષ્ટ ઉદ્દેશ સાથે મારે આ નિવેદન કરવું પડે છે. મુખ્યમંત્રીઓ આવિધેયક રજૂ કરવામાં જે કંઈ કહ્યું હોય તેમ છતાં— અને બેશક આ ગૃહના દરેક સભ્યને મુખ્યમંત્રી જે નિખાલસતાથી બોલ્યા તે બદલ અને મંત્રીઓના વર્તન અંગે તેમણે જણાવેલા ઉચ્ચ સિદ્ધાંતો બદલ તેમના માટે માનની ઘણી ઊંચી લાગણી થશે— એક વ્યવહારૂ માનવી તરીકે પરિસ્થિતિનું મૂલ્યાંકન કરતાં, બાબતો પ્રત્યે વ્યવહારૂ દષ્ટિકોણથી જોતાં, મને નથી લાગતું કે હું આ વિધેયકમાં નિયત કર્યા પ્રમાણે મંત્રીઓ માટેનું ધોરણસરનું વેતન સ્વીકારી શકું.

મહોદય, મંત્રીઓ માટે આ ધોરણસરનું વેતન હોવું ન જોઈએ એવું હું શા માટે માનું છું તેનાં કારણોની હું સ્પષ્ટતા કરું તે પહેલાં, ભારત બહારના મંત્રીઓને અને ભારતમાંના મંત્રીઓને પણ ચૂકવતાં હોય તેવાં વેતન સંબંધી કેટલાક આંકડા હું ગૃહ સમક્ષ મૂકવા માગું છું કે જેથી કરીને ગૃહને શરૂઆતમાં એનો ખ્યાલ આવે તે આપણે જે ધોરણ આજે અસ્તિત્વમાં છે તેનાથી કેટલા બધા ભારે પ્રમાણમાં અલગ જઈ રહ્યા છીએ. મેં એકઠા કરેલા થોડાક આંકડા અહીં મારી પાસે છે. આઈરિશ ફ્રી સ્ટેમાં ૧૧ મંત્રીઓ છે; તે દરેકને વર્ષે ૧,૭૦૦ પાઉન્ડનું વેતન ચૂકવવામાં આવે છે જે મારી ગણતરી મુજબ લગભગ માસિક રૂ. ૨,૦૦૦/- થાય છે. દક્ષિણ આફ્રિકામાં ૧૩ મંત્રીઓ છે જેમાં ૨ મંત્રીઓ દફતર વિનાના મંત્રીઓ છે. મુખ્યમંત્રીને વર્ષે ૩,૫૦૦ પાઉન્ડ ચૂકવાય છે, બીજા મંત્રીઓને વર્ષે ૨૫૦૦ પાઉન્ડ ચૂકવાય છે જે મારી ગણતરી પ્રમાણે માસિક રૂ. ૨,૯૦૦/- થાય છે. ઓસ્ટ્રેલિયા માટેના આંકડા હું મેળવી શક્યો નથી પરંતુ કેનેડા માટેના આંકડા આ પ્રમાણે છે: મુખ્યમંત્રીને વર્ષે ૧૯,૦૦૦ ડોલર મળે છે; કેનેડામાં કુલ મળીને ૧૬ મંત્રીઓ છે, અને મંત્રીઓને વર્ષે ૧૪,૦૦૦ ડોલર મળે છે જેમાં સત્રવિષયક ભથ્થા માટેના ૪,૦૦૦ ડોલરનો સમાવેશ થાય છે. ન્યુઝીલેન્ડમાં ૧૨ મંત્રીઓ છે. ત્યાં મુખ્યમંત્રીને ૧,૮૦૦ પાઉન્ડ વત્તા નિવાસ મળે છે અને મંત્રીને વર્ષે ૧,૩૭૦ પાઉન્ડ મળે છે જેમાં ઘર ભથ્થા માટેના ૨૦૦ પાઉન્ડનો સમાવેશ થાય છે, જેથી કરીને મંત્રી માટેનું વેતન માસિક રૂ. ૧,૫૦૦ થાય છે.

ભારતની વાત કરીએ તો અને નવો ગવર્મેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટ અમલમાં આવ્યો તે પહેલાં ચૂકવાતાં હતાં તેવાં વેતનને ઘડીભર બાજુ પર રાખીએ તો અને વચગાળાના મંત્રીઓ માટે ઠરાવેલાં હતાં તે વેતનની વાત કરીએ તો— અને કોઈપણ એમ નહિ કહી શકે કે વચગાળાના મંત્રીઓ મંત્રીઓ નહોતા જેઓ કોઈ પણ ભોગે કંઈક અંશે જાહેર અભિપ્રાયને જવાબદાર હતા— સંસદ સમક્ષ રજૂ કરાયેલા કોઠામાંથી મને મળેલા આ આંકડા છે. મદ્રાસમાં મુખ્ય મંત્રીને રૂ. ૩,૦૦૦/- નું વેતન ચૂકવાતું હતું અને દરેક મંત્રીને રૂ. ૨,૫૦૦/- નું વેતન ચૂકવાતું હતું વત્તા ઘર અપાતું હતું, મુંબઈમાં મુખ્ય મંત્રી માટેનું વેતન રૂ. ૪,૦૦૦/- હતું અને દરેક મંત્રીને માટે વેતન રૂ. ૩,૫૦૦/- હતું. સંયુક્ત પ્રાંતોમાં મુખ્યમંત્રી સહિત દરેક મંત્રીને રૂ. ૨,૫૦૦/- ચૂકવાતા હતા. મધ્ય પ્રાંતોમાં મુખ્ય મંત્રીને રૂ. ૩,૦૦૦/- ચૂકવાતા હતા અને દરેક મંત્રીને રૂ. ૨,૨૫૦/- ચૂકવાતા હતા. બિહારમાં મુખ્ય મંત્રીને રૂ. ૨,૫૦૦/- ચૂકવાતા

હતા અને મંત્રીને રૂ. ૨,૦૦૦/- ચૂકવાતા હતા. ઓરિસ્સામાં દરેક મંત્રીને રૂ. ૧,૦૦૦/- ચૂકવાતા હતા.

હવે, મહોદય, આ આંકડાને મંત્રીઓનાં વેતન માટેના વિધેયકમાં સૂચવેલા આંકડા સાથે સરખાવો એમાં કશી શંકા હોઈ ન શકે કે પ્રવર્તમાન ધોરણ કરતાં એમાં ભારે તફાવત છે. મને એમ જણાય છે કે આ તફાવત કેવળ પ્રમાણનો જ તફાવત નથી પરંતુ પ્રકારનો પણ તફાવત છે અને મારી રજૂઆત એવી છે કે પ્રકાર અંગેનો તફાવત એ સિધ્ધાંત અંગેનો તફાવત છે. મંત્રીનું વેતન ઠરાવવામાં કઈ વિચારણાઓ પ્રવર્તમાન હોવી જોઈએ ? મારા નિર્ણય પ્રમાણે, મહોદય, ચાર વિચારણાઓ છે જે પ્રવર્તમાન ગણાવી જોઈએ, પહેલી વિચારણા છે જેઓ બેશક સમાજના સામાજિક નેતાઓ છે તેવા મંત્રીઓના સામાજિક ધોરણની; બીજી વિચારણા છે સક્ષમતાની; ત્રીજી વિચારણા છે લોકશાહીની; અને ચોથી વિચારણા છે વહીવટની પ્રમાણિકતા અને શુધ્ધતાની. પહેલી વિચારણાને કશી ગેરવાજબી લંબાઈ સુધી હું ધકેલવા તૈયાર નથી. અંગત રીતે મારે મારી જાતે વિચારવું જોઈતું હતું કે આ દેશના મંત્રીઓ જેઓ દેશના પ્રથમ નાગરિકો છે તેમણે એવું જીવન જીવવું જોઈએ જે સંસ્કારી હોય, જેમાં કલાને સ્થાન હોય, જેમાં શિક્ષણની વૃત્તિ હોય અને જે બાકીના સમાજ માટે એક આદર્શ હોય. પરંતુ, જો આપણા મિત્રો આ કેસના તે પાસા અંગે વિચારણા કરવાની પરવા કરતા ન હોય તો હું કહું છું તેમ હું તેને વિચારણામાંથી સાવ કાઢી મૂકવા તૈયાર છું. પરંતુ, ખરેખર સક્ષમતાની વિચારણા, લોકશાહીની વિચારણા અને પ્રમાણિકતાની વિચારણાની મંત્રીઓના વેતન નિયત કરતી વખતે ઉપેક્ષા કદી કરી શકાય નહિ. મને ખબર નથી મંત્રીઓની ફરજો અને કાર્યો અંગે માનનીય મુખ્યમંત્રી કયે દ્રષ્ટિકોણ અપનાવે છે. જો એ દષ્ટિકોણ એવો હોય કે મંત્રીઓએ કશું કરવાનું નથી, બસ, જઈને ધ્વજ ફરકાવવાના છે અને કિરમજી સાડી પરિધાન કરેલી સન્માન પરેડ કરતી મહિલાઓની સલામી લેવાની છે, તો એ એક અલગ વિચારણા છે. મારા મતે, અને હું એના પર મૂકવા સમર્થ હોઉં તેટલો ભાર મૂકવા માગું છું કે જો આપણે મંત્રીમંડળ પાસેથી અપેક્ષા રાખી શકીએ તેવી કોઈ પણ બાબત હોય તો તે છે સક્ષમતા. મારા મનમાં જરાય શંકા નથી કે રાજયનાં ત્રણ તંત્રો એટલે કે વિધાનમંડળ, કારોબારી અને ન્યાયતંત્રમાંથી કારોબારી તંત્ર કામગીરીનો મુખ્ય સ્રોત છે. કારોબારીએ જે દેશ સમક્ષ પડેલી સમસ્યાઓનો અભ્યાસ કરવાનો છે; કારોબારીએ જ એ સમસ્યાઓ હલ કરવા માટે કયા ઉકેલો

સૂચવી શકાય એમ છે; એ બતાવવાનું છે; ટૂંકમાં, મહોદય, જો આપણે આપણી સામે પડેલી જુદી જુદી સમસ્યાઓ હલ કરવી હોય અને આ સંવિધાનમાં જે ઉત્તમ છે તે પ્રાપ્ત કરવું હોય, તો કારોબારી એ જ વિચારબુદ્ધિનું કેન્દ્રવર્તી ઉદ્‌ગમસ્થાન છે.

મારા મનમાં જે પ્રશ્ન ઊઠે છે તે એ છે કે જે વેતનની દરખાસ્ત કરાઈ છે તે વેતન એટલું પ્રબળ છે કે જે માણસો શક્તિશાળી હોય અને સમસ્યાઓનો સામનો કરવાનું અને ઉપાયો સૂચવવાનું જરૂરી સામર્થ્ય જેમનામાં હોય તેવા માણસોને તે આકર્ષી શકે? આ પ્રશ્નને આ દેશમાં હાલમાં પ્રવર્તતા હોવાનું હું જોઉં છું તેવા એ સંજોગોના આધારે નિષ્પક્ષતાથી જોઈએ તો મહોદય, હું તેનો હકારાત્મક જવાબ નહિ આપી શકું. સૌ પ્રથમ, આ હકીકત, એટલે કે મંત્રીમંડળ માટે જોગવાઈ કરાયેલાં ઇનામો કરતાં વધુ ભારે આકર્ષક ઇનામો જીવનનાં બીજાં ક્ષેત્રોમાં પડેલાં છે. એ હકીકત વિચારવાની છે. ઘણા લોકો જેમની પાસે સક્ષમતા હોય, જેમની મહેચ્છાઓ હોય તેવા લોકો મંત્રીમંડળમાં આવવા અને મંત્રીમંડળની જવાબદારી ઉઠાવવા કરતાં જીવનનાં બીજાં ક્ષેત્રોમાં જવું વધુ પસંદ કરશે. જો મંત્રીમંડળ એવો કાયદો કરતું હોય કે કોઈ પણ વ્યક્તિએ જીવનના કોઈપણ ક્ષેત્રમાં પાંચસો રૂપિયાથી વધુ વેતન મેળવવું જોઈએ નહિ, તો હું સમજી શક્યો હોત. જો તેમણે આવું કર્યું હોત તો પરિસ્થિતિ કંઈક જુદી જ હોત. પરંતુ તેઓ એમ નથી કરતાં તેઓ સક્ષમ માણસોને જીવનનાં અન્ય ક્ષેત્રોમાં મોકલી આપે છે. આ બાબતે આ એક પાસું છે. એનું વિચારવાનું બીજું પાસું આ છે. ભારતમાંની સ્થિતિ જોતાં હું એવું કહ્યા વિના રહી શકતો નથી કે જેમાંથી તમે જવાબદારી માથે લઈ શકો તેટલા પૂરતા સમર્થ હોય તેવા માણસો વીણી શકો તેવો બુદ્ધિશાળી વર્ગ ખૂબ ખૂબ નાનો છે. મહોદય, આ દેશમાં જે પ્રવર્તમાન છે અને જેને બ્રિટિશ સામ્રાજ્ય વધુ મોટું નુકસાન કરી શક્યું નથી તે સામાજિક પદ્ધતિના કારણે શિક્ષણ એક નાના વર્ગ પૂરતું સીમિત રાખવામાં આવ્યું હતું. શિક્ષણ, કદી પણ, ઘણા માનવીઓનો વિશેષાધિકાર અને અવસર બની શક્યું નથી. હકીકતમાં, ચાતુર્વર્ણ્ય હેઠળ ફક્ત એક જ વર્ગ શિક્ષણ લઈ શક્યો અને બાકીનાને બાકાત રાખવામાં આવ્યા, પરિણામે, લોકોના એક બહુ મોટા સમૂહની પરિસ્થિતિ સંપૂર્ણ રીતે એવી રહી ગઈ કે તેઓ, વહીવટ ચલાવવા માટે મંત્રીમંડળમાં જેમને લઈ શકાય તેવા નેતાઓને આગળ લાવી શક્યા નહિ. તેથી, મારી રજૂઆત એ છે કે વેતન વહીવટ ચલાવવા માટે સમર્થ લોકોને આકર્ષી શકે નહિ એ વેતન વેતન જ ન કહેવાય.

હવે, મહોદય, લોકશાહીનો પ્રશ્ન લઈએ, તો તેના પર વેતનની શી અસર થશે ? હું વાતોના વડાં નહિ કરું. હું સીધું સ્પષ્ટ કહીશ કે આ વેતનનું પરિણામ આવું આવશે: એવા લોકો હશે જેઓ નાણાંની પરવા કરતા નહિ હોય, જેમને આવકનાં ખાનગી સાધનો હશે પરંતુ જેઓ તેમના પોતાના વર્ગની કે તેમની પોતાની કોમની ઉન્નતિ માટે રાજકીય સત્તાનો તેઓ ઉપયોગ કરી શકે તે માટે રાજકીય સત્તા હાથ કરવા માગતા હશે. એ એનું એક પરિણામ હશે. બીજું પરિણામ એ હશે જે લોકો જીવનનાં બીજાં ક્ષેત્રોમાં કશાં નાણાં પ્રાપ્ત નહિ કરી શકે તેઓ મંત્રીમંડળમાં પ્રવેશ મેળવશે. આના સિવાય બીજું કશું પરિણામ નહિ આવે (હસાહસ). મારા મિત્રો ભલે હસે, પરંતુ મને એવું કહેતા ખચકાટ નથી થતો કે આ વિધેયકનું એ જ પરિણામ આવશે. જો મને જેની દહેશત છે એ સાચું પડે તો તેનાથી વધુ મોટી હોનારત બીજી કોઈ હોઈ શકશે નહીં. આપણે એટલું જ માગીએ છીએ કે જે રાજકીય સત્તા ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા એક્ટ હેઠળ આપવામાં આવી છે તે રાજકીય સત્તા, જેમની પાસે નાણાં છે અને જેઓ વેતનની પરવા કરતા નથી તેવા થોડાક લોકો દ્વારા કબજે કરાવી જોઈએ નહિ કે તેવા લોકોનો તે ઈજારો બની જવી જોઈએ નહિ. આમજનતાના લોકોના હિતમાં આપણે એવું પણ નથી માગતા કે સત્તા સક્ષમ ન હોય તેવા લોકોના હાથમાં જવી જોઈએ.

બીજા પ્રશ્નની એટલે કે વહીવટની પ્રામાણિકતા અને શુધ્ધતાની વાત કરીએ તો મારા એક મિત્ર જેઓ કોંગ્રેસ વિચારસરણીમાં માનનારા છે તેમણે મને એક વાત કહી જે હું આ ગૃહની અંદર ફરીથી કહેવા માંગું છું. તેમણે કહ્યું કે જો રાજ્યપાલ તેમને મંત્રીઓ પૂરા પાડવાનો કોન્ટ્રાક્ટ આપવાના હોય તો પોતે એ કોન્ટ્રાક્ટ ખૂબ ઉમળકાભેર માથે લેવા તૈયાર થઈ જાય અને એ કૉન્ટ્રાક્ટ પોતાને આપવા બદલ મુંબઈ ઈલાકાને પણ પોતે કંઈક આપે. મહોદય, મને લાગે છે કે આ ટકોર અત્યંત અર્થસભર છે. યુરોપમાં એવી હોટલો છે જેઓ મૅનેજરોને તેઓ રાહ જોઈને થોભે તે બદલ નાણાં ચૂકવતી હોય છે. એના પરથી જણાય છે કે જે લોકો પગાર તરીકે કંઈક મેળવી શકતા ન હોય તેવું કંઈક ઝડપી લેવાની લાલચને રોકી શકતા ન હોય તેવા લોકો માટે કેટકેટલી શકયતાઓ ભરી તક ખુલ્લી પડેલી હોય છે. હું હાલના મંત્રીમંડળ અંગે કશુંય કહેતો નથી, કારણ કે આપણે વિધેયકના સિધ્ધાંતની ચર્ચા કરીએ છીએ, તેમાં સંકળાયેલી વિશિષ્ટ વ્યકિતઓની ચર્ચા હરગિજ નથી કરતા. હું કબૂલ કરું છું અને

તત્કાલ કબૂલ કરું છું કે વધુ ઊંચાં વેતન હોય તોપણ તમે અપ્રમાણિક માણસનો અપ્રમાણિકતા કદી ખરીદી શકો નહિ. તમે એને તમે ચાહો એટલું વેતન આપો, પણ જો એ અપ્રમાણિક હશે તો એ અપ્રમાણિક જ રહેશે. તેમ છતાં એ કંઈ વિચારણા નથી. વિચારણા તો એ છે કે શું તમે મંત્રીનું વેતન એવી રીતે નકકી કરી ન શકો કે જેથી મંત્રી કોઈ પણ પ્રકારની લાલચથી પર રહી શકે ? મહોદય, આપણે ત્યાં આ ઈલાકામાં રૂ. ૪,૦૦૦ નું અને રૂ. ૩,૦૦૦ નું વેતન હતું અને તેમ છતાં વહીવટને લગતાં કૌભાંડો થયાં હતાં. જો રૂ. ૩,૦૦૦ અને રૂ. ૪,૦૦૦ નાં વેતન આપીએ તોપણ કૌભાંડો ટાળવાનું શકય ન હોય તો મને ખૂબ મોટો ડર છે કે રૂ. ૫૦૦ નું વેતન ભૂતકાળમાં પેદા થયેલાં કૌભાંડો કરતાં ઘણાં મોટાં કૌભાંડો સર્જશે. આમાં વિચારણા માટે પ્રશ્ન ઊભો થાય છે તે એ છે કે કેવળ વેતન એ જ પર્યાપ્ત બાબત નથી. પરંતુ મારો મત એવો છે કે એના કારણે દલીલ અટકાવી શકાય નહિ. વેતનનો પ્રશ્ન બે દ્રષ્ટિબિંદુથી વિચારવાનો રહે છે. વ્યકિતના દ્રષ્ટિકોણથી વિચારણા કરવાની બાબત છે પર્યાપ્તતા. રાજ્યના દ્રષ્ટિબિંદુથી વિચારણા કરવાની બાબત છે વહીવટની સુરક્ષા અને શુધ્ધતા. કોઈ પણ માણસ એમ કહે કે અમુક વેતન એના માટે અપૂરતું વેતન છે. પરંતુ એમાંથી એવું ફલિત નથી થતું કે તમારે એ વિચારવું ન જોઈએ કે જાહેર જનતાના દ્રષ્ટિબિંદુથી એ સુરક્ષિત વેતન છે કે નહિ. તદ્દન સૌથી નીચું ધોરણ એ જરૂરી નથી કે સુરક્ષિત ધોરણ હોય. હું માનું છું કે વિરોધ પક્ષના મારા મિત્રોએ તેઓ કોન્ટ્રાકટો આપે ત્યારે એવો ખંડ દાખલ કરવાનો રહેશે કે ટેન્ડરો સૌથી નીચાં છે માત્ર એટલાં જ કારણસર કોન્ટ્રાકટો આપી શકાશે નહિ. જે રીતે આપણે જેમનાં ધોરણો સૌથી નીચાં હોય તેવી વ્યકિતઓને માત્ર તેટલાં જ કારણસર કૉન્ટ્રાકટ આપતા નથી એ જ પ્રમાણે આપણે જે વ્યકિતઓ સૌથી ઓછું વેતન સ્વીકારવા તૈયાર હોય માત્ર એટલાં જ કારણસર તેઓને મંત્રીઓ તરીકે સેવા આપવાની છૂટ આપી શકીએ નહિ. આપણે આ પ્રશ્નની બીજી બાજુ વિચારવાની છે કે જે કૉન્ટ્રાકટર સૌથી નીચું ટેન્ડર આપી રહ્યો છે તે તેના કાર્યની જવાબદારીઓ અદા કરી શકે એમ છે કે નહિ. તેથી, હું એમ સૂચવું છું કે, ભલે માનનીય મંત્રી એમ કહેતા હોય કે રૂ. ૫૦૦ નું વેતન ઠીકઠીક પૂરતું ગણાય તોપણ એનાથી દલીલ કરવાનું માંડી વાળી શકાતું નથી. ગૃહે એ વિચારવાનું છે કે આ ધોરણ અપનાવીને ભ્રષ્ટાચારથી મુકત હોય તેવો વહીવટ મળવાની અપેક્ષા અને આશા ગૃહ રાખી શકે એવી શકયતા ઊભી થાય છે ખરી ?

હવે મહોદય, જેના આધારે મંત્રીઓનાં વેતન નિયત કરવાં જોઈએ એવા સિદ્ધાંતો સૂચવવા માટે વર્ષ ૧૯૨૦માં હાઉસ ઓફ કોમન્સ દ્વારા નિમાયેલી સમિતિએ તૈયાર કરેલા અહેવાલમાંથી નાનો ઉતારો હું ગૃહ સમક્ષ વાંચી સંભળાવીશ. સમિતિનું અવલોકન આવું છે :

"સરકારના કોઈ એકાદ હોદ્દાને અનુકૂળ વેતનની સ્પષ્ટ રકમને બાદ કરતાં કદાચ બહુ થોડાક વિષયો એવા હશે જેના પર વિવિધ પ્રકારના અભિપ્રાયો આપવાનો અવકાશ રહેતો હોય અને આના જેવા એક તદ્દન અનિશ્ચિત પ્રશ્ન અંગે કોઈ અફર નિયમ બનાવવાની બાબતમાં બહાનાં ફગાવી દઈને સમિતિ, સામાન્ય સિદ્ધાંતોને લગતાં પ્રારંભિક અવલોકનો ચોકકસ રજૂ કરશે કે જેને લક્ષમાં રાખીને આવી અનુદાર ફરજનું પાલન કરવામાં પોતાના અંતઃકરણને માર્ગદર્શન મળ્યું હોય.

લોકો પોતાની નોકરી તેની કાર્યક્ષમ કામગીરી સાથે સુસંગત હોય તેવા શકય તેટલાં ઓછા પ્રમાણમાં કરે તેવો તેમને અધિકાર છે તેવા સિદ્ધાંતને તેના પૂરેપૂરા વ્યાપમાં માન્ય નહિ રાખવાનું અશકય છે. જાહેર સેવકો સંસદમાં બેસે કે ન બેસે તોપણ સિદ્ધાંત તો એકસરખો જ રહે છે. કોઈ પણ પ્રકારના કરવેરા માટેનું એકમાત્ર વાજબીપણું એ કાં તો જરૂરિયાત છે કે પછી સ્પષ્ટ જાહેર ઉપયોગિતા. ગૃહે એકપણ એક વેરવિખેર પડેલી વસ્તુઓની જેમ જુદીજુદી સમિતિઓ ઊભી કરી હોય તેમ છતાં પણ જો ફરજ વગર પગાર આપતા હોદ્દાઓ હજી અસ્તિત્વમાં હોય તો તેમને નાબૂદ કરવામાં જરા જેટલીય વાર લગાડવાની જરૂર નથી; અને આ અહેવાલ જોતા જઈએ તેમતેમ એ જણાતું જશે કે આવા પ્રકારના એકથી વધુ કિસ્સામાં સમિતિ પોતાની ફરજ બજાવવાનું ચૂકી નથી.

"જો કોઈ હોદ્દા માટે વધુ પગાર ચૂકવવામાં આવતો હોય તો એને સુધારવો જોઈએ. લોકોને લાભપ્રદ થાય એ રીતે જો કોઈ હોદ્દો બીજા હોદ્દાઓ સાથે જોડી દેવાતો હોય તો અર્થતંત્રના આવા ઉપયોગી નાનાનાના અંશો પ્રત્યે દુર્લક્ષ સેવવું જોઈએ નહિ અને આવા પ્રકારનાં કેટલાંય સૂચનો પુરાવારૂપે માલૂમ પડશે કે જેને અનુસરવાનું સમિતિને આપેલી સત્તાઓની અંદર નથી. ટૂંકમાં, સરકારનાં તમામ ખાતાં પરત્વે જે રીતે કોઈ એક વ્યકિત તેના પોતાના કામકાજના વહીવટને લાગુ પાડે છે તેવા જ અર્થતંત્રના દૃષ્ટિકોણથી સામાન્ય રીતે નજર રાખવી જોઈએ.

એ જોવું લગભગ જરૂરી બની જાય છે કે આ સામાન્ય સિધ્ધાંતોના પરિણામે કઢંગા નિર્ણયો તો આવતા નથી ને ? કેટલીક વાર આવા સિધ્ધાંતોને દોષિત ઠરાવવામાં આવે છે કે ઓછો પગાર સ્વીકારવાની મરજી હોવી એ હોદ્દા માટેની લાયકાત બની જાય છે. અર્થતંત્ર જો એના નામને સાચી રીતે સાર્થક કરતું હોય તો એણે તર્કબધ્ધ રહેવું જોઈએ અને ભારે મોટી ઈમાનદારી તથા વિશ્વાસ માગી લેતા હોદ્દાઓ માટે સૌથી ઊંચા પ્રકારની બુધ્ધિમત્તા અને પ્રમાણિકતા પ્રાપ્ત કરવાની અત્યંત મહત્ત્વની દેખીતી જરૂરિયાતની સાથે સરખાવતાં વધુ નાણાંની વિચારણા નિયત કરી શકાય નહિ. એવું વારંવાર જોવામાં આવ્યું છે અને એવું અવલોકન સચ્ચાઈ તથા તર્ક પર આધારિત હોઈને તેને કદી એવી રીતે અવગણવું જોઈએ નહિ કે જેથી કરીને મુક્ત દેશમાંના હોદ્દાઓ સાધારણ ભાગ્ય ધરાવતા માણસોની પહોંચ બહાર મૂકવામાં આવે. જો વેતનોને અત્યંત ઓછી રકમ પર નક્કી કરવામાં આવે તો તેની ઈજારાશાહી ધનિકોના હાથમાં જઈ પહોંચશે, તાજ દ્વારા પસંદગીની સત્તાઓ અત્યંત હાનિકારક રીતે મર્યાદિત થઈ જશે અને મર્યાદિત સાધનો ધરાવતા ઉધાર વ્યવસાયમાં પડવાની દ્રષ્ટિએ શિક્ષિત બનેલા, સરકારી જિંદગીને અનુકૂળ પ્રતિભા અને ખંત બીજા કરતાં વધુ બતાવતા વર્ગના માણસોની સેવાઓથી જનતા વંચિત બની જશે.

વધુમાં એ પણ વિચારવું જોઈએ કે સરકારના ઉચ્ચ હોદ્દાઓ માટે તેમના પર નિમાતી વ્યકિતઓની પૂરા સમયની સંપૂર્ણ નિષ્ઠા અને લક્ષ જરૂરી બની જાય છે, એવી વ્યકિતઓએ પોતાનાં અંગત કામકાજની ઉપેક્ષા કરવાનું જરૂરી બની જાય છે; અને એક બાજુએ જાહેર જનતાના ખર્ચે અંગત વૈભવ એકઠો કરવાનું કૌભાંડ પણ ટાળવાનું જરૂર બની જાય છે; અને બીજી બાજુએ પોતાના હિતને માટે પણ નહિ અને દેશની આબરૂ ખાતર પણ નહિ એ રીતે એવી વ્યકિતઓની સેવા પણ નષ્ટ ન થાય તે જોવાનું જરૂરી બની જાય છે."

મહોદય, હું કહું છું કે આ એવા સિધ્ધાંતો છે જેનો કોઈ પણ મંત્રીમંડળ જે દેશની સેવા કરવા માગતું હોય અને વહીવટની શુધ્ધતાની ચિંતા કરતું હોય એણે લક્ષમાં રાખવા જોઈએ. અને મને નથી લાગતું કે હાલના મંત્રીમંડળે રૂ. ૫૦૦નું વેતન ઠરાવવામાં, મેં વાંચી સંભળાવેલા સિધ્ધાંતો પ્રત્યે કશું માન દર્શાવ્યું હોય.'

હવે, મહોદય, વિધેયકમાં ઠરાવવામાં આવેલા વેતન માટે કયા સિદ્ધાંતો સૂચવાયા છે ? ઘણીવાર કહેતાં મેં સાંભળેલી એક વાત એ છે કે વેતનો લોકોની આવક સાથે સુસંગત હોવાં જોઈએ. હું એવો પ્રશ્ન પૂછું છું કે જો એમ જ હોય તો શું એવું કહી શકાય કે રૂ. ૫૦૦ નું વેતન લોકોની આવક સાથે સુસંગત છે ? લોકોની આવક કેટલી છે ? મારી પાસે અહીં હરિજનમાં આપેલાં આંકડા પડયા છે- મને લાગે છે કે જે એક ધોરણસ્તરની સત્તા ગણી શકાય જેમાંથી હું ટાંકી રહ્યો છું.

માનનીય શ્રી બી. જી. ખેર : મને આનંદ છે કે તમે એ વાંચો છો.

ડૉ. બી. આર. આંબેડકર : હું તો તેને હંમેશાં વાંચું જ છું. અહીં આપેલા આંકડા મુજબ યુનાઈટેડ કિંગડમમાં માથાદીઠ આવક વર્ષે ૫૦ પાઉન્ડ છે; યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં ૧૦૦ પાઉન્ડ છે; ફ્રાન્સમાં ૪૦ પાઉન્ડ છે; ઑસ્ટ્રેલિયામાં ૭૦ પાઉન્ડ છે; કેનેડામાં ૭૫ પાઉન્ડ છે. ભારતમાં ૪ પાઉન્ડ છે. (માનનીય શ્રી બી. જી. ખેર : સાંભળો, સાંભળો, સાંભળવા જેવું છે.) હવે, મહોદય, જો આ બધું એવા સિદ્ધાંતના આધારે કરાતું હોય કે વેતનો લોકોની આવક સાથે સુસંગત હોવાં જોઈએ, તો મને એ નથી સમજાતું કે એવું કઈ રીતે સૂચવી શકાય કે રૂ. ૫૦૦ નું માસિક વેતન આ દેશના લોકોની ૪ પાઉન્ડની આવક સાથે સુસંગત છે ? ચોકકસ, જો આસ માનનીય મિત્ર, તેમણે આપણી સમક્ષ જે મૂકયું છે તે વિધેયકનો આધાર આ સિદ્ધાંત પર રાખતા હોય કે વેતન લોકોની આવક સાથે સુસંગત હોવું જોઈએ તો મારી રજૂઆત એ છે કે રૂ. ૫૦૦ એ મંત્રીમંડળ માટે લેવાની એક અત્યંત ઉડાઉ રકમ છે; એ રકમ રૂ. ૧૦૦ કરતાં ઓછી હોવી જોઈએ, એ રકમ, સૂચવ્યા પ્રમાણે, રૂ. ૭૫ હોવી જોઈએ. જો તેઓ પ્રમાણિક હોય, જો તેઓ આ રકમને એક ન્યાયની બાબત તરીકે નકકી કરવા માંગતા હોય અને લોકોને સમજાવી લેવા માંગતા ન હોય તો તમારી પ્રમાણિકતામાં તમે તર્કબદ્ધ કેમ નથી ? લોકોની આવક જોતાં સાવ પ્રમાણ બહારની હોય તેવી રકમ શા માટે નકકી કરો છો ?

ઓછા વેતનના વાજબીપણા અંગે સૂચવવામાં આવી હોય તેવી બીજી બાબત એ છે કે મંત્રીઓએ આવી રીતે રહેવું જોઈએ કે તેમને જોતાં એમ લાગે કે તેઓ લોકોના પોતાનામાંથી આવ્યાં છે, એક બાજુ મંત્રીઓ અને બીજી બાજુ ખાનગી નાગરિકો વચ્ચે કશો ભેદભાવ ન હોવો જોઈએ. મહોદય, જો મંત્રીમંડળનો આ ઉદ્દેશ હોય તો તમામ

ભેદભાવોને નાબૂદ કરવા જોઈએ. તેઓને જોતાં એમ લાગવું જોઈએ કે તેઓ લોકોમાંથી જ આવે છે, તેઓ લોકોના છે એ રીતે લોકોને તેઓમાં પૂરો વિશ્વાસ હોવો જોઈએ, તો મારી રજૂઆત એવી છે કે લોકોના વિશ્વાસ જીતવાની આ રીત નથી. મહોદય, આ દેશમાં સામાજિક અને ધાર્મિક ફાટફૂટો વિશ્વમાં અન્યત્ર ક્યાંક હોય તેના કરતાં ઘણી બધી વધુ પ્રમાણમાં છે. આપણે ત્યાં અહીં હું આ ક્ષણે આ ઈલાકાની વાત કરું છું - આપણે ત્યાં બ્રાહ્મણો અને અબ્રાહ્મણોનું વિભાજન છે, સ્પૃશ્યો અને અસ્પૃશ્યોનું વિભાજન છે - હું મારી જાતને હિંદુઓ પૂરતો મર્યાદિત રાખું છું - આપણે મહારાષ્ટ્રિયનો વિરુદ્ધ ગુજરાતીઓનું વિભાજન છે, આપણે ગુજરાતીઓ વિરુદ્ધ કન્નડીઓનું વિભાજન છે. અને એ તમામ વિભાજનોમાં વળી એક વધારાનું વિભાજન આપણે ત્યાં હિંદુઓ અને મુસ્લિમો વચ્ચેનું છે. જો તમે વહીવટમાં વિશ્વાસ પેદા કરવા માંગતા હો તો મારી એવી રજૂઆત છે કે એમ કરવાનો યોગ્ય ઉપાય એ નથી કે મંત્રીઓએ મહોલ્લાઓમાં અડધા વસ્ત્રે ઉઘાડાં અંગ બનાવતાં જવું જોઈએ અથવા સિગારેટોને બદલે બીડીઓ પીવી જોઈએ. અથવા રેલવેના ત્રીજા વર્ગમાં કે બળદગાડામાં મુસાફરી કરવી જોઈએ. આવી વસ્તુઓથી કોઈ છેતરાવાનું નથી. જો તમારે લોકોનો વિશ્વાસ જીતવો હોય તો હું કહું છું કે એમ કરવાનો માત્ર એક જ રસ્તો છે અને તે છે તમારી સરકારની, તમારા મંત્રીમંડળની, તમારી મુલકી સેવાઓની એવી રીતે રચના કરવી જોઈએ કે જેથી કરીને તે કોઈ એકાદ ચોકકસ વર્ગની કે કોઈ એકાદ કોમની ઈજારાની ચીજ ન બની જાય (હર્ષનાદ) - આપણે એ જોઈશું કે મંત્રીમંડળ આ બાબતમાં શું કરવાનું છે. પરંતુ જો તેઓ એવો દંભ કરવા માગતા હોય કે તેઓ આ બધી વસ્તુઓ - જેવી હું ક્ષુલ્લક મૂર્ખ વસ્તુઓ કહીશ તે બધું કરવાથી વિશ્વાસ પેદા કરાવાના છે તો હું કહું છું કે એ એક એવો પ્રયાસ છે કે જે નકકી નિષ્ફળ જવાનો છે.

મહોદય, મંત્રીમંડળ એવી વાત લઈને આવ્યું છે કે જેને આપણે કહી શકીએ કે તેઓ પોતાના પક્ષે ત્યાગની ભાવના અપનાવવાનું છે. મને આના પરથી મધ્યકાલીન સાધુઓનાં વર્તનની અને જીવન પદ્ધતિની યાદ આવે છે. આ મધ્યકાલીન સાધુઓ જયારે તેમનું સાધુજીવન શરૂ કરે ત્યારે તેમણે ત્રણ પ્રતિજ્ઞાઓ લેવી જરૂરી બની જતી હતી - બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા, પવિત્રતા જાળવવાની પ્રતિજ્ઞા અને ગરીબી સ્વીકારવાની પ્રતિજ્ઞા.

મને નથી લાગતું કે આસ માનનીય મિત્રો એ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી હોય (હસાહસ). હું માનું છું કે તેમને માટે હવે એમ કરવાનું બહું મોડું થઈ ગયું કહેવાય. મને ખબર નથી કે એમણે પવિત્રતા જાળવવાની પ્રતિજ્ઞા લીધી હોય. પરંતુ જો તેમણે એવી પ્રતિજ્ઞા લીધી હોય અને જો તેઓ એનો ભંગ કરે તો આ ગૃહ માટે નકકી એ બાબત ફરિયાદની બાબત ગણાશે નહિ. પરંતુ હું આ વિધેયક પરથી જોઈ શકું છું કે ચોકકસ તેમણે ગરીબી સ્વીકારવાની પ્રતિજ્ઞા લીધી છે. શું તેઓ આ પ્રતિજ્ઞા પાળી શકશે ખરી ? મધ્યકાલીન સાધુઓ તેઓની પવિત્રતા જાળવવાની પ્રતિજ્ઞાને ટકાવી રાખવામાં ભાગ્યે જ સફળ થયા, પરંતુ તેઓ તેમની ગરીબી સ્વીકારવાની પ્રતિજ્ઞા જાળવી રાખવામાં હંમેશાં સફળ થતાં. એવું કેમ ? એનું કારણ એ હતું કે સાધુઓને કુટુંબો ન હતાં, તેઓ એકલમૂડિયા હતા, એકાકી વ્યકિતઓ હતા જેમની કોઈ પણ વ્યકિત પરત્વેની કશી જવાબદારી ન હતી. આ બાબતમાં મંત્રીઓ તદ્દન જુદી જ અવસ્થામાં છે. તેઓને ચોકકસ તેઓનાં કુટુંબો અને તેઓનાં સંતાનોના કારણે ઊભી થતી ભારે જવાબદારીઓ હોય છે. હું એ સમજી શકતો નથી કે તેઓ ગરીબી સ્વીકારવાની તેઓની પ્રતિજ્ઞા શી રીતે પાળી શકે ? હું તેઓને સફળતા ઇચ્છું છું પરંતુ મને ઘણી બધી શંકા છે કે તેઓ એમ કરી શકશે કે કેમ.

શ્રી એ. વી. ચિત્રે : તેઓ તેમનાં ડિવિડન્ડ મેળવશે ?

ડૉ. બી. આર. આંબેડકર : હવે મહોદય, બીજી એક બાબત છે જેના અંગે હું બોલવા માંગું છું. આ વિધેયકની કોઈ આવશ્યકતા ખરી ? અંગત રીતે મારી જાણ પૂરતું મને નથી લાગતું કે આ વિધેયક એક આવશ્યક વિધેયક હોય, માનનીય મંત્રીઓને તેઓ ઇચ્છે તેના કરતાં વધુ લેવાની કોઈ ફરજ પાડી શકે નહિ અને ખરેખર તો આ વિધેયક પસાર કર્યા વગર અને જે આંકડાનાં વેતન નકકી થયાં હોય એટલાં વેતન રાખીને રાજયપાલ વેતનો નકકી કરી શકે તો, તેઓ રૂ. ૫૦૦ લઈ શકશે અને બાકીની રકમ કાં તો રાજયને અથવા તો પક્ષની તિજોરીમાં, તેઓને જે રીતે ગમે તે રીતે, પાછી આપી શકશે. એવું શું કારણ છે કે તેઓ આ વિધેયક પસાર કરવા માગે છે ? અને એ જ કારણ છે જયાં તેઓ પકડમાં આવી જાય છે. હું કહેવાની હિંમત કરું છું કે આ વિધેયકને કશા પવિત્ર ઉદ્દેશથી રજૂ કરવામાં નથી આવતું, તેની પાછળ એક વ્યૂહ છે. એ વ્યૂહ આવો છે, કે તેઓ હંમેશાં ગાદી પર બેઠા રહે અને તેમનાં સ્થાન બીજા કોઈએ પણ પચાવી પાડવાં જોઈએ નહિ.

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** આપને આવકાર આપીએ છીએ !

**ડૉ. બી. આર. આંબેડકર :** આના પરથી મને એક વાત યાદ આવે છે કે ગોળમેજી પરિષદ વખતે રૂઢિચુસ્ત પક્ષ એવો પ્રયાસ કરતો હતો કે જેથી કરીને, મજૂર પક્ષની કામગીરીની સ્વતંત્રતાને નિયંત્રિત ન કરવા સિવાય જેનો બીજો કશોય હેતુ ન હતો તેવા ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા વિધેયકમાં અમુક ખંડો દાખલ કરીને પોતાની સ્થિતિ મજબૂત બનાવવી. અમારામાંનાં ઘણાં તેમને આ પ્રશ્ન પૂછતાં કે તેઓ શા માટે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા ઍક્ટમાં અમુક ખંડો દાખલ કરવા માગતા હતા જેની પાછળ દેખીતું કશું વાજબીપણું ન હતું. ત્યારે તેઓ કશો ઉત્તર આપી શકતા નહિ. પરંતુ દરેકે દરેકને ખબર હતી કે તેઓ જે કંઈ કરતા હતાં તે ખરેખર તો મજૂર સરકાર કદીય સત્તામાં આવે તે પહેલાં સત્તા પચાવી પડાય અને રૂઢિચુસ્ત પક્ષ જે કંઈ કરવા માગતો હોય તેને વ્યર્થ બનાવી દેવામાંથી તેને અટકાવાય એટલા માટે હતું. જો મારા વિધાન મિત્રો એ નીતિ અપનાવવા માગતા હોય તો તેઓ ભલે તેમ કરે. આપણે તેઓને વારી શકીએ નહિ. હું જે કંઈ કહેવા માગું છું તે એટલું જ છે કે આમ કરવાથી તેઓની સત્તાનો દુરુપયોગ થાય છે.

હું આ તબકકે આ સ્પષ્ટ કરવા માંગું છું કારણ કે મારા અંગે ગેરસમજ ઊભી થવાનો સંભવ છે કે જ્યારે હું રૂ. ૫૦૦ નું વેતન ખૂબ ઓછું હોવા સામે વિરોધ કરું છું ત્યારે હું એવું તદ્દન સૂચવતો નથી કે વચગાળાના મંત્રીમંડળે સૂચવેલું રૂ. ૪,૦૦૦ કે રૂ. ૩૦૦૦ નું વેતન ધોરણસરનું વેતન હતું. કોઈ પણ સભ્યે એવું તારણ કાઢવાની જરૂર નથી. હું મારી જાતે કોઈ પણ આંકડા સાથે બંધાતો નથી. હું જે કંઈ કહું છું તે આટલું જ છે કે રૂ. ૫૦૦ નું વેતન એક મંત્રી માટે યોગ્ય નથી. મેં જે નિવેદન કર્યું તેનાથી બેશક મને એવી ટીકા કરવાની છૂટ રહેશે કે હું ઉડાઉ રકમનું સૂચન કરી રહ્યો છું. પરંતુ, વેતન વિધેયકમાં નકકી કરેલા વેતન કરતાં વધુ હોવું જોઈએ એવું સૂચન કરવામાં હું કશી મૂંઝવણ અનુભવતો નથી. ખરેખર તો હું વેતન વધારવામાં આવે તોપણ હું કંઈ વેતન મેળવનાર વ્યકિત નથી; અને જ્યાં સુધી હું ભવિષ્યમાં મીટ માંડી શકું છું ત્યાં સુધી મને નથી લાગતું કે હું કદી પણ વેતન મેળવનાર વ્યકિત બની શકીશ.

**માનનીય શ્રી. બી. જી. ખેર :** નિરાશ ન થશો.

**ડૉ. બી. આર. આંબેડકર :** ભલે, મારે મારા વિદ્વાન મિત્રને ઉત્તર આપવાની જરૂર નથી. પરંતુ તેમની નીતિ જેવી છે તેવી આ જ છે, તેમણે ખરેખર તો જાણી જોઈને જ તેમના મંત્રીમંડળમાંથી અનુસૂચિત વર્ગોના સભ્યોને બાકાત રાખ્યા છે.

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** તેઓને કદાચ રૂ. ૫૦૦ નહિ ગમતા હોય !

**માનનીય અધ્યક્ષ :** શાંતિ, શાંતિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** આ દરખાસ્ત કરવામાં મને કશી ગભરામણ થતી નથી, કારણ કે હું આ વેતન મેળવનાર વ્યક્તિ થવાનો નથી. મારા ઉદ્દેશો તો કેવળ જાહેર નીતિના જ ઉદ્દેશો છે. ડૉ. જહોન્સને કહ્યું છે કે 'દેશભકિત એ લુચ્ચાઓનું છેલ્લું આશ્રયસ્થાન છે.' તેઓ બહુ સારી રીતે એમ પણ કહી શકયા હોત કે રાજકારણ પણ લુચ્ચાઓનું છેલ્લું આશ્રયસ્થાન છે. અને આ જ કારણસર હું નથી માગતો કે ભારતમાં રાજકારણ લુચ્ચાઓનું છેલ્લું આશ્રયસ્થાન બને એવું થવું જોઈએ, અને એ જ કહેવા હું ઊભો થયો છું.

●

**ડૉ. બી. આર. આંબેડકર (મુંબઈ શહેર) :** મહોદય, હું મારા માનનીય મિત્ર મુખ્ય મંત્રીને થોડાક શબ્દોમાં કહેવા માંગું છું કે આ બધી જુદીજુદી બાબતોની દરખાસ્ત કરવા કરતાં તો ઉચ્ચક રકમ રજૂ કરીને આ આખી મુશ્કેલીનો ઉકેલ લાવી શકાય કે કેમ. હું એમને માત્ર એ જ સૂચવવા માગું છું કે આપણે પછી એમ નહિ કહી શકીએ કે આટલું એકત્રિત વેતન મહિને રૂ. ૭૫૦નું મંત્રીને આપવું જોઈએ કે કેમ. હું તો માત્ર એમની વિચારણા અર્થે સૂચવું જ છું કે એનાથી આ મુશ્કેલીનો હલ પ્રાપ્ત થઈ શકશે કે કેમ.

**માનનીય શ્રી બી. જી. ખેર :** મહોદય, મને લાગ્યું કે જયાં ચાર સરકારી નિવાસો ઉપલબ્ધ હતા ત્યાં પૂનામાં આપણે જે કંઈ કર્યું તેની મેં ચોખવટ કરી છે. મુંબઈમાં પણ ચાર સરકારી નિવાસો ઉપલબ્ધ થશે. જેમને સરકારી બંગલાઓમાં રહેવાની સગવડ મળશે. તેવા મંત્રીઓ તેમજ અધ્યક્ષ અને પ્રમુખને પણ હવે કોઈ ભથ્થું જરૂરી બનશે નહિ અને તેઓને કોઈ ભથ્થું ચૂકવવામાં આવશે પણ નહિ. ભથ્થાંને

વેતન સાથે એકત્રિત કરવાનો પ્રશ્ન જ નથી. કારણકે સરકાર તરફથી મળતા હોય તેવા અને તેઓ જેનો કબજો ધરાવતા હોય તેવા નિવાસો માટે તેમને ભથ્થું મળતું નથી. જો તેઓનાં પોતાનાં મકાનો હોય તો તેઓ તેમનો ભોગવટો કરવાનું પસંદ કરે છે કે કેમ ને સમગ્ર રીતે તેમના પર છોડવામાં આવ્યું છે. પરંતુ, મકાન ભથ્થાના હેતુઓ માટે આપણને લાગે છે કે માસિક રૂ. ૧૦૦/- વાજબી જોગવાઈ છે. પરિસ્થિતિ એવી હોઈને મને નથી લાગતું કે વેતનને ભથ્થા સાથે એકત્રિત કરવું શક્ય બનશે નહિ. આપણે પૂનામાં જે વ્યવસ્થા કરી છે તેનાથી કામ ઠીકઠીક ચાલી રહ્યું હોવાનું જણાય છે; પૂનામાં કરેલી વ્યવસ્થામાં એવું હતું કે ઉપલભ્ય સરકારી નિવાસોનું વિભાજન કરવું, અને હું માનનીય સભ્ય ડૉ. આંબેડકરને ખાતતરી કરાવી શકું છું કે આપણે હવે એક સરકારી બંગલામાં બે કે ત્રણ મંત્રીઓને રહેવાની વ્યવસ્થા કરી રહ્યા છીએ જયાં આઉટ હાઉસો સહિત અગાઉ એક જ મંત્રી તેમાં એકાકી ગૌરવ અનુભવતા રહેતા હતા. જો આપણે આવું જ મુંબઈમાં કરીએ તો મંત્રીઓને તેમ જ માનનીય અધ્યક્ષ અને પ્રમુખ માટે પણ નિવાસોની જોગવાઈ કર્યા પછી કદાચ થોડાક સરકારી નિવાસો ભાડે આપી દેવા માટે ઉપલબ્ધ બનશે. તેથી, આપણી દૃષ્ટિમાં છે તેવી વ્યવસ્થાના પરિણામે વધુ છટણી કરવાની થશે.

ડૉ. બી. આર. આંબેડકર : જે મુશ્કેલી ઊભી થઈ છે તેમાંથી નીકળવાનો માર્ગ બતાવવાનો હું તો માત્ર પ્રયાસ જ કરું છું; એટલે કે "ભથ્થું" એ શબ્દ જેમાં મંત્રીઓનાં વેતનનો ઉલ્લેખ કરાયો છે તે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટની કલમમાં આવતો નથી. તેથી, આ અધિનિયમ હેઠળ જે પરવાનગી પાત્ર ન હોય તે વેતન ઉપરાંત ભથ્થું કરાવવામાં આવ્યું છે એવી કોઈ પણ દલીલ ઊભી થવા ન પામે તે માટે હું મારા માનનીય મિત્રને એમ સૂચવવા માગું છું કે તેઓ આખી વસ્તુને એકત્રિત કરે અને તેને વેતન કહે અને "ભથ્થું" એ શબ્દને પડતો મૂકે અને તેમ કરીને મુશ્કેલીમાંથી બહાર નીકળી જાય. અલબત્ત, હજી આપણે એડવોકેટ જનરલ પાસેથી એ જાણવાનું છે કે ઉપસ્થિત કરેલા મુદ્દામાં કશું વજૂદ છે કે કેમ.



# ૩૮

# ગુનેગાર પરિવીક્ષા વિધેયક અંગે

**ડૉ. બી. આર. આંબેડકર :** (મુંબઈ શહેર) : અધ્યક્ષ મહોદય, એવું જોવા મળે છે કે આ વિધેયક માટે કશો બહુ ઉત્સાહ નથી કારણકે જ્યારે બીજાં વિધેયકો ગૃહ સમક્ષ હોય છે ત્યારે જે જોવા મળે છે તેવી સ્પર્ધા અહીં જોવા મળતી નથી અને ત્યારે હું ઊભો થયો છું; જો કે મારી ઈચ્છા તો માત્ર એક જ કલમ પરત્વેનો ઉલ્લેખ કરવાની છે, તેમ છતાં હું કબૂલ કરું છું કે મને આ વિધેયક માટે કશો ઘણો ભારે ઉત્સાહ લાગતો નથી અને મારે કહેવું જોઈએ કે તે બહુ સ્વાભાવિક છે કારણ કે આ વિધેયકમાં કોઈ એવી સમસ્યાનો ઉલ્લેખ નથી કે જેને ગંભીર કે તાકીદની કહી શકાય. આ વિધેયકમાં અત્યંત નાની સમસ્યાનો સ્પર્શ કરવામાં આવ્યો છે. મને કહેવામાં આવ્યા પ્રમાણે આ વિધેયક અંગ્રેજી કાનૂનમાં ખૂબ જ ગાઢ રીતે કદમ મિલાવીને ચાલે છે. મને એની ખબર નથી કે જેઓને આ વિધેયક માટેના નમૂના તરીકે જેને ગણવામાં આવે છે તે કાનૂનને અધીન બનાવવામાં આવ્યા છે તે અંગ્રેજ લોકોને ગણનાપાત્ર કહી શકાય એવો કોઈ લાભ મળ્યો છે કે કેમ, પરંતુ મને વિશ્વાસ છે કે માનનીય ગૃહ- મંત્રીએ પરિસ્થિતિની કાળજીપૂર્વક તપાસ કરી છે અને સ્પષ્ટ રીતે એવા નિર્ણય પર તેઓ આવ્યા છે કે જે દેશમાં આ અધિનિયમ હમણાં પ્રવર્તમાન છે તે દેશમાં આ અધિનિયમમાંથી ઊભો થતો લાભ ચોકકસ રીતે એટલો બધો ગણનાપાત્ર છે કે આપણા પ્રાંતમાં આના જેવો જ કાયદો કરીને આપણે પણ તેનું અનુસરણ કરવું જોઈએ.

મહોદય, આ વિધેયકમાં જણાવેલી વિગતવાર જોગવાઈઓની બાબતમાં મારે કંઈ કહેવાનું નથી અને શરૂઆતમાં હું કહું છું કે આ વિધેયક જેમ છે તેમ એને વાંચ્યા પછી મને લાગે છે કે જેમને હું મારો ટેકો આપી શકું. માત્ર એક જ ખંડ એવો છે જેના વિશે મને થોડીક તકલીફ લાગે છે અને જે હું માનનીય ગૃહમંત્રી સમક્ષ તેમની

વિચારણા માટે મૂકવા માગું છું, અને તે ખંડ છે ખંડ ૬. ખંડ ૬ મને એવો જણાય છે કે તેમાં એવો સિદ્ધાંત રજૂ કરવામાં આવ્યો છે જે તેનો અમલ કરવામાં આવતાં, બહુ હળવા શબ્દપ્રયોગનો ઉપયોગ કરીએ તો કંઈક અંશે જુલમી બની જાય. ખંડ ૬ના પાછલા ભાગમાં કહેવામાં આવ્યું છે :

"વળી જો ગુનેગાર સોળ વર્ષથી ઓછી ઉંમરનો હોય અને કોઈને એમ જણાય કે ગુનેગારના માતાએ કે પિતાએ કે વાલીએ તેના પ્રત્યે દુર્લક્ષ સેવીને કે બીજી કોઈ રીતે તેને ગુનો કરવા માટે પ્રવૃત્ત કર્યો છે, તો કોર્ટ હુકમ કરી શકશે કે તેવા માતા કે પિતા કે વાલીએ તેવા નુકશાન કે વળતર તથા ખર્ચની ચુકવણી કરવી."

મને એવું જણાય છે કે આના કારણે સાચા અર્થમાં માતા કે પિતા કે વાલી સામે ભારે મોટો જુલ્મ કર્યો હોવાનું ગણાશે. મારા વિદ્વાન મિત્ર માનનીય ગૃહમંત્રી એ અંગે સંમત થશે કે "દુર્લક્ષ" અને "ઉપેક્ષા" એ શબ્દો અનિશ્ચિત શબ્દોમાં ય સૌથી વધુ અનિશ્ચિત છે, અને દુર્લક્ષ એટલે શું અને ઉપેક્ષા એટલે શું એની કોઈ નક્કર વ્યાખ્યા આપવી ખૂબ મુશ્કેલ છે. નાગરિક અસહકાર આંદોલન દરમિયાન શું થયું તેનો જો હું ઉલ્લેખ કરું તો મને લાગે છે કે એનાથી એક સમાનતાનું દ્રષ્ટાંત મળશે. જેનાથી મારા માનનીય મિત્રને પણ હું જે મુશ્કેલી અનુભવી રહ્યો છું તેનો ખ્યાલ આવી શકશે. હું માનું છું કે એ સાચું છે - મને જો કહેવામાં આવે કે હું ખોટો છું તો હું મારી ભૂલ સુધારવા તૈયાર છું - કે નાગરિક અસહકાર આંદોલન દરમિયાન જેઓ રાજ્યની નોકરીમાં હતા અને જેઓનાં સંતાનોએ નાગરિક અસહકાર આંદોલનમાં ભાગ લીધો હતો તેવા ઘણા મુલકી કર્મચારીઓ સામે તે વખતની સરકારને ઉથલાવવા માગતા એવા આંદોલનમાં તેમના સંતાનો ભાગ ન લે તેનું ધ્યાન ન રાખીને રાજ્ય તરફની પોતાની ફરજને તેઓએ વાજબી ઠરાવી ન હતી તેવા કારણસર શિસ્તભંગની કાર્યવાહી કરવામાં આવી હતી. મને લાગે છે કે હું એવું કહેવામાં સાચો છું કે હમણાં વિરોધ પક્ષે બેઠા છે તેવા સભ્યોએ તે સિદ્ધાંતનો ભારે વિરોધ કર્યો હતો કારણકે, જો હું તેમને સાચા અર્થમાં સમજતો હોઉં તો તેઓની દલીલ એ હતી કે કોઈ પણ માતા-પિતાને તેઓનાં સંતાનોના વર્તન બદલ જવાબદાર ઠરાવી શકાય નહિ, ખાસ કરીને એવા પ્રસંગે કે જ્યારે તેમના વર્તનથી જો તેઓ અમુક અભિપ્રાય એવા ધરાવતાં હોય કે જે તેઓનાં માતપિતાના અભિપ્રાયથી કાયદેસર રીતે ઘણો જુદો પડતો હોય. મારી રજૂઆત

એવી છે કે કોઈ પણ માતા કે પિતા, સાધારણ અર્થમાં માતા કે પિતા હોય તેટલાં જ કાળજી ભર્યાં અને ફરજપૂર્ણ હોય એ હકીકત હોવા છતાં પણ, કોઈ બાળકની ગુનાહિત મનોવૃત્તિઓનો વિકાસ થઈ શકે છે; અને જ્યાં સુધી "દુર્લક્ષ" કે "ઉપેક્ષા" કે "વર્તન" કરવું એ શબ્દોની ચોક્કસ વ્યાખ્યા કરવામાં ન આવે ત્યાં સુધી મને એવું જણાય છે કે આ વિધેયકનાં એવાં પરિણામો આવે કે જે ખુદ માનનીય ગૃહ મંત્રીશ્રી પણ કદાચ નહિ ઈચ્છતા હોય તેના કરતાં ય મોટાં પરિણામવાળાં હશે.

મારા માનનીય મિત્ર શ્રી બ્રામ્બલે, તેમણે કરેલા પ્રવચન પરથી જોઈ શકાય છે તે પ્રમાણે જેમણે નિ:શંકપણે આ સમસ્યાના અભ્યાસ તરફ ખાસ લક્ષ આપ્યું છે તેમણે જણાવ્યું છે કે અંગ્રેજી કાયદામાં અમુક વિસંગતિઓ જણાય છે અને જો આપણે અંગ્રેજી કાયદાને આપણા નમૂના તરીકે લેવાનો હોય તો આપણે આ પ્રસંગને લેવો જોઈએ કારણ કે તેમ કરવાથી જે અસંગતિઓ અંગ્રેજી કાયદામાં જણાય છે તે આપણે પસાર કરવાના છે તે કાયદામાં દાખલ કરવામાં ન આવે. મારે માનવાનું દરેક કારણ છે કે તેમણે કર્યું છે તે નિવેદન સૌથી ઊંડા અભ્યાસ પર આધારિત છે અને જો તેમ હોય અને સરકારની પ્રતિષ્ઠા આડે ન આવતી હોય તો, માનનીય સભ્ય શ્રી બ્રામ્બલેએ કરેલી વિનંતીમાં જોડાઈશ કે આ વિધેયકને પ્રવર સમિતિ સમક્ષ મોકલી શકશે જ્યાં અમુક સિદ્ધાંતોની તરફેણમાં કે વિરુદ્ધમાં ઉપસ્થિત કરવામાં આવે તેવા તમામ મુદ્દાઓનું નિરાકરણ કરી શકાશે, જેથી કરીને આ વિધેયક, આ ગૃહમાં આપણે તેને કરી શકીએ તેટલું સંપૂર્ણ બની શકશે. આટલી ટીકા કરીને હું આ વિધેયકના પહેલા વાચનને ટેકો આપું છું.



# ૩૯

# તમાકુ જકાત અધિનિયમ સુધારા વિધેયક અંગે

ડૉ. બી.આર. આંબેડકર (મુંબઈ) : મહોદય, માનનીય ગૃહના નેતાએ જે સૂચન કર્યું છે તેના ઉત્તરમાં હું એવી રજૂઆત કરવા માગું છું કે જયાં સુધી તમે એવા સિદ્ધાંતનું સમર્થન ન કરો કે અધિકારત્યાગ કે કાયદેસર પ્રતિબંધ જેવી કોઈ વસ્તુ છે ત્યાં સુધી મારા માનનીય મિત્ર શ્રી જમનાદાસ મહેતા જે ચર્ચા ઉપસ્થિત કરવા માગે છે તે ગૃહના નિયમો હેઠળ તદ્દન પ્રસ્તુત બની જશે. ગૃહના માનનીય નેતાએ ઉઠાવેલા મુદ્દાની બાબતમાં હું જે કહેવા માગું છું તે આ છે કે ગૃહ સરળતાપૂર્વક એવો દ્રષ્ટિકોણ ધરાવી શકે છે કે તેમણે પૂરતાં નાણાં આપ્યાં છે અને હવે વધુ નાણાં આપી શકાશે નહિ. હું કહું છું કે ગૃહના નેતાએ ઉઠાવેલ મુદ્દાનો તે સંપૂર્ણ જવાબ ગણી શકાશે. તેથી, "નાણાં વિધેયક" એ સદર હેઠળ અગાઉ ચર્ચા કરાયેલ બીજા કરવેરા અપનાવીને ગૃહે પુરાવા આપ્યા છે તેવા કારણસર કાયદેસર પ્રતિબંધ કે અધિકાર ત્યાગ હોઈ શકે નહિ.

તો પછી, મહોદય, હું ઉઠાવવા માગું છું તે મુદ્દો આ છે. મને લાગે છે કે મુદ્દો એ છે કે આ નાણાં વિધેયક છે કે એવું વિધેયક છે જે કરવેરા વધારવા માટે વહીવટી તંત્રને વિનિયમિત કરે છે. જો આ એવું વિધેયક હોય જે કેવળ, તંત્ર માટે કરવેરા નાખવા અને કરવેરા નાખવાની રીતિ તથા પદ્ધતિ નિયત કરવા અંગેની જોગવાઈ કરતું હોય તો તમે ઉલ્લેખ કર્યો તે રૂલિંગની સુસંગતતા હું બરાબર સમજી શકીશ. પરંતુ, આ વિધેયક સાથે જોડેલું ઉદ્દેશો અને કારણોનું પત્રક જોતાં મને એવું જણાય છે કે સરકારે આ વિધેયકને શરૂઆતથી માંડી અંત સુધી નાણા વિધેયક તરીકે ગણ્યું છે. આ

વિધેયકનો મુખ્ય હેતુ વધારાનું મહેસૂલ ઊભું કરવાનો છે. વધારાનું મહેસૂલ ઊભું કરવા માટેના એક સાધનની જોગવાઈ કરવા તંત્રમાં કરવાનો ફેરફાર એ તો ગૌણ વસ્તુ છે. સરકારની નશાબંધી નીતિને કારણે થયેલી ખાધને પહોંચી વળવાના હેતુ માટે વધારાનું મહેસૂલ એ આ વિધેયકનો મુખ્ય ઉદ્દેશ છે. ઉદ્દેશો અને કારણોના પત્રકમાંથી એક કે બે ફકરાનો હું ઉલ્લેખ કરીશ :

"મોટા ભાગના દેશોમાં તમાકુ ને સંગીન કરવેરાનું સાધન બનાવવામાં આવ્યું છે. નવી નશાબંધી કે પીવા વિરોધી નીતિના કારણો થતા નુકસાનને અમુક અંશે ભરપાઈ કરવા માટે આવકના આ સાધનને વિકસાવવું એ તદ્દન આવશ્યક બની ગયું છે. મુંબઈ શહેરમાં, તમાકુ જકાત (મુંબઈ નગર) અધિનિયમન, ૧૮૫૭ હેઠળ તમાકુ પર જકાત લેવામાં આવે છે. ઉક્ત અધિનિયમ હેઠળ સંગીન પ્રમાણમાં મણદીઠ વજન માટેની ફી છે; પરંતુ લાઇસન્સ ફી નજીવી છે, અને લાઇસન્સોની ભારે માગ હોય છે જે છૂટથી પેટા- ભાડેથી આપવામાં આવતો હોય છે. મુંબઈમાં લાઈસન્સ ફી રૂ. ૧ થી વધારીને રૂ. ૨૫ કે રૂ. ૫૦ કરવાની આ વિધેયકમાં જોગવાઈ કરવામાં આવી છે...."

એ બાબતથી અલબત્ત કશી શંકા રહેવા પામતી નથી કે આ વિધેયક મૂળભૂત રીતે નાણાં વિધેયક છે અને કરવેરા વધારવા માટેનું તંત્ર નિયત કરવાના હેતુ માટેનું વિધેયક નથી. મારી આટલી રજૂઆત છે. જો નાણાં વિધેયક હોય તો પછી હું રજૂઆત કરું છું કે ગૃહને એવી ચર્ચા કરવાનો અધિકાર છે કે તેમણે સરકારને પુરવઠો આપવો જોઈએ કે નહિ. ગૃહના માનનીય નેતાએ અધિકાર ત્યાગ અંગે ઉપસ્થિત કરેલા બીજા મુદ્દાની બાબતમાં મારી રજૂઆત એટલી જ છે કે ગૃહને એવું કહેવાની પૂરેપૂરી છૂટ છે કે : "પુરવઠાનો એક ભાગ અમે આપીશું; બાકીનો ભાગ અમે આપીશું નહિ."



# ૪૦

# ન્યાયતંત્રના સ્વાતંત્ર્ય અંગે

**ડૉ. બી. આર. આંબેડકર (મુંબઈ શહેર) :** અધ્યક્ષ મહોદય, આ દરખાસ્તને ટેકો આપવા હું ઊભો થયો છું આ દરખાસ્ત પર લગભગ ચર્ચાની છેક આખરે હું બોલું છું ત્યારે અને માનનીય ગૃહમંત્રી પોતાનો ઉત્તર આપી શકે તે માટે થોડોક સમય રહેવો જ જોઈએ એનો ખ્યાલ રાખીને હું આ ગૃહ સમક્ષ કરવા માગું છું તે નિવેદનો હું ખૂબ સંક્ષિપ્ત રાખવા વિચારું છું.

મહોદય, પ્રથમ બાબત હું જે કહેવા માગું છું તે એ છે કે - મારી પોતાની વાત કરું તો આ ઠપકાની દરખાસ્તનો જે આધાર બને છે તે કૃત્ય ચોક્કસ દ્રષ્ટિએ કોઈ આશ્ચર્યની બાબત તરીકે મારી પાસે આવતું નથી. સરકાર જયારથી હોદ્દા પર આવી છે ત્યારથી તે જેને માટે દોષિત ઠરતી હોય તેવી કાયદા ભંગની પ્રવૃત્તિઓ તરીકે શંકા વગર લેખાવી શકાય તેવી શ્રેણીબંધ પ્રવૃત્તિઓના શિસોર તરીકે હું આને જોઉં છું. એ તો માત્ર શ્રેણીનો એક ભાગ જ છે - આગળ વધી રહેલા નાટકનો એક અંક : આપણે નથી જાણતા કે ક્યારે એનો અંત આવશે. પહેલું કૃત્ય જેનો હું ઉલ્લેખ કરીશ તે ચોક્કસ એવું કૃત્ય છે જે હાલની સરકારે બારડોલીના ખેડૂતો પાસેથી ખાલસા કરેલી જમીનો તેમને પાછી આપી તે હતું (અવરોધ.) હું આશા રાખું છું કે આપ મને સાંભળશો કારણ કે મારો સમય મર્યાદિત છે.

**માનનીય અધ્યક્ષ :** શાંતિ, શાંતિ. માનનીય સભ્ય પોતાની બેઠક પર બેસી જશે ?

મને ડર છે કે જો ચર્ચા આ ધોરણે ચલાવવાની હોય તો તેના કારણે એક કદી સમાપ્ત ન થઈ શકે એવું ક્ષેત્ર ખુલ્લું થઈ જશે મુદ્દાનો સવાલ એ નથી કે સરકાર

પોતાના ભૂતકાળના કોઈ પણ કૃત્ય માટે વખોડવાપાત્ર છે કે નથી, પરંતુ હાલની દરખાસ્તની વિષયવસ્તુ બને છે તે અમુક ખાસ કૃત્ય વખોડવાપાત્ર છે કે નહિ. આ દખાસ્તને જરૂરી જાહેર મહત્ત્વની એક ચોક્કસ બાબતને લગતી હોવાનું ગણવામાં આવે છે જે આ દરખાસ્તને રજૂ કરવા દેવા માટેનું કારણ છે અને ચર્ચા દરમિયાન પણ તેનું પાલન કરવાનું છે. નહિતર, ચર્ચાનો મૂળ ઉદ્દેશ માર્યો જશે. તેથી, માનનીય સભ્ય ગૃહ સમક્ષ પડેલા આ ચોકકસ કૃત્ય પૂરતી પોતાની જાતને મર્યાદિત રાખશે એવી હું તેમને વિનંતી કરું છું.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું આવી રજૂઆત કરું છું. મહોદય, સમાનતાની દ્રષ્ટિએ કરતો ઉલ્લેખ અને દલીલ અને ગુણદોષમાં ઊતરવું એની વચ્ચે ભેદ છે. બારડોલીની જમીનો પાછી અપાઈ એના ગુણદોષમાં જો હું ઊતરું તો ચોક્કસ હું આપે ઉઠાવેલા વાંધાનો ભોગ બનું. પરંતુ આપના રૂલિંગને અધીન રહીને મારા એમ કહેવાથી હું અવ્યવસ્થિત નહિ ગણાઉં કે આ કૃત્ય એ સરકારની શ્રેણીબંધ પ્રવૃત્તિઓની પરાકાષ્ઠા છે અને સરકારના ભૂતકાળના એક કૃત્યની તરફેણમાં અને વિરોધમાં દલીલોમાં ઊતર્યા વગર તેનો ઉલ્લેખ કરીને હું ૫-૩૦ સુધીમાં પૂરું કરવા સંમત થાઉં છું.

**માનનીય અધ્યક્ષ :** એ કાંઈ એવી બાબત નથી કે માનનીય સભ્ય અમુક સમય સુધીમાં તે પૂરી કરવા અંગે સંમત થાય. મને લાગે છે તે એ છે કે એક ચોકકસ બાબત હોવાથી અને માનનીય સભ્ય પાસે એ અમુક ચોકકસ બાબતની ચર્ચા કરવા માટે ગૃહની પરવાનગી હોઈને, બીજા બાબતો પરત્વેનો માત્ર ઉલ્લેખ કરવાથી પણ બીજા વિષયો દાખલ કરાય એવું બને. તેથી મને લાગે છે કે સામાન્ય અર્થમાં પણ બીજા વિષયોનો ઉલ્લેખ કરવાની પરવાનગી આપવામાં હું સાચો નહિ ઠરું. કોઈ પણ સભ્યની સ્વતંત્રતા પર કાપ મૂકવાની મારી ઈચ્છા નથી; હું જરૂર એવું માગું છું કે આ બાબતમાં રજૂ કરી શકાય એવા તમામ મુદ્દાઓ રજૂ કરવામાં આવે પરન્તુ એથી બીજી બાબતો જે કરાયેલાં કે છોડી દેવાયેલાં પાપ હોય તે પ્રત્યે કશોય ઉલ્લેખ કરવાની હું છૂટ આપવા નથી માગતો. એવું નથી કે હું જલદી પૂરું કરવા આતુર છું અને તેથી એ બાબતોના ઉલ્લેખ બાકાત રાખવા ઈચ્છું છું. માનનીય સભ્યને ગૃહ સમક્ષ પડેલા મુદ્દા પર પૂરેપૂરું કહેવાનો હક છે.

**ડૉ. બી.આર. આંબેડકર :** એ જોતાં, ગૃહની સમક્ષની બાબત અંગે ટીકા કરવા પૂરતો હું મર્યાદિત રહીશ.

હવે, મહોદય, ગૃહની સમક્ષની બાબત અંગે મારે જે કહેવું જોઈએ તે આ છે કે સૌપ્રથમ આપણી પાસે આ કેસની હકીકતો નથી, સિવાય કે આપણે છાપાંમાંથી જે કંઈ જાણ્યું હોય. આપણી પાસે ચોક્કસ માહિતી નથી, અને મને જાણવા મળ્યું છે કે ખરેખર હકીકત શી છે તેની જાણ ગૃહને કરવી એવી માનનીય ગૃહમંત્રીને અપીલ કરવામાં આવી હોવા છતાં તેમણે તેમ કર્યું નથી. તેથી હું, ગૃહના બીજા સભ્યો સાથે, ખરેખર પાંગળો બની ગયો છું. એવું બને કે અંતે જ્યારે હકીકત જાહેર કરાય ત્યારે એમ જણાશે કે આ ચર્ચા કાંતો બિનજરૂરી હતી અથવા તો કસમયની હતી. પરંતુ જો ચર્ચા નિરર્થક અને બિનજરૂરી હોવાનું નીકળે તો તે માટે દોષનો ટોપલો જરૂરથી માનનીય ગૃહમંત્રીના માથે આવી પડે; કારણકે એમણે જ ગૃહને વિશ્વાસમાં લેવાની અને ખરેખર શું બન્યું તે જણાવવાની ના પાડી. જો તેમણે એમ કર્યું હોત તો કદાચ માનનીય દરખાસ્ત કરનારે તે પાછી લઈ લીધી હોત, કદાચ બીજા સભ્યોએ કહ્યું હોત તો તેઓ ચર્ચામાં કોઈ ભાગ લેવા માગતા ન હતા. પરંતુ, મેં કહ્યું તેમ, જો આ ચર્ચા આખરે એક નિરર્થકતા પુરવાર થાય તો એ તેમનો વાંક ગણાશે.

છાપાંના અહેવાલો પરથી આપણને જાણવા મળ્યા પ્રમાણેની હકીકતો પર આધાર રાખીને, વિચારણા માટે કયો મુદ્દો ઊભો થાય છે ? એમ કહેવાય છે કે હાઈકોર્ટે આ માણસોની અરજી કાઢી નાખી હતી. પ્રશ્ન એ છે કે મંત્રીએ તે શા માટે સ્વીકારી ? મને દેખાય છે તે મુદ્દો બહુ સંકીર્ણ મુદ્દો છે એટલે કે દોષિત ઠરાવાયેલા બે ગુનેગારોને કરાયેલી સજા મોકૂફ રાખવા માટે ગૃહની વાજબી તરીકે સ્વીકારી શકે એવું કોઈ વાજબીપણું હતું? માનનીય ગૃહમંત્રી કદાચ એમ કહે કે હાઈકોર્ટને મોકૂફીની સત્તા નથી અને તેથી હાઈકોર્ટે સજા મોકૂફ રાખવાનો ઈનકાર કર્યો એ સમજણપૂર્વક હતું કે અણસમજથી કર્યું હતું તેવો આગ્રહ રાખવો સાવ અપ્રસ્તુત છે. પ્રશ્ન એ નથી. પ્રશ્ન એ છે કે કાયદેસર દોષિત ઠરાવાયેલા કેદીઓ અંગે સજા મોકૂફ રાખવાની, ફેરવવાની કે ઘટાડવાની સરકારમાં નિહિત કરાયેલી સત્તા કે, વિશેષાધિકારનો ઉપયોગ યોગ્ય રીતે કરાયો છે કે કેમ. પ્રશ્ન એ છે કે વિવેકબુદ્ધિનો ઉપયોગ યોગ્ય રીતે કરાયો છે કે કેમ. હવે, મહોદય, માનનીય ગૃહમંત્રીએ આ વિશેષાધિકારનો ઉપયોગ યોગ્ય

રીતે કર્યો છે કે કેમ તે જાણવા માટે, અમુક સંભવિતતાઓને બાદ કરી નાખવી જરૂરી છે. સૌપ્રથમ, છાપાનાં અહેવાલો પરથી જણાય છે તે હકીકતોના આધારે, આવા વિશાળ અને વ્યાપક પાયા પર જુગાર રમવામાં પ્રવૃત્ત એવા આ લોકો ખરેખર, પોતાની આજીવિકા રળવા માટે આવી જુગારની અધમ પ્રવૃત્તિ તરફ વળેલા ગરીબીથી પીડતા લોકો નથી એ સ્પષ્ટ થાય છે. ખરેખર એવો કેસ જ નથી. જાણવા પ્રમાણેની હકીકતો પરથી આ લોકો ધનિક વાણિયા હતા. તેમની પાસે જંગી મૂડી હતી; શહેરના જુદાજુદા ભાગોમાં, ભારતના જુદાજુદા ભાગોમાં તેમની કેટલીય કંપનીઓ અને વડી કચેરીઓ હતી, અને તેઓ પોતાનો વેપાર ભારે મોટા પાયા પર ચલાવતા હતા. તેથી, આ અમુક ખાસ કેસમાં એવું વાજબીપણું હોઈ જ ન શકે કે તેઓ એવા કમનસીબ લોકો હતા કે જેઓને તેમની ગરીબીના કારણે, તેમના પ્રતિકૂળ સંજોગોનાં કારણે જુગાર રમવાનાં કૃત્યોનો આશરો લેવાની ફરજ પડી હોય. કોઈ પણ વ્યક્તિને એવું બહાનું ન સૂઝે કારણકે હકીકતો, એવું અનુમાન કરાય તેનાથી તદ્દન વિરોધી છે. બીજું, જાણવા મળેલા અને હાઈકોર્ટને કરાયેલી અરજીમાં જણાવેલા અહેવાલોમાં કોઈ પણ પ્રકારે એવું કશું જ સૂચન નથી કે આવી મોકૂફી માટેનું બીજું કોઈ કારણ હોય. દોષિત ઠરાવાયેલા આ બંને ગુનેગારો માંદો હતા કે કોઈ રોગથી પીડાતા હતા એવું દર્શાવવા માટે પણ કંઈ નથી; તેઓનાં કુટુંબો પર કોઈ કૌટુંબિક આફત આવી પડી હોય અને તેને લીધે તેઓને છોડી મૂકવાનું જરૂરી બન્યું હોય એવું દર્શાવવા માટે કંઈ નથી. આપણી પાસેની હકીકતો પરથી આપણે એ પણ નથી જાણતા અને એનું અનુમાન પણ પાછું કાઢી નાંખવાનું રહે છે. ત્રીજું, સૂચવી શકાય તેવી એક શક્યતા એ હતી કે તેઓ ઉચ્ચતર ટ્રિબ્યુનલને અપીલ કરવા માગતા હતા. એ અનુમાન સામે એ બહુ જાણીતું છે - અને ગૃહમંત્રી મારા કરતાં વધુ સારી રીતે તે જાણે છે કે તેઓ મારા કરતાં મોટા વકીલ છે - કે પ્રિવી કાઉન્સિલે હજારો કેસોમાં ઠરાવ્યું છે કે તેઓ ભારતની ફોજદારી કોર્ટમાંથી આવતી કોઈ પણ અપીલ દાખલ કરશે નહિ, સિવાય કે એવું દર્શાવવામાં આવે છે કે કોર્ટની કાર્યવાહી દરમિયાન ફોજદારી કાર્યરીતિ કાયદાની સાધારણ જોગવાઈનું નહિ પરંતુ કુદરતી ન્યાય સિદ્ધાંતોનું ઉલ્લંઘન થયું હોય. તેઓએ તેમની પોતાની ન્યાયપૂર્ણ રીતે, ફોજદારી અપીલો સ્વીકારવા અંગેનો અવકાશ અને સત્તા તદ્દન મર્યાદિત બનાવી દીધાં છે અને આ કેસમાં તો લેશમાત્ર પણ એવું સૂચન નથી કે જેઓની સમક્ષ અનુક્રમે અદાલતી કાર્યવાહી અને અપીલ કાર્યવાહી ચલાવવામાં આવી હતી તે ચીફ

પ્રેસીડેન્સી મેજિસ્ટ્રેટ કે હાઈકોર્ટ ફોજદારી કાર્યરીતિ કાયદાની જોગવાઈઓનું અથવા કુદરતની ન્યાય સિધ્ધાંતોનું ઉલ્લંઘન કર્યા બદલ કોઈ પણ દ્રષ્ટિએ દોષિત કરતાં હોય. હું એવા કોઈ પણ સંજોગો જોતો નથી કે જે પ્રથમ દ્રષ્ટિએ મને માનવા પ્રેરતા હોય કે એક એવું વાજબી કારણ હતું જેનાથી ગૃહમંત્રી આ લોકોને કરાયેલી સજા મોકૂફી રાખવા માટે પ્રેરાયા હોય.

મહોદય, હું કહું છું કે હાલના ગૃહમંત્રીની પહેલાં આવી ગયેલા કોઈ પણ ગૃહ સભ્યે કોઈ પણ કારણસર સામાન્ય દોષિત ઠરેલા ગુનેગારોની સજાઓ કોઈ પણ પ્રકારે મોકૂફ રાખી હોય તેવો મારી જાણમાં આવેલો એક પણ અગાઉનો પ્રસંગ નથી અને ખરેખર તો, પ્રાંતમાંની સર્વોચ્ચ ટ્રિબ્યુનલે ન્યાયિક રીતે કરેલી સજાઓ મોકૂફ રાખવા માટેના એક પૂરતા કારણ તરીકે માંદગીને અથવા કૌટુંબિક મુશ્કેલીને કોઈ પણ સરકારે' કદીપણ સ્વીકારી નથી. તેથી, હું કહું છું કે ગૃહમંત્રીએ હાઈકોર્ટની ઉપરવટ જઈને સજા માફ કરી હોય તો તેમાં, કોઈ વાજબી ખુલાસો ન થાય ત્યાં સુધી, મને ખૂબ મોટું કૌભાંડ જણાય છે. તેમને સારી રીતે માહિતી છે અને આપણે પણ છાપામાં આપેલી હકીકતો પરથી જાણીએ છીએ કે આ આરોપીઓ વતી ઊભા રહેલા એડવોકેટે હાઈકોર્ટ ને અરજી કરી હતી એડવોકેટે, આ લોકો જેલમાં હતા ત્યારે તેમના માટે ખાસ વિચારણા કરવાની એટલે કે તેઓને 'બી' વર્ગના કેદીઓ ગણવાની મંજૂરી માટે અરજી હતી. મને એમ પણ કહેવામાં આવ્યું છે કે અપીલ કરનારાઓ વતી ઊભા રહેલા એડવોકેટ એવી અરજી કરી હતી તેઓની સજા હાલપૂરતી મોકૂફ રાખવી જોઈએ. આ બંને અરજીઓ નામંજૂર કરવામાં આવી હતી આ જ બંને અરજીઓમાંથી એક અરજી ગૃહમંત્રીએ મંજૂર રાખી છે.મહોદય, ગૃહમંત્રી જે કૃત્ય બદલ ગુનેગાર છે તેનાથી વિશેષ એવું કોઈ કૃત્ય હોઈ ન શકે જેના પરિણામે કાયદો અને વ્યવસ્થાની સ્થિતિનો આટલી બધી નિંદનીય દશામાં મુકાવું પડ્યું હોય. તે અભિપ્રાય જાહેર કરવામાં હું જરાય ખચકાતો નથી. હું માનનીય ગૃહમંત્રીને પૂછવા માગું છું કે શું આવા પ્રકારનું કૃત્ય જેનો પ્રથમ દર્શનીય રીતે એવો સ્પષ્ટ કશો ખુલાસો નથી આપી શકતો, જે લોકોનાં મનને ખાતરી કરાવી શકે તે કૃત્ય, આ પ્રાંતના વહીવટની પવિત્રતા અને પ્રમાણિકતા વિશે સંદેહ ઊભો નહિ કરે ? મહોદય, હું આ બાબતમાં એક વધુ પ્રશ્ન એવો પણ પૂછવા માગું છું કે-અને એ પ્રશ્ન માનનીય મુખ્યમંત્રીને ઉદ્દેશીને છે- કે શું આ હુકમ મુખ્યમંત્રીની જાણમાં કરવામાં આવ્યો હતો ? શું આ હુકમ મંત્રી મંડળની

જાણમાં કરવામાં આવ્યો હતો કે તે એક માત્ર માનીય ગૃહમંત્રી એ જ કર્યો હતો ? મહોદય, હું આ પ્રશ્નો બહુ મોટા કારણસર પૂછું છું. આપણને ધારવાનો હક છે- જો કે આપણી પાસે એ મુદ્દા અંગે કશો નક્કર પુરાવો નથી- કે નવા અધિનિયમ હેઠળ કોંગ્રેસ મંત્રીમંડળ સામૂહિક જવાબદારી સાથે એક સામૂહિક મંત્રીમંડળ તરીકે કામગીરી બજાવે છે; અને તેથી, હું માનું છું કે આ બાબત સમગ્ર મંત્રીમંડળ સમક્ષ મૂકવામાં આવી ન હોય તો, લોકોની દ્રષ્ટિએ જે વ્યક્તિ આ પ્રાંતના વહીવટ માટે સંપૂર્ણ રીતે જવાબદાર છે તે મુખ્યમંત્રી સમક્ષ તો, મૂકવામાં આવી જ હશે. આ ઉલ્લેખ કરવા અને આ પ્રશ્નો પૂછવા માટે હું ખાસ રીતે બંધાયેલો છું કારણકે હું આ બાબતને એક ખૂબ ગંભીર બાબત ગણું છું . દોષિત ઠરાવેલી વ્યકિતને કરવામાં આપેલી સજા મોકૂફ રાખવી એ ચોક્કસ રીતે કાયદાનું ઉલ્લંઘન છે અને મારી રજૂઆત એ છે કે આટલું ગંભીર કૃત્ય જેનાથી ન્યાયના વહીવટને, આ પ્રાંતના લોકોના કલ્યાણને આટલાં ગંભીર પરિણામો ભોગવવાં પડયાં હોય તે, મુખ્યમંત્રીની જાણ વગર બની શકે જ નહિ. આ તો માત્ર મારું અનુમાન જ છે અને હું એ જાણવા માગું છું કે મારું એ અનુમાન સાચું છે કે કેમ અને હું આશા રાખું છું કે મને મારા પ્રશ્નોનો જવાબ મળશે.(પ્રશંસા).

**શ્રી ડબલ્યુ. એસ. મુકાદમ :** મહોદય, શું હું જાણી શકું છું કે કોઈ પીણું આ ગૃહમાં લાવવાની છૂટ છે? હું આપના ધ્યાન પર એક હકીકત લાવવા માગું છું કે જયારે નગર આયોજનની અધિનિયમની ચર્ચા ચાલી રહી હતી ત્યારે મી.મીરામ્સ બોલતા હતા ત્યારે મેં વ્યવસ્થાનો મુદ્દો ઉપસ્થિત કર્યો હતો અને સર ઈબ્રાહિમ રહીમતુલ્લાંએ રૂલિંગ આપ્યું હતું કે ગૃહમાં કોઈ પીણું લાવવાની છૂટ નથી. પણ મી. મિરામ્સે પૂછ્યું હતું કે પાણી લાવવાની છૂટ છે કે કેમ, અને પ્રમુખે કહેલું કે પાણી પણ લાવી શકાય નહિ.

**માનનીય અધ્યક્ષ :** હું માનું છું આ ગૃહમાં કશું લાવી ન શકાય એવી પ્રણાલી હોય તો વધુ સારું દા.ત., પીણું, એટલે કે હું કહેવા માગું છું કે શુધ્ધ પાણી અને બીજું કશું નહિ (હસાહસ).

**શ્રી ડબલ્યુ. એમ. મુકાદમ :** મિ. મિરામ્સે પ્રશ્ન પૂછ્યો કે ગૃહમાં પાણી લાવી શકાય કે નહિ, અને પ્રમુખે કહ્યું. કે પાણી પણ લાવી શકાય નહિ.

**માનનીય અધ્યક્ષ :** માનનીય સભ્યે ( મુકાદમે ) "પીણા" નો ઉલ્લેખ કરીને વ્યવસ્થાનો મુદ્દો ઉપસ્થિત કર્યો અને પીણાના ઘણા અર્થ કરી શકાય. એમ છે તેથી હું મારી જાતને "પીણું" એ શબ્દના અર્થને પીવાનું પાણી એ અર્થ પૂરતો મર્યાદિત રાખું છું. હું માનું છું કે માનનીય સભ્યે (શ્રી મુકાદમે) જે મુદ્દો ઉઠાવ્યો તેનો સંદર્ભ, માનનીય સભ્ય ડૉ. આંબેડકર તેમના પ્રવચન પહેલાં જરા ચેતનવંતા થવા માટે સહેજ ઘૂંટડો ભર્યો તે પરત્વે હતો.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું ખુલાસો કરું ? હું અપચાથી પીડાઉં છું. તબીબી સૂચનાઓ હેઠળ હું શનિવારે અને રવિવારે એમ બે દિવસો સુધી કશો ખોરાક લેતો નથી, અને આ બંને દિવસોએ મને પાણી પણ પીવાની છૂટ નથી. તેથી સોમવારે મારી સ્થિતિ ખૂબ શિથિલ હોય છે, અને, મેં પાણીનો ઘૂંટડો ભર્યો ન હોત તો હું પ્રવચન કરી શક્યો ન હોત. જો મેં તેમ કરીને ગૃહના શિષ્ટાચારના અને સૌજન્યના નિયમોનો ભંગ કર્યો હોય તો હું ગૃહની માફી માગું છું.

**માનનીય અધ્યક્ષ :** હવે જ્યારે માનનીય સભ્ય ડૉ. આંબેડકરે ખુલાસો કર્યો છે તેથી હું નથી માનતો કે આ બાબતમાં ટેબલ પરથી ગ્લાસ દૂર કર્યા સિવાય બીજું કશું વધારે કરવાનું બાકી રહેતું હોય (હસાહસ).



# ૪૧

# અલગ કર્ણાટક પ્રાંતની રચના અંગે

ડૉ. બી. આર.આંબેડકર (મુંબઈ શહેર, ભાયખલ્લા અને પરેલ) : મહોદય, મારા માનનીય મિત્ર સર અલી મહંમદખાન દહેલવીએ જે કંઈ કહ્યું તેની સાથે હું સંપૂર્ણ સહમત છું અને જો હું આદર સહિત કહું કે આ મુદ્દા અંગે આપ જે મંતવ્ય ધરાવો છો તે સાચું છે. નિયમ ૨૨ના પેટા -નિયમ (૨)પ્રત્યે હું આપનું લક્ષ દોરું છું એમાં આ પ્રમાણે છે.

"મુખ્યત્વે પ્રાંતિક સરકારને લાગુ પડતી ન હોય તેવી બાબત સાથે તે સંબંધ ધરાવે છે તે કારણસર કોઈ પણ ઠરાવને કે કોઈ ઠરાવના ભાગને અધ્યક્ષશ્રી નામંજૂર કરી શકે છે અને જો તેઓ એમ કરે તો ઠરાવ કે તેવા ઠરાવનો ભાગ કામકાજની યાદી પર મૂકી શકાશે નહિ.

તેથી, મારી રજૂઆત છે કે આ ઠરાવ મુખ્યત્વે આ પ્રાંતિક સરકાર સાથે સંબંધ ધરાવતો ન હોય તેવા પ્રશ્નને લગતો હોવાથી, મદ્રાસ ઈલાકાનો હમણાં ભાગ હોય તેવા અમુક વિસ્તારોને અલગ કરવા એવી ભલામણ તેમાં કરવામાં આવી છે તેટલા પૂરતું,એ પ્રાંતિક સરકારની હકૂમતની બહારનો છે. પરંતુ મહોદય, મારા માનનીય મિત્ર શ્રી જોગે જેનો ઉલ્લેખ કર્યો છે તે કલમ ૨૯૦ ની વાત કરું તો હું આપનું લક્ષ એ હકીકત તરફ દોરવા માગું છું કે હાલના ગવન્રમન્ટ ઓફ ઇન્ડિયા એકટની કલમ ૨૯૦, ૧૯૧૯ના ગવનર્મેન્ટ ઓફ ઈન્ડિયા એક્ટ 'કલમ ૫૨' એ ને મળતી આવે છે. ૧૯૧૯ના ગવનર્મેન્ટ ઓફ ઈન્ડિયા એક્ટની કલમ '૫૨ એ'ને કલમ ૨૯૦ સાથે સરખાવતાં જણાય છે કે એક બહુ આમૂલ અને ખૂબ સહેતુક ફેરફાર કરવામાં આવ્યો છે. જૂના અધિનિયમન હેઠળ, કલમ ૫૨ ' એ' માં જણાવ્યું હતું કે જો કોઈ નવા પ્રાંતની

રચના કરવાની હોય તો સ્થાનિક વિધાનમંડળને તેવી મતલબનો ઠરાવ કરવાની અને ગવર્નર જનરલને તેની જાણ કરવાની છૂટ હતી, કારણકે મહોદય આપને યાદ હશે કે ૧૯૧૯ના જૂના અધિનિયમના હેઠળ નવા પ્રાંતોની રચના કરવાની સત્તા ગવર્નર જનરલમાં નિહિત કરવામાં આવી હતી, અને ગવર્નર જનરલ કલમ 'પર-એ' હેઠળ કોઈ પણ પ્રારંભિક પગલું ભરી શકે તે પહેલાં પ્રાંતિક વિધાનમંડળને, આ બાબત અંગે પોતાની લાગણીઓ વ્યક્ત કરતા ઠરાવો પસાર કરવાની છૂટ હતી. મેં કહ્યું તેમ કલમ ૨૯૦માં સહેતુક ફેરફાર કરાયો છે. જૂના અધિનિયમમાં નવા પ્રાંતોની રચના કરવાની સત્તા ગવર્નર જનરલ પાસેથી તેમાં લઈ લેવામાં આવી છે. હવે તેનાથી સત્તા સેક્રેટરી ઑફ સ્ટેટ, વાસ્તવમાં હિસ મેજેસ્ટી ઇન કાઉન્સિલને આપવામાં આવી છે. બીજું, સ્થાનિક વિધાનમંડળ પાસેથી પહેલ કરવાની સત્તા તેનાથી લઈ લેવામાં આવી છે. કલમ ૨૯૦ હેઠળ, મને દેખાય છે તેમ, પહેલ કરવાની સત્તા સેક્રેટરી ઑફ સ્ટેટને આપવામાં આવી છે. સેક્રેટરી ઑફ સ્ટેટ નવા પ્રાંતોની રચના કરવાનો નિર્ણય કરે તે પછી, તેવી મતલબનો હુકમ કાઉન્સિલ સમક્ષ રજૂ કરવામાં આવે તે પહેલાં, કલમ ૨૯૦ દ્વારા સેક્રેટરી ઑફ સ્ટેટ પર મુકાયેલી ફરજ પ્રમાણે તેમણે, તે હુકમથી અસર પામનારાં વિધાનમંડળો સાથે મસલત કરવી જરૂરી બને છે. ત્યાર પછી જ, કોઈ પણ પ્રાંતિક વિધાનમંડળને તે પ્રકારના ઠરાવની ચર્ચા કરવાની છૂટ મળી શકશે, પછી ભલે હકીકતમાં તે ઠરાવ, પ્રાંતમાં સમાવિષ્ટ કરાય તેમ ન હોય તેવા વિસ્તારોને અસરકર્તા હોય. જો સેક્રેટરી ઑફ સ્ટેટ દ્વારા આ ઠરાવ અંગે આ વિધાનમંડળને પૂછવામાં આવે તો હું કહું છું માત્ર તો જ અને ત્યારે જ આ વિધાનમંડળને એવી વિચારણા કરવાની છૂટ રહેશે કે કર્ણાટકને અલગ કરવું જોઈએ કે કેમ અને આ પ્રાંતના અંકભૂત અને અવિભાજ્ય ભાગ બનતા ન હોય તેવા અમુક વિસ્તારોને તેમાં સામેલ કરવા જોઈએ કે નહિ. એવું પગલું ભરવામાં ન આવે ત્યાં સુધી, એ બાબત અંગે સેક્રેટરી ઑફ સ્ટેટનો સંપર્ક સાધવામાં ન આવે ત્યાં સુધી, હું કહું છું કે આ પ્રાંતિક સરકાર, પ્રાંતિક વિધાનમંડળ, આ વિધાનમંડળ વ્યાપ અને સત્તાની બહાર હોય તેવો અને આ પ્રાંતિક સરકારના વ્યાપ અને સત્તાની બહાર હોય તેવી સમસ્યા સાથે સ્પષ્ટ રીતે નિસબત ધરાવતા કોઈ ઠરાવ અંગે કામગીરી કરી શકે નહિ. તેથી હું કહું છું કે આપે અપનાવેલું મંતવ્ય, નિયમો હેઠળ અને ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એકટની કલમ ૨૯૦ હેઠળ પણ, એમ બંને દ્રષ્ટિએ, ઉચિત છે.

**માનનીય અધ્યક્ષ :** હું ઈચ્છુ છું કે એક મુદ્દા અંગે ચોખવટ કરાય "મદ્રાસ અને કૂર્ગ એ શબ્દોના સમાવેશ પૂરતું સુચન મેં પડતું મુકયું છે. માનનીય સભ્ય ડૉ આંબેડકરે રજૂ કરેલા દલીલ વધુ આગળ જતી લાગે છે અને તેમાં કહેવાયું છે કે કોઈ પણ નવા પ્રાંતની રચના કે કોઈ પણ પ્રાંતની સરહદોમાં ફેરફાર કરવાને લગતો કોઈ પણ ઠરાવ કોઈ પણ પ્રાંતિક વિધાનમંડળમાં બિલકુલ હાથ ધરી શકાય નહિ, કારણકે વિધાનમંડળને તે બાબતમાં પહેલ કરવાની સત્તા મળી નથી. દલીલમાં જે કથન છે તે આ છે એમ હું સમજું છું.

**ડૉ. બી.આર. આંબેડકર :** હા, મહોદય તો પછી તેમના વ્યવસ્થાના મુદ્દામાં ખરેખર મદ્રાસ અને કૂર્ગનાં સમાવેશ વચ્ચે કશો ફરક પડતો નથી. જો કશાની ચર્ચા કરી શકાતી ન હોય તો મદ્રાસ અને કૂર્ગનાં સમાવેશથી કશો ફરક પડતો નથી. તેમનો મુદ્દો તેમની ઠેઠ જડ સુધી જાય છે. તે બાબતમાં એક મુશ્કેલી છે : પહેલ કરવાની સત્તા અમુક મર્યાદાઓ હેઠળ આપવામાં આવી છે. અથવા એમ કહો કે એનો ઉપયોગ અમુક મર્યાદાઓ હેઠળ કરવાનો છે. પરંતુ જેને કાર્યવાહીની પહેલ કરવાની સત્તા મળી છે તે સરકાર કાર્યવાહી કરે તે દ્રષ્ટિએ વિધાનમંડળ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે. શું કલમ ૨૯૦માં એવું કંઈ જણાવ્યું છે કે જેનાથી વિધાનમંડળને, પહેલ કરવા માટેની વિનંતી કરવામાંથી બાકાત રાખવામાં આવે ? એવું નથી કે આ વિધાનમંડળે પોતાના ઠરાવથી કે પોતાની કામગીરીથી વાસ્તવિક અમલના અર્થમાં કાર્યવાહીની પહેલ કરવાની હોય. જો "પહેલ" એ શબ્દનો ઉપયોગ, બીજા અર્થમાં કરવામાં આવે તો વિનંતી કરીને તે પહેલ કરી શકે. પરંતુ, તેને તો, કલમ ૨૯૦ના અર્થમાં રજૂઆત કરવામાંથી પણ બાકાત રાખવામાં આવ્યું છે. એ મુદ્દા પર મને ડર છે કે હું વિદ્વાન ડૉક્ટર સાથે સંમત થવાનું વલણ ધરાવતો નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું પણ બરોબર એવું જ મતવ્ય ધરાવું છું કે આ ગૃહને બાકાત રાખવામાં આવ્યું છે. પહેલ કરવાની સત્તા સ્પષ્ટ રીતે કે ખુલ્લી રીતે સેક્રેટરી ઓફ સ્ટેટને આપવામાં આવી છે એ હકીકત ખુદ દર્શાવે છે કે પહેલ કરવાની સત્તા વિધાનમંડળમાંથી લઈ લેવામાં આવી છે અને હું કહીશ કે જૂના અધિનિયમની કલમ 'પર એ' ને હાલના અધિનિયમની કલમ ૨૯૦ સાથે સરખાવતાં, પરિસ્થિતિ તદ્દન સ્પષ્ટ હોવાનું જણાય છે. આ હકીકતની વિચારણા તે સમયે સાયમન

કમિશન દ્વારા અને ગોળમેજી પરિષદ દ્વારા કરવામાં આવી હતી અને તેઓ એવા નિર્ણય પર આવ્યાં હતાં કે અલગ કરવા માટેની શરતો અંગે ખાતરી કરાવતા હતા તેવા પ્રાંતો માત્ર ઓરિસ્સા, સિંધ અને વાયવ્ય સરહદના પ્રાંતો જ હતા. તેઓએ પહેલ કરવાની સત્તા પ્રાંતિક વિધાનમંડળોને આપી ન હતી.

ડૉ. બી.આર.આંબેડકર (મુંબઈ શહેર) : અધ્યક્ષ મહોદય, મારા માનનીય મિત્ર શ્રી જોગેં રજૂ કરેલા ઠરાવનો વિરોધ કરવા હું ઊભો થયો છું. બેશક, આ ઠરાવનો વિષય એક અત્યંત મહત્ત્વની બાબત છે. મને આશ્ચર્ય છે કે આ ગૃહના કેટલા સભ્યો, ચર્ચામાં કોઈ પણ લાગણી કે ભાવના લાવ્યા વગર આ ઠરાવની વિચારણા કરવા તૈયાર થશે. મને લાગે છે મને કદાચ, અનુસૂચિત વર્ગોના પ્રતિનિધિ તરીકે, આ ગૃહના બીજા સભ્યો, કરતાં વધુ ફાયદો છે. જો હું એવું કહું તો એવું લાક્ષણિક ઢંગમાં નથી કહેતો પણ એક સૌથી સાચી લાગણીની બાબત તરીકે કહું છું કે અનુસૂચિત જાતિઓનું પ્રતિનિધિત્વ કરતા અમે લોકો મહારાષ્ટ્રીઅનો કે ગુજરાતીઓ કે કર્ણાટકીઓ હોવામાં કશું ગૌરવ અનુભવતા નથી. આ ખાસ પ્રસંગે જેમાં મારે ઊતરવું નહિ જોઈએ તેવાં કારણોસર નહિ પરંતુ એવાં બીજાં ઘણાંય કારણો છે કે શા માટે અમે એવું માનીએ છીએ કે આ અમારી ભૂમિ નથી. તેમ છતાં, હું આવી દલીલ ગૃહને એવું દર્શાવવા કરી રહ્યો છું કે સંજોગો જોતાં હું નિષ્પક્ષ દ્રષ્ટ્રકોણ ધરાવી શકું છું અને આ ઠરાવથી અમે જે પરિસ્થિતિમાં મુકાયા છીએ તે પરિસ્થિતિ અંગે નિષ્પક્ષથી દ્રષ્ટ્રિકોણ ધરાવવાનો હું ખૂબ ગંભીર પ્રયાસ કરું છું. મહોદય, આ ગૃહના સભ્યો, મારે મન જે સર્વોપરિ મહત્ત્વની છે તે એક હકીકત ધ્યાનમાં રાખે તે જરૂરી અને હિતાવહ ગણાશે. આ અધિનિયમ અમલમાં આવ્યો તે પહેલાં આ મુંબઈ ઈલાકો ચાર જુદાજુદા એકમો ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, અને સિંધ-નો બનેલો હતો. આ સંયુક્ત કુટુંબ કંઈ તાજેતરમાં અસ્તિત્વમાં નથી આવ્યું. કર્ણાટક, મહારાષ્ટ્ર અને ગુજરાત છેલ્લાં ૧૧૫ વર્ષથી એક સાથે છે. સિંધ આપણી સાથે લગભગ ૯૦ વર્ષથી છે. સિંધને અલગ કરવામાં આવ્યું છે. એ તો હવે એક ભૂતકાળની બાબત બની ગઈ છે અને આપણે એને હવે ઉખેળવા માગતા નથી. હું આ હકીકતનો ઉલ્લેખ કરું છું કે આપણે છેલ્લાં ૧૧૫ વર્ષથી એક સાથે રહેતા આવ્યા છીએ અને હું એ હકીકત ભારપૂર્વક જણાવવા માગું છું કે જેઓ એમ માનતા હોય કે આ એકતા તોડી નાખવામાં આવે, આ એક સાથે રહેલા ત્રણ ભાગોને હવે અલગ કરવામાં આવે, તો તેઓએ આ બાબતને સાવ લાગણીશીલ હોય તેવાં કારણોસર નહિ બલકે વધુ ગંભીર રીતે વિચારવી જોઈએ.

જેની વિચારણા કરવામાં હું વિરોધ ઉઠાવું છું તે પહેલી બાબત આ છે. જેમણે આ ઠરાવ રજૂ કર્યો છે તે આપણા મિત્રે એવા મંતવ્યને વ્યક્ત કર્યું છે કે આ દરખાસ્ત તો વધુ મોટી બાબતનો માત્ર એક ભાગ જ છે એનો આદર્શ તો તમામ કર્ણાટકી લોકોને એકીકૃત કરવાનો છે અને આ ઠરાવ તો એ દિશામાંનું કેવળ એક કદમ જ છે. હવે, મહોદય, આ પ્રશ્ન અંગે હું પૂછવા માગું છું એ પ્રશ્ન આ છે, જો મારા માનનીય મિત્રો મને એમ કહેવાની છૂટ આપશે તો હું કહું છું કે શું એ સંભવિત છે કે તમામ કન્નડ ભાષી લોકો એક સાથે આવવાથી આવો આદર્શ, કહો કે આવું સ્વપ્ન, સાકાર થાય ? મને એમાં શંકા નથી કે આ એક એવું સ્વપ્ન છે કે જે કદીપણ સાચું થાય, અને હું આવું કહું છું તેનું કારણ આ છે. પરિપત્રિત કરાયેલા એક પુસ્તકમાં સદ્‌ભાગ્યે તેની એક નકલ મને મળી છે- તેનું નામ છે "કર્ણાટકના એકીકરણ માટેનો કેસ - મને લાગે છે કે આ ઉદ્દેશ માટે જવાબદાર એવા સંઘનું આ પ્રકાશન છે- તેમાં પૃષ્ઠ ૨૨ પર મને એવું વિધાન જણાયું છે કે જેના પરથી એ તદ્દન સ્પષ્ટ બને છે કે કન્નડ ભાષી લોકોના એક હિસ્સો ભારતીય રાજયોની સરહદોમાં સમાવિષ્ટ કરવામાં આવે. આ હકીકતને લક્ષમાં લઈને, જેઓ આ દરખાસ્તને ટેકો આપે છે તેવા મારા માનનીય મિત્રોને હું પૂછવા માગું છું કે તે આ છે : શું કન્નડ ભાષી લોકો માટે ભારતીય રાજયોની હકૂમત અને સાર્વભૌમતામાંથી નીકળી જવાથી તેઓ સ્વાયત્ત કન્નડ ભાષી પ્રાંત બની શકશે એમ માનવું શક્ય છે ખરું ? હું એ વાત અંગે સંમત થાઉં છું અને મંજૂર રાખું છું કે જેઓ બ્રિટિશ ભારતના વહીવટ માટે જવાબદાર છે તેવા સત્તાધિકારીઓ માટે એ શક્ય છે કે તેઓ, બ્રિટિશ કાયદાને અધીન છે તેવા મદ્રાસ ઈલાકાને કે બીજાં વહીવટી તંત્રોને સમજાવે કે તેઓ કન્નડ ભાષી લોકોના બનેલા હોય તેવા પ્રદેશોને જતા કરે કે જેથી તેઓ તમામનું એક સહિયારો વહીવટ હેઠળ એક સાથે એકીકરણ કરવામાં આવે. પરંતુ મને એ નથી સમજાતું કે જેઓ હમણાં ભારતીય રાજ્યોમાં રહે છે તેવા કન્નડ ભાષી લોકોને તેમની રાજનિષ્ઠા રાજ્યોમાંથી કોઈ પણ બ્રિટિશ ભારતીય પ્રાંત ખાતે તબદીલ કરવાનું કોઈ તેમને સમજાવે એ કઈ રીતે શક્ય બનશે ? મને લાગે છે કે જેમાં આ મુદ્દા અંગે સફળતાથી વિચાર કરી શકાય તેવી એક માત્ર વિચારપૂર્ણ પરિસ્થિતિ એ ગણાશે કે કન્નડ ભાષી લોકોના કબજામાંના પ્રદેશના બદલામાં બ્રિટિશ ભારતમાંથી અમુક પ્રદેશ ભારતીય રાજ્યોમાં તબદીલ કરવો. હવે, મને આશ્ચર્ય એ થાય છે કે ગવર્ન્મેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટ દ્વારા

અપાયેલા બંધારણ હેઠળ રહેતા હોય તો લોકોનો કોઈ સમૂહ ભારતીય રાજ્યોની હકૂમતમાં જવા તૈયાર થશે કે કેમ, કે જેથી કરીને ભારતીય રાજ્યો તેમના તાબાના પ્રદેશમાંથી કન્નડ ભાષી લોકોને તબદીલ કરવા સંમત થઈ શકે ? તેથી, મને એવી આશા દેખાતી નથી અને તેથી હું એવા માનનીય સભ્યો કે જેઓ આ ઠરાવનો હવાલો ધરાવે છે તેઓને જણાવું છું કે તેઓ મારી રજૂઆત જો સાચી હોય તો એ અંગે વિચારણા કરે એટલે તે તેઓ પોતાનો આદર્શ પૂરેપૂરો આકાર ત્યારે જ કરી શકાશે કે જ્યારે તમામ કન્નડ ભાષી લોકોનો સહિયારી સ્વાયત્ત સરકારમાં સમાવેશ કરવામાં આવે. શું તેઓને માટે એમ કરવું યોગ્ય ગણાશે કે તેઓ બ્રિટિશ ભારતમાંના થોડાક જિલ્લાઓનો કબજો ધરાવતા થોડાક કન્નડ ભાષી લોકોને અલગ કરે અને તેમનો એક સ્વાયત્ત પ્રાંતની રચના કરે ? તો પછી હું એમ કહું છું કે કદમ ઉઠાવતાં પહેલાં જો આપણે જાણતા હોઈએ કે કદમ અંતિમ લક્ષ્ય તરફ લઈ જવાનું ન હોય તો એવું કદમ ઉઠાવવાનો અર્થ શો છે ?

તેથી, હવે હું બીજી વિચારણા તરફ વળીશ. તમામ કન્નડ ભાષી લોકોને એક સહિયારા સ્વાયત્ત શાસન હેઠળ લાવીને તેઓને એકીકૃત્ત કરવાનો આદર્શ સિધ્ધ કરવો શક્ય ન હોય તો મારા મનમાં એક પ્રશ્ન ઉઠે છે તે આ છે. શું આ બહુ ભાષી વહીવટમાં કન્નડ ભાષી લોકોને ન્યાયભરી રીતે મળે તે તમામ ફાયદા ભરપાઈ કરવામાં કે લેવામાં કશી અડચણ કે મુશ્કેલી છે ?

હવે, મહોદય મેં આ પ્રશ્ન બે જુદાજુદા દ્રષ્ટિકોણથી તપાસ્યો છે. સૌપ્રથમ, હું નવી સરકાર હેઠળના હોદ્દાઓની વહેંચણીનો પ્રશ્ન લઉં છું. શું એ રીતે તેઓને વેઠવું પડ્યું છે ? તેઓને જે મળવું જોઈતું હતું તેનાથી શું તેઓને ઓછું મળ્યું છે ? કસોટી તરીકે બીજી વાત હું આ લઉં છું : શું તેઓ જેના માટે હકદાર છે તેના કરતાં આ ગૃહમાં ઓછું પ્રતિનિધિત્વ મળ્યું છે ? હવે મહોદય, હું આ આંકડા લઉં છું અને આ આંકડા લેવામાં હું સંયુક્ત પ્રદેશો- જેવાકે દા.ત., મુંબઈ શહેર કે જે ખરેખર સંપૂર્ણ રીતે મરાઠી ભાષી નથી કે સંપૂર્ણ રીતે ગુજરાતી નથી કે સંપૂર્ણ રીતે કન્નડ નથી- તેવા પ્રદેશોને વિચારણામાંથી બાકાત રાખું છું. હું એવા વિસ્તારોને બાજુ પર મૂકી દઉં છું; હું, ખાસ હિતોને અપાયેલી બેઠકોને પણ વિચારણામાંથી બાકાત રાખું છું અને મને આ આંકડા મળે છે. વસ્તીને લાગેવળગે છે તેટલાં પૂરતું મરાઠી ભાષી વસ્તી

૯૮૬૮, ૭૯૫ છે- અલબત્ત મરાઠી ભાષામાં હું હિંદુઓ, મુસલમાનો અને અનુસૂચિત જાતિઓનો સમાવેશ કરું છું; હું માત્ર ભાષાકીય ધોરણ જ લઉં છું- ગુજરાતી ભાષી વસ્તી ૩,૪૨૨,૧૩૯ છે; અને કન્નડ ભાષી લોકોની સંખ્યા ૩,૨૬૬,૨૨૩ છે. હવે, આ ગૃહમાં બેઠકો અંગેની સ્થિતિ આ છે. કેવળ વસ્તીના ધોરણે જોઈએ, તો નિર્ણય કરવા માટેના એક ધોરણ તરીકે, એક માપદંડ તરીકે, મરાઠી ભાષી લોકોને ભાગે ગઈ છે તે ૮૧ બેઠકો જોતાં મને જણાય છે કે ગુજરાતી ભાષી લોકોને ભાગે ૨૭ બેઠકો જવી જોઈતી હતી. પરિપત્રિત કરવામાં આવેલા પુસ્તક પ્રમાણે કન્નડ ભાષી વસ્તી કુલ વસ્તીના ૧૨ ટકા છે અને એ ધોરણે તેઓ ૨૧ બેઠકોના હકદાર હતા. હકીકતમાં તેઓને કેટલી બેઠકો મળી છે ? ગુજરાતી ભાષી લોકોને ૩૧ બેઠકો મળી છે જયારે હકીકતમાં તેઓ માત્ર ૨૭ બેઠકોના જ હકદાર હતા. કન્નડ ભાષી લોકોને ૨૮ બેઠકો મળી છે જયારે હકીકતમાં તેઓ માત્ર ૨૧ બેઠકોના જ હકદાર હતા.

હવે, હોદ્દાઓની વાત કરીએ. બંને ગૃહોને એકસાથે લઈએ તો ૧૬ જગ્યાઓ છે. હવે, પોતાની ખરેખર વસ્તીના ધોરણે દરેક વિભાગ જેને માટે હકદાર હતો તેવી આદર્શ સંખ્યાની બેઠકોના ધોરણે મરાઠી ભાષી લોકો ૧૯.૬ ના હકદાર હતા, ગુજરાતીભાષી લોકો ૩.૩ના હકદાર હતા અને કન્નડ ભાષી લોકો ૩.૧ના હકદાર હતા., મળેલી બેઠકોની કુલ સંખ્યાના આધારે હોદ્દાઓની વહેંચણી લઈએ તો, એ મુકરર હિસ્સો સાચો હતો કે કેમ તે પ્રશ્ન લક્ષમાં લીધા સિવાય, મરાઠી ભાષી લોકોનો મુકરર હિસ્સો ૯.૩ હતો, ગુજરાતી ભાષી લોકોનો મુકરર હિસ્સો ૩.૬ હતો અને કન્નડ ભાષી લોકોનો મુકરર હિસ્સો ૩.૧ હતો. હકીકત જોતાં, હોદ્દાઓની વહેંચણી કેવી કરવામાં આવી છે? ૬ હોદ્દા મરાઠી ભાષી લોકોને અપાય છે, ૬ હોદ્દા ગુજરાતી ભાષી લોકોને અપાયા છે અને ૪ હોદ્દા કન્નડ ભાષી લોકોને અપાયા છે.

મહોદય, મેં કહ્યું તે પ્રમાણે, મને મહારાષ્ટ્રીયન હોવાનું કશું ગૌરવ નથી પણ હકીકતો એ રહે જ છે કે અને જયારે હું એ શબ્દ વાપરું છું ત્યારે હું ગૃહને ચેતાવણી આપવા નથી મળતો કે હું એ શબ્દ એક ફરિયાદ તરીકે નથી ટાંકતો કારણકે એ મારો ઉદ્દેશ નથી, હું એ શબ્દ માત્ર એ હકીકત જણાવવા માટે જ ટાંકું છું- અને એ હકીકત તો રહે જ છે કે લઘુમતી લોકો એટલે કે ગુજરાતી ભાષી લોકોને અને કન્નડ ભાષી લોકોને બેઠકોની બાબતમાં કે હોદ્દાઓની બાબતમાં કશો ન્યાય કરવામાં આવ્યો નથી.

આ ગૃહમાં આ બાબતની ચર્ચા કરવામાં આવી તે પહેલાં મેં મારા માનનીય મિત્ર શ્રીજોગને તદ્દન સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે મારી જાણ ખાતર અને મને ખાતરી કરાવવા ખાતર જો તેઓ એવું સાબિત કરે કે કર્ણાટકના લોકોને કોઈ પણ રીતે વેઠવું પડ્યું હોય કાં તો તેઓને આ ગૃહમાં પૂરતું અને વાજબી પ્રતિનિધિત્વ મળ્યું ન હોય એ રીતે અથવા તો તેઓને મંત્રીમંડળમાં પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું ન હોય એ રીતે તો તેઓ હંમેશાં મારા ટેકા પર આધાર રાખી શકશે. પરંતુ મહોદય, આ આંકડા જોતાં મેં આ વિષયનો અભ્યાસ કરવામાં વધુમાં વધુ કાળજી આપી છે; આ આંકડા સરકારી માહિતીમાંથી ટાંકવામાં આવ્યા છે- મારી પોતાની વાત કરું તો મને એવું નથી જણાતું કે કર્ણાટકના લોકોને મુંબઈના ઈલાકામાં તેઓ રહે તે કારણે વેઠવું પડ્યું હોય.

હવે, મહોદય, બીજી દલીલની વાત કરીએ તો હું માનું છે તેવો મહત્ત્વનો પ્રશ્ન અને જેના અંગે માત્ર આ પક્ષે બેઠેલો એવા મારે જ નહિ પણ આ ઠરાવ માટે જવાબદાર હોય તેવા મિત્રોએ પણ વિચારણા કરવી જ પડે એમ છે તે પ્રશ્ન છે નાણાકીય પ્રશ્ન. શું આ નવેસર રચાયેલા કન્નડ ભાષી પ્રાંત માટે, દરેક સભ્ય- સંસ્કૃત સરકારે આધુનિક સમયમાં સ્વીકારેલા ખર્ચના ધોરણે નાણાકીય રીતે જાળવી રાખવાનું શક્ય છે ? મને લાગે છે કે એ બહુ મહત્ત્વનો પ્રશ્ન છે. આ ઠરાવના ટેકામાં જેઓ બોલ્યા છે તેવા બીજી બાજુએ બેઠેલા મિત્રોએ આ ગૃહનું લક્ષ એક એવી ફરિયાદ પ્રત્યે દોર્યું છે કે ભૂતકાળમાં કર્ણાટકે, આ પ્રાંતની સરકારે સેવેલી બેદરકારીના કારણે પારાવાર નુકાસાન વેઠ્યું છે.

**માનનીય અધ્યક્ષ :** હું માનનીય સભ્યનું લક્ષ માત્ર સમય- મર્યાદા તરફ જ દોરીશ.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, જો આપ મને એમ પૂછો.....

**માનનીય અધ્યક્ષ :** હું માનનીય સભ્યને દલીલની વચ્ચે ખલેલ પહોંચાડવા માગતો નથી, પરંતુ હું તો માત્ર એમને પ્રવચનો માટેની સમયમર્યાદાની યાદ જ અપાવીશ કે જેથી તેઓ પોતાની દલીલ ટૂંકમાં રજૂ કરી શકે.

**ડૉ.બી.આર.આંબેડકર :** નાણાંના આ પ્રશ્ન અંગે હું કહેવા માગું છું તે આ છે. પરિપત્રિત કરાયેલા પુસ્તકમાં આપણને અમુક આંકડા મળે છે પરિશિષ્ટ 'બી'માં

આપણને કહેવાયું છે કે નવા કન્નડ ભાષી પ્રાંતનો કુલ ખર્ચ લગભગ ૨ કરોડ જેટલો થશે , અને કુલ મહેસૂલ ૨,૫૭ લાખ થશે. હવે, મને એવી ખબર નથી કે આ પરિશિષ્ટમાં આપેલા આંકડામાં પ્રાંતનો વહીવટ ચાલવવા માટે વ્યવસ્થા ખર્ચ તરીકે ઓળખાતા ખર્ચનો કઈ રીતે સમાવેશ કરાયો છે . મને અહીં જે દેખાય છે તે કેવળ મહેસૂલ અને ખર્ચનાં અમુક સદર હેઠળની રકમો જ છે. રાજ્યપાલને; તેમના અંગત સ્ટાફને; સચિવોને; મંત્રીઓને, જેઓ જરૂરી બનશે તેવા જાહેર શિક્ષણનિયામકને પોલીસ ઈન્સપેક્ટર જનરલને; આરોગ્ય અધિકારીઓને જેવો વહીવટને ચાલતું રાખવા માટે જરૂરી હોય તેવા આ તમામ ઉપરી અધિકારીઓને ચૂકવવા અંગે કરવાનું જરૂરી બનશે તેવું ખર્ચ મને અહીં ક્યાંય દેખાતું નથી.

**શ્રી વી. એન. જોગ :** આપને એ આંકડા, બીજા પુસ્તકમાં પરિશિષ્ટ 'બી' માં જોવા મળશે.

**ડૉ. બી. આર. આંબેડકર :** તે હશે , પરંતુ મહોદય, આ ક્ષણ પૂરતું હમણાં માની લઈએ કે આ એક બજેટ બનવાનું છે અને જે રીતે અહીં તૈયાર કરાયું છે તે પ્રમાણે એમાં લગભગ ૫ લાખ કે એટલી જ પુરાંત રહેવાની છે એટલે જે પ્રશ્ન હું પૂછવા માગું છું તે આ છે : શું આ મહેસૂલ, આધુનિક વહીવટે જોગવાઈ કરવી જ જોઈએ એવી તમામ જોગવાઈઓ માટે પૂરતું થઈ રહેવાનું છે ? જો મારા માનનીય મિત્ર, મુંબઈ મ્યુનિસિપાલિટીનું મહેસૂલ કેટલું છે તે અંગે પોતે વાકેફ થવા માગતા હોય તો તેમને જણાશે કે નવા પ્રાંતનું મહેસૂલ, મુંબઈ મ્યુનિસિપાલિટીના અડધા મહેસૂલ જેટલું ય નહિ થાય. મુંબઈ મ્યુનિસિપાલિટીનું મહેસૂલ રૂ. ૪ કરોડ છે, અને ૪ કરોડના મહેસૂલ સાથે ય મુંબઈ મ્યુનિસિપાલિટી આધુનિક સરકારે જે કરવું જોઈએ તે બધું કરી શક્તી નથી. હું ખરેખર પૂછું-અને હું આમ કહેવામાં ખૂબ ગંભીરતા ધારણ કરું છું કે શું આ કરવી જોઈએ તેવી વિચારણા નથી ? મારા વિદ્વાન મિત્રે આ ચર્ચા દરમિયાન ઓરિસ્સાના મુખ્યમંત્રીએ આપેલા પ્રવચનને ટાંક્યું છે જેમાં એમણે કહ્યું છે કે તેમને ઘણી ખુશી છે કે તમામ અંગોને એક સાથે લાવવામાં આવ્યાં છે. જો હું તેમને એવું કહું કે અંગોને એક સાથે લાવવાનું એટલું બધું મહત્વનું નથી જેટલું તેઓ માટે ખોરાકની જોગવાઈ કરવાનું છે-તો મને આશ્ચર્ય થશે કે મારા માનનીય મિત્ર શું કહેશે. આ એક એવો પ્રશ્ન છે જેની વિચારણા કરવાની રહે જ છે મહોદય,

હું જરૂર કહેવા માગું છું અને મૂકાય એટલો ભાર મૂકીને કહું છું કે આ લોકોને નાનાંનાનાં ટુકડાઓમાં છૂટા પડેલા જોવા અને એક સામાન્ય સ્થાનિક બોર્ડ કરતાં ય વધુ ન હોય તેવી આવક સાથે તેમને જોવા એ દેશામાંની એક સૌથી વધુ હૃદયવિદારક બાબત છે. પ્રાંતને અલગ કરવાથી કદાચ જેઓ પ્રાંતના વડાઓ તરીકે બહાર આવવા માગતા હોય તેવા થોડાક લોકોની મહેચ્છાઓ સંતોષાય પરંતુ જેમને ખોરકની જરૂર હોય, જેઓને કપડાંની જરૂર હોય, જેઓને ઘરમાં વસાવાની જરૂર હોય તેવી બાકીની વસ્તીનું શું ? આપણામાંના કોઈ પણ આવા પ્રકારની બાબતને સાંખી શકે નહિ. મહોદય, હું તમામ ભાર દઈને કહું છું કે આખરે આ જિલ્લાઓ છે શું ? આમાંના બે જિલ્લાઓ દુષ્કાળગ્રસ્ત છે. આખો બિજાપુર દુષ્કાળગ્રસ્ત જિલ્લો છે. મને કહેવામાં આવ્યું છે કે આખું બેલ્લરી પણ દુષ્કાળગ્રસ્ત છે. તેઓ આ દુષ્કાળગ્રસ્ત વિસ્તારોમાંથી શું મેળવવાની અપેક્ષા રાખે છે ? મુંબઈ પ્રાંતથી માત્ર અલગ કરવાથી શું તે દુધાળી ગાય બની જવાનું છે ?

એ પછી બીજો એક પ્રશ્ન છે જેનો હું ઉલ્લેખ કરું છું તે આ છે : હું લઘુમતિનો સભ્ય હોવાથી મારે આ બાબતોનો વિચાર લઘુમતિના દ્રષ્ટિબિંદુથી કરવો જ પડે છે. મને બહુ આનંદ છે કે જેઓ ઠરાવની તરફેણમાં બોલ્યા તેવા જુદાજુદા સભ્યોએ અમને ચોકકસ ખાતરી કરાવી આપી કે મુસલમાનોનાં હિત અને હરિજનોનાં હિતની સંભાળ રાખવામાં આવશે. પરંતુ હું આ તો કહેવા માગું જ છું કે આ પ્રાંતિક વિસ્તારો છૂટા પડવાની સાથેસાથે લઘુમતીઓને પણ છૂટી પાડવામાં આવશે. હું એ હકીકત ભૂલી શક્તો નથી કે કર્ણાટકમાં અમારી માત્ર બે જ બેઠકો છે. મને ખાતરી છે કે જેઓ કર્ણાટકમાંથી આવે છે તેવા અનુસૂચિત વર્ગોના સભ્યોને એમ જરૂર લાગતું હશે કે તેમની શક્તિ, તેઓની સંભાળ રાખવા માટે ઈલાકાના બીજા ભાગોમાંથી ૧૩ સભ્યો છે એ હકીકતમાં રહેલી છે. તેઓને શું થવાનું છે ? મને ખાતરી છે કે મુસ્લિમ કોમને કર્ણાટકમાંથી આશરે ૮ બેઠકો મળી છે.

**સર અલી મહંમદ ખાન દહેલવી :** માત્ર ચાર જ .

**ડૉ. બી. આર. આંબેડકર :** બહુ સરસ. મને સમયની ભારે તંગી છે તેથી હું દલીલ નહિ કરું. પરંતુ આપણે આવા પ્રકારની અલગતાને સ્વીકારી શકીએ નહિ. બહુમતી કોમના સભ્યો માટે એમ કહેવું ખૂબ સરળ છે કે તેઓ ઉદાર બનશે અને

તેઓ દયા થશે. આપણે તેઓની ઉદારતા અને તેઓની દયા પર આધાર રાખી શકીએ નહિ. આપણે અધિકારો માગીએ છીએ અને અધિકારો ઉદાર થઈને આપી શકાય નહિ. જે કોમ આખરે કેવળ વસ્તીના ધોરણે જ માત્ર અતિસૂક્ષ્મ લઘુમતિની રચના કરી શકે છે તે કોમને, માની લો કે તેઓ કશું મહત્ત્વ આપવા તૈયાર છે તોપણ તેઓ જે વસ્તી લગભગ થોડાક લાખની જ હોય તેને શું મહત્ત્વ આપી શકે ? આ એક મુદ્દો એવો છે જેના આધારે હું ઠરાવનો વિરોધ કરું છું આવી અલગતાને સ્વીકારવા હું તૈયાર નથી. આપણી શક્તિ બહુભાષી વહીવટમાં રહેલી છે. મારે એ નથી કહેવું પણ મારે મારા પોતના ડર છે કે જો કર્ણાટકની એક અલગ પ્રાંત તરીકે રચના કરવામાં આવે, તો એ બીજા એકેએક જણની વિરુદ્ધ તમામ લિંગાયતોનો પ્રાંત બની રહેશે. હું આ બાબતોને મારા મનમાંથી નથી ધડી કાઢતો પણ જો અલગતા આવશે તો, કન્નડ સામે મરાઠાઓ ભેગા થઈ જશે; આપણા આવા પ્રકારની વસ્તુ નથી જોઈતી- અને એક સહિયારો મોરચો નહિ રચી શકાય જેને આપણે અત્યારે માણી રહ્યા છીએ.

બીજી એક બાબત જેના તરફ હું ગૃહનું લક્ષ દોરવા માગું છું અને આટલું કહી હું પૂરું કર્યા માગું છું તે એ છે કે હું જાણું છું કે એવા લોકો છે જેઓ કદાચ મારી સાથે સંમત નહિ થાય પરંતુ એ અંગે મને ખાતરી છે કે બ્રિટિશ લોકોએ ઈતિહાસ દરમિયાન ગમે તે કર્યું હોય, તેઓ ગમે તે કરવામાં નિષ્ફળ ગયા હોય-એવી ઘણી બાબતો છે જે તેઓ કરી શક્યા નથી, જે કરવામાં કદાચ તેમનો સ્વાર્થ આડે આવ્યો હશે અને તેઓ નહિ કરી શક્યા હોય પરંતુ તેમણે જે બે વસ્તુઓ કરી છે તેના માટે હું એટલો તો ઉદાર થઈ શકું છું અને સ્વીકારી શકું છું કે એ બે વસ્તુઓ તેમના આ દેશમાંના શાસન દરમિયાન તેમણે ઊભા કરેલાં સીમાચિહ્નો છે જે તેઓના ચાલ્યા ગયા પછી પણ હયાત રહેશે. એક બાબત જે તેઓએ આપણા માટે કરી છે તે છે સમાન કાયદો. તમે કાશ્મીરથી દક્ષિણ ભારત સુધી પ્રવાસ કરો તો પણ ખૂન એ ખૂન જ ગણાશે, પછી ભલે તમે એ કાશ્મીરમાં કરો, પંજાબમાં કરો કે વાયવ્ય સરહદના પ્રાંતમાં કરો કે મદ્રાસમાં રાજમુંદ્રીમાં કરો .તમે એ પણ જાણો છો મિલકતની તબદીલી એટલે શું ? તમને એ પણ ખબર છે કે તમે ગમે ત્યાં જાવ તોય પુરાવાનો અર્થ શું થાય છે. મહોદય, આપણી પાસે આવી કોઈ ચીજન હતી. બીજી એક બાબત બ્રિટિશ લોકોએ કરી છે તે એ છે કે તેમણે આપણને કેન્દ્રીય સરકાર આપી. આવી ચીજ પહેલાં આપણી પાસે ન હતી. આપણી પાસે સહિયારી કેન્દ્રીય સરકાર છે તે હકીકતનું

મહત્ત્વ કદાચ બધાંને ખબર નથી. મને લાગે છે કે એ એક બહુ નિર્ણાયક હકીકત છે. જો આજે આપણે સહિયારા રાષ્ટ્રનું રાષ્ટ્રીયતાની ભાવના, આપણે સૌ એક છીએ એવી લાગણીનું નિર્માણ કરવાના માર્ગે જઈ રહ્યા હોય, તો તેનું કારણ એ હકીકત છે કે આપણી પાસે સહિયારી સરકાર છે; એનું કારણ એ હકીકત છે કે આપણને એનું ભાન છે કે આપણે સહિયારી સરકારનાં નાગરિકો છીએ.

મહોદય, હું આ ગૃહના સભ્યો સાથે દલીલ કરીશ કે તેઓએ એવું કશું જ કરવું જોઈએ નહિ કે જેનાથી તેઓ આ બે ફાયદા જે આપણે પ્રાપ્ત કર્યા છે તેને નુકસાન થઈ બેસે. અંગત રીતે તો મારી જાતે હું ખુલ્લંખુલ્લા કહું છું કે હું નથી માનતો કે આ દેશમાં કોઈ અમુક સંસ્કૃતિને સ્થાન હોય- પછી ભલે તે હિંદુ સંસ્કૃતિ હોય કે મુસ્લિમ સંસ્કૃતિ હોય કે કન્નડ સંસ્કૃતિ હોય કે ગુજરાતી સંસ્કૃતિ હોય. એવી બાબતો છે જેનો આપણે ઇનકાર કરી શકીએ નહિ, પરંતુ તેવી બાબતોને ફાયદા તરીકે વિકસાવવાની નથી, તેવી બાબતોને ગેરફાયદા તરીકે- જે આપણી વફાદારીને વિભાજિત કરતી હોય અને આપણને આપણા સમાન ધ્યેયથી દૂર લઈ જતી હોય તેવી બાબતો તરીકે- ગણવાની છે. એ સમાન ધ્યેય એટલે આપણે સૌ ભારતીય છીએ એવી ભાવનાનું નિર્માણ કરવું. જ્યારે કેટલાક લોકો એમ કહે છે કે આપણે ભારતીય પહેલાં છીએ અને હિંદુઓ પછી અથવા તો મુસ્લિમો પછી છીએ ત્યારે એ મને નથી ગમતું. મને એનાથી તદ્દન સંતોષ નથી. હું સાફસાફ કહું છું કે મને એનાથી તદ્દન સંતોષ નથી. એવું નથી માગતો કે ભારતીયો તરીકેને આપણી વફાદારીને કોઈ સ્પર્ધાત્મક વફાદારીથી પછી ભલે એવી વફાદારી આપણા ધર્મમાંથી કે આપણી સંસ્કૃતિમાંથી કે પછી આપણી ભાષામાંથી ઉપસ્થિત થતી હોય તોપણ- કશી આંચ આવે. હું તમામ લોકોને ભારતીય પહેલાં અને ભારતીય છેલ્લા જોવા માગું છું અને બીજુ કશું નહિ પણ ભારતીયો જ જોવા માગું છું અને તેથી મહોદય, હું કહું છું કે આ એક આવો ઠરાવ છે કે જે સીધેસીધો આ આદર્શની વિરુદ્ધ દિશામાં જાય છે. મહોદય, આ એક એવો આદર્શ છે જેને આપણે અત્યંત ઉત્સાહપૂર્ણ રીતે હૃદયથી ચાહવો જોઈએ. હું એ બરાબર સમજું છું કે અમેરિકા જેવા દેશમાં, જર્મની જેવા દેશમાં, યુરોપ જેવા દેશમાં- જ્યાં એકતાની ભાવના દ્રઢીભૂત થાય છે, જ્યાં કોઈને પણ એવું લગાડવાની જરૂર નથી કે અલગતાવાદી પ્રકારનું કંઈ પણ સાંખી લે એવા એ જર્મન નથી; પરંતુ જ્યાં આપણે ભારતીયો છીએ એવી ભાવના હજી ગર્ભાવસ્થામાં છે, હજી માત્ર ઊગવી જ

શરૂ થઈ છે ત્યાં, તેને સાથોસાથ, બીજી વફાદારીઓને, બીજી સંસ્કૃતિની ભાવનાને, બીજી રાષ્ટ્રીયતાની લાગણીઓને ઊગવા દેવી એ આપણે કરી શકીએ એવો સૌથી મોટો ગુનો છે અને મારી પોતાની વાત કરું તો હું તેનો પક્ષકાર કદી નહિ થાઉં અને હું આ ઠરાવનો મક્કમતાપૂર્વક, ભારે મક્કમતાથી વિરોધ કરું છું ( પ્રશંસા)



# ૪૨

# વિધાનસભા કાર્યરીતિ અંગે

**ડૉ. બી. આર.આંબેડકર** (મુંબઈ શહેર) : મહોદય, આ સુધારાની બાબતમાં હું આપનું લક્ષ સૌપ્રથમ ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટની કલમ ૭૩ના પેટાખંડ (૨) તરફ દોરું છું અને મારી પ્રથમ રજૂઆત એ છે કે આ નિયમ, કલમ ૭૩ના પેટાખંડ (૨)ની દ્રષ્ટિએ આ ગૃહના અધિકાર બહારની બાબત ગણાશે. કલમ (૭૩)માં આમ જણાવાયું છે :

"(૧) નાણા વિધેયકોની બાબતમાં, આ અધિનિયમના આ ભાગની ખાસ જોગવાઈઓને અધીન રહીને, વિધેયક, જેને વિધાનપરિષદ હોય તેવા પ્રાંતના વિધાનમંડળના કોઈ પણ એક ગૃહમાં ઉપસ્થિત કરી શકાશે.

(૨) પ્રાંતના વિધાનમંડળમાં નિર્ણય-બાકી કોઈ વિધેયક, તેવા વિધાનમંડળનાં ગૃહ કે ગૃહો સ્થગિત કરી દેવાય તેટલા કારણસર વ્યર્થ નહિ જાય.

તેથી મારી રજૂઆત છે કે કલમ ૭૩ના પેટાખંડ (૨)માં જણાવેલી જોગવાઈ જોતાં, એવો નિયમ કરવાની આ ગૃહને સત્તા નથી કે વિધેયક, મારા માનનીય મિત્ર શ્રી ગુપ્તે દ્વારા સૂચવાયેલ સુધારાથી સૂચન કર્યા પ્રમાણે, બે સત્રો પછી અથવા એક વર્ષ પસાર થઈ ગયા પછી પણ નિરર્થક જશે. આ નિયમ અંગેની મારી એ પ્રથમ રજૂઆત છે.

આ નિયમ અંગે મારી બીજી રજૂઆત એ છે કે આ નિયમ, આ ગૃહે પસાર કરી દીધેલા નિયમ ૧૯ સાથે અસંગત છે. નિયમ ૧૯માં જણાવ્યું છે કે :

"સત્ર સ્થગિત કરી દેવામાં આવ્યેથી તમામ નિર્ણય-બાકી નોટિસો નિરર્થક જશે સિવાય એવી તે જે પ્રશ્નો, કાનૂની પ્રસ્તાવો, નિયમોના સુધારા માટેની દરખાસ્તો

અંગેની હોય અને દરખાસ્તો કે જેની વિચારણા નિયમ ૩૪ હેઠળ આગામી સત્ર સુધી મોકૂફ રાખવામાં આવી હોય અને વિધેયકો કે જે દાખલ કરવામાં આવ્યાં હોય.

તેથી, વિધેયકો અંગેની દરખાસ્તોને નિયમ ૧૯ દ્વારા અપવાદ રાખવામાં આવી છે. નિયમ ૧૯ લાગુ પડતો નથી અને મારી રજૂઆત એવી છે કે ગૃહે નિયમ ૧૯ પસાર કરી જ દીધો છે એ હકીકત જોતાં, હવે તે, નિયમ ૧૦૩ને અથવા સૂચવવામાં આવ્યો છે તે સુધારાને અપનાવવાની આગળની કાર્યવાહી કરી શકે નહિ.

મારી ત્રીજી રજૂઆત એ છે કે, ગવર્ન્મેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટની કલમ ૭૩ ના પેટાખંડ(૨)ની સ્પષ્ટ જોગવાઈ છે તે હકીકત હોવા છતાં અને આ ગૃહે નિયમ ૧૯ પસાર કરી જ દીધો છે તે હકીકત હોવા છતાં, માની લઈએ કે આ ગૃહને દરખાસ્ત કરાયેલ આ નિયમ અને સુધારો પસાર કરવાની સત્તા છે તોપણ, મને જણાય છે કે આ નિયમ ખરેખર જરૂરી છે.આ નિયમમાં કહેવામાં આવ્યું છે કે " જો કોઈ દરખાસ્ત ન કરાય તો; અહીં ક્યાંય મને "દરખાસ્ત" એ શબ્દની વ્યાખ્યા જણાતી નથી. હું જે રજૂઆત કરવા માગું છું તે એ છે કે વિધેયક રજૂ કરવાનું સેક્રેટરી દ્વારા જણાવવામાં ન આવે ત્યાં સુધી, કોઈ પણ વ્યક્તિ બીજી દરખાસ્ત કરી શકશે નહિ. એનો અર્થ એ થયો કે વિધેયક એજન્ડા પર હોવું જોઈએ. બીજું, એ ઑર્ડર પેપર પર હોવું જોઈએ; અને ત્રીજુ, સેક્રેટરીએ એ રજૂ કરવાનું જણાવ્યું હોવું જોઈએ. મારી એવી રજૂઆત છે કે જે સભ્ય આ વિધેયકનો હવાલો ધરાવતા હોય તેમને, આ વિધેયકને રજૂ કરવાનું સેક્રેટરી દ્વારા જણાવવામાં ન આવે ત્યાં સુધી કરી શકાય તેવી કોઈ શિક્ષા કરવી જોઈએ નહિ; નહિતર, મારી એવી રજૂઆત છે કે એમાં કશી કસૂર થઈ ગણાશે નહિ.

**માનનીય અધ્યક્ષ :** એનો અર્થ ઓછેવત્તે અંશે એમ થયો કહેવાય કે એ દલીલ આ નિયમના ગુણદોષના આધારે કરાઈ છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મેં જે કહ્યું તે એ જ છે. એ ત્રીજી વિચારણા હતી.પહેલી બે...

**માનનીય અધ્યક્ષ :** મને લાગે છે કે હું સૌપ્રથમ, પહેલી બેનો નિકાલ કરું અને તે પછી માનનીય સભ્ય, ગુણવત્તા પર આધારિત દલીલ તરીકેની મુશ્કેલીઓ અંગે તેમની દલીલ સંબોધી શકશે.

બે મુદ્દા ઉપસ્થિત કરાય છે, જેમાંનો એક એવો છે કે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટની કલમ ૭૩ની જોગવાઈઓ જોતાં આ પ્રકારનો નિયમ ઘડવાની આ ગૃહને સત્તા નથી. મેં આ પાસા અંગે વિચારણા કરી છે કારણકે ગયા વખતે વિચારણા માટે જયારે નિયમ ૧૦૩ હાથ ધરાયો હતો ત્યારે માનનીય મુખ્યમંત્રીએ આ વાંધો સૂચવ્યો હતો. કલમ ૭૩ના પેટા-ખંડ (૨)માં જોગવાઈ કરવામાં આવી છે કે વિધાનમંડળમાં નિર્ણય-બાકી રહેલું કોઈ પણ વિધેયક ગૃહો સ્થગિત કરી દેવાય એ કારણસર નિર્થક જશે નહિ. એવી નિ:શંક જોગવાઈ છે કે સ્થગિત રાખવાને કારણે તે નિર્થક નહિ જાય, પરંતુ તેથી કરીને એનો એવો અર્થ નથી થતો કે વિધેયક, સ્થગિત રાખવાનાં સિવાયનાં બીજાં કારણોસર કદીય નિરર્થક જઈ ન શકે. નિયમમાં જે કંઈ જોગવાઈ કરવામાં આવી છે તેનો આશય એવો છે કે સ્થગિત રખાય કે અન્યથા હોય તેમ છતાં તેને લક્ષમાં લીધા સિવાય, અમુક મુદત પછી વિધેયક નિરર્થક બની જશે. જો વાક્યરચના આવી હોત "બે સંપૂર્ણ સત્રો, તો શક્ય છે કે કંઈક શંકા માટે અવકાશ રહેત. પરંતુ, જયારે કોઈ નિર્દિષ્ટ મુદત એટલે તે આ નિયમ હેઠળ હવે સૂચવ્યું છે તે પ્રમાણે નિરર્થક જઈ શકે. તેથી સૂચવાયા પ્રમાણે એક વર્ષની મુદતની જોગવાઈ કરવાનું વિચાર્યું હોય ત્યારે, વિધેયક સત્ર ચાલુ હોય ત્યારે પણ આ નિયમ હેઠળ, સત્ર સ્થગિત રખાય એ વિધેયક નિરર્થક જવા માટેનું કારણ નથી.

હું ગુણદોષની ચર્ચા નથી કરતો. હું માત્ર સંવૈધાનિક પાસાની જ છણાવટ કરું છું. સૂચવાયા પ્રમાણે આ નિયમમાં એવું ફરમાવાયું છે કે વિધેયકને એજન્ડા પર બતાવવામાં આવે અને ગૃહનું સત્ર ચાલુ હોય તેમ છતાં પણ એક વર્ષની મુદત પૂરી થાય તેજ ક્ષણે તે વિધેયક, સત્ર સ્થગિત ન રખાય તોપણ આપોઆપ નિરર્થક બની જશે. તેથી, મારા મતે, ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટની કલમ ૭૩ નો પેટાખંડ (૨), સુધારા દ્વારા વિચારાયા પ્રમાણે નિયમ બનાવવા આડે આ અવરોધ નથી. એ પછી બીજો વાંધો નીચેની બાબત અંગે ઉઠાવવામાં આવે છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, શું હું આપનું લક્ષ એક હકીકત પ્રત્યે દોરી શકું છું ? મારી રજૂઆત છે કે જો "માત્ર" શબ્દ હોત, તો આપ તેના પર રચવા વિચારો છો એવી વાક્યરચના યોગ્ય ગણાત.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, દરખાસ્ત કરાયેલ સુધારા અંગે હું જે રજૂઆત કરવા માગું છું તે આ છે. આ નિયમ ૧૦૩ બનાવવાની શી જરૂર છે તે અંગેનું કોઈ ખાસ કારણ હોવાનું મેં સાંભળ્યું નથી. જો કોઈ બિલની ચર્ચા કરવામાં આવે તે વગર એજન્ડા પર રહે તો તેમાં શું નુકસાન થવાનું હતું. જો એવું બતાવી શકાય કે કોઈ બિલની ચર્ચા કર્યા વગર તે ગૃહના ચોપડા પર રહે તો તે કારણે કંઈક નુકસાન થવાનું હોય કે કંઈક અગવડ ઊભી થવાની હોય તો હું તદ્દન સમજી શકું કે નિયમ ૧૦૩ માં જણાવી છે તેવી કોઈ એક જોગવાઈ કરવાની જરૂર હોય, પરંતુ શું નુકસાન થવાનું છે કે અગવડ પડવાની છે તે અંગે મેં કંઈ જ સાંભળ્યું નથી. અને મારી બીજી રજૂઆત એવી છે કે જે રીતે ઘડવામાં આવ્યો છે તે રીતે આ નિયમથી અને આ સુધારાથી પણ કોઈ સભ્યો કશો વાંક ન હોય તેમ છતાં પણ વિધેયકને ચાલુ રાખવાનો તેમનો અધિકાર લઈ લેવામાં આવ્યો છે. "જો દરખાસ્ત કરવામાં ન આવે તો" એ શબ્દરચના છે. પરંતુ મારી રજૂઆત છે કે કોઈ સભ્ય દરખાસ્ત કરવાની સ્થિતિમાં ન હોય કારણ કે વિધેયક પહોંચ્યું ન હોય, કારણકે વિધેયક એજન્ડા પર ન હોય, કારણ કે તે અંગે જણાવવામાં આવ્યું ન હોય અથવા તો બીજાં એવાં ઘણાં કારણોસર તે દરખાસ્ત કરી શકે તેમ ન હોય, અને મને લાગે છે કે એ તો એક ભારે મુશ્કેલી ઊભી થયેલી ગણાશે જો કોઈ સભ્યને અમુક પ્રકારના કાયદાની દરખાસ્ત રજૂ કરવામાંથી વંચિત રાખવામાં આવે માત્ર એટલા જ કારણસર કે અમુક જાતની બીજી તાકીદની પરિસ્થિતિ પ્રવર્તતી હતી અને બીજાં કારણો હતાં અને તેથી તે સભ્ય વિધેયક અંગે દરખાસ્ત કરી શક્યા નથી. અને તેથી, મને લાગે છે કે "સેક્રેટરી દ્વારા જણાવવામાં આવે તેમ છતાં એવો કંઈક વધુ સુધારો કરવામાં ન આવે ત્યાં સુધી મને લાગે છે કે આ નિયમથી ભારે મુશ્કેલી ઊભી થવા પામશે અને તેથી હું જે શબ્દોમાં આ સુધારો રજૂ થયો છે તે રીતે તેનો વિરોધ કરું છું.

**માનનીય શ્રી. બી. જી. ખેર :** મહોદય, પરિસ્થિતિ કંઈક ગૂંચવણભરી બની ગઈ છે કારણકે જયારે નિયમ રજૂ કરવામાં આવ્યો કે માનનીય સભ્ય હવે ઇચ્છે છે કે જે અપનાવવા જોઈએ તે સુધારા સહિત સુધારા સમિતિમાં પૂરેપૂરા ચર્ચાયા હતા ત્યારે માનનીય સભ્ય અહીં ન હતા. તેથી, હું પોતે આ વાંધાઓનો ઉત્તર આપવા માગું તે પહેલાં હું એ જાણવા માગું છું કે જેમણે આ નિયમ અંગે મારી સાથે ચર્ચા કરી છે તેમણે શું કહેવાનું છે કારણકે હજી ગઈ રાત્રે જ આ સુધારા અંગે સૌ સંમત

થયા હતા. માનનીય સભ્ય અલી બહાદુર ખાન પણ હતા અને તેમણે ગૃહ સમક્ષ આવો જ સુધારો રજૂ કર્યો હતો એટલે કે "તેમ કરવાનું જણાવવામાં આવે તેમ છતાં એ શબ્દરચના ઉમેરીને. તો એ છે માનનીય સભ્ય અલી બહાદુર ખાનનો સુધારો અને આપણે જુદીજુદી દરખાસ્તોના ગુણદોષ અંગે આપણે સૌએ ચર્ચા કરી અને એવી નિર્ણય પર આવ્યા કે આખરે જોતાં આ શ્રેષ્ઠ ઉકેલ હતો. માનનીય સભ્યે દર્શાવેલો સંવૈધાનિક વાંધો પણ અમારા મનમાં હતો. અમારું દુર્ભાગ્ય એ કે માનનીય સભ્ય માત્ર પ્રસંગોપાત્ત જ ગૃહમાં આવે છે અને પછી પરિસ્થિતિ શું છે તેની જાણ ન હોવાથી તેઓ અગાઉ થઈ ગયેલા પ્રસંગોનો દોર ઉપાડી લેવાની સ્થિતિમાં નથી હોતા. તેથી હું, રજૂ કરાયેલા સુધારામાં ઉમેરો કરીને તેમણે જે સૂચન કર્યું છે તેના ગુણદોષ અંગે મારી જાતે સંબોધન કરવાનું વિચારતો નથી. હું એમને માત્ર સિદ્ધાંત જ આપીશ જેનાથી આ નિયમનો હાલના આ નિયમોમાં સમાવેશ કરવાનું જરૂરી બન્યું છે અને એવું પણ જણાવીશ કે જૂના નિયમો જે રીતે છે તે જોતાં તેમાં આવી જ જોગવાઈ હતી, તેમાં જણાવ્યું છે કે :

"જો વિધેયકનો હવાલો ધરાવતા સભ્ય તે વિધેયક અંગે પૂર્ણ સત્રોમાં કશી દરખાસ્ત ન કરે તો વિધેયક નિરર્થક બની જશે, સિવાય કે વિધાનસભા, તે સભ્યની દરખાસ્તના આધારે આગામી સત્રમાં વિધેયક ચાલુ રાખવા માટેનો ખાસ હુકમ કરે.

**ડૉ. બી. આર. આંબેડકર :** શું માનનીય મુખ્યમંત્રીને એ યાદ છે કે એ સમયે એ સુસંગત હતું કારણકે જૂના ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એકટમાં જે જણાવી છે તેવી કોઈ જોગવાઈઓ ન હતી ?

● ● ●

# ૪૩

# ઔદ્યોગિક વિવાદ વિધેયક અંગે

**ડૉ. બી.આર.આંબેડકર** (મુંબઈ શહેર) : અધ્યક્ષ મહોદય, હું આ વિધેયકના પહેલા વાચનનો વિરોધ કરવા ઊભો થયો છું. બોલવા માટે ઊભા થવામાં મને એનું પૂરું ભાન છે કે હું કેવી મુશ્કેલીઓમાં પરિશ્રમ ઉઠાવી રહ્યો છું. મને અફસોસ છે કે હું, આ વિધેયક અંગે જેઓ બોલી ગયા તે મારા પુરોગામીઓએ કરેલાં પ્રવચનો સાંભળવા માટે અહીં ન હતો. એ દુર્ભાગ્ય છે કે કમનસીબે હું છટકી શક્યો નથી. મારી અન્યત્ર કામગીરીએ મને અહીં હાજર રહેવાની અને અગાઉના વક્તાઓએ રજૂ કરેલા મુદ્દાઓ સાંભળવાથી મને જે લાભ થવાનો હતો તે લેવાની છૂટ આપી નથી. હું એવી મુશ્કેલી હેઠળ પણ જહેમત ઉઠાવી રહ્યો છું કે આટલા બધા વક્તાઓ મારી અગાઉ બોલી ગયા અને ચર્ચા એટલા લાંબા સમય સુધી ચાલી કે મને આશ્ચર્ય છે કે આ ચર્ચાની તદ્દન આખરે મારે માટે કહેવાનું શકું બાકી રહ્યું છે કે કેમ. પરંતુ હું હિંમત એકઠી કરું છું, જો હું એમ કહી કશું તો, કે આ વિધેયક એવા સ્વરુપનું છે, એટલું વિશાળ છે, એટલું વિસ્તૃત છે તેમાં ૮૪ ખંડ છે-કે કોઈ સભ્ય ચર્ચાને છેક અંતે બોલવા ઊભા થાય તો તેમને પણ કંઈક કહેવા જેવું સૂઝી આવે. મને લાગે છે કે મારા માનનીય મિત્ર શ્રી જમનાદાસ મહેતાએ ખૂબ સારી રીતે વર્ણવ્યું છે કે આ વિધેયક એટલાં વિશાળ સ્વરૂપનું છે કે જો શેષશાયી પણ તેના વિશે લખવાનું શરૂ કરે અને જો સમુદ્ર પણ શાહી તરીકે ઉપલબ્ધ હોય અને લખવા માટે કાગળ તરીકે પૃથ્વી હોય તો પણ તેઓને કદાચ સમગ્ર વિધેયકને આવરી લેવાય તેટલું પર્યાપ્ત તે નહિ જણાય. આ બધી મર્યાદાઓ જાણીને હું ખૂબ ટૂંકમાં કહેવાનું વિચારું છું.

આ વિધેયકને સમજી શકાય તે માટે તેની જોગવાઈઓને અગાઉના કાયદાના આધારે વાંચવાનું મને જરૂરી લાગે છે. હું માનું છું અને મને લાગે છે કે, આપણે આ

વિધેયકની જોગવાઈઓને અગાઉના કાયદાની જોગવાઈઓ સાથે સરખાવીએ નહિ અને તેની ભિન્નતા જાણીએ નહિ ત્યાં સુધી, આ વિધેયકના ખંડોનું મહત્ત્વ સ્પષ્ટ સમજાય નહિ એ અંગે સૌ તત્પરતાથી સંમત થશે. વિધેયકના છેલ્લા ખંડમાં એ અત્યંત સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે આ વિધેયકનો ઉદ્દેશ ૧૯૩૪ના મુંબઈ વેપાર વિવાદ સમાધાન અધિનિયમનને દૂર કરવાનો છે અને તેથી, વિચારણા માટે મુખ્યત્વે ઊભો થતો પ્રશ્ન એ છે કે આ વિધેયક દ્વારા હવે મુખ્યમંત્રી જે ફેરફાર દાખલ કરવા માગે છે તે ફેરફાર માટે આ ઉપાયનો હવાલો તેઓની પાસે છે એટલે તેમણે કોઈ કેસ તૈયાર કરી રાખ્યો છે કેમ. ૧૯૩૪ના અધિનિયમનો ઉદ્દેશ, સમાધાન માટેના તંત્રની જોગવાઈ કરવાનો હતો. ૧૯૩૪ના અધિનિયમનો સિદ્ધાંત સ્વૈચ્છિક સમાધાનનો હતો.હવે આ વિધેયકથી ફેરફાર દાખલ કરવામાં આવે છે એટલે કે સમાધાન ફરજિયાત રહેશે, અને મારી રજૂઆત એવી છે કે ગૃહની વિચારણા માટે ઊભો થાય છે તે પ્રશ્ન એ છે કે ૧૯૩૪ના અધિનિયમની સ્વૈચ્છિક જોગવાઈઓમાં ફેરફાર કરવા માટે અને તેને ફરજિયાત સ્વરૂપની બનાવવા માટે કોઈ કેસ તૈયાર કરવામાં આવ્યો છે કે કેમ.

હવે, ૧૯૩૪ના વર્ષને અને તે વર્ષમાં હતી તે પરિસ્થિતિઓને એક એવા ધોરણ તરીકે સ્વીકારીએ કે જેનાથી સમાધાનને ફરજિયાત બનાવવાનો ખંડ દાખલ કરવાનું જરૂરી બન્યું હોય તે હું પ્રસ્તુત અને મહત્ત્વની હોય તેવી અમુક હકીકતોનો ઉલ્લેખ કરવા માગું છું. જેના તરફ હું ગૃહનું લક્ષ દોરવા માગું છું તે પહેલી હકીકત આ છે કે ૧૯૩૪માં માનનીય સર રોબર્ટ બેલે દાખલ કરેલું વિધેયક જે પાછળથી અધિનિયમ બન્યું તેમાં ફરજિયાત સમાધાન માટેની જોગવાઈઓ જણાવવામાં આવી હતી. પરંતુ વિધેયક દાખલ કરવાના સમયે, તેના તદ્દન શરૂઆતના તબક્કે, કે વિધેયક રજૂ કરનાર પર એવી હકીકતની છાપ પડી હતી કે ૧૯૩૪ના વર્ષમાં પ્રવર્તમાન હતા તે સંજોગો જોતાં સમાધાનની બાબતનો ફરજિયાત બનાવવાની જરૂર ન હતી, અને પરિણામે, તેમણે પોતાની મેળે, સૌથી શરૂઆતમાં, વિધેયકના પહેલા વાચન વખતે, તેમના પ્રારંભિક પ્રવચનમાં તેમણે એવી દરખાસ્ત કરી કે તેઓ "ફરજિયાત" એ શબ્દને બદલે "મરજિયાત" એ શબ્દ મૂકવા માટે સુધારો રજૂ કરવાના છે. મારી રજૂઆત છે કે તે બાબત એક એવી હકીકતની સાબિતી છે કે ૧૯૩૪માં માનનીય સર રોબર્ટ બેલને એવું નહોતું લાગ્યું કે સમાધાનની બાબતને ફરજિયાત બનાવવાની જરૂર હોય. જ્યારે તે વિધેયક દાખલ કરવામાં આવ્યું તે વખતે મુંબઈ મિલમાલિકોનું પ્રતિનિધિત્વ ધરાવતા

મારા માનનીય મિત્ર શ્રી સકલાતવાલા ગૃહમાં હાજર હતા. તેમણે પણ ૧૯૩૪ના વર્ષમાં સમાધાનની બાબતને ફરજિયાત બનાવવાની માગણી નહોતી કરી. બીજી બાજુ, વિધેયકના પહેલા વાચન વખતે તેમણે આપેલા પ્રવચનમાં વિધેયકને ટેકો આપવામાં તેઓ અધકચરા હતા, કારણકે તેઓ એટલે સુધી બોલ્યા હતા કે સામાન્ય રીતે આ વિધેયક બિનજરૂરી હતું. તેમણે અપનાવેલો દૃષ્ટિકોણ એ હતો અને સમાધાનની બાબતમાં, એને ફરજિયાત બનાવવું જોઈએ તેવી માગણી તેમણે ચોકકસ રજૂ નહોતી કરી કે તેવી ફરજપણ નહોતી પાડી. તો પછી વર્ષ ૧૯૩૪ અને વર્ષ ૧૯૩૮ની વચ્ચેના સમય દરમિયાન એવું શું બન્યું કે જેથી કરીને એ અધિનિયમની જોગવાઈઓમાં ફેરફાર કરવાની, સ્વૈચ્છિક સમાધાનને ફરજિયાત સમાધાનમાં ફેરવવાની આ ગૃહને ફરજ પડી હોય ?

હવે, સમાધાનને ફરજિયાત બનાવવા માટેનો કેસ તૈયાર કરવા માટે મુખ્યમંત્રીએ આ દેશમાં પડેલી હડતાળોના અમુક આંકડા આપીને શરૂઆત કરી. આ દેશમાં પડેલી હડતાલો એટલી બધી વારંવાર પડી હતી અને એટલાં ગંભીર સ્વરૂપની હતી કે હવે સમાધાનને ફરજિયાત બનાવવા માટે સ્વૈચ્છિક જોગવાઈમાં ફેરફાર કરવો જરૂરી બની ગયું છે. હવે મેં હડતાળોના આંકડા તપાસ્યા છે અને કામદાર લોકોની સંખ્યા તેમાં કેટલી હતી ને અને કામકાજના કેટલા દિવસ બેકાર ગયા ને બધું મેં તપાસ્યું છે. એમ કહેવામાં મને ખચકાટ નથી કે હડતાળોને લગતા આંકડાના પરિણામે માનનીય મુખ્ય-મંત્રી જે કહેતા હોવાનું જણાય છે તેનાથી મને પ્રતીતિકર લાગતું નથી.

મુંબઈ શહેરમાં પડેલી હડતાળો તરફ આપણું લક્ષ વાળતાં મારી પાસે અહીં, મજૂર કચેરીએ પ્રસિધ્ધ કરેલું માર્ચનું મજૂર ગેઝેટ છે. આ અંકના પૃષ્ઠ ૫૪૧ ઉપર મુંબઈ પ્રાંતમાં પડેલી હડતાળોના આંકડા આપવામાં આવ્યા છે. ૧૯૨૧થી ૧૯૩૭ દરમિયાન કેટલા વેપાર વિવાદો થયા તેની સંખ્યા તેમાં ખાના એકમાં આપવામાં આવી છે. બીજું, તે હડતાળોથી કેટલા કામદાર લોકોને અસર થઈ તેની સંખ્યા તેમાં આપવામાં આવી છે. અને ત્રીજું, તેના પરિણામે કેટલા કામકાજના દિવસ બગડ્યા તેની સંખ્યા તેમાં આપવામાં આવી છે. આ આંકડાઓ પર નજર ફેરવીએ તો મને ખાતરી છે કે કોઈ પણ વ્યકિત પોતે એ જોઈ શકશે કે ઔદ્યોગિક વિવાદો વર્ષોવર્ષ વધવાને બદલે ઘટતા જાય છે. દા.ત., ૧૯૨૧ના વર્ષમાં મુંબઈમાં ઔદ્યોગિક વિવાદો ૧૦૩ હતા;

૧૯૨૨માં ૧૪૩ હતા; ૧૯૨૩માં ૧૦૯ હતા; અને ૧૯૨૪થી ૧૯૨૭ દરમિયાન તે ઘટીને ૫૦ થઈ ગયા હતા. ૫૦ ટકાનો ઘટાડો-પછી તમે ૧૯૨૮નું વર્ષ લો અને આંકડો વધીને ૧૪૪ થાય છે. ૧૯૨૯થી લગભગ ૧૯૩૭ દરમિયાન તે આંકડો ૮૮ અને ૫૩ની વચ્ચે વધઘટ પામ્યા કરે છે. હું કબૂલ કરું છું કે પડી હોય તેવી હડતાળોની સંખ્યાને, ઉદ્યોગમાં અડચણ ઉભી થઈ હોય અને તે ખોટકાઈ ગયો હોય તેની પ્રમાણ અંગે નિર્ણય કરવા માટેનો માપદંડ ન ગણી શકાય. આ કોઠામાં આપેલા આંકડા પરથી મને જણાય છે કે એવા કેસો છે જેમાં જો કે હડતાળોની સંખ્યા નાની હોવા છતાં તેમાં અસર પામતા લોકોની સંખ્યા મુકાબલે મોટી હોય અને કામકાજના બેકાર ગયેલા કલાકોની સંખ્યા પણ મુકાબલે વધારે હોય. પરંતુ, તો પછી, બેકાર ગયેલા કામકાજના દિવસોની સંખ્યાને માપદંડ ગણીએ અને માત્ર તે જ માપદંડ છે-તો મને જણાય છે કે સૌથી ખરાબ વર્ષ ૧૯૨૮નું વર્ષ હતું જેના પરિણામે ૨૪૦ લાખ કામકાજના દિવસો બેકાર ગયા હતા. બીજું ઓછું ખરાબ વર્ષ ૧૯૨૫નું વર્ષ હતું જ્યારે ૧૧૦ લાખ કામકાજના દિવસ બેકાર ગયા હતા; અને ત્રીજું વર્ષ હતું ૧૯૨૯નું વર્ષ જ્યારે ૮૦ લાખ કામકાજના દિવસોનું નુકસાન થયું હતું. પરંતુ એકવાર તમે આગળ વધો એટલે કે વર્ષ ૧૯૨૯ પછી, તો જણાશે કે ૧૯૩૪ પછી હડતાળમાં અસર પામેલા કામદાર લોકોની સંખ્યા, વ્યર્થ ગયેલા કામકાજના દિવસોની સંખ્યા અને પડેલી હડતાળોની સંખ્યાના કારણે, હું જોઈ શકું છું તેટલા પૂરતું, પરિસ્થિતિમાં ખરેખર એવું કશું થયું નથી કે જેનાથી એમ કહી શકાય કે સરકારના કોઈ પણ સભ્યને ચિંતા થાય તેવી પરિસ્થિતિ ઊભી થઈ હોય. એકમાત્ર ૧૯૩૭નું જ વર્ષ એવું હતું જે ખરાબ વર્ષ હતું જ્યારે ૮૯૭ કામકાજના દિવસોનું નુકસાન થયું હતું. અગાઉના વર્ષની સરખામણીમાં તો એ કંઈ નથી, મને કહેવામાં આવ્યું છે કે એ બન્યું એનું કારણ એ હતું કે અમદાવાદ શહેરમાં વ્યાપક હડતાળ પડી હતી જે ૧૫ દિવસ સુધી ચાલી હતી. તેથી, મારી પહેલી રજૂઆત આ છે. સરકારે અને માનનીય મુખ્યમંત્રીએ એવો કોઈ કેસ તૈયાર કર્યો નથી કે જેનાથી આ ગૃહ કે હું ૧૯૩૪ના અધિનિયમની જોગવાઈઓમાં આમૂલ ફેરફાર કરવાની સંમતિ આપવા પ્રેરાઈએ. ફરજિયાત સમાધાન દાખલ કરવાની જરૂરિયાત માટે પણ આટલું જ.

વિધેયકની બીજી જોગવાઈઓ તરફ વળતાં, હું ઉલ્લેખ કરું છું તે જોગવાઈઓ હડતાળોને લગતી જોગવાઈઓ છે જે નિ:શંકપણે અત્યંત મહત્ત્વની છે જેનો આ ગૃહને

અને હું જોરદાર વિરોધ કરીએ છીએ. હવે, વિધેયકમાં હડતાળોને અમુક સંજોગોમાં ગેરકાયદે ઠરાવવામાં આવી છે. હડતાળોને ગેરકાયદે જાહેર કરતી જોગવાઈઓ વિધેયકના ખંડ ૬૨માં જણાવવામાં આવી છે તેમાંનો સૌથી મહત્ત્વનો ખંડ છે. તેમાં કહેવામાં આવ્યું છે કે:

"૬૨ (૧) હડતાળ ગેરકાયદે ગણાશે જો તે નીચેના સંજોગોમાં શરૂ થાય અને ચાલુ રહે તો-

(એ) એવા કેસમાં જ્યાં તે હડતાળ અનુસૂચિ ૧માં જણાવેલી કોઈ પણ ઔદ્યોગિક બાબતને લગતી હોય ત્યાં, આવી બાબત અંગેના હોય તેવા અને કલમ ૨૬ હેઠળ મજૂર કમિશનરને મોકલાયેલા સ્થાયી હુકમોની તેમના દ્વારા અથવા ઔદ્યોગિક કોર્ટ દ્વારા પતાવટ કરવામાં આવે તે પહેલાં અથવા કલમ ૨૬ હેઠળ આવા સ્થાયી હુકમો અમલમાં આવે તે તારીખથી એક વર્ષ પૂરું થાય તે પહેલાં;

(બી) કલમ ૨૮ની જેગવાઈઓ અનુસાર નોટિસ આપ્યા વગર;

(સી) માલિકે કોઈ સ્થાયી હુકમની જોગવાઈઓનું પાલન કર્યું ન હોય અથવા તેમાં ગેરકાયદે ફેરફાર કર્યો હોય માત્ર એટલા જ કારણસર;

(ડી) જ્યાં કલમ ૨૮ની જોગવાઈઓ અનુસાર ફેરફારની નોટિસ આપી હોય તેવા અને જ્યાં આવા ફેરફાર અંગે કશી સંમતિ સધાઈ ન હોય તેવા કેસોમાં, કલમ ૩૪માં ઉલ્લેખેલા કેસનું પત્રક રજિસ્ટ્રારને મળે તે પહેલાં;

(ઈ) જ્યાં જે સંબંધી હડતાળ હોય તે ઔદ્યોગિક વિવાદ અંગેની સમાધાનની કાર્યવાહી શરૂ થઈ હોય તેવા કેસોમાં એવી કાર્યવાહી પૂરી થાય તે પહેલાં;

(એફ) જ્યાં આવા વિવાદ અથવા આવા પ્રકારના વિવાદ અંગે કલમ ૪૩ હેઠળ રજૂઆત નોંધવામાં આવી હોય તેવા કેસોમાં એવી રજૂઆતને કાયદેસર રીતે ફોક કરવામાં ન આવે ત્યાં સુધી; અથવા

(જી) નોંધવામાં આવેલી સંમતિ, પતાવટ કે નિવેડાની શરતોનું ઉલ્લંઘન થયું હોય ત્યારે.

(૨) જયાં કોઈ ઔદ્યોગિક વિવાદ અંગેની સમાધાનની કાર્યવાહી પૂરી થઈ હોય તેવા કેસોમાં એવા વિવાદને લગતી હડતાળ જો, આવી કાર્યવાહી પૂરી થયા પછી બે મહિના પૂરા થયા પછીના કોઈ પણ સમયે શરૂ થાય તેવા કેસોમાં ગેરકાયદે ગણાશે.

આ ખંડને અસરકાર બનાવવા માટે, ગેરકાયદે હડતાળોમાં જોડાવા બદલ આ વિધેયકમાં અમુક શિક્ષાઓ નિયત કરવામાં આવી છે. આ ખંડો છે ૬૬ અને ૬૭ ખંડ ૬૬માં જણાવવામાં આવ્યું છે કે:

"ઔદ્યોગિક કોર્ટે ગેરકાયદે ઠરાવેલી હડતાળ જેણે પાડી હોય અથવા તેમાં જોડાયો હોય તેવા કર્મચારીને દોષિત ઠર્યેથી છ મહિના સુધીની સજા અથવા દંડ અથવા બંને શિક્ષા કરી શકાશે. કલમ ૬૭માં જણાવ્યું છે કે :

"જો કોઈ વ્યક્તિ, ઔદ્યોગિક કોર્ટ દ્વારા ગેરકાયદે ઠરાવેલી હડતાળ કે તાળાબંધી પછી ભલે કે હડતાળ ને તાળાબંધી શરૂ થઈ હોય કે ન હોય તોપણ, બીજી વ્યક્તિઓને તેમાં ભાગ લેવા માટે ઉશ્કેરે કે પ્રેરે અથવા તેને આગળ ધપાવવા માટે બીજી કોઈ રીતે કૃત્ય કરે તો તેવી વ્યક્તિને દોષિત ઠર્યેથી છ મહિના સુધીની સજા અથવા દંડ અથવા બંને શિક્ષા કરી શકાશે.

**સ્પષ્ટીકરણ** - આ કલમના હેતુઓ માટે, કોઈ વ્યક્તિ કોઈ હડતાળ કે તાળાબંધીના હેતુ માટે નાણાંનો ફાળો આપે, નાણાં ઉઘરાવે કે નાણાં માગે તેવી વ્યક્તિ તેવી હડતાળ કે તાળાબંધીને આગળ ધપાવવાનું કૃત્ય કરે છે તેમ માનવામાં આવશે."

હવે, મહોદય, એમ કહેવાયું છે કે આ ખંડો વાજબી ઠરાવી શકાય તેવા છે કારણ કે તેમાં હડતાળ પાડવાના અધિકાર જેવી કોઈ બાબત નથી અને તેથી, મજૂરો જેને હડતાળ પાડવાનો અધિકાર કહે છે તેની શિક્ષા કરવામાં આ વિધેયકમાં ચોક્કસ રીતે નીતિશાસ્ત્રના કોઈ નિયમોનું અથવા કાયદાશાસ્ત્રના કોઈ નિયમોનું ઉલ્લંઘન કરવામાં આવ્યું નથી. મહોદય, આ પ્રવચનમાં મારી પહેલી ચિંતા એ છે કે તે દલીલનું ખંડન કરવું અને તે પરિસ્થિતિનો ઇનકાર કરવો. હવે હું મારી સ્થિતિ સ્પષ્ટ કરી શકું એ માટે હું અમુક બહુ પ્રારંભિક દરખાસ્તોથી શરૂઆત કરીશ. સૌપ્રથમ, હું સ્પષ્ટતા કરી લઉં કે આપણે "હડતાળ" એ શબ્દોથી શું સમજીએ છીએ ? તેનો શો અર્થ છે ? મને લાગે છે કે "હડતાળ" એ શબ્દનો અર્થ સમજીએ તો વધુ સારું ગણાશે. સાદી સરળ

લોકોની ભાષામાં હડતાળ એ બીજું કંઈ નથી પણ નોકરીના કોન્ટ્રાક્ટનો ભંગ છે. જ્યારે કોઈ કામદાર હડતાળ પાડે છે ત્યારે તેનો અર્થ એ જ થાય છે કે તે નોકરીના કોન્ટ્રાક્ટનો ભંગ કરે છે : તેમાં તેનાથી વધુ બીજું કંઈ નથી અને તેનાથી ઓછું કંઈ નથી અને આ બાબતમાં હું ઉઠાવવાનું સૂચવું છું તે બીજો પ્રશ્ન આ છે : નોકરીના આ ભંગ બદલ, આજે ભારતીય કાનૂની પુસ્તક પર જે કાયદો છે તેના દ્વારા કઈ રીતે કામગીરી કરવી ? શું ભારતીય કાયદો હડતાળ પાડવાના આ અધિકારને માન્ય રાખે છે કે નહિ ? અને, જો તેમ કરતો હોય, તો કઈ રીતે અને જો તે શિક્ષા કરતો હોય, તો કઈ રીતે ? જો તે શિક્ષા કરે છે ? અહીં પણ પાછું, મહોદય, હું પ્રારંભિક દરખાસ્તથી શરૂ કરીશ, અને તે પ્રારંભિક દરખાસ્ત આ છે કે કોઈ કૃત્ય કરવું કે કરવાનું છોડી દેવું એ દીવાની દુષ્કૃત્ય હોઈ શકે અથવા એ ગુનો હોઈ શકે છે. અને હું ઉઠાવવા માગું છું એ પહેલો પ્રશ્ન આ છે- હું આ બાબતને પૂરેપૂરી છણાવટ કરવાનું ખરેખર ઇચ્છું છું કારણકે આ બાબતમાં મારી સ્થિતિ અંગે હું કોઈ પણ પ્રકારની શંકા રહેવા દેવા માગતો- હું ઉઠાવવા માગું છું તે પહેલો પ્રશ્ન આ છે : શું નોકરીના કોન્ટ્રાક્ટનો ભંગ એ દીવાની દુષ્કૃત્ય છે ? એનો જવાબ કાયદો એવો આપે છે કે : હા, એ દીવાની દુષ્કૃત્ય છે. જેને આ દીવાની દુષ્કૃત્યથી વેઠવું પડ્યું હોય તેવી નારાજ થયેલી વ્યક્તિ માટે શા ઉપાયો છે ? એ પ્રશ્ન ત્યાર પછી આવતો બીજો પ્રશ્ન બનશે. તેનો પણ જવાબ એ છે કે હાલના કાયદામાં, કોઈ કામદારે જેના કોન્ટ્રાક્ટનો ભંગ કર્યો હોય તેવી નારાજ થયેલી વ્યક્તિ માટે બે ઉપાયોની જોગવાઈ કરવામાં આવી છે, અને તે છે નુકસાની અને વિશિષ્ટ રાહત. હવે, જોકે કાયદામાં દીવાની દુષ્કૃત્ય થયું હોય ત્યાંત્યાં આ બે ઉપાયો તો છે જ, એટલે કે નુકસાની અને વિશિષ્ટ અમલ; તેમ છતાં એક એવી પણ જોગવાઈ છે કે જે ખાસ કરીને નોકરીના કોન્ટ્રાક્ટોને લાગુ પડતી હોય. કોઈ વ્યક્તિ નોકરીના કોન્ટ્રાક્ટનો ભંગ કરે ત્યારે, નારાજ થયેલી વ્યક્તિ કરવાને હકદાર હોય તેવી બાબત છે નુકસાની; તે વ્યક્તિ વિશિષ્ટ રાહત કદી માગી શકે નહિ, અને કોર્ટ કદી રાહત આપી શકે નહિ કે જે દ્વારા તે કોર્ટ, તે વ્યક્તિએ કર્યો હોય તેવા નોકરીના કોન્ટ્રાક્ટનો અમલ કરવાની તેને ફરજ પાડી શકે. નારાજ થયેલ વ્યક્તિને જે કંઈ હક હોય તે માત્ર નુકસાનીનો છે. મહોદય, એક દીવાની દુષ્કૃત્ય તરીકે નોકરીના કોન્ટ્રાક્ટનો ભંગ થયો હોય તેટલા પૂરતી સ્થિતિ આવી છે. આ દીવાની દુષ્કૃત્ય બદલ માલિકને નુકસાનીથી વધુ કશું મળી શકે નહિ.

નોકરીના કોન્ટ્રાક્ટના ભંગને એક ગુના તરીકે જોતાં પ્રશ્ન એ થાય છે કે શું તે ગુનો છે ? નોકરીના કોન્ટ્રાક્ટના ભંગને લાગેવળગે છે ત્યાં સુધી ભારતીય કાયદાની જોગવાઈ શું છે ? મહોદય, સ્પષ્ટતાના હિતમાં એ જરૂરી છે કે આપણા ભારતીય કાયદા દ્વારા આ બાબતને કેવી ગણવામાં આવે છે તેનો ઈતિહાસનો થોડોક અંશ આ ગૃહ સમક્ષ રજૂ કરવામાં આવે. નોકરીના કોન્ટ્રાક્ટના ભંગ બદલ જેમાં સૌપ્રથમ કામગીરી કરવામાં આવે તે ભારતીય કાયદો ૧૮૫૯નો અધિનિયમન ૧૩ હતો; તેને કામદારોનો કોન્ટ્રાક્ટ ભંગ અધિનિયમ કહેવામાં આવતો હતો. આ કાયદો ૧૮૫૯માં બળવા પછી તરત કે બળવા દરમિયાન પસાર કરવામાં આવ્યો હતો. હું અત્યારે ગૃહને એનાં કારણો જણાવું છું કે શા માટે આ કાયદો પસાર કરવામાં આવ્યો હતો. ત્યાર પછી, ભારતીય ફોજદારી કાયદામાં પણ એવી જોગવાઈઓ છે જે આ બાબતની એટલે કે એક ગુના તરીકે નોકરીના કોન્ટ્રાક્ટના ભંગની છણાવટ કરે છે, અને એ કલમો છે ૪૯૦, ૪૯૧ અને ૪૯૨. ૧૯૫૯ ના અધિનિયમ ૧૩ અંગે એવું છે કે તે અધિનિયમ મર્યાદિત પ્રમાણમાં લાગુ પડતો હતો. તે કારીગરોને અને કામદારોને લાગુ પડતો હતો : તે એવા કેસોને લાગુ પડતો હતો કે જ્યાં કારીગરોએ અને કામદારોએ માલિકો પાસેથી પેશગી લીધી હોય અને તેમણે માથે લીધી હોય તેવી ફરજો બજાવવાનું પાછળથી ના પાડે. તેના આદેશોનો આધાર સંજોગોની જરૂરિયાત પર હતો. બ્રિટિશ સરકાર સામે બળવાનો ભય ઊભો થયો હતો. બળવો ચાલુ રહ્યો તે મુદત દરમિયાન લશ્કરે ઘણા કારીગરોને અને કામદારોને કામે રોક્યા હતા અને ઘણા કારીગરોને અને કામદારોને એવી અપેક્ષાએ નાણાં પેશગીરૂપે આપ્યાં હતાં કે તેઓએ જે કરવાની જવાબદારી માથે લીધી હોય તે સેવાઓ તેઓ પૂરી પાડશે, પરંતુ ભયના કારણે કે કોઈ બીજા સંજોગોના કારણે આ કારીગરો અને કામદારો તેમનાં વતનનાં સ્થળે પાછા જતા રહ્યા અને પરિણામે તેમણે કરવા માટે માથે લીધેલ ફરજો બજાવવાની સ્થિતિમાં તેઓ ન રહ્યા, જોકે તેમ છતાં તેમને પેશગી તો મળી જ હતી. આવા કેસોને આવરી લેવા માટે ૧૮૫૯નો આ અધિનિયમ પસાર કરવામાં આવ્યો હતો એવું રેકર્ડ પર હોવાનું જણાય છે કે જો કે આ અધિનિયમ પસાર કરવામાં આવ્યો તેમ છતાં તેને જવલ્લે જ અમલમાં મૂકવામાં આવ્યો હતો; ખરેખર તે કંઈ એવો કાયદો ન હતો કે જેની હેઠળ લોકોને વેઠવું પડતું હોય. મહોદય, આ અધિનિયમનો તે પછીનો ઈતિહાસ પણ રસપ્રદ છે. આ અધિનિયમ કે જે ૧૮૫૯થી એક ઔપચારિક કાયદા તરીકે રહ્યો અને મેં કહ્યું

તેમં જે કદી અમલમાં મુકાયો નહોતો તે કાયદામાં ૧૯૨૦માં ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયાના અધિનિયમ ૧૨થી સુધારો કરવામાં આવ્યો હતો. સુધારો કરતા અધિનિયમ દ્વારા આ અધિનિયમમાં બે ખૂબ ફાયદાકારક સિધ્ધાંતો દાખલ કરવામાં આવ્યા હતા. આ અધિનિયમમાં દાખલ કરવામાં આવેલો એક ફાયદાકારક સિધ્ધાંત એ હતો કે મેજિસ્ટ્રેટને, જેણે નોકરીના કૉન્ટ્રાક્ટનો ભંગ કર્યો હોય તેવા કારીગરને શિક્ષા કરતાં પહેલાં, કૉન્ટ્રાક્ટના નીતિ- ન્યાય અંગે તપાસ કરવાની સત્તા આપવામાં આવી હતી, જેથી કરીને જો મેજિસ્ટ્રેટ એવા નિર્ણય પર આવે કે કૉન્ટ્રાક્ટ નીતિ- ન્યાયની દ્રષ્ટિએ બરાબર નહોતો તો માથા ભારે કારીગરને શિક્ષા કરવાનો તેનો સત્તા રહેતી નહિ, પછી ભલે હકીકત એવી હોય કે તેણે તેના માલિક પાસેથી પેશગી લીધી હોય. ૧૯૨૦ના અધિનિયમ દ્વારા દાખલ કરાયેલો એ પહેલો ફેરફાર હતો. પછી, બીજી ફાયદાકારક જોગવાઈ જે ૧૯૨૦ના અધિનિયમ દ્વારા દાખલ કરાઈ હતી તે એ હતી કે મેજિસ્ટ્રેટને, ફાયદાકારક જોગવાઈ જે ૧૯૨૯ના અધિનિયમ દ્વારા દાખલ કરાઈ હતી કે મેજિસ્ટ્રેટને, જે માલિક અર્થહીન ફરિયાદ લઈને આવનો હોય તેને શિક્ષા કરવાની સત્તા આપવામાં આવી હતી આ જોગવાઈ એવી હતી જે મૂળ અધિનિયમમાં નહોતી.

ભારતના ફોજદારી કાયદાની જોગવાઈઓની વાત કરીએ તો મેં જેનો ઉલ્લેખ કર્યો છે તે ત્રણ કલમોનો પણ રસપ્રદ ઈતિહાસ છે. કલમ ૪૯૦, પ્રવાસ કે મુસાફરી દરમિયાન નોકરીના કૉન્ટ્રાક્ટના ભંગને લગતી છે. એ કલમ બહુ મર્યાદિત અર્થમાં લાગુ પડતી કલમ હતી. નોકરીના કૉન્ટ્રાક્ટના તમામ પ્રકારના ભંગને તે લાગુ પડતી નહોતી; જે નાવિકો દરિયાઈ પ્રવાસે કે મુસાફરીએ જતા માત્ર તેમને જ તે લાગુ પડતી હતી. દેખીતી રીતે જ, જે નાવિકોની સતત નોકરી પર દરિયાઈ પ્રવાસની સફળતા અને સુરક્ષાનો આધાર રહેતો તેવા નાવિકોની નોકરીની બાબતમાં આ પ્રકારનો અપવાદ કરવાનું બહુ જરૂરી હતું. બીજી કલમ, કલમ ૪૯૧, નિરાધાર લોકોની જરૂરિયાતો પૂરી પાડવામાં નોકર કૉન્ટ્રાક્ટનો ભંગ કરે તેને લગતી હતી. દા.ત., તે કલમ, જેણે નિરાધાર બાળકની સંભાળ લેવાનો કૉન્ટ્રાક્ટ કર્યો હોય તેવી આયાને તે લાગુ પડતી હતી; તે કલમ, જે વ્યક્તિ લંગડી હોય અને જે પોતાની સંભાળ રાખી શક્તી ન હોય તેવી વ્યક્તિની જરૂરિયાતો પૂરી પડાવાનું જેણે માથે લીધું હોય તે નોકરીને લાગુ પડતી હતી. એ કલમ હતી ૪૯૧. તે પછી, કલમ ૪૯૨માં એવા કેસને આવરી લેવામાં આવતો કે જેમાં નોકરીના કૉટ્રાક્ટનો ભંગ એવા દૂરના સ્થળે થયો હોય જ્યાં નોકરને તેના

માલિકના ખર્ચે મોકલવામાં આવ્યો હોય. આ ત્રણ જોગવાઈઓ એવી હતી કે જેને કાયદાનું સ્વરૂપ ત્યારે આપવામાં આવ્યું જ્યારે ભારતીય ફોજદારી કાયદો અમલમાં આવ્યો. હવે, મહોદય, આ ત્રણ કલમો જ્યારથી કામદારના સ્વરૂપે આવી ત્યારથી માંડીને અત્યાર સુધીનો તેમનો ઈતિહાસ કેવો રહ્યો છે ? એ ઈતિહાસ આવો છે કે ૧૯૨૫ના અધિનિયમ ૩ દ્વારા કેન્દ્રીય વિધાનમંડળે કલમ ૪૯૦ અને કલમ ૪૯૨ રદ કરી છે. એ કલમો હવે લાગુ પડતી નથી, અને તેમની હેઠળ જે નોકરીના કોન્ટ્રાક્ટના ભંગ - ગુના બનતા હતા તે હવે ગુના ગણાતા જ નથી. તેથી, જે બાકી રહે છે તે કલમ છે માત્ર ભારતીય ફોજદારી કાયદાની કલમ ૪૯૧. તેથી કરીને, જે કાયદો જે રીતે હવે ભારતમાં પ્રવર્તે છે તેટલા પૂરતું, નોકરીના કોન્ટ્રકટનો માત્ર એવો ભંગ જેનાં શિક્ષાત્મક પરિણામો આવે તે. નુકસાની ભિન્ન કરતાં, કલમ ૪૯૧ જ છે; અને મને નથી લાગતું કે ગૃહના કોઈ પણ સભ્યને જો તેમને ખબર હોય કે ખરેખર તેનો ઉદ્દેશ જે વ્યક્તિ નિરાધાર હોય અને જે પોતાની સંભાળ લઈ શક્તી ન હોય તેવી વ્યક્તિના કેસને આવરી લેવાનો છે તો, આ પરિસ્થિતિ સામે વાંધો હોય.

હવે મહોદય, જેને હું પેલા "હડતાળ" એ અરુચિકર શબ્દનું કેવળ પ્રચલિત વર્ણન જ કરું છું તે, નોકરીના કોન્ટ્રાક્ટના ભંગના પરિણામે ઊભી થતી કાનૂની પરિસ્થિતિને લગતું મેં જે કંઈ કહ્યું છે તે સઘળાનો તાગ મેળવીએ તો પરિસ્થિતિ શું છે ? પરિસ્થિતિ આ છે. નોકરી કૉન્ટ્રાક્ટનો ભંગ એ ગુનો નથી અને ભારતીય કાયદા હેઠળ શિક્ષાપાત્ર નથી, સિવાય કે જ્યારે કેસ કલમ ૪૯૧ હેઠળ આવતો હોય. એનો અર્થ એ જ કે તે એક દીવાની દુષ્કૃત્ય જ છે; તે ગુનો નથી, અને, વધુમાં એ એક દીવાની દુષ્કૃત્ય છે જેના માટેનો ઉપાય માત્ર નુકસાની જ હોઈ શકે અને વિશિષ્ટ અમલ કદી ન હોઈ શકે. હું એના પર ભાર દેવા માગું છું. હવે, મને ખાતરી છે કે ગૃહ પોતાના પક્ષે હોય તેટલી પૂરી ગંભીરતાથી જે અંગે વિચારણા કરવા માગશે તે પ્રશ્ન છે : એવું કેમ છે કે ભારતીય કાયદામાં નોકરીના કૉન્ટ્રાક્ટના ભંગને ગુનો બનાવવામાં નથી આવ્યો ? અને એવું શા માટે છે કે ભારતીય કાયદામાં વિશિષ્ટ અમલની જોગવાઈ કરવામાં નથી આવી ? ગૃહના બીજા સભ્યો ગમે તે જવાબ આપવાનું પસંદ કરે, મારો જવાબ બહુ સ્પષ્ટ છે.મારો જવાબ આ છે કે ભારતીય વિધાનમંડળ નોકરીના કૉન્ટ્રાક્ટના ભંગને ગુનો નથી બનાવતું કારણકે તેને એમ લાગે છે કે ગુનો બનાવવો એટલે વ્યક્તિને તેની ઈચ્છા વિરુદ્ધ નોકરી કરવાની ફરજ પાડવી; અને તેને ગુલામ બનાવવો (સાંભળો,

સાભંળો.) તેથી, મારી દલીલ એવી છે કે હડતાળની શિક્ષા કરવી એ બીજું કંઈ નહિ પણ કામદારને ગુલામ બનાવવા જેવું છે. કારણકે ગુલામી શું છે ? અમેરિકાના સંવિધાનમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે, ગુલામી એ બીજું કશું નહિ પણ મરજી વિરુધ્ધની બંધનાવસ્થા. અને આ મરજી વિરુધ્ધની બંધનાવસ્થા છે. આ નીતિશાસ્ત્રની વિરુધ્ધનું છે; આ કાયદાશાસ્ત્રની વિરુધ્ધનું છે મહોદય, ભારતીય ફોજદારી કાયદાના ઘડવૈયાઓને, મેં હમણાં જેનો ઉલ્લેખ કર્યો એટલે કે/કલમ ૪૯૦, ૪૯૧ અને ૪૯૨ની જોગવાઈઓનો મુસદ્દો તેમણે ઘડ્યો ત્યારે, અહીં શીર્ષક નોંધ પરથી હું જોઈ શકું છું તે પ્રમાણે, ઘણી બધી ચિંતા હતી; તેઓના અંતઃકરણમાં અસ્વસ્થતાની ભારે મોટી લાગણીઓ સ્પષ્ટપણે પ્રવર્તતી હતી, અને તેઓને એનું આશ્ચર્ય થતું હતું કે કલમો ૪૯૦, ૪૯૧ અને ૪૯૨માં જણાવેલી જોગવાઈઓ નાની હોવા છતાં પણ તેને કાયદાનું સ્વરૂપ આપવામાં તેઓ સાચા ઠરશે કે કેમ. ભારતીય ફોજદારી કાયદાના ઘડવૈયાઓએ "નોકરીના કોન્ટ્રાક્ટના ફોજદારી ભંગ અંગે" એ શીર્ષકવાળા પ્રકરણ ૧૯ અંગે જે કહ્યું તે આ છે:

મોટા ભાગના કાયદાનિષ્ણાતો સાથે એવું વિચારવામાં અમે સંમત છીએ કે સામાન્ય રીતે કોન્ટ્રાક્ટના કેવળ ભંગ ગુનો ગણવો જોઈએ નહિ, પરંતુ તેને માત્ર દીવાની કાર્યવાહીનો વિષય જ ગણવો જોઈએ. તેમ છતાં, આ સામાન્ય નિયમમાં કેટલાક અપવાદો છે. કોન્ટ્રાક્ટના કેટલાંક ભંગ એવો હોય કે જેનાથી સંભવતઃ એવું અનિષ્ટ થાય કે જેની પૂર્તિ કોઈ જાતની નુકસાનીથી ન થઈ શકે અથવા જે માત્ર બહુ ઊંચી નુકસાનીથી ભરપાઈ થઈ શકે, અને એવા ભંગ સંભવત : એવા પણ હોય કે જે એવી વ્યક્તિઓ દ્વારા કરાયા હોય જેમની પાસેથી કોઈ પણ નુકસાની મેળવવી એ અત્યંત પ્રમાણમાં અસંભવિત હોય. આપણાને વિચારતાં લાગે છે કે કોન્ટ્રાક્ટના આવા ભંગ, શિક્ષાત્મક કાયદા માટેના યોગ્ય વિષયો છે."

કરવાની કામગીરી છોડી દેવાનાં જુદાજુદા પ્રકારનાં એવાં કૃત્યો કે જે અંગે શિક્ષા કરી શકાય તેવાં કૃત્યોની તેમણે કરેલી વ્યાપક મોજણીના આધારે તેમને ``મ પડ્યું કે કરવાની કામગીરી છોડી દેવામાં માત્ર એવાં જ કૃત્યો કે જે બદલ નીતિશાસ્ત્ર અને કાયદાશાસ્ત્રની જોગવાઈઓને સુસંગત રહીને શિક્ષા કરી શકાય એવી આ ત્રણ જોગવાઈઓ જ હતી અને એથી વિશેષ કશું નહિ.

હવે, મહોદય, એવું કહેવાય છે કે હડતાળના અધિકાર જેવી કોઈ વસ્તુ જ નથી. મારો ઉત્તર એ છે કે આ વિધાન એવી વ્યક્તિ તરફથી જ હોઈ શકે જે ખરેખર હડતાળ

શું છે તે સમજતી ન હોય. જો સભ્યો, "હડતાળ" એ શબ્દનો મારો અર્થ, કૉન્ટ્રાક્ટના ભંગથી વિશેષ કશું નહિ એવો સ્વીકારવા તૈયાર હોય તો હું રજૂઆત કરું છું કે હડતાળ એ માત્ર સ્વાતંત્ર્યના અધિકારનું બીજું નામ છે; કોઈ વ્યક્તિ મેળવવા માગતી હોય તેવી કોઈ પણ શરતે કોઈ વ્યક્તિની સેવાઓના સ્વાતંત્ર્ય પરત્વેના અધિકાર સિવાય એ બીજું કંઈ નથી. તમે સ્વાતંત્ર્યના અધિકારને તરત કબૂલ રાખતા હો તો તમે હડતાળના અધિકારને પણ કબૂલ રાખો છો એ જરૂરી છે, કારણકે મેં કહ્યું છે તેમ હડતાળનો અધિકાર કેવળ સ્વાતંત્ર્યના અધિકારનું બીજું નામ જ છે. રાજાઓના દૈવી અધિકાર જેવી જ કંઈક આ બાબત છે એમ કહીને એની એક પ્રકારે હાંસી ઉડાવવા જેવું થાય. મહોદય, એના ઉત્તરમાં હું માત્ર એટલું જ કહીશ કે કોઈ કાવ્યમય વાક્યરચનાથી કે ચિત્રાત્મક વર્ણનથી કોઈ દલીલને આઘી ઠેલી શકાય નહિ; મેં એવું પરિણામ આવતું કદીય ક્યાંય જોયું નથી- ચોકકસ કહું તો કાયદાની અદાલતોમાં તો નહિ જ. જો તમે એમ સ્વીકારો કે સ્વાતંત્ર્યનો અધિકાર એ એક દિવ્ય અધિકાર છે તો મારી દલીલ એ છે કે હડતાળનો અધિકાર પણ એક દિવ્ય અધિકાર છે (સાંભળો, સાંભળો). હું તો એથી ય આગળ વધીને કહું છું કે કારણકે દસ માણસો કે વીસ માણસો કે બસો માણસો એક સાથે હડતાળ જાહેર કરી દે તો, કાયદાને લાગેવળગે છે તેટલા પૂરતું પરિસ્થિતિમાં કશોય ફરક પડી શક્તો નથી.

મહોદય, હું જાણું છું કે કેટલાક લોકો ભારતીય ફોજદારી કાયદાની કલમ ૧૨૦-એ. તરફ નિર્દેશ કરશે અને હું આ વિષય છોડી દઉં તે પહેલાં હું એ બાબતને હાથ ધરવાનો છું હવે, મહોદય, ભારતીય ફોજદારી કાયદાની કલમ '૧૨૦-એ' એક એવી કલમ છે જે કાવતરાને લગતી છે મને આશ્ચર્ય છે કે જો વિરોધ પક્ષે બેઠેલા સભ્યો તેના પરથી એવી દલીલ કરવાનું ઇચ્છે કે હડતાળ પાડવાનો કોઈ અધિકાર નથી કારણકે કામદારોના એક સમૂહ દ્વારા હડતાળ એ કાવતરું છે જો તેઓ તેમ કરે તો હું વિરોધ પક્ષના એ સજ્જનો, જેઓ કામદારોના એક સમૂહને હડતાળ પાડવાનો કશો અધિકાર નથી એવી રજૂઆત કરવા માટેના એક કારણ તરીકે કલમ '૧૨૦-એ' પર આધાર રાખે છે, તેઓ હડતાળ એ કાવતરું છે એવું પુરવાર કરે એમ હું ઇચ્છું છું તેઓ એવું પુરવાર ન કરે કે હડતાળ એ કાવતરું છે ત્યાં સુધી કલમ '૧૨૦-એ' લાગુ પડશે નહિ, અને હું દલીલ કરું છું કે હડતાળ એ કાવતરું નથી.

**એક માનનીય સભ્ય :** કોણ કહે છે કે એ લાગુ પડે છે ? એ તો એક જાહેર ઉપયોગિયાની બાબત છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** હું જાહેર ઉપયોગિતા પર મોડેથી આવું છું.

મહોદય, દુર્ભાગ્યે આપણી પાસે ભારતમાં કોઈ નિર્ણીત મેં સંશોધન કર્યું પણ તેના પરિણામે મને એવા કેસનો પરિચય નથી થયો કે જ્યાં હડતાળિયાઓને, કાવતરું હતું તેવા કારણસર, કલમ '૧૨૦-એ' હેઠળ ઝડપી લેવામાં આવ્યા હોય. પરંતુ આ વિષય અંગે મને અંગ્રેજી કાયદામાંથી કંઈક સમર્થન મળતું જણાય છે. આ અંગ્રેજી કાયદો પણ હડતાળને તેના કાવતરાના પાસાની બાબતમાં કામ લે છે. હું સ્કોસોસરે લખેલ "મજૂર સંઘોની કાનૂની સ્થિતિ" એ નામના પુસ્તકમાંથી ટૂંકો ફકરો ગૃહ સમક્ષ વાંચી સંભળાવીશ. હું, પૃષ્ઠ ૭૬ પરનો ફકરો વાંચું છું :

તેથી, મજૂરોની સ્થિતિ સુધારવા માટેની હડતાળો અને બીજા એવા જ પ્રકારનાં સંયુક્ત પ્રયાસોનો સામાન્ય કાયદાની દ્રષ્ટિમાં ખુદ ગેરકાયદેસર ઠરતાં નથી. હડતાળો ઈંગ્લેન્ડના કાયદાની દ્રષ્ટિએ સ્વયં પોતાની મેળે ગેરકાયદેસર કે કાયદાવિરુદ્ધ છે એવી દરખાસ્તનો કોઈ આધાર નથી. એ સાચું છે કે પ્રસંગોપાત્ત એવા અભિપ્રાય વ્યક્ત કરાયા છે કે મજૂરોની સ્થિતિ સુધારવા માટેના આવા સંયુક્ત પ્રયાસો સામાન્ય કાયદાની દ્રષ્ટિએ ગેરકાયદેસર છે, પરંતુ કોર્ટોએ આવી રીતે નિયત કરાયેલા કાયદાને કદી સ્વીકાર્યો નથી, અને લબ્ધપ્રતિષ્ઠ ન્યાયાધીશોએ તેનાથી વિરુદ્ધ મંતવ્યો વ્યક્ત કર્યો છે. આખી સત્તરમી અને અઢારમી સદીઓ દરમિયાન કોઈ પણ કોર્ટે, મજૂરોની સ્થિતિ સુધારવા માટેના સંયુક્ત પ્રયાસોને સામાન્ય કાયદા વિરુદ્ધ ગણ્યાં નથી, અને મજૂરોની સ્થિતિ સુધારવા માટેના કામદારોના પ્રયાસોને અવરોધતા હોય તેવા વિધાયી કાયદાઓની કોઈ પણ શ્રેણીનો ઉદ્દેશ સામાન્ય કાયદાનો એવો હેતુ જાહેર કરવાનો કે તે પર મૂકવાનો રહ્યો નથી. જો આપણે રેક્સ વિરુદ્ધ મૉ બેના કેસમાં ગ્રેસ.જે.દ્વારા કરાયેલ પ્રાસંગિક કથનનો સ્વીકાર કરીએ તો, વિધાનમંડળે ૧૯૨૫ના સંયુક્ત પ્રયાસ અધિનિયમ દ્વારા એ તમામ કાનૂનો વાળીઝૂડી ને ફેંકી દીધા નહિ ત્યાં સુધી, સૂચવાયેલી દરખાસ્તના સમર્થનમાં કશો ન્યાયિક અભિપ્રાય ન હતો. તાજેતરના સમયમાં જે પ્રકાશ સમયમાં જે પ્રથમ દેખાય છે અને અગાઉની તારીખના સ્વીકૃત સિદ્ધાંત પર આધારિત છે તે

સામાન્ય કાયદા અંગેના નિર્ણયોને ભારે સંદેહથી જોવામાં આવે છે. ૧૮૨૪થી સત્તાનું વજન આ સિધ્ધાંતની વિરુધ્ધ છે. હડતાળો પોતાની જાતે જ સંયુક્ત પ્રયાસો છે."

ચુકાદાનો મહત્ત્વનો ભાગ આ છે :

"ગેરકાયદેસર અંત લાવવા માટે પણ નહિ અને ગેરકાયદેસર સાધનો દ્વારા કાયદેસર અંત લાવવા માટે જાણે નહિ. કાયદો સ્પષ્ટ છે કે કામદારોને તેમના પોતાના રક્ષણ માટે સંયુક્ત થવાનો અધિકાર છે. ખાસ કરીને ત્યારે કે જ્યારે તેઓ જે લાભ માટે કાયદેસર હકદાવો કરી શકતા હોય તેવો લાભ મેળવવા માટેનો આવો સંયુક્ત પ્રયાસ હોય. મજૂરો અને શરતો એ બાબતમાં પસંદગી કરવાની સત્તા કોઈ વ્યકિત તેનો કઈ રીતે ઉપયોગ કરે છે તેમાં રહેલી છે."

હું જેના પર ભાર મુકવાનો પ્રયાસ કરતો હતો તે મુદ્દો આ છે.

"મસલત કર્યા પછી, એક વ્યક્તિ તરીકે કે ઘણી વ્યક્તિઓ તરીકે જાહેર કરી શકે કે સંયુક્ત રીતે અમલ કરી શકે અને તેઓ સાથોસાથ તેઓની પસંદગીની જાહેરાત કરી શકશે, અને જોઈતી હોય તેવી શરતો મેળવવાના તાત્કાલિક હેતુ માટે તે અંગે કાયદેસર કામગીરી કરી શકશે."

હડતાળ ચાલુ રાખવી એ ગેરકાયદે હોય એવું જરૂરી નથી, અને કૉન્ટ્રાક્ટનો ભંગ કરીને જો હડતાળ પડી હોય પરંતુ ભંગ કરાયેલા કૉન્ટ્રાક્ટો સમાપ્ત થઈ ગયા હોય, તો જે વ્યક્તિઓ કામદારોને તેઓના ચાલુ કૉન્ટ્રાક્ટો સમાપ્ત થઈ ગયા હોય તે પછી, નવી શરતો પર નોકરી નવા કૉન્ટ્રાક્ટો કરવાની ના પાડવાની દ્રષ્ટિએ કામદારોને ટેકો આપીને હડતાળ ચાલુ રાખવામાં મદદ કરતી હોય તે વ્યક્તિઓ ગેરકાયદેસર કંઈ પણ કરતી નથી.

આ રીતના સંયુક્ત પ્રયાસો.

હું જેના પ્રત્યે ગૃહનું લક્ષ દોરવા માગું છું તે મુદ્દો આ છે, કારણકે ભારતીય ફોજદારી કાયદાની કલમ '૧૨૦-એ' પર એની સીધી અસર પડે છે, જેના પરિણામે અન્ય વ્યક્તિને ઈજા પહોંચે તે ગેરકાયદેસર કહી શકાય, જ્યારે સંયુક્ત પ્રયાસનો ઉદ્દેશ હાનિ હોય." એ શબ્દોને બદલે "જ્યારે સંયુક્ત પ્રયાસનો ઉદ્દેશ હાનિ હોય" એ શબ્દો હોય :

અને જો ઈજા કરવામાં આવે, તો કાવતરા બદલ કાર્યવાહી કરી શકાશે. દરેક વ્યક્તિગત કેસમાં નિર્ણીત કરવાનો પ્રશ્ન એ છે કે પરિણામી ઈજા કેટલે અંશે કાયદેસર સંયુક્ત પ્રયાસોને આનુષંગિક છે અને સંયુક્ત પ્રયાસ ઈજાના હેતુ માટે કેટલે અંશે અસ્તિત્વમાં છે."

તેથી, મારી રજૂઆત એ છે કે હડતાળોને કલમ '૧૨૦-એ' હેઠળ લાવવા માટે ફરિયાદ પક્ષે એ પુરવાર કરવું જરૂરી રહેશે. કે હડતાળનો હેતુ ઈજા પહોંચાડવાનો હતો. જો ઈજા કેવળ હડતાળના પરિણામે થઈ હોય, તો તેનાથી હડતાળ, કલમ '૧૨૦-એ' ના અર્થમાં ગેરકાયદેસર સંયુક્ત પ્રયાસ બની જશે નહિ. તેથી, મારી પહેલી દલીલ એ છે કે હડતાળને શિક્ષા કરીને આ વિધેયક કામદારોને ગુલામીની દશામાં ઉતારી મૂકે છે, એથી વિશેષ કંઈ નહિ.

આ વિધેયકને ખરેખર તો, મારા નિર્ણય અનુસાર, કામદાર નાગરિક સ્વાતંત્ર્ય મોકૂફી અધિનિયમ" કહેવું જોઈએ. તેના માટે એ જ યોગ્ય શીર્ષક ગણાશે. કેટલાક લોકોને એવી છાપ પડી છે કે આખરે તો મોકૂફી એ બે જ મહિના માટે છે એટલે કે સમાધાન કાર્યવાહી ,પૂરી થાય ત્યાં સુધી - અને તે પછી કામદારો ઈચ્છે તો હડતાળ પાડવાની તેઓને છૂટ રહેશે. મહોદય, હું કહેવા માગું છું કે આ એક બહુ ખરાબ છાપ કહેવાશે. મારી દલીલ એ છે કે જયારે આ વિધેયકની જોગવાઈઓનો અમલ કરવામાં આવે ત્યારે એ જોગવાઈઓના કારણે કાયમી ગુલામી લાવશે અને કામદારો કદી પણ હડતાળ પાડી શકશે નહિ. આપણે જોગવાઈઓ જોઈએ.. સૌપ્રથમ, વિધેયકમાં જોગવાઈ કરવામાં આવી છે કે જયારે આ અધિનિયમ અમલમાં આવે ત્યારે એક વર્ષ માટે કોઈ પણ જાતની હડતાળ પાડવાની નથી. પરિસ્થતિઓ એવી હોય કે વિચારશીલ કામદાર તે સ્વીકારે કે નહિ અથવા પરિસ્થિતિઓ એવી હોય કે કોઈ પણ વિચારશીલ કામદાર તે સ્વીકારે કે નહિ, તેમ છતાં એક વર્ષ સુધી તો સંપૂર્ણ ગુલામી ખરી જ. કામદારો, બીજી અનુસૂચિમાં જણાવેલી શરતોથી બંધાઈ ગયા છે. એ પરિસ્થિતિમાંથી કશો છુટકારો નથી, તેમાંથી ક્યાંય નાસી જવાય એવું નથી. તો એક વર્ષ પૂરું થયા પછી શું થાય છે ? જે થાય છે તે આ છે : તમારે નોટિસ આપવાની રહે છે; તેમ કરવાથી, તમે હડતાળ પાડી ન શકો તે દરમિયાનનો થોડોક સમય ચાલ્યો જાય છે. પછી, નોટિસ આપવામાં આવે ત્યાર બાદ, ઉત્તર માટેનો સમય અપાય છે. ઉત્તર

અપાય તેટલી મુદત દરમિયાન તમે હડતાળ પાડી શક્તા નથી. પછી, સમાધાનની કાર્યવાહી શરૂ થાય છે. એ કાર્યવાહી,જો પક્ષકારો ભાગ્યશાળી હોય, જો પક્ષકારો વિચારશીલ હોય,તો બે મહિના સુધી ચાલી શકે છે; પરંતુ વિધેયકમાં જોગવાઈ કરવામાં આવી છે કે એ મુદત ચાર મહિના સુધી લંબાવી શકાશે. તેથી, કામદારોની ફરિયાદ શરૂ થાય તે તારીખથી ચાર મહિના અને લગભગ ૨૫ દિવસ સુધી- હું કહું છું તેમાં સુધારો કરી શકાશે જો મારી ગણતરી ખોટી હોય તો, કારણકે હું વીગતોમાં ઊતર્યો નથી- કામદારે કશું જ કરવાનું રહેતું નથી. તેણે વાત કરવાની નથી, તેણે વાત કરવાની નથી, તેણે ભાષણ કરવાનું નથી, તેણે સંગઠન રચવાનું નથી, તેણે કશું જ કરવાનું નથી. તમામ પ્રકારની ગતિશીલતા જેમાં શબ્દોનો, ભાષણનો, કાર્યનો સમાવેશ થાય છે તેને આ મુદત દરમિયાન શિક્ષા કરવામાં આવે છે. ધારો કે આ ચાર મહિના અને ૨૫ દિવસની લાંબી મુદત દરમિયાન હું કહીશ કે ગર્ભાવસ્થાની આ લાંબી મુદત દરમિયાન કોઈ સમાધાન કરવામાં ન આવે તો શું થવાનું છે ? કામદારને, સમાધાનની મુદત પૂરી થાય પછી હડતાળ પાડવા માટે ફક્ત બે જ મહિનાની છૂટ અપાઈ છે. હું નથી જાણતો કે આ વિધેયક રજૂ કરનાર મારા માનનીય મિત્ર એમ વિચારતા હોય તે મજૂરોનાં વિઘટિત કરાયેલાં બળો માટે કોઈ ક્રિયાશીલતા ખાતર ગતિશીલ થવા સારું બે મહિનાની મુદત પૂરતા પ્રમાણમાં લાંબી મુદત ગણાય. હું મજૂર ક્ષેત્રે સક્રિય કાર્યકર રહ્યો છું. હું એમ કહી શકતો નથી કે હું ક્ષેત્રકાર્યકર છું અને તેથી હું એ નથી જાણતો કે વ્યકિત કામદારોને હડતાળ માટે સંગઠિત કરતી હોય તેને કેટલી મુશ્કેલીઓનો સામનો કરવાનો રહે છે. પંરતુ, મુંબઈ શહેરમાંના એક નિરીક્ષક તરીકે મને આપ્યો છે તેવા અનુભવ પરથી આ પરિસ્થિતિને જોતાં મને એમ કહેવામાં જરાય ખચકાટ નથી કે જેઓને ચાર મહિના અને ૨૫ દિવસ સુધી હુમલો ખાળવા રાખી મૂકવામાં આવ્યો હોય તેવા મજૂરોના સમૂહ માટે તેઓનાં બળોને હડતાળ પાડવા ખાતર ગતિશીલ બનાવવા સારુ બે મહિના અત્યંત અપૂરતી મુદત ગણાશે. જો તેઓ બે મહિનામાં હડતાળ ન પડે તો શું થાય ? જે થાય તે એક કામદારની દ્રષ્ટિએ તેમણે પરિસ્થિતિનો સ્વીકાર કરી લીધો હોવાનું મનાય. જો તેઓ ફરીથી તેઓનું માથું ઊંચકે અને નવી ફરિયાદો શોધી કાઢે, તો કાયદો કહે છે કે તમારે ફરીથી ચાર મહિના અને ૨૫ દિવસ સુધી રાહ જોવાની રહેશે અને સમાધાનને આગળ વધાવા દેવાનું રહેશે. થોભો અને રાહ જુઓ અમે શું કરીએ છીએ. થોભો અને રાહ જુઓ-ચાર મહિના અને ૨૫ દિવસ

સુધી. વળી પાછું એ ચાર મહિના અને ૨૫ દિવસની આખરે કશું ય ન થાય તો, જો તમે માનતા હો કે તમે હડતાળ પાડી શકો છો, તો બે મહિનાની અંદર તેમ કરો. જો તમે તેમ ન કરો અને બે મહિના પછી તમે બીજી કોઈ ફરિયાદ ઊભી કરો, તો તમારે ફરી પાછું ચાર મહિના અને ૨૫ દિવસ સુધી થોભવાનું અને રાહ જોવાનું રહેશે. મહોદય, હું એ જાણવા માગું છું કે આવું 'આમ ન કરો, અને તેમ કરોનું અનંત ચક્ર ચાલવાથી કામદોરોની હંમેશ માટેની સંપૂર્ણ ગુલામી, કાયમી ગુલામી નહિ પેદા થાય? જો આ વિધેયક કામદારોમાં ગુલામી દાખલ કરવા માટેનું વિધયક ન હોય તો હું એ જાણવા માગું છું કે તો પછી કયા પ્રકારના વિધેયકથી ગુલામી દાખલ થશે. હડતાળને લગતી આ વિધેયકની જોગવાઈઓ અંગે આટલું બસ.

હવે, મહોદય, આ વિધેયકની જોગવાઈઓ હડતાળ સાથે સંબંધિત છે તેટલા પૂરતું એ જોગવાઈઓને ૧૯૨૯ના મજૂર વિવાદ અધિનિયમમાં જણાવેલી જોગવાઈઓ સાથે સરખાવી જરૂરી અને શિક્ષણાત્મક ગણાશે. આ અધિનિયમ પણ એવો છે તેનાથી હડતાળના અધિકાર પર અમુક મર્યાદાઓ લાદવામાં આવી છે અને તેથી એ અધિનિયમમાં જણાવેલી જોગવાઈઓને આ વિધેયકમાં જણાવેલી જોગવાઈઓ સાથે સરખાવવી બહુ શિક્ષણાત્મક ગણાશે. જેથી કરીને ગૃહને એની સ્થિતિનો ખ્યાલ આવે કે આપણે કઈ દિશામાં જઈ રહ્યા છીએ, આપણે ગુલામીની દિશામાં જઈ રહ્યા છીએ કે કેમ. મહોદય, ૧૯૨૯ના અધિનિયમથી હડતાળ પાડવાના કામદારોના અધિકાર પર અમુક મર્યાદાઓ મૂકવામાં આવી છે અને જો હું તેની બે કલમોનો ઉલ્લેખ કરૂં તો તે પૂરતું ગણાશે. ૧૯૨૯ના એ અધિનિયમથી સામાન્ય હડતાળને રાજકીય હેતુઓ માટે શિક્ષા કરવામાં આવી છે. અધિનિયમની એ કલમ ૧૬ છે અને મારા હેતુ માટે જે વધુ પ્રસ્તુત ગણાય એવી છે તે બીજી કલમ ૧૫ છે દ્વારા નોટિસ વગર પડાયેલી હડતાળને શિક્ષા કરવામાં આવી છે. દેખીતી રીતે જ, ૧૯૨૯ના અધિનિયમ અને હાલના વિધેયક વચ્ચે અમુક પ્રકારની સમાનતા હોવાનું જણાય છે કારણકે આ વિધેયકમાં પણ નોટિસ વગર પડાયેલી હડતાળ અંગે શિક્ષા કરવામાં આવી છે. પરંતુ, મહોદય, તે બાદ કરતાં એક વિધેયક બીજી કરતાં એટલું જ જુદું છે જેટલો પનીર કરતાં ચાક જુદો છે. એકને બીજા સાથે કશી લેવાદેવા નથી અને તુલનાત્મક દ્રષ્ટ્રિએ વાત કરીએ તો એમ કહેવામાં મને જરા ય ખચકાટ નથી કે આ વિધેયક પ્રતિક્રિયાત્મક અને પ્રતિગામી છે, અને આ વિધેયકનો જરાક, ૧૯૨૯ના અધિનિયમના જનક કરતાં વધુ મોટો 'ટોરી' છે.

**મહોદય,** ૧૯૨૯ના અધિનિયમની કલમ ૧૫ની જોગવાઈઓ સરખાવીએ. આ વિષયથી વાકેફ હોય તેવી દરેક વ્યક્તિ એ જાણે છે કે ૧૯૨૯ના અધિનિયમની કલમ ૧૫ જાહેર ઉપયોગિતા પૂરતી મર્યાદિત છે. અધિનિયમમાં જેને માટે શિક્ષા કરવામાં આવે છે તે તમામ હડતાળો માટે નહિ, પરંતુ એવી હડતાળો માટે કે જેમાં જાહેર ઉપયોગિતા સેવાઓને અસર પહોંચતી હોય,અને હું કહું છું કે આ વિધેયક અને ૧૯૨૯ના અધિનિયમ વચ્ચેનો આ મૂળભૂત તફાવત છે. મહોદય, હું પૂછવા માગું છું એ પ્રશ્ન એ છે કે શું ૧૯૨૯માં લીધેલી સ્થિતિમાંથી થયેલો પલટો કોઈ પણ રીતે વાજબી ગણવાપાત્ર છે ખરો ? અને મને લાગે છે કે, જ્યારે આ વિધેયક કેન્દ્રીય વિધાનસભા સમક્ષ મૂકવામાં આવ્યું હતું ત્યારે ૧૯૨૯માં કોંગ્રેસ પક્ષની સ્થિતિ કેવી હતી એ જણાવીને જો હું શરૂ કરું તો એ હિતાવહ ગણાશે. હવે, મહોદય, જે આખરે ૧૯૨૯નો અધિનિયમ બન્યું તે વિધેયકની જોગવાઈઓ અંગે વિચારણા કરવા માટે કેન્દ્રીય વિધાનમંડળ દ્વારા જે નિમાઈ હતી તે પ્રવર સમિતિનો અહેવાલ શોધી કાઢીને વાંચવાની મેં તકલીફ લીધી છે અને મારું લક્ષ બે હરીફો, જો હું એમ કરું તો, નોકરશાહી, હું સામા પક્ષે જે પરિચિત છે તે શબ્દોનો ઉપયોગ કરું છું, નોકરશાહી, એક બાજુએ અને બીજી બાજુએ કોંગ્રેસ પક્ષ- તેમના પૂરતું મર્યાદિત રાખું તો, જ્યારે ૧૯૨૯નો આ અધિનિયમ ઘડાઈ રહ્યો હતો ત્યારે દલીલના મુદ્દા કયા હતા ? મને જણાય છે કે તફાવતના મુદ્દા આ બે હતા. સરકાર એમ ઈચ્છતી હતી કે જાહેર ઉપયોગિતા સેવાઓની વ્યાખ્યા કરવાનું કામ તેના વિવેકબુદ્ધિ અનુસાર તેના પર છોડવું જોઈએ. સરકાર એવું નહોતી ઈચ્છતી કે જાહેર ઉપયોગિતા શું હોય તેની વ્યાખ્યા ખુદ અધિનિયમમાં આપવામાં આવે, તેમજ સરકાર એ માટે તૈયાર ન હોતી કે એ સમયે એના મત પ્રમાણે જાહેર ઉપયોગિતા સેવાઓ કઈ હતી તે ગણી બતાવવામાં આવે. સરકારે કહ્યું કે જાહેર ઉપયોગિતા અને તેના મહત્ત્વનો આધાર કેસના સંજોગો પર છે. સમય અને સંજોગો અનુસાર તેમાં વધઘટ થયા કરે છે. કોઈ સેવા એક સમયે જાહેર ઉપયોગિતા બની જાય, અને સરકારને લાગ્યું કે સમાજના હિતમાં અને સરકારે વિચાર્યા અને સમજ્યા પ્રમાણે એ જરૂરી હતું કે પરિસ્થિતિને એક એવી વ્યાખ્યા કર્યા વિનાની પ્રવાહી હાલતમાં રાખવી જોઈએ કે સરકારની વિવેકબુદ્ધિ અનુસાર વ્યાખ્યા કરી શકાય. હવે કોંગ્રેસ તે સમયે બે બાબતોની હિમાયતી હતી. એક બાબત જેની એ તરફેણ કરતી હતી તે એ હતી કે કોઈ પણ બાબતને નોકરશાહીની વિવેકબુદ્ધિ પર છોડવી જોઈએ



૨૧

નહિ, અને એ બાબત માટે નોકરશાહીના હેતુઓ માટે સમજાવી શકાય નહિ અને તેથી કોંગ્રેસ પક્ષે એવું વલણ અપનાવ્યું કે કોઈ પણ જાતની વિવેકબુદ્ધિ સરકારના માથે છોડવી જોઈએ નહિ. જે કોઈ જાહેર ઉપયોગિતાને કલમ ૧૫ની ક્ષેત્રમર્યાદામાં લાવવાની હોય તે ખુદ અધિનિયમમાં જ સ્પષ્ટતાથી જણાવવી જોઈએ. જયારે આ વિધેયક આવ્યું ત્યારે જે બીજી પરિસ્થિતિ કોંગ્રેસ પક્ષે વર્ષ ૧૯૨૯માં અપનાવી તે આ હતી. તેણે કહ્યું કે જાહેર ઉપયોગિતાની કક્ષા અત્યંત વિશાળ હતી અને હડતાળ જાહેર ઉપયોગિતા સેવા સાથે સંબંધિત છે માત્ર તેટલા જ કારણસર તેને ગેરકાયદે બનાવી જોઈએ નહિ. તેણે જે પરિસ્થિતિ અપનાવી તે એવી હતી કે જાહેર ઉપયોગિતા સેવાને સામાજિક સલામતી સેવાઓ તરીકે ઓળખાતી સેવા પૂરતી મર્યાદિત રાખવી જોઈએ.એવી પરિસ્થિતિ ૧૯૨૯માં હતી. આ સ્પર્ધામાં સરકારે એક મુદ્દો જતો કર્યો. તે સંમત થઈ કે જાહેર ઉપયોગિતાની વ્યાખ્યા અધિનિયમમાં કરવી જોઈએ અને તેથી આપ જોઈ શકશો મહોદય કે અધિનિયમની કલમ ૨ કે જે અર્થઘટન ખંડ છે તેમાં જાહેર ઉપયોગિતા એટલે શું તેની વ્યાખ્યા કરવામાં આવી છે અને જાહેર ઉપયોગિતાને ગણી બતાવેલી આપ જોઈ શકશો, અને સરકારે પોતાની વિવેકબુદ્ધિથી તેમાં કશું ઉમેરવાનું નથી કે તેમાંથી કશું લઈ લેવાનું નથી, બીજી પરિસ્થિતિની બાબતમાં એટલે કે જે સેવા પૂરતી હડતાળને મર્યાદિત રાખવાની હોય તે સેવાની કક્ષાને સંકીર્ણ બનાવવાની બાબતમાં સરકારે નમતું મૂક્યું નહિ. સરકારે કહ્યું કે તેનું સૂત્ર કે તે જાહેર ઉપયોગિતા સેવાઓને લાગુ પાડવું જોઈએ એ યથાવત્ રહેવું જોઈએ અને કોંગ્રેસ પક્ષ સફળ થઈ શક્યો નહિ, પરંતુ મારી દલીલ માટે તે ખરેખર મહત્ત્વની બાબત નથી કારણકે મારી દલીલ એ છે કે ૧૯૨૯માં કોંગ્રેસ પક્ષ, હડતાળની ગેરકાયદેસરતાને સામાજિક સલામતી સેવાઓ પૂરતી મર્યાદિત રાખવાની હિમાયત કરતો હતો. મહોદય, હું, પ્રવર સમિતિના અહેવાલમાંથી અમુક કાર્યનોંધ જે કોંગ્રેસના સભ્યોએ લખી હતી તે વાંચવા માગું છું. હું માનું છું કે માનનીય સભ્ય શ્રી જમનાદાસ મહેતા તે વખતે કોંગ્રેસના સભ્ય હતા, પણ હું ચોક્કસ કહી શકતો નથી.

**શ્રી જમનાદાસ એમ. મહેતા :** મેં એ વલણ આજે પણ જાળવી રાખ્યું છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, આ ભાગ શ્રી જમનાદાસ મહેતાએ શ્રી એમ.એસ.શેષ આયંગરે, શ્રી એસ.સી.મિત્રાએ અને શ્રી વી.વી. જોગીઆએ લખેલી કાર્યનોંધમાંથી છે :

"વિધેયક પ્રવર સમિતિમાંથી આવે તે પ્રમાણે તેની સામેના મૂળભૂત વિરોધો કશી અસર પામ્યા વગરના રહે છે. અમને લાગે છે કે ખંડ ૧૫ અને તે પછીના ખંડમાંથી મજૂર વિવાદોની પતાવટ તો દૂર રહી પણ તે વિવાદો વધી જ જશે; તેમના કારણે માલિક અને નોકર વચ્ચેના સંબંધોમાં કડવાશ ઊભી થશે, અને આવી જ જાતના કાયદાના અનુભવ પરથી પ્રમાણિત થયું છે તે પ્રમાણે સત્તાધિકારીઓ દ્વારા તેનો ઉપયોગ નોકરશાહી સામેના અણગમતા રાજકીય પ્રચારને કચડી નાખવા માટે કરવામાં આવશે. જો આ વિધેયકનો ઉદ્દેશ, દેશમાં સાચી મજૂર સંઘની પ્રવૃત્તિને ઉત્તેજન આપીને વિકસાવવાનો હોય તો ખંડ ૧૫ અને તે પછીના ખંડો ચોક્કસ આ ઉદ્દેશને વ્યર્થ બનાવી દેશે.

આ પરિસ્થિતિ એવી હતી કે એમણે એને જોઈને નક્કી કર્યું કે કોઈ પણ હડતાળ જાહેર ઉપયોગિતા સેવાઓને લાગુ પડતી હોય તોપણ તેને શિક્ષા કરવી જોઈએ નહિ. અસંમતિની કાર્યનોંધ આ રીતે આગળ વધે છે :

"----- પરંતુ એ ઉદ્દેશમાં નિષ્ફળ જવાથી અમને આ અસંમતિની નોંધ જોડવાની ફરજો પડી છે. ખંડ ૧૪ સુધીનો વિધેયકમાં, તપાસ- કોર્ટો અને સમાધાન-બોર્ડોનાં માધ્યમો દ્વારા મજૂર વિવાદોની પતાવટ માટેનો સાચો પ્રયાસ કરવામાં આવ્યો છે. અમે માનીએ છીએ કે વિધેયકના તે હિસ્સા પૂરતું તે પ્રવર સમિતિમાંથી સુધારેલા અને સુદ્રઢ બનેલા સ્વરૂપે બહાર આવે છે. તે ખંડ સુધી વિધેયકમાં લગભગ તમામ ફેરફારો કરાયા છે અને તેના પરિણામે તે વધુ નીતિન્યાયપૂર્ણ તથા વાજબી બનાવાયું છે. અલબત્ત, અમે ખંડ ૨ (જી) માં, 'જાહેર ઉપયોગિતા સેવાઓ' ની વ્યાખ્યાનું વર્ણન છોડી દઈએ છીએ. તે વ્યાખ્યા, ખંડ ૧૫ની પરિણામી છે તેથી તેની સાથેસાથે તે વિચારવી જોઈએ. અમે માનીએ છીએ કે આ ખંડ, માલિક અને નોકર વચ્ચેના મૈત્રીભર્યા સંબંધો માટે ભયરૂપ છે. કોઈ જાહેર સેવા 'ઉપયોગિતા સેવા' હોઈ શકે પરંતુ તેથી કંઈ એમ સાબિત નથી થતું કે એવી સેવામાં નોટિસ વગર પડેલી હડતાળ અંગે ફોજદારી કેસ માંડીને કામગીરી કરવી જોઈએ. એ સાચું છે કે આવી સેવાઓમાં તાળાબંધીને પણ એક ગુનો બનાવ્યો છે, પરંતુ તેનાથી, હડતાળને શિક્ષાત્મક ગુનો બનાવવા સામેની દલીલને અસર પહોંચતી નથી. અમે સમજી શકયતા નથી કે શા માટે ટપાલ, તાર કે ટેલિફોન સેવામાંની અથવા એ બાબતમાં વાત કરીએતો રેલવે

સેવામાંની હડતાળને ગુનો બનાવવી જોઈએ. બેશક આવી હડતાળથી અગવડ ઊભી થાય છે અને આપણી સામાન્ય આરામદાયક પ્રવૃત્તિઓમાં ખલેલ ઊભી થાય છે, પરંતુ એવો દાવો કરવો તો ભયંકર ગણાશે કે જો માણસોનો કોઈ સમૂહ આપણી આરામદાયક પ્રવૃત્તિઓ સંતોષવાની ના પાડે અથવા જો કોઈ એવો દાવો કરે. કે ગુનેગારો તરીકે માણસોનો તેવો સમૂહ ખાસ કરીને જ્યારે હડતાળિયાઓને એમ લાગે કે આ આરામદાયક પ્રવૃત્તિઓ અને અનુકૂળતાઓને માત્ર તેઓના પોતાના અધ:પતન અને સંતાપથી જ સંતોષી શકાય, તો શું ગંભીરતાથી એવી દલીલ કરી શકાય ખરી કે ફ્રન્ટીઅર મેલ અને તેના જેવી વૈભવી સેવાઓ સમાજને માટે એટલી બધી મહત્ત્વની છે કે તે અંગે પાડેલી હડતાળોને ગેરકાયદેસર બનાવી દેવી જોઈએ ?

હું આ છેલ્લી થોડીક લીટીઓની વિરોધ પક્ષે બેઠેલા મારા માનનીય મિત્રોને માટે ભલામણ કરું છું.

આ ઉતારો આ રીતે આગળ વધે છે :

"ખંડ ૧૫માં જે જણાવેલો છે તેવા એક નીતિન્યાયવિહોણા સિધ્ધાંતને વિધાનમંડળ મંજૂરી આપે તો એનો અર્થ એ થાય કે વિશ્વ સમક્ષ એવું જાહેર કરવું તે માવનજાતના મોટા સમુદાયને વેતનના ગુલામો લેખવા અને તેઓને જેલમાં ધકેલી દેવામાં આવે તેના દુ:ખ સાથે જ માત્ર તેઓ હડતાળ પાડી શકશે. આપણા દેશની ઔદ્યોગિક પ્રગતિને ઉત્તેજન આપવા માટે આપણે અત્યંત આતુર છીએ, પણ તે આ ખંડ હેઠળ વિચાર્યા પ્રમાણેની સખ્તાઈની પધ્ધતિઓથી નહિ. અમે મંજૂર રાખીએ છીએ કે પાણી પુરવઠો, વીજળી અને સ્વચ્છતા જેવી સેવાઓ સમાજના અસ્તિત્વ માટેની તદ્દન આવશ્યક સેવાઓ છે અને આવી સેવાઓમાં પડતી કોઈ પણ હડતાળને તમામ કાયદેસર સાધનોથી દબાવી દેવી જોઈએ, એટલા માટે નહિ કે તેવી સેવાઓ 'જાહેર ઉપયોગિતા સેવાઓ' છે પણ એટલા માટે કે તેઓ 'સામાજિક સલામતી સેવાઓ છે; અને કોઈ પણ વ્યક્તિને સમાજના ખુદ અસ્તિત્વ વિરુધ્ધનાં હિત ધરાવવાની પરવાનગી આપી શકાય નહિ, તેથી અમે, 'સામાજિક સલામતી સેવાઓ' માં પડતી હડતાળને ગેરકાયદેસર ઠરાવતા કોઈ પણ કાયદાનો વિરોધ કરતા નથી....

મહોદય, કૉંગ્રેસી સભ્યોએ તે વખતે લીધેલી પરિસ્થિતિ એ હતી. મહોદય, હું, શ્રી કુંઝરુંએ જોડીલી અસંમતિની કાર્યનોંધમાંથી પણ ઉતારો વાંચવા માગું છું. કૉંગ્રેસના

સિદ્ધાંતો અને નીતિઓની જેઓ હિમાયત નહોતા કરતા એવા ઉદાર માણસોએ પણ શું કહ્યું છે તેની આપને જાણ થાય એટલા માટે હું આ ભારપૂર્વક જણાવવા માગું છું. શ્રી કુંઝરું જે કહે છે તે આ છે :

"ખંડ ૧૫માં એવી છણાવટ કરવામાં આવી છે કે અગાઉથી નોટિસ આપ્યા વગર નોકરશાહી શરતોનું ઉલ્લંઘન કરીને જો હડતાળ પાડવામાં આવે તો તેવી જાહેર ઉપયોગિતા સેવાઓમાંની હડતાળને ગેરકાયદે ગણાવી શકાય. માત્ર એવી જ સેવાઓમાં કે જ્યાં પૂરતી નોટિસ આપ્યા વગર કામગીરી અટકાવી દેવાથી માનવ આરોગ્ય અને જીવનને ખતરો ઊભો થાય તેવી સેવાઓમાં જો એકદમ હડતાળ પાડવાના પ્રયાસને શિક્ષાત્મક બનાવવામાં આવે તો આવી કાર્યવાહી કરવાનો કેસ સિદ્ધાંતની દ્રષ્ટિએ સ્પષ્ટ ગણાશે તેમ છતાં વ્યવહારમાં કાયદાની અમલ બજવણી મુશ્કેલ બનશે. પરંતુ, કોઈ પણ સેવાને જાહેર ઉપયોગિતા સેવા જાહેર કરવાની વિવેકાધીન સત્તા જેનાથી સરકારમાં નિહિત કરવામાં આવી હોત તે જોગવાઈ પ્રવર સમિતિ દ્વારા કમી કરવામાં આવી હોવા છતાં, જાહેર ઉપયોગિતા સેવાઓની વ્યાખ્યામાં હજી ય એવી સેવાઓનો સમાવેશ કરાવ્યો છે જેમાં, તેનાથી ગમે તેટલી અગવડ ઊભી થવાની હોય તોપણ, માનવજીવનને જોખમ ઊભું થઈ શકે નહિ. કોઈ પણ ઉપક્રમમાં એકદમ પડાતી હડતાળો ગમે તેટલી અનિચ્છનીય હોય તેમ છતાં પણ, તેનાથી સમાજની સુરક્ષાને અસર થતી ન હોય ત્યાં તેમને શિક્ષાત્મક બનાવવા માટેનું કોઈ કારણ નથી. વધુમાં એ ધ્યાન રાખવું જોઈએ કે સમાજના અસ્તિત્વને અસરકર્તા હોય તેવી સેવાઓમાં એકાએક પડતી હડતાળો અંગે પ્રાંતોમાં ઉપાયો કરાયા છે. ઉપરાંત, જો હડતાળો કોન્ટ્રાક્ટના ભંગ તરીકે હોય તો તેમના અંગે ભારતીય ફોજદારી કાયદા હેઠળ સખ્તાઈથી કામ લઈ શકાય છે.....

શ્રી કુંઝરુંનું વલણ આવું હતું. હું પણ એ વિચાર સાથે સંમત છું કે નોટિસ આપ્યા વગરની હડતાળના અધિકારને મર્યાદિત બનાવવો જોઈએ. પરંતુ જે સેવા સામાજિક ઉપયોગિતા સેવાઓ સિવાયની જાહેર ઉપયોગિતા સેવાઓ ન હોય માત્ર તે સેવાની જ બાબતમાં તે મર્યાદિત રાખવો જોઈએ. હવે, મહોદય, એ, અંગ્રેજી કાયદા સાથે સંપૂર્ણ સુસંગત છે. આ સંબંધમાં હું ગૃહનું લક્ષ, ૧૯૨૦ના કટોકટી સત્તા અધિનિયમ તરફ દોરવા માગું છું. એ અધિનિયમ બ્રિટિશ સંસદે યુદ્ધ પૂરું થયા પછી એક કે બે વર્ષે પસાર કર્યો હતો. એમાં પણ સરકારને કટોકટી અંગે કામ લેવાની સત્તા આપવામાં

આવી હતી. હું એ અધિનિયમમાંથી એક કે બે કલમ વાંચી જઈશ. કલમ ૧માં જણાવ્યું છે કે :

"જો કોઈ પણ સમયે હિઝ મેજેસ્ટીને એમ જણાય કે કોઈ વ્યક્તિ કે વ્યકિતઓના સમૂહ દ્વારા કોઈ કામગીરી કરવામાં આવી હોય અથવા તે કરાવાની તાત્કાલિક ધમકી અપાઈ હોય અને તે એવા પ્રકારની અને એટલી વ્યાપક હોય કે તેને પુરવઠો તથા વિતરણમાં ખલેલ પાડતી હોવાનું ગણવામાં આવ્યું હોય....

હું ગૃહને લક્ષ, ખાસ આ શબ્દો પ્રત્યે દોરવા ઇચ્છું છું :

"સમાજને અથવા સમાજના કોઈ એકાદ હિસ્સાને આવશ્યક સેવાઓ જેવી કે ખોરાક, પાણી, બળતણ અથવા વીજળી હેરફેરનાં સાધનોની પુરવઠો અને વતરણ...

"હિઝ મેજેસ્ટી, જાહેરાત દ્વારા કરી શકશે કે કટોકટી અસ્તિત્વમાં છે. તે પછી કલમ ૨ માં જણાવ્યું છે કે :

"કટોકટી જાહેરાત કરવામાં આવી હોય ત્યારે અને એ જાહેરાત અમલમાં રહે ત્યાં સુધી, જીવનજરૂરિયાતની ચીજવસ્તુઓ સમાજને પ્રાપ્ત થઈ શકે તે માટેના વિનિમયો ઘડવાનું હિઝ મેજેસ્ટી કોર્ટ માટે કાયદેસર ગણાશે અને આ વિનિમયો દ્વારા, હિઝ મેજેસ્ટીને જરૂરી જણાય તેવી સત્તાઓ તથા ફરજો સરકારને મળી શકાશે અથવા સોંપી શકાશે...

ખ્યાલમાં રાખવાનો મુદ્દો એ છે કે આ બધું સમાજની જાહેર સુરક્ષા અને જિંદગીના આવશ્યક હોય તેવી બાબતો પૂરતું મર્યાદિત રાખવામાં આવ્યું છે અને આવો દ્રષ્ટિકોણ હંમેશા રાખવામાં આવ્યો છે કે જો તમે હડતાળના અધિકારો મર્યાદિત બનાવવા માગતા હો અને તેને ગેરકાયદે ગણાવા માગતા હો તો તમારે, જેના પર સમાજના જીવનના નિર્વાહનો આધાર હોય તેવી સેવાઓ સંબંધમાં જ તેવું કરવું જોઈએ. હવે, એ તો દેખીતું જ છે કે આ વિધેયક દરેક વેપાર અને દરેક ઉદ્યોગને લાગુ પડે છે. એક મજાક કરવાની દ્રષ્ટિએ હું કશુંય કહેવા માગતો નથી, પરંતુ એમ કહીને હું મારો મુદ્દો વિશદ બનાવવા માગું છું કે ધારો કે આવતી કાલે કોઈ ભારતીય સ્ત્રીઓ તેમના હોઠ રંગવાની ફેશન અપનાવે- હું આશા રાખું છું કે તેઓ એમ નહિ કરે- અને કોઈ ઉત્પાદક જેને નાણાં કમાવાની તાલાવેલી અને સૂઝ હોય તે આવી સ્ત્રીઓની જરૂરિયાતો સંતોષવા

ખાતર લિપસ્ટિક બનાવવાનો ઉદ્યોગ શરૂ કરે, અને આ અધિનિયમ હેઠળ કામદારો હડતાળ પર જાય, તો તેની જોગવાઈઓ ડેમોક્લીસની તરવારની માફક તેમનાં જ માથાં પર આવી પડશે. કોઈ પણ ગંભીરતાપૂર્વક એવું કહી શકે ખરું કે પિલપસ્ટિકનો ઉદ્યોગ જીવન માટે આવશ્યક છે ? કે કેટલીક સ્ત્રીઓને પોતાના હોઠ રાબેતા મુજબ રંગવાની મઝાથી તેમને વંચિત રાખવામાં આવે છે એ કારણે હડતાળના અધિકાર પર કાપ મૂકવો જોઈએ ? મહોદય, આ સરકારે, ૧૯૨૯માં સામાજિક સલામતી સેવાઓમાં પડાતી હડતાળોને શિક્ષા કરવાનું મર્યાદિત બનાવવાના તેણે અપનાવેલા વલણને જતું કર્યું છે એટલું જ નહિ બલકે તેણે ૧૯૨૯ના અધિનિયમની જોગવાઈઓની ઉપરવટ જઈને નોકરશાહીને ફટકારી પણ છે. જો હું એમ કહી શકું તો ચાલે કે નોકરશાહીને કમસેકમ એટલી તો બુદ્ધિ હતી - જવાબદારીનું ભાન હતું કે હડતાળને અધિકાર એટલો બધો મહત્ત્વનો હતો- કે જાહેર સલામતી દ્વારા આવરી લેવાયેલી ચાર દિશાઓની બહાર તે અંગે શિક્ષા કરવી જોઈએ નહિ; અને અહીં એક આ વિધેયક છે જેનાથી, હું ફરી કહેવા માગું છું, લિપસ્ટિક ઉદ્યોગમાંની હડતાળને શિક્ષાત્મક બનાવવામાં આવશે.

આવું બધું શા માટે ? આ ગરીબ કામદારો પર તેઓ જે નાખવાનો પ્રયાસ કરે છે તેવા આ બધા ત્રાસ અને સંતાપથી આપણનો શો લાભ થવાનો છે ? હું જોઉં છું તે પ્રમાણે એનું પરિણામ એ આવશે કે વિધેયકમાં જેને સમાધાનકર્તા કહેવામાં આવ્યા છે તેવા કોઈ સજ્જનના ટેબલ સમક્ષ ૪ મહિના અને ૨૫ દિવસ સુધી ઊભા રહી રાહ જુઓ. જેનાથી વધુ મને કશું દેખાતું નથી. માનનીય ગૃહમંત્રીએ કહ્યું કે આ વિધેયક શા માટે રજૂ કરાયું છે તેનું એક કારણ એ છે કે રાજય સામૂહિક સોદાબાજીનો ભાર તેના પોતાના ખભા પર લઈ લેવા માગતું હતું. હું માનું છું એમણે એવી જ મતલબનું કંઈ કહ્યું હતું. જો હું ભૂલ કરતો હોઉં તો મને આશા છે કે તેઓ મને સુધારશે.

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** ના ; પોતાના ખભા પર સામૂહિક સોદાબાજી લેવાની વાત નથી, પણ સામૂહિક સોદાબાજી ને વિનિયમિત કરવા માગતું હતું એવી વાત છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** સામૂહિક સોદાબાજીને વિનિયમિત કરવી. હું ખૂબ સ્પષ્ટ થવા માગું છું. આ વિનિયમોનો શો અર્થ છે ? દીવાની કાર્યરીતિ કાયદામાં

ઢગલાબંધ વિનિયમો છે. શું કોર્ટે ચઢનારાઓને એમાં રસ છે ખરો ? કોર્ટ ચઢનારને તો પોતાના મુકદમાના પરિણામમાં જસ હોય છે. તમામ ઔપચારિકતાઓ જોતાં તમામ જોગવાઈઓ અને કાર્યરીતિ જોતાં. નોટિસ કોણ આપવાનું છે ? નોટિસ આપ્યા શું થવાનું છે ? લેખિત જવાબ અને એવી બીજી બાબતો કોણ તૈયાર કરવાનું છે ?- ભૂખ્યા કામદારને એ બધાંમાં તદ્દન રસ નથી હોતો.

**માનનીય કે. એમ. મુનશી :** તેથી, શું દીવાની કાર્યરીતિ કાયદો રદ કરી નાખવો ?

**ડૉ. બી. આર. આંબેડકર :** હું એવું કશું કહેવા માગતો નથી. હું તો એમ કહું છું તેમની પાસે તમામ જોગવાઈઓ છે એટલે તેઓએ ઉતાવળ કરવી જોઈએ, તેઓએ હિંમત હોવી જોઈએ અને કહેવું જોઈએ "અમે ફરજિયાત રીતે લવાદી કરીશું , તમે તેમાં સંમત થાવ કે નહિ તોપણ. (અવરોધ). હું સંમત થાઉં છું કે નહિ તે બીજી બાબત છે. જો તમે એવું વલણ લીધું હોત તો હું નકકી એ સમજી શક્યો હોત, કારણકે તે વખતે પરિસ્થિતિ આવી હોત કે ૪ મહિના અને ૨૫ દિવસની આખરે તમે કંઈક નક્કર પરિણામ અંગે ચોકકસ બની શક્યા હોત.

**એક માનનીય સભ્ય :** એ તો વેતન કમાનાર માટે ગુલામી થયા જેવું ગણાયું હોત.

**ડૉ. બી. આર. આંબેડકર :** એ તો તમારી પાસે પૂરતા પ્રમાણમાં છે જ, અને આ વિધેયકમાં એક ડગલું આગળ જવા બદલ તમારે શરમાવાની કંઈ જરૂર ન હતી(અવરોધ).

**માનનીય અધ્યક્ષ :** શાંતિ, શાંતિ.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, તેથી, હું કહું છું કે આ બધું શાને માટે ? તમારે કેટલાય તબકકાઓમાંથી પસાર થવાનું રહે છે- રજિસ્ટ્રાર, સમાધાનકર્તાઓનું અને જો બંને પક્ષકારો સંમત થાય તો સમાધાન કર્તાઓનું બોર્ડ. આ માત્ર એક એવો પ્રસંગ છે જેમાં અમુક એવા સૌજન્યશીલ સજજનો સમક્ષ ઉપસ્થિત થવાનું છે જેઓ જુદાજુદા લોકો આગળ મીઠીમીઠી વાતો કરશે અને સંભવતઃ ખુશ મિજાજ ચહેરો બનાવી રાખશે, કારણકે જો ભૂખ્યો માનવી કંઈક માગતો હોય તો તેને મિજાજ ખુશ

રાખવાનું કહી શકાય. હું આમાં કંઈ જોઈ શકતો નથી. મારા મતે આ તદ્દન નિરર્થક બાબત છે. સાવ નિરર્થક જેનું કશુંય વાસ્તવિક પરિણામ આવી શકશે નહિ. આનું એકમાત્ર વાસ્તવિક પરિણામ એ હશે કે આ ૪ મહિના અને ૨૫ દિવસની વિલંબકારી પ્રક્રિયાને કારણે કામદાર આખરે હડતાળ પાડવા માટે અશકત બની જશે. અહીં પણ પાછું હું ગૃહનું લક્ષ, ૧૯૩૪ના મુંબઈ અધિનિયમ અને હાલના વિધેયક વચ્ચે રહેલી ભિન્નતા પ્રત્યે દોરવા માગું છું. મહોદય, જ્યારે ૧૯૩૪નું વિધેયક ઘડાઈ રહ્યું હતું ત્યારે એવું સૂચવાયું હતું કે સમાધાનની મુદત દરમિયાન હડતાળ પર પ્રતિબંધ મુકાવો જોઈએ. એવી મતલબની એક દરખાસ્ત હતી. પરંતુ તે દરખાસ્તને માનનીય સર રોબર્ટ બેલે ફગાવી દીધી હતી. એમના પર એવું પણ દબાણ લવાયું હતું કે જો હડતાળ પર પ્રતિબંધ ન મુકાય તો પિકેટિંગ પર તો પ્રતિબંધ મુકાવો જ જોઈએ, પરંતુ તેમણે તે બાબતના પક્ષકાર બનાવવાનું જ છોડી દીધું. (એક માનનીય સભ્ય : ના, ના.) હવે જ્યારે એને પડકારાય છે ત્યારે હું તેમના પ્રવચનનો એક હિસ્સો વાંચીશ. મુંબઈ વિધાનમંડળ પરિષદ ચર્ચાઓના પુસ્તક ૪૦ના પૃષ્ઠ ૧૮૦ પર તેઓ કહે છે કે :

"પિકેટિંગના વિષય સાથે સંકળાયેલી એક બાબતનો હું ઉલ્લેખ કરવા માગું છું. ખંડ ૧૫માં તમે જોઈ શકશો કે સમાધાન કાર્યવાહીઓના પિકેટિંગને અટકાવવા માટેની અને 'એવા કામ કે વ્યવસાય સાથે સંકળાયેલી સમાધાન કાર્યવાહી દરમિયાન રાબેતા મુજબનું કામ કે વ્યવસાય ચાલુ રાખવામાંથી ' કોઈ વ્યક્તિને અટકાવવા માટે તેની પજવણી થતી અટકાવવા માટેની પણ જોગવાઈ કરવામાં આવી છે. બીજા શબ્દોમાં કહીએ તો સરકારનો ઇરાદો એવો હતો કે સમાધાન કાર્યવાહી શરૂ થાય પછી મિલ આગળ પિકેટિંગની છૂટ આપવી જોઈએ નહિ. જો હડતાળ ચાલુ જ હોય તોપણ એવો આશય રખાયો હતો કે મિલની મકાન-હદમાં પિકેટિંગ અટકાવવું જોઈએ. જો બેઉ પક્ષકારોનો આશય પતાવટ કરવાનો હોય, તો એ એક ઇચ્છનીય ઉપાય ગણાશે એવું વિચારવામાં આવ્યું હતું. બીજી બાજુ, મિલમજૂરોને તાળાબંધી ફરમાવતા કર્મચારીઓ વિરુદ્ધ કશો પ્રતિબંધ નથી. અમુક વર્ગોમાં એવું વિચારવામાં આવે છે કે પિકેટિંગનો અધિકાર એ કંઈક અંશે પવિત્ર અધિકાર છે અને, સંપૂર્ણ અને કાળજીભરી વિચારણા કર્યા પછી અમે, મિલના ઝાંપા આગળ પિકેટિંગ અટકાવતા ખંડ ૧૫ માંના શબ્દોને કાઢી નાખવા માટેનો સુધારો રજૂ કરવાનું નક્કી કર્યું છે."

એમણે અપનાવેલી સ્થિતિ એ હતી, અને મહોદય, ગંભીરતાથી દલીલ કરું છું કે જો હડતાળની પરવાનગી આપવામાં આવે તો સમાધાન વધુ સંભવિત બનશે. એ એક એવું પાસું છે જેના અંગે હું માનું છું તે તદ્દન વિચારણા કરવામાં આવી નથી. જયારે માલિક જાણતો હોય કે તેનાં બળોને ગતિશીલ બનાવવા માટે તેને ૪ મહિના અને ૨૫ દિવસ મળ્યા છે, જયારે એ જાણતો હોય કે ૪ મહિના અને ૨૫ દિવસમાં કોઈ પણ કામદાર ગતિશીલ બની શકે નહિ, કોઈ પણ કામદાર તૈયારી કરી શકે નહિ, અને જયારે એ વધુમાં જાણતો હોય કે જે સમયની અંદર હડતાળ પર જવાનું મર્યાદિત બનાવાયું હોય તે સમય માત્ર બે મહિનાનો જ છે તો પછી સમાધાન કરવા શા માટે તે તૈયાર થાય ? આ પ્રકારના સંજોગોમાં માલિકના પક્ષે શરતો સ્વીકારવા અંગે કશી પ્રેરણા નથી, કશું દબાણ નથી, કશો આગ્રહ નથી; અને જો આ વિધેયક રજૂ કરનાર માનનીય સભ્યનો એવો અભિપ્રાય હોય, અને તેમનો ઉદ્દેશ છે જ, કે આ સમાધાનકારી તંત્ર ને ફળદાયી બનાવવું જોઈએ તેનું એવું પરિણામ આવવું જોઈએ કે બંને પક્ષકારોને સ્વીકાર્ય બની શકે એવું કંઈક પ્રકારની વાસ્તવિક ભલાઈનું હોય તો, હું કહું છું કે અપનાવવા જેવી યોગ્ય કાર્યવાહી એ છે જે કાર્યવાહી સર રોબર્ટ બેલે અપનાવી હતી, એટલે તે હડતાળને ચાલુ રાખવાની છૂટ આપવી, બીજા શબ્દોમાં કહીએ તો, હાલના અધિનિયમની જોગવાઈઓને ચાલુ રાખવી. પરંતુ મહોદય, અહીં તો નોકરશાહીના એક અધિકારીએ જે પરિસ્થિતિ અપનાવી તે અપનાવવા માટે સરકાર તૈયાર પણ નથી. નોકરશાહીના એક અધિકારીએ અપનાવેલી પરિસ્થિતિ એ હતી કે હડતાળને અટકાવવાની જરૂર નથી, જયારે એક પ્રજાકીય સરકાર કે જે મજૂરોના મતોથી ચુંટાયેલી હોવાનો દાવો કરે છે, જેને તેણે હંમેશા જેને મજૂરોમાં કશો રસ નથી અને દેશના કલ્યાણમાં કશો રસ નથી તેવા નોકરશાહીના એક અધિકારી તરીકે ગણ્યો તેવા એક જણે લીધેલી પરિસ્થિતિની પડખે તે ઊભી રહેતી નથી. જો આ લોકશાહી હોય- ખેર, એ હશે, પરંતુ હું નથી કહેતો એ લોકશાહી છે તો એ એવી લોકશાહી છે જેમાં કામદાર વર્ગને ગુલામ બનાવવામાં આવે છે- એવા વર્ગને જે શિક્ષણથી વંચિત છે, જે જીવનનાં સાધનોથી વંચિત છે, જે સંગઠનની કશી સત્તાથી વંચિત છે, જે બુદ્ધિમત્તાથી વંચિત છે. હું કહેવા માગું છું કે એ લોકશાહી નથી પણ લોકશાહીનો ઉપહાસ છે. વિધેયકની મુખ્ય જોગવાઈઓ પૂરતું આટલું બસ.

એ પછી મહોદય, વિધેયકની અમુક બીજી જોગવાઈઓ છે જેનો હું ઉલ્લેખ કરવા માગું છું, અને આ જોગવાઈઓ ખંડ ૪ થી ૨૦ માં જણાવી છે. આ ખંડો પર નજર નાંખતા તેમાં ચાર પ્રકારના સંઘોનો ઉલ્લેખ છે- લાયકાત ધરાવતા સંઘો, નોંધાયેલા સંઘો, પ્રતિનિધિત્વ ધરાવતા સંઘો. મહોદય, આ વિધેયકનો અગાઉનો મુસદ્દો વાંચવાની મને તક મળી હતી. એ અગાઉના મુસદ્દામાં જુદીજુદી વકય રચના હતી, જેમ કે આઠ સંઘો, ઊભા સંઘો, વિકર્ણ સંઘો અને લંબ સંઘો. મને આનંદ છે કે એ વાક્યરચના પડતી મૂકવામાં આવી છે. હું ગણિતમાં બહુ કાચો હતો અને ભૂમિતિ અંગે તો બહુ ઓછું જાણતો હતો, અને મને લાગે છે કે આ વાકયરચનામાં ફેરફાર કરવા માટે આપણે થોડીક દયા બતાવી છે એ જોતાં હું આ વિધેયક રજૂ કરનારનો અને જેમણે એ તૈયાર કર્યું છે તેમનો આભાર માનું તો તે યોગ્ય ગણાશે. બીજી એક બાબત જેને લગતા આ ખંડો છે તે છે જુદાજુદા વર્ગોના સંઘોની નોંધણી અંગેની શરતો અને કાર્યરીતિ ત્રીજી બાબત છે, જેમને પ્રતિનિધિત્વ ધરાવતા સંઘો તરીકે જાહેર કરવાના હોય તેવા આ માન્ય કરેલા સંઘો અને નોંધાયેલા સંઘો અંગેની શરતો તથા કાર્યરીતિ, અને ચોથી બાબત છે, સંઘની નોંધણી અંગેની અને પ્રતિનિધિત્વ ધરાવતા સંઘ તરીકે તેની જાહેરાત રદ્દ કરવા અંગેની શરતો. હવે મહોદય, જે સમજાવામાં હું ખરેખર ખૂબ પરેશાની વેઠું છું તે એ છે કે આ ખંડોનો આ વિધેયકની મુખ્ય જોગવાઈઓ સાથે વ્યવહારુ શો સંબંધ છે ? વિધેયકની મુખ્ય જોગવાઈઓ છે. પ્રથમ તો ફરજિયાત સમાધાન અને બીજી, સમાધાન કાર્યવાહી દરમિયાન હડતાળ માટેની શિક્ષા. મારા મતે, વિધેયકના મુખ્ય હેતુઓ બનતા આ બે વિષયો સાથે કામ લેવામાં આ ખંડો અને બીજા ખંડો વચ્ચે કશો સજીવ સંબંધ હોવાનું મને લાગતું નથી. અને, વિધેયકના શીર્ષકનો ઉલ્લેખ કરું તો મને  કે તે, હેતુને જાહેર કરવા કરતાં વધુ તો છુપાવે છે. વિધેયકનું શીર્ષક છે, "સમાધાન અને લવાદ દ્વારા ઔદ્યોગિક વિવાદોની શાંતિભરી અને સુલેહભરી રીતે પતાવટને ઉત્તેજન આપવા માટેની અને અમુક બીજા હેતુઓ માટેની જોગવાઈ કરવા અંગેનું વિધેયક. મહોદય, આ બીજા હેતુઓ કયા છે ? અને શા માટે તે હેતુઓને વિધેયકના શીર્ષકમાં નિર્દિષ્ટ કરાયા નથી ? શું મને કોઈ એવી બાબત છે જેનાથી કોઈને શરમાવવું પડે ? મને ખબર નથી. કાં તો વિધેયકના બેઉ ભાગો વચ્ચે કંઈક વ્યવહારુ સંબંધ છે અથવા તો નથી ; જો હોય,તો તેને જાહેર કરવો જોઈતો હતો, અને જો કશો સજીવ સંબંધ ન હોય ,તો તેનું તાર્કિક પરિણામ એ છે કે આ વિધેયકમાંથી

આ કલમોને કમી કરવી જોઈએ. પરંતુ મહોદય, બંને વચ્ચે સજીવ સંબંધ છે એવી શોધ દ્વારા મારું સંશોધન સફળ રહ્યું છે. એ સજીવ સંબંધ કયો છે તે, વિધેયકના ખંડ ૭૫ ના ઉલ્લેખ દ્વારા તરત જોઈ શકાશે. વિધેયકનો ખંડ ૭૫માં જણાવાયું છે કે :

"કોઈ પણ કર્મચારીને, કર્મચારીઓના પ્રતિનિધિ મારફત હોય તે સિવાય, આ અધિનિયમ હેઠળની કોઈ પણ કાર્યવાહીમાં હાજર રહેવાનો હક રહેશે નહિ.

મહોદય, આ ખંડ એક સૌથી મૂળભૂત ખંડ છે અને હું કહું છું કે આ ખંડ, ભારતમાંની તમામ મજૂર સંઘની પ્રવૃત્તિનો સૌથી વિઘાતક ખંડ છે. સમાધાન કાર્યવાહીમાં મજૂરોનું પ્રતિનિધિત્વ કરવાનો જેમને હક હોય તે કર્મચારીઓના પ્રતિનિધિ કોણ છે ? ઔદ્યોગિક વિવાદની પતાવટ અંગેની કોઈ પણ વાટાઘાટમાં કોઈ પણ વ્યક્તિને, તેની લાયકાતો ગમે તે હોય તોપણ અને આ વિધેયકમાં કર્મચારીઓના પ્રતિનિધિ તરીકેની વ્યાખ્યામાં તે આવતી ન હોય ત્યાં સુધી, કશોય કાયદેસર ઊભા રહેવાનો હક રહેશે નહિ, અને મજૂરોના પ્રતિનિધિ કોણ છે તેની વ્યાખ્યા કરવાના હેતુ માટે મારા માનનીય મિત્રે વિધેયકમાં ખંડ ૪ થી ૨૦ દાખલ કર્યા છે. તે સૌનો આધાર આ કલમ પર છે. તેથી, મહત્ત્વનો પ્રશ્ન એ છે કે આ વિધેયક હેઠળ કર્મચારીઓનો પ્રતિનિધિ કોણ છે?

હવે મહોદય, આ વિધેયક હેઠળ બે પ્રકારના સંઘો રહેશે જેમને મજૂરોનું પ્રતિનિધિત્વ કરવાનો અધિકાર રહેશે. પહેલો સંઘ એવો હશે કે તેની પાસે ૨૦ ટકા કામદારો તેના સભ્યો તરીકે હોય, અથવા એમ કહો કે ૨૦ ટકાથી ઓછા નહિ એટલા કામદારો તેના સભ્યો હોય, અને માલિક દ્વારા માન્ય ઠરાવાયા હોય. બીજો સંઘ એવો હશે કે જેની સભ્યસંખ્યા ૫૦ ટકાથી વધુ હોય, અને તે સમાધાન કાર્યવાહીમાં મજૂરોનું પ્રતિનિધિત્વ કરી શકશે. તેથી, આ બેઉ પ્રકારના સંઘો એવા હશે કે માત્ર તેઓને જ મજૂરોનું પ્રતિનિધિત્વ કરવા અધિકાર રહેશે. હવે મહોદય, મારા માનનીય મિત્રમંત્રી તેમને - તે બંનેને - "પ્રતિનિધિત્વ ધરાવતા સંઘો" તરીકે ઓળખવાનું પસંદ કરે છે. હું આ શબ્દપ્રયોગ સાથે અસંમત થાઉં છું હું માનું છું કે કોદાળીને કોદાળી જ કહેવી જોઈએ. કોદાળીને કોદાળી કહેવામાં, હું જે કહેવા માગું છું તે આ છે; આ વિધેયક હેઠળ, બેશક, બે પ્રકારના પ્રતિનિધિત્વ ધરાવતા સંઘો છે, પરંતુ ધ્યાનમાં રાખવાનો મહત્ત્વનો મુદ્દો એ છે કે એક સંઘ ગુલામ સંઘ છે અને બીજો સંઘ મુક્ત સંઘ છે.

મહોદય, આમાં અતિશયોક્તિ નથી અને જો હું એમ કહું કે જે સંઘેને કાયદેસર ઊભા રહેવાનો હક હોય, કાનૂની અસ્તિત્વ હોય, પ્રતિનિધિત્વ કરવાનો અધિકાર હોય અને જો તેને માલિકની અગાઉથી મંજૂરી મળી ગઈ હોય તો બોલવાનો અધિકાર હોય તો તે એક ગુલામ સંઘ છે અને મુક્ત માનવીઓનો સંઘ નથી એમ જો હું કહું તો ભાષા પર કશો અત્યાચાર થયો હોવાનું કહી શકાય નહિ. હું ઇચ્છું છું કે તેમણે "મંજૂરી એ શબ્દ વાપર્યો હોત; "માન્ય ઠરાવાયેલ એ શબ્દ ખૂબ અયોગ્ય છે; યોગ્ય વ્યાખ્યા આમ થવી જોઈતી હતી; "માલિક દ્વારા મંજૂર રખાયેલ સંઘ, તો આપણે સાદા શબ્દમાં જોઈ શક્યા હોત કે કઈ બાબત અંગે આપણી મંજૂરી આપવાનું આપણને જણાવાયું છે.

હવે મહોદય, મને જે નથી સમજાતું- અને મારા માનનીય મિત્ર મને તે સમજાવશે- તે એ છે કે શા માટે તેમણે આ વિધેયક હેઠળ નોંધણીને સંઘ માટે પ્રતિનિધિત્વ સ્વરૂપ મેળવવા માટેની પૂર્વશરત બનાવી છે ? વિધેયકમાંની આ જોગવાઈઓ સમજવામાં મને ઘણી મુશ્કેલી પડે છે. મહોદય, જોગવાઈ આજે જેવી છે તેવી આ છે. ૧૯૨૬માં ભારત સરકારે મજૂર સંઘ અધિનિયમ પસાર કર્યો હતો. તેને મજૂર સંઘ અધિનિયમ કહેવામાં આવે છે. આ વિધેયકથી તે અધિનિયમ રદ થતો નથી; હકીકતમાં એ અધિનિયમ રહે છે અને વધુમાં આ વિધેયકમાં એવો આગ્રહ કરાયો છે કે આ વિધેયકની જોગવાઈઓ હેઠળ કોઈ પણ યુનિયન નોંધાઈ શકે તે પહેલાં તેણે તે અધિનિયમ હેઠળ નોંધાવું જોઈએ. આ વિધેયકમાં આપેલી સંઘની વ્યાખ્યા પરથી આ સ્પષ્ટ થાય છે. હમણાં હું ગૃહને કહીશ કે આમ શા માટે કરવામાં આવ્યું છે. મને લાગે છે કે તેની પાછળ કશીક ચાલ છે. તેથી, પરિસ્થિતિ આવી છે : સંઘે બેવડી નોંધણી કરાવવાની રહે છે. ૧૯૨૬ના અધિનિયમ હેઠળની નોંધણી અને આ નવા અધિનિયમ હેઠળની નોંધણી. મને એમ જણાય છે કે ૧૯૨૬ના અધિનિયમ હેઠળ નોંધાયેલા સંઘને તે હેઠળની નોંધણીથી થતા ફાયદાનો જો હું ઉલ્લેખ કરું તો એ વધુ સારું ગણાશે, જેથી આપણે જાણી શકીએ કે એવું શું છે જે આ વિધેયકથી વધારામાં મળી શકે છે અથવા એવું કંઈ છે કે જે આ વિધેયકથી લઈ લેવામાં આવ્યું હોય. ૧૯૨૬ના અધિનિયમ હેઠળ સંઘની નોંધણીની અસર પ્રત્યે વિચાર કરતાં આ પરિણામો આવતાં જણાય છે. સંઘ એક કોર્પોરેશન બને છે જેને દાવો-માંડવાનો અધિકાર છે અને તેની સામે દાવો માંડવાનો કોઈને પણ અધિકાર છે એક કોર્પોરેશન તરીકે તેને ચોક્કસ પોતાના સભ્યોનું

પ્રતિનિધિત્વ કરવાનો અધિકાર છે; નહિતર, એક સંસ્થાપિત સંસ્થાનો કશો અર્થ રહેતો નથી. બીજું, ગૃહને એનો ખ્યાલ આવશે કે ૧૯૩૫ના ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ હેઠળ, ૧૯૨૬ના અધિનિયમ અન્વયે નોંધાયેલા સંઘને રાજકીય પ્રતિનિધિત્વનો અધિકાર મળે છે, એટલે કે ૧૯૨૬ના અધિનિયમ અન્વયે નોંધાયેલો સંઘ આ ગૃહ માટે સભ્યો ચૂંટી શકે છે, અને આ ગૃહમાં માનનીય સભ્યો છે જેઓ એ હકીકતની સાક્ષી પૂરશે. એજ પ્રમાણે ૧૯૨૬ના અધિનિયમ અન્વયે નોંધાયેલા હોય તેવા સંઘોના સભ્યોને મુંબઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં પ્રતિનિધિઓ મોકલવાનો પણ અધિકાર છે. હવે, મહોદય, પ્રશ્ન જે ઊભો થાય છે તે આ છે: જો ૧૯૨૬ના અધિનિયમ હેઠળની નોંધણીથી સંઘોને પ્રતિનિધિત્વ ધરાવવાનો અધિકાર મળી જતો હોય, તો આ વિધેયક હેઠળ વધુ નોંધણી કરવાનું જણાવવાની જરૂર જ ક્યાં છે ? જો ૧૯૨૬ના અધિનિયમ હેઠળ નોંધાયેલા સંઘને, આ ગૃહમાં બોલવા માટે આખા મજૂર સમૂહના પ્રતિનિધિઓ તરીકે સભ્યો મોકલવાની, આ ગૃહમાં મત આપવાની સત્તા મળી જતી હોય, તો વિધેયક હેઠળ નોંધણી કરવાનું જણાવવાની જરૂર જ કયાં છે ? હું ચાહું છું કે એ પ્રશ્નનો જવાબ મને પાછળથી મળે. વિધેયકમાં જે કરવામાં આવ્યું છે તે વિચિત્ર બાબત છે, જેને પણ હું સમજી શક્તો નથી. ૧૯૨૬ના અધિનિયમ અન્વયે નોંધાયેલા સંઘને જ્યારે વિધાનમંડળમાં કામદારોનું પ્રતિનિધિત્વ ધરાવવાની પૂરતી સત્તા હોય તો પછી, સમાધાનકર્તા સમક્ષ મજૂરોનું પ્રતિનિધિત્વ કરવાની આ વિધેયક હેઠળ તેને સત્તા કેમ નથી ? આ વિસંગતિ શા માટે? આ વિધેયકથી કેવળ વિસંગતિ સર્જાય છે એટલું જ નહિ બલકે હું તો કહીશ કે તેનાથી, ૧૯૨૬ના અધિનિયમ હેઠળ નોંધાયા હોય તેવા સંઘોનો વિશેષાધિકાર પણ લઈ લેવામાં આવે છે.

આ સંબંધમાં, હું ગૃહનું લક્ષ, ૧૯૩૪ના મુંબઈ અધિનિયમની જોગવાઈઓ હેઠળ શું બનતું હતું તેના તરફ દોરીશ. જ્યારે સમાધાન કાર્યવાહી શરૂ કરાય ત્યારે, તે અધિનિયમની જોગવાઈઓ જાણતા સભ્યોને યાદ હશે કે કલમ ૯ હેઠળ મજૂરોનું પ્રતિનિધિઓ દ્વારા પ્રતિનિધિત્વ કરાતું. કલમ ૯ ની શબ્દરચના આમ છે :

"કલમ ૮ હેઠળ નોટિસ આપેથી, મજૂર વિવાદના પક્ષકારો, નોટિસમાં નિર્દિષ્ટ કરેલ સમયની અંદર કે આ બાબતમાં સમાધાનકર્તા દ્વારા ઠરાવાય તેવા સમયની અંદર, સમાધાનકર્તા ફરમાવે તેવી રીતે પ્રતિનિધિઓ નિયુક્ત કરી શકશે."

તેથી, ૧૯૩૪ના અધિનિયમ હેઠળની સમાધાન કાર્યવાહીમાં મજૂરોનું પ્રતિનિધિત્વ ડેલિગેટો દ્વારા કરવામાં આવતું હતું. આ ડેલિગેટોને કઈ રીતે પસંદ કરવામાં આવતા હતા ? એવા કોણ પક્ષકારો હતા જેઓને, ૧૯૩૪ના અધિનિયમ હેઠળ, સમાધાનકર્તા સમક્ષ મજૂરોનું પ્રતિનિધિત્વ કરવા માટે ડેલિગેટોની પસંદગી કરવાનો હક હતો ? મહોદય, આ અધિનિયમ હેઠળ ઘડાયેલા નિયમોને હું જોઈ ગયો છું, અને આ નિયમોનો ઉલ્લેખ કરવાથી જોઈ શકાશે કે જે પક્ષકારોને ડેલિગેટો પસંદ કરવાનો હક હતો તે પક્ષકારો હતા. નોંધાયેલા મજૂર સંઘો ૧૯૨૬ના મજૂર વિવાદ અધિનિયમ અન્વયે નોંધાયેલા સંઘો. તે અંગેની જોગવાઈ, ૧૯૩૪ના મુંબઈ અધિનિયમ હેઠળ ઘડાયેલા નિયમોના નિયમ ૩મા કરવામાં આવી છે. તેથી, એ સ્પષ્ટ રીતે સાબિત થઈ ગયું કહેવાય કે આજ લગી જે સંઘ કેન્દ્રીય વિધાનમંડળના ૧૯૨૬ના અધિનિયમ હેઠળ નોંધાયો હતો તેને, તે કોર્પોરેશન હતો તે હકીકતના કારણો, તમામ સ્થળોએ અને તમામ કેન્દ્રસ્થાનોએ કામદારોનું પ્રતિનિધિત્વ કરવાનો અધિકાર હતો. સંવૈધાનિક રીતે, ૧૯૩૫ના ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટ દ્વારા તેઓને, વિધાનમંડળોમાં મજૂરોનું પ્રતિનિધિત્વ કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે, અને ૧૯૩૪ના મુંબઈ અધિનિયમમાં ખાસ પ્રકાર માન્ય કરવામાં આવ્યું છે કે અધિનિયમ એટલે કે ૧૯૩૪ના મુંબઈ અધિનિયમ હેઠળ નોંધાયેલા મજૂર સંઘો જ માત્ર એવી સંસ્થાઓ હતા જેમને સમાધાન કર્તા સમક્ષ ડેલિગેટો મોકલવાનો હક હતો. મહોદય, મારી પહેલી ફરિયાદ એ છે કે આ વિધેયકથી, સંઘોને જે હતો તે કીમતી અધિકાર લઈ લેવામાં આવ્યો છે અને કોને આપવામાં આવ્યો છે ? એ કીમતી અધિકાર ગુલામ સંઘોને આપવામાં આવ્યો છે. હું એ હમણાં જ બતાવું છું. જો તે અધિકાર મુક્ત સંઘોને આપવામાં આવ્યો હોત તો મને એનો જરાય વાંધોવચકો ન હતો. તો પછી, મહોદય, એવું કેમ થયું છે? આ એક સમજવા માટેનો મહત્ત્વનો મુદ્દો છે- એવું શા માટે છે કે આ વિધેયક હેઠળ નોંધાયેલા સંઘોને ૧૯૨૬ના કેન્દ્રીય અધિનિયમ હેઠળ નોંધાવાનું પણ જરૂરી બનાવાયું છે ? મહોદય, આ બીજું કશું નથી પણ અમેરિકનો કહે છે તેવું ' કાર્પેટ બેગિંગ' છે, એટલે કે જાજમ પર પડેલી ચીજ ઉઠાવીને થેલીમાં મૂકીને ચાલતા થવું, મારા માનનીય મિત્ર એવું ઇચ્છે છે કે આ વિધેયક હેઠળ રચનારા સંઘોને સમાધાનકર્તા સમક્ષ રજૂઆત કરવાનો અધિકાર મળવો જોઈએ માત્ર એટલું જ નહિ પણ, ૧૯૨૬ના અધિનિયમ હેઠળ નોંધાયેલા સંઘો પાસે હમણાં છે તે રાજકીય પ્રતિનિધિત્વને પણ લઈને ચાલતી

પકડવી. આ ઝૂંટ નીતિ છે કશે રાજકીય અને આર્થિક સત્તાની આ બધી દેણાગી કોના લાભ માટે છે ? હું ફરીથી કહું છું કે એ ગુલામ સંઘોના લાભ માટે છે. અલબત્ત, જો મારા માનનીય મિત્ર માનતા હોય કે માલિકની મંજૂરીના સિદ્ધાંત પર આધારિત સંઘવાદ હોય તેમાં કશું ખોટું નથી, તો મારે કશી તકરાર નથી. એ એમની જીવન ફિલસૂફી છે; એ મારી જીવન ફિલસૂફી નથી. જો તેમને એમ લાગે કે ગુલામ બનાવાયેલો માનવી મુક્ત માનવી છે, તો એ એમનું મંતવ્ય છે; જો તેમને એમ લાગતું હોય કે ઉદ્યોગમાં શાંતિ રહે એમ આપણે ઇચ્છતા હોઈએ તો કામદારોને તેના માલિક સાથે સાંકળથી બાંધી દેવો જોઈએ, એ તેમના માટે છે; મારે કશી તકરાર નથી પરંતુ, મારી વાત કરું તો હું એ દરખાસ્ત સ્વીકારવા તૈયાર નથી. આપણ કેવળ શાંતિ નથી જોઈતી અને આપણને જે પ્રકારની શાંતિ રાખવાનું જણાવવામાં આવે છે તે પ્રકારની શાંતિનો હું અસ્વીકાર કરું છું. (**શ્રી. એસ. વી. પારુલેકર** : સાંભળો, સાંભળો :) એ નક્કી છે કે એ એવા માનવીની શાંતિ છે જેનું ઉદર સંતુષ્ટ છે અને જેનું પેટ એનાં બટનને અડકે છે. હું એવા પ્રકારની શાંતિ નથી માગતો.

મને જેમાં રસ છે તે પ્રશ્ન આ છે. હું આ બાબત અંગે ઉદાર દ્રષ્ટિકોણ રાખવા તૈયાર છું, અને હું જાણવા માગું છું કે આ ઉદાર દ્રષ્ટિકોણ ફળદાયી થશે અને કશું ઉત્પન્ન કરી શકશે કે કેમ. એવું બને કે, મારા માનનીય મિત્ર કહે છે તેમ, ભારતમાં સંઘવાદ નથી; એમ હોઈ શકે કે એવા લોકો છે જેઓ સંઘોના વિકાસને રૂંધી રહ્યા છે. મને આશ્ચર્ય થાય છે કે તેઓ હજી સામ્યવાદી પક્ષના સભ્યોનો ડર રાખે છે કે જેઓ અગાઉ કોંગ્રેસના પડખામાં શૂળ જેવા હતા, પરંતુ જેઓ હવે અંદર ચાલ્યા આવ્યા છે-તેઓ શાંતિ કબૂલે છે, તેઓ સત્ય કબૂલે છે, તેઓ અહિંસા કબૂલે છે અને તેઓ એ હું સમજું છું તે પ્રમાણે ચાર આના પણ આપ્યા છે,- હું પૂછું છું શા માટે આપણે મજૂરોના શાંતિર્ભા વિકાસની રમતને હવે બગાડી નાખતા એવા કોઈથી પણ ડરવું જોઈએ ? ધારો કે તે એ પ્રમાણે હોય, તો પણ આપણે જોઈએ છીએ કે આ બધું કઈ રીતે અંત પામશે ? જો મારા માનનીય મિત્ર મને ખાતરી કરાવી શકે કે એક સમય એવો આવશે કે જ્યારે જેમને હું ગુલામ સંઘો કહું છું તે મુક્ત સંઘો તરીકે પક્વ થઈ ગયા હશે. મારે કદાચ મારું વલણ ફરીથી વિચારવું જોઈશે. પણ મને એમ કહેવામાં જરાય ખચકાટ નથી કે મુક્ત સંઘો કદીય કોઈ કાળે પણ હોઈ શકશે નહિ, અને એનું કારણ એ છે કે મુક્ત સંઘો પર નાંખેલી શરતો એટલી બધી અશક્ય છે કે તે કદી

પરિપૂર્ણ કરી શકાય જ નહિ. મુક્ત સંઘ માટેની શરત શી છે ? શરત એવી છે કે તમારે તમામ સમયે એવું દર્શાવવું જોઈએ કે તમારા હાજરીપત્રક પર તમારી સભ્ય સંખ્યા ૫૦.૧ ટકા છે; એ શરત છે. વીસ ટકા પૂરતી નથી; ૨૫ ટકા, પૂરતી નથી; તમારે હંમેશાં ૫૦.૧ ટકાનું ગાણિતિક પ્રમાણ બતાવવું જ જોઈએ, જો તમારે મુક્ત થવું હોય તો. મહોદય, મારે પૂછવો જોઈએ તે પ્રશ્ન આ છે : શું આ વાજબી શરત છે ? જો હું સમાન દ્રષ્ટાંત આપી શકું તો રોમનોના કાયદા ગુલામીની પ્રક્રિયાથી શરૂ થતા હતા. આપણે ટેક્નિકલ દ્રષ્ટિએ કહી શકીએ કે તેમાં ગુલામીમાંથી મુક્તિ માટેની જોગવાઈ હતી. ગુલામ આખરે મુક્ત કરવામાં આવે તો અને તે મુક્ત માનવી, નાગરિક બનતો આવો જ સમાન સિદ્ધાંત લાગુ પાડીને હું કહું છું કે આપણે ગુલામીથી શરૂઆત કરીએ છીએ કારણકે મંજૂરી અને માન્યતા એટલે ગુલામીથી ઓછું કંઈ નહિ. પરંતુ, ગુલામીમાંથી મુક્તિ માટેની કોઈ જોગવાઈ છે ? અને જો આવી જોગવાઈ હોય તો, શું તે એક વાજબી અને શક્ય શરત છે જે સંતોષકારક હોવાની મજૂરોને અપેક્ષા રહે ? શરત એવી છે કે તમારે મજૂરોની કુલ સંખ્યાની ૫૦.૧ ટકા સભ્ય - સંખ્યા બતાવવી જ જોઈએ, અને તો જ માત્ર તમે તમારા માલિકની સાંકળો અને યાતનાઓ અને શિક્ષાથી છટકી શકો. શું તે શક્ય શરત છે ?

હવે, મહોદય, આપણે, જેમને મારા માનનીય મિત્ર સંભવત : ગેરમાર્ગે દોરવાયેલા માણસો કહે છે તેમને , આપણું લક્ષ, અમદાવાદમાં છે તે આદર્શ પરિસ્થિતિ તરફ વાળવાનું કહેવામાં આવ્યું છે. આપણને , તે અમદાવાદના પુસ્તકમાંથી એક પૃષ્ઠ લઈને તે આદર્શને અનુસરવાનું જણાવવામાં આવ્યું છે. હું તેમ કરવાં તૈયાર છું. જેમજેમ હું એ દ્રષ્ટાંતનો અભ્યાસ કરું છું તેમતેમ આ પ્રશ્ન પૂછવો જરૂરી બની જાય છે: શું વિધેયક હેઠળ અમદાવાદ મજૂર મહાજન પણ એક મુક્ત સંઘ બની જાય એવી કોઈ શક્યતા છે ખરી ? તે સંઘ મુક્ત કામદારોનો સંઘ બની જાય એવી આશા હું સેવી શક્યો નથી. અમદાવાદ ચોક્કસ એક સૌથી આદર્શ સ્થળ છે; રોયલ કમિશને જણાવ્યું છે તેમ આવી આદર્શ પરિસ્થિતિ ભારતમાં બીજે ક્યાંય પ્રવર્તતી નથી. ત્યાં, એવા માલિકો છે જેઓ કર્મચારીઓ જે ધર્મના છે તે ધર્મના છે, અલબત્ત થોડાક મુસ્લિમોને બાદ કરતાં, જેઓ વણકરો છે અને જેઓ સંઘની બહાર છે; કામદારો પણ તેમના માલિકો બોલે છે તે જ ભાષા બોલે છે. ત્યાં સાંસ્કૃતિક ઐક્ય પણ ભારોભાર છે. તેથી, બીજી પરિસ્થિતિઓમાં કોઈને અપેક્ષા રહેતી હોય તેવી કોઈ પણ જાતની ખંડનાત્મક

વૃત્તિઓ,કોઈ પણ પ્રકારની માથાભારે વૃત્તિઓ ત્યાં નથી. એ તમામના શિરમોર તરીકે, ત્યાં મહાત્મા જેવી મહાન વિભૂતિ છે, જેમને દરેક માથાભારે વ્યક્તિ પૂજે છે અને નમન કરે છે, અને પોતાની અંગત ફરિયાદો ગમે તે હોય તો પણ એક કતારમાં ખડી થઈ જાય છે. અમદાવાદમાં મજૂર મહાજન આવી વિભૂતિની નિશ્રામાં વિકસ્યું છે. અને તેનું આયુષ્ય બે દશકથી પણ વધુ સમયનું છે; કહેવામાં આવ્યું છે કે તે અઢાર વર્ષથી અસ્તિત્વમાં છે. એ સંઘની સ્થિતિ કેવી છે ? મારી પાસે અહીં આ મે, ૧૯૩૮નું મજૂર ગેઝેટ-એ આ પુસ્તકમાં આંકડા છે, અને તેનું પૃથકકરણ કરતાં મને જણાય છે કે અમદાવાદમાં સ્થિતિ આવી છે. હું માત્ર કાપડ ઉદ્યોગની જ વાત કરી રહ્યો છું. અમદાવાદ કાપડ ઉદ્યોગમાં કામ કરતા મજૂરોની સંખ્યા ૯૦,૦૦૦ છે. સંઘમાં જેમનો સમાવેશ કરવામાં આવે છે તે કામદારોની કુલ સંખ્યા કેટલી હોય છે ? સૌ જાણે છે તેમ, મજૂર મહાજન પાંચ જુદાજુદા સંઘોનું ફેડરેશન છે; અને કુલ સંખ્યા ૨૨,૦૦૦ છે. એ સ્થિતિ ૧લી મે, ૧૯૩૮ના રોજની છે. મહોદય, એવી જ કંઈક ગણતરી માંડી શકાય- હું તો નબળો ગણિતશાસ્ત્રી છું, જો કોઈ મારા આંકડા સુધારે તો હું એવો સુધારો આવકારીશ- તો મારી ગણતરી પ્રમાણે એ સંખ્યા કુલ કામદારોના ૨૧ ટકા જેટલે થવા જાય છે; એટલે કે સંઘની સભ્ય સંખ્યા, કાપડ ઉદ્યોગમાંના કામદારોની કુલ સંખ્યાના ૨૧ ટકા છે. મેં જણાવ્યું તેમ, એ કસોટી અમદાવાદને પણ લાગુ પાડીએ તો, શું કોઈ પણ વ્યક્તિ એમ કહી ખરી કે જો અમદાવાદ મજૂર મહાજને આજે નોંધણી માટે અરજી કરવાની થાય તો તે,માલિકોની મંજૂરી વગર તેમ કરી શકશે ખરું ? ના.

(વિરામ સમય પછી બપોર પછી ૨-૩૦ કલાકે ગૃહની બેઠક ફરી ચાલુ થઈ.)

**ડૉ. બી. આર. આંબેડકર :** અધ્યક્ષ મહોદય, વિરામ સમય પહેલાં હું એવું ભારપૂર્વક જણાવવાનો પ્રયાસ કરતો હતો કે આ વિધેયકમાં નિયત કરેલી શરતો હેઠળ આ દેશમાં કોઈ પણ મુક્ત સંઘ વિકસી શકે તેવી કોઈ શક્યતા નથી અને અમદાવાદ મિલ કામદાર સંઘની સ્થિતિનો ઉલ્લેખ કરીને હું જે કહેવા માગતો હતો તેનું ઉદાહરણ મેં આપી દીધું, અને મેં બતાવ્યું કે અમદાવાદમાં જે છે એ તેવી સૌથી વધુ સાનુકૂળ પરિસ્થિતિઓ હેઠળ પણ ત્યાં મજૂર મહાજન માટે, માલિકની મંજૂરી મેળવ્યા વગર, અધિનિયમ હેઠળની માન્યતાનો હક ધરાવતા એક મુક્ત સંઘ બનાવાનું શક્ય **થશે**

નહિ. મહોદય, આ ખરેખર એક એવી અશક્ય પરિસ્થિતિ છે કે ઈંગ્લેન્ડ જેવા એક ઔદ્યોગિક દ્રષ્ટિએ સંગઠિત દેશમાં પણ એનો ખ્યાલ આવવો અશક્ય બની જાય. કમનસીબે, જેટલાં પુસ્તકો મને મળી શક્યા તે બધાંમાં આપણને એવા આંકડા જોવા મળે છે કે દેશમાં જુદાજુદા સંઘોની કુલ સભ્યસંખ્યા કેટલી છે, પરંતુ તેની સાથોસાથ આપણે ક્યાંય એવું જોવા નથી મળતું કે દેશમાં જુદાજુદા ઉદ્યોગોમાં કામ કરતી વ્યક્તિઓની કુલ સંખ્યા કેટલી છે: અને પરિણામે, ઈંગ્લેન્ડમાં કામદારોની કુલ ટકાવારી કેટલી છે જેમને દેશમાંના સંઘોનર સભ્યો કહી શકાય એ શોધી કાઢવું સાવ સરળ નથી. પરંતુ મારી પાસે અહીં એક નાનું પુસ્તક છે જે ૧૯૨૬ના વર્ષમાં મી.વોલ્ટર સાઈટ્રીને પ્રસિધ્ધ કર્યું હતું. જે કોઈ ઈંગ્લેન્ડમાંની મજૂર સંઘ પ્રવૃત્તિથી પરિચિત છે તે જાણી શકશે કે આ લેખક મજૂર સંઘ પ્રવૃત્તિમાં મહત્વનું સ્થાન ધરાવે છે અને તેથી આપણાને જેની સાથે સંબંધ છે તેવા મુદ્દા અંગે તેના પુસ્તકને આપણે પ્રમાણભૂત પત્રક ગણી શકીએ. તેમણે જણાવ્યું છે કે ૧૯૨૪ ના વર્ષની આખરમાં-આ આંકડા કમનસીબે તાજેતરના નથી- ઈંગ્લેન્ડમાં સ્થિતિ એવી હતી કે જુદાજુદા ઉદ્યોગોમાં કામે રખાયેલી વ્યક્તિઓની સંખ્યા ૧૮૦ લાખ હતી, જ્યારે સંઘોની સભ્ય હોય તેવી વ્યક્તિઓની કુલ સંખ્યા- પુરુષો અને સ્ત્રીઓની મળીને - માત્ર ૫,૫૩૧,૦૦૦ હતી. એનો અર્થ એવો થયો કે ચોક્કસ તે આશરે ૩૦ ટકાથી વધુ ન હતી. હવે, જ્યાં મજૂરો આટલા સુસંગઠિત હોય, જ્યાં ઉદ્યોગ આટલો મોટા પાયા પર હોય તેવા ઈંગ્લેન્ડ જેવા દેશમાં જો કામકાજની પરિસ્થતિ આવી હોય તો ભારત જેવા દેશમાં આપણે કેવી અપેક્ષા રાખી શકીએ ? તેથી મહોદય, હું કહું છું કે આ શરત જે વિધેયકથી મૂકવામાં આવે છે તે એક પછી અશક્ય શરત્ છે અને ૧૦ કે ૨૦ વર્ષ પણ હું જોઈ શકું છું તેમ મજૂરોનું કોઈ પણ આવા પ્રકારનું સંગઠન પોતે એટલું બધું મજબૂત નહિ હોઈ શકે કે તે પોતાના રેર્કડ પર હંમેશા એટલી સભ્યસંખ્યા બતાવી શકે જે ૫૧ ટકા જેટલી હોય. આના પરિણામે નિર્ણય એટલો જ આવે છે કે પરિસ્થિતિ દુર્નિવાર હશે એવી કે હડતાળમાં સમાધાન કાર્યવાહીમાં મજૂરોનું પ્રતિનિધિત્વ કરતો માત્ર એક જ પ્રકારનો મજૂર સંઘ હશે અને તે બીજો કાંઈ નહિ પણ માલિકોએ માન્ય રાખેલો ગુલામ સંઘ.

હવે, મહોદય, બીજા બે પ્રશ્નો છે. જેના પ્રત્યે હું ગૃહનું લક્ષ દોરવા માગું છું, અને એ પણ બહુ મહત્ત્વના પ્રશ્નો છે. પહેલો પ્રશ્ન છે : ભારતમાંની મજૂર સંઘની પ્રવૃત્તિ

પર આ વિધેયકની શી અસર થવાની છે ? એ દ્રષ્ટિકોણથી જોતાં હું કહું છું કે વિધેયકમાં સૌથી મહત્ત્વની કલમ એ ખંડ ૮ પેટા-ખંડ (એ) છે. હવે, તે ખંડમાં એક સિદ્ધાંત નિયત કરવામાં આવ્યો છે જે હું પ્રયાસ કરીશ અને બતાવીશ કે સૌથી વધુ અવ્યાવહારિક સ્વરૂપનો છે. એ ખંડમાં કહેવાયું છે કે "રજિસ્ટ્રાર, યથાપ્રસંગ કોઈ ઉદ્યોગ કે વ્યવસાય સંબંધી, કોઈ પણ સ્થાનિક વિસ્તારમાં એક થી વધુ સંઘ નોંધી શકશે નહિ. બીજા શબ્દોમાં, તો, વિધેયકમાં જે જોગવાઈ કરવામાં આવી છે તે આ છે, તેમાં કામદારોને કહ્યું છે કે જો તેઓ મજૂરસંઘમાં સંગઠિત થવા માગતા હોય તો તેઓ યથાપ્રસંગ એક ઉદ્યો કે વ્યવસાયમાં એક જ સંઘ રાખી શકશે. બીજા શબ્દોમાં કહું તો, વિધેયકમાં જે જોગવાઈ કરવામાં આવી છે તે આ છે. તેમાં કામદારોને કહેવામાં આવ્યું છે કે જો તેઓ મજૂર સંઘમાં સંગઠિત થવા માગતા હોય તો આ અમુક મુકરર કરેલા સ્થાનિક વિસ્તારમાં એક ઉદ્યોગમાં કે એક વ્યવસાયમાં તેઓ માત્ર એક જ સંઘ રાખી શકશે. હવે, મહોદય, મારી દલીલ એ છે કે આ વિધેયકમાંની આવી જોગવાઈથી મને ખાતરી છે કે આ દેશમાં સંઘોનો વિકાસ અટકાવી દેવામાં આવશે. સૌપ્રથમ, વિધેયકને રજૂ કરનાર માનનીય મિત્ર પાસેથી હું એ જાણવા માગીશ કે શું આ સિદ્ધાંતનો અમલ વિશ્વના બીજા કોઈ ભાગમાં ક્યાંય પણ કરવામાં આવે છે ખરો ? હવે મહોદય, મેં ગ્રેટબ્રિટન પૂરતું મજૂર સંઘના સંગઠનની શરતોનો અભ્યાસ કર્યો છે, અને હું એક એવી વ્યક્તિનું પ્રમાણ ટાંકવા તૈયાર છું જે આ ક્ષેત્રમાં પ્રતિષ્ઠિત અને સુવિદિત છે અને તેના કથન પરથી એ સાબિત થશે કે ખરેખર ગ્રેટબ્રિટનમાં કાયદામાં આવી કોઈ જ જોગવાઈ કરવામાં આવી જ નથી. હકીકતમાં, ઈંગ્લીશ કાયદાએ મજૂરો પસંદ કરે તે ધોરણે સંગઠિત થવાનું મજૂરો પર છોડી દીધું છે. ત્યાં એવો કોઈ નિયમ નથી કે સંઘ એક ઉદ્યોગ પૂરતો જ હોવો જોઈએ. ત્યાં એવો કોઈ નિયમ નથી કે સંઘ અમુક વિસ્તાર પૂરતો મર્યાદિત હોવો જોઈએ.આ મુદ્દા પર હું ગૃહનું લક્ષ, ચેગવિડન અને મીરડડીન ઈવાન્સના તાજેતરના પુસ્તક " ગ્રેટબ્રિટનની રોજગાર વિનિમય સેવા માંના એક ફકરા પરત્વે દોરું છું; અને તેઓનો નિર્ણય આવો છે. હું પૃષ્ઠ ૩૦ માંથી વાંચુ છું.

"કોઈ અમુક ઉદ્યોમાંના તમામ કામદારો એક જ સંઘમાં સંગઠિત થાય એ જરૂરી નથી પરંતુ તેઓ જુદાજુદા કેટલાય સંઘોમાં જોડાઈ શકે છે : અમુક કિસ્સાઓમાં સંગઠન જિલ્લાના ધોરણે હોય છે જ્યારે બીજામાં વ્યવસાયના ધોરણે હોય છે, અને

કોઈ અમુક ઉદ્યોગમાંના કામદારોનું કોઈ જૂથ એવા સંઘમાં પણ જોડાઈ શકે છે જે સંઘ સામાન્ય રીતે બીજા ઉદ્યોગમાંના કામદારોની જરૂરીઆતો સંતોષતો હોય, અથવા સામાન્ય મજૂર સંઘમાં પણ જોડાઈ શકે છે. એવા અસંખ્ય કેસોમાં નાનાનાના સમૂહના સંઘો કોઈ એવા ફેડરેશનના કે સંઘના સભ્યો થઈ જાય છે જે સંબંધિત અમુક આખા ઉદ્યોગને કે તેના વધુ મોટા ભાગને આવરી લેતો હોય, અથવા એવા ફેડરેશન કે સંઘના સભ્યો થઈ જાય છે જે જુદાજુદા ઉદ્યોગમાંના આવા જ વ્યવસાયોના સભ્યોને આવરી લેતા હોય અથવા તો બીજાં કોઈ પણ ફેડરેશનો કે સામાન્ય મજૂર સંઘોના સભ્ય થઈ જાય છે.

આના પરથી જોઈ શકાય છે કે ઈંગ્લેન્ડમાં સમાન્ય મજૂર સંઘો હોઈ શકે છે. એનો અર્થ એ થયો કે જુદાજુદા ઉદ્યોગોમાં કામ કરતા કામદારો એક સાથે ભેગા મળીને સંઘ રચી શકે છે. સામાન્ય મજૂર સંઘનો અર્થ એ થયો કહેવાય. ઉદ્યોગ કે ઉદ્યોગો પૂરતું એક મજૂરને બીજા મજૂર સાથે કોઈ સંબંધ ન હોઈ શકે. આ લેખક એમ પણ કહે છે કે ઈંગ્લેન્ડમાં જુદાજુદા ઉદ્યોગોની વ્યક્તિઓ એક સંઘની રચના કરી શકે છે. કોઈ વ્યક્તિ દા.ત. સગીર હોય, તે વ્યક્તિ કોઈ બીજા એવા સંઘની સભ્ય થઈ શકે છે જેને ખાણો સાથે કશી લેવાદેવા ન હોય. તેથી, ઈંગ્લેન્ડમાં, કાયદાએ મજૂરો કઈ રીતે કયા સંજોગો હેઠળ સંગઠિત થશે તેનો નિર્ણય કરવાનું સંપૂર્ણ રીતે મજૂરો પર છોડ્યું છે. કાયદાએ જે કંઈ કાળજી રાખી છે તે એ જોવાની કે સંઘ ગેરકાયદેસર જૂથ ન બની જાય. કાયદાઓ જે કંઈ કાળજી રાખી છે તે જોવાની કે સંઘ નોંધાય તે પહેલાં સંઘના અમુક ઉદ્દેશો હોય જે એવા હોય કે કાયદાએ ગેરકાયદેસર તરીકે ગણ્યા ન હોય. સંઘના ઉદ્દેશો તપાસવા સિવાય ઈંગ્લીશ કાયદો ચોક્કસ એવું નથી જોતો કે સંઘ અમુક રીતે સંગઠિત થયું છે કે કેમ, અથવા અમુક રીતે સંગઠિત નથી જોયું કે કેમ, અને મને એ નથી સમજાતું કે શા માટે આ સિધ્ધાંત આ દેશમાં ન લઈ આવવો જોઈએ. આ વિધેયકમાં હવે દાખલ કરાઈ રહેલા સિધ્ધાંત પાછળનું કારણ કયું છે તેનું વાજબીપણું મને દેખાયું નથી અને હું તે સમજી પણ શક્તો નથી.

મહોદય, શું એક ઉદ્યોગમાંના અથવા એક વ્યવસાયમાંના તમામ મજૂરોનો એક સંઘ હોવો શક્ય છે ખરો ? હવે મને ખાતરી છે કે એ શક્ય નથી અને તે આ કારણસર. સૌ કોઈ જાણે છે તેમ કોઈ પણ મજૂર સંઘના ત્રણ જુદાજુદા હેતુઓ કે

ત્રણ જુદાજુદા ઉદ્દેશો હોઈ શકે છે. કોઈ મજૂર સંઘના કેવળ મજૂર સંઘના હેતુઓ કહી શકાય તેવા હેતુઓ હોઈ શકે છે, એટલે કે, કામદારો, વેતન, કામના કલાકો, ઉદ્યોગમાં બઢતીઓ અને એવું બધું- એવાં તેમનાં પોતાનાં હિત ઉન્નતિ સાથે સંકળાયેલા હેતુઓ. આ હેતુઓને કેવળ મજૂર સંઘના હેતુઓ કહેવાય છે. એ ઉપરાંત, મજૂર સંઘના સામાજિક ઉદ્દેશો તરીકે ઓળખાતા ઉદ્દેશો હોય છે જેવાકે અમુક લાભોની જોગવાઈ કરવી, વૃદ્ધાવસ્થાનું પેન્શન આપવું, આ સભ્યોને બેકારી દરમિયાનનો લાભ આપવો, તેઓની વિધવાઓને પેન્શન માટેની જોગવાઈ કરવી. ઇંગ્લેન્ડમાં આ હેતુઓને સામાજિક હેતુઓ તરીકે ઓળખવામાં આવે છે. એ ઉપરાંત, મજૂર સંઘનો રાજકીય હેતુ હોઈ શકે છે. આ હેતુ એવો છે કે જેનો ઉદ્દેશ, સંઘની આર્થિક અને સંઘની સામાજિક સ્થિતિનું રક્ષણ કરવા માટે સંઘની દ્રષ્ટિએ સૌથી વધુ અનુકૂળ આવે એવી રાજનીતિની અમુક વિચારસરણીને ઉત્તેજન આપવાનો છે. હવે મહોદય, હું જે પ્રશ્ન પૂછવા માગું છું તે આ છે. શું અમુક ઉદ્યોગમાં કામ કરતી હોય તેવી તમામ વ્યક્તિઓ આ ત્રણેત્રણ હેતુઓ અંગે સંમત થાય એ શક્ય બને ખરું ? હું નથી માનતો કે તમામ કેસોમાં હકારાત્મક જવાબ આપવો શક્ય બનશે અને હું આ બાબતે કંઈક વિગતવાર ચર્ચા કરવા વિચારું છું જેથી કરીને એવું બતાવી શકાય કે આપણે હકારાત્મક જવાબ કેમ મેળવી શક્તા નથી. ચાલો હું આના જેવો એક કેસ લઉં. દા.ત., મુંબઈમાં કાપડ ઉદ્યોગમાં કામ કરતા લોકોનું એક જૂથ છે અને હું આ બાબતમાં બહુ ચોકસાઈ રાખીશ કારણકે હું મારો મુદ્દો ભારપૂર્વક જણાવવા માગું છું. મિલ ઉદ્યોગમાંના અમુક કામદારો મુસ્લિમ સભ્યો છે. તેઓ મજૂર સંઘાના સભ્યો થવા આતુર છે. પરંતુ બીજી વ્યક્તિઓ જેઓ બિનમુસ્લિમ છે તેઓ ઇચ્છે છે કે સંઘના કામદારોએ રાજનીતિની કોંગ્રેસ વિચારસરણીને અનુસરવું જોઈએ. એવા મુસ્લિમ સભ્યો છે જેઓ મુસ્લિમ લીગના રાજકારણને અનુસરવા માગે છે. તેઓ, લોકોનાં બે જૂથો કઈ રીતે એક સાથે જોડાઈ શકે, સિવાય કે બેઉ પક્ષોમાંથી એક પક્ષ પોતાનો રાજકીય કાર્યક્રમ પડતો મૂકવા તૈયાર થાય ? બીજું દ્રષ્ટાંત લો. અમુક કામદારો અસ્પૃશ્ય કોમના છે. તેઓ અમુક સંઘના સભ્યો થવા તૈયાર છે પરંતુ તેઓ એવો પણ આગ્રહ રાખે છે કે જે કોમમાંથી તેઓ આવતા હોય તે કોમના લાભ માટે અમુક સામાજિક ઉદ્દેશ અને સામાજિક હેતુઓને સંઘે ઉત્તેજન આપવું જોઈએ. તેઓ ઈચ્છે છે કે અમુક બીજી સગવડોની જોગવાઈ કરવી જોઈએ અને બીજા વર્ગોમાંથી આવતા કામદારો તેઓની સાથે સંમત થતા નથી.

તો સંઘ રચવો કઈ રીતે ? હું એ સમજી શક્તો નથી. તેથી, મને એની સમજ પડતી નથી કે શા માટે તમારે એવી શરત મૂકવી જોઈએ કે જેનાથી સિધ્દ કરવાની બાબતે અશક્ય બની જાય. મારે એનો વિચાર કરવો જોઈતો હતો કે આ વિધેયકમાં સમાવિષ્ટ કરેલી દરખાસ્ત એના જેટલી જ શાણી અને વ્યવહારુ ગણાય કે જો કોઈ આરોગ્ય અધિકારી એવી શરત મૂકે કે તમે અમુક જ પ્રકારનું ઘર બાંધી શકશો, તમે દક્ષિણ તરફ હોય તેવું જ બારણું મૂકી શકશો, ઉત્તરમાં કોઈ બારણું મૂકી શકશે નહિ. તમે અમુક જ પ્રકારની બારી રાખી શકશો, તમારું ઘર અમુક ઊંચાઈથી કાં તો તમે આ નિયમોને અનુરૂપ હોય એવું ઘર બાંધો અથવા તો તમે ગલીમાં પડ્યા રહો. આ વિધેયકથી મજૂરોને આપવામાં આવેલો વિકલ્પ આ પ્રકારનો છે. જો મજૂરોના સંગઠનની બાબત કામદારની મરજી પર છોડી દેવામાં આવે તો તેમાં કયું અનિષ્ટ થઈ જવાનું છે ? તમારે એની સાથે શી લેવા - દેવા છે ? મને એ નથી સમજાતું. એક ઉદ્યોગમાં કામ કરતી તમામ વ્યક્તિઓને અમુક એક સંઘમાં લાવવાનું કારણ શું છે, અને તેમને એમ કરવાથી મળવાનું શું છે ? હું સમજી નથી શક્તો. બીજુ બાજુ મારું મંતવ્ય એવું છે કે, જેમ મેં કહ્યું છે તે પ્રમાણે , કે જો તમે આવી અશક્ય શરતો મૂકશો તો લોકો સંઘોની રચના કરવાની તદ્દન ચિંતા જ નહિ કરે. જે મુસ્લિમો એમ કરવાનું પસંદ કરે- અને મને લાગે છે કે આપણે સૌ એ એ બાબતમાં સંમત થવું જોઈએ કે તેઓની રાજનીતિ પસંદ કરવાની તેઓને છૂટ હોવી જોઈએ- કે જો તેઓ પસંદ કરે કે મુસ્લિમ લીગ નિયત કરેલી નીતિને અનુસરવાનું તેઓના મજૂર સંઘ માટે શક્ય નથી તેવો મજૂર સંઘ રાખવાનો કશો અર્થ સરશે નહિ, તેઓનો કોઈ પણ સંઘ હોઈ શકશે જ નહિ. એજ રીતે જો અસ્પૃશ્યોને એમ લાગે કે જો તેઓને તેઓનાં બાળકોના શિક્ષણ માટે અને તેઓના વર્ગોને લગતી બીજી સુખસગવડો માટે અમુક જોગવા[illegible]ાંની છૂટ આપવામાં નહિ આવે તો તેઓ તેવો સંઘ રાખવાનું પસંદ કરશે નહિ, તો પછી તમે તેમ કરીને કેવી પરિસ્થિતિ સર્જવા માગો છો ? તમે સમજી રહ્યા છો તે પરિસ્થિતિ માં તમે લોકોને કોઈ પણ સંઘ નહિ રાખવાની ફરજ પાડી રહ્યા છો અને તેથી મારી નવી રજૂઆત છે કે આ એક એવી જોગવાઈ છે જેમાં ભારોભાર નુકસાન રહેલું છે.

એ પછી મહોદય, બીજો મુદ્દો જે ૪ થી ૨૦ની જોગવાઈઓમાંથી ઊભો થાય છે તે આ છે. મજૂર સંઘની પ્રવૃતિની સ્થિરતા પર આ વિધેયકની અસર કેવી થવાની છે ? ધારોકે અમુક પ્રકારનો સંઘ જે તેના માલિકના કાબૂમાંથી મુક્ત થવાની

આખરે ઈચ્છા રાખે તે વિકાસ તો પામે પરંતુ આ વિધેયકમાં જણાવેલી જોગવાઈઓ હેઠળ તે સંઘ કામકાજ ના કરતો સંઘ રહી શકાશે તેવી કોઈ ગેરન્ટી છે ખરી ? અત્યાર સુધી તો હું આ વિધેયકની જોગવાઈઓનો અભ્યાસ કરી શક્યો છું કે એકવાર નોંધાયેલો સંઘ તે નોંધણી ધરાવવી ચાલુ રાખી શકશે. ખંડ ૧૦ એ સૌથી વધુ ભયાનક ખંડ છે. એ ખંડ હંમેશાં સંઘ પર તરવારની જેમ લટકતો રહેશે : નોંધાયેલો હોવા છતાં તેનું આયુષ્ય હંમેશાં જોખમમાં રહેશે અને એને કદીય ખાતરી નહિ થાય કે જયારે આજે તેનું કાનૂની અસ્તિત્વ છે તો જયારે આજે તેનું કાનૂની અસ્તિત્વ ચાલુ રહેશે, કારણકે આ ખંડની જોગાવાઈઓ હેઠળ તેની નોંધણી. અમુક સંજોગો ઉપસ્થિત થાય તો, કોઈ પણ સમયે રદ કરી શકાશે, અને એકવાર નોંધણી રદ થાય પછી, અત્યંત ખંતથી, ભારે શક્તિથી ઊભું કરવામાં આવેલું સમગ્ર માળખું તદ્દન ધોવાઈ જશે. મહોદય, એક બીજું નુકસાન છે, જે આ વિધેયકમાં જણાવ્યું છે. તે આમ છે, કે કોઈ સંઘની નોંધણી રદ કરવાનું કામ હરીફ સંઘને અથવા માલિકને માથે નાંખવામાં આવ્યું છે જેનો અર્થ એ થાય છે કે હરીફ સંઘનો નાશ કરવા માટે જુદાજુદા સંઘના માણસો વચ્ચે પરસ્પર સ્પર્ધા થશે, પરસ્પર ઈર્ષ્યા થશે અને ગળાકાપ હરીફાઈ થશે. તેથી, આ વિધેયક હેઠળ એકવાર નોંધાયેલો મજૂર સંઘને કાયમી અસ્તિત્વ ભોગવવું હોય તો તેણે તમામ સમયે એવું બતાવવાનું રહેશે કે જેની પાસે કામદારોની કુલ સંખ્યાની ૫૧ ટકા સભ્ય સંખ્યા છે. મહોદય, હું ફરીથી એજ પ્રશ્ન પૂછું છું : શું કોઈ પણ સંઘ માટે એવું દેખાડવું શક્ય છે કે તેની પાસે, કામે રખાયેલ કામદારોની કુલ સંખ્યાની ૫૧ ટકા સભ્યસંખ્યા છે ? હું માનું છું કે જો હું ગૃહને બતાવું કે મજૂર સંઘની સંખ્યામાં વર્ષોવર્ષ કેવી વધઘટ થતી રહે છે તો તે રસપ્રદ થઈ પડશે અને હું જે આ આંકડા આપું છું તે મેં ગ્રેટબ્રિટનના આંકડામાંથી લીધા છે. ૧૮૯૨ના વર્ષમાં મજૂર સંઘોની કુલ સંખ્યા ૧,૫૭,૬૦૦ હતી. ૧૯૧૦માં એ ૨,૨૬૫,૦૦૦ હતી. ૧૯૨૦માં તે ૮,૩૪૬,૦૦૦ હતી પરંતુ ૧૯૩૪માં તે ઘટીને ૪,૪૪૧,૦૦૦ થઈ ગઈ હતી. દસ વર્ષોમાં મજૂર સંઘોની સભ્ય સંખ્યામાં ૫૦ટકાનો ઘટાડો થવા પામ્યો હતો. હવે, અમુક ઉદ્યોગના આંકડા લો. ખેતીમાં ૧૯૨૦ના વર્ષમાં કુલ સભ્યસંખ્યા ૨૧૦,૦૦૦ હતી. ૧૯૩૨માં તે માત્ર ૬૩,૦૦૦ હતી. તે ૨૧૦,૦૦૦ થી ઘટીને ૩૩,૦૦૦ થઈ ગઈ. કોલસાના ખાણકામ ઉદ્યોગમાં ૧૯૨૦માં સભ્યસંખ્યા ૧,૧૧૫,૦૦૦ હતી. ૧૯૩૨માં તે ઘટીને ૫૫૪,૦૦૦ થઈ ગઈ. ધાતુ ઉદ્યોગમાં ૧૯૨૦માં એ આંકડો ૧,૧૭૨,૦૦૦

હતો. ૧૯૩૨માં સભ્યસંખ્યા ૫૨૭, ૦૦૦ હતી. બાંધકામ ઉદ્યોગમાં ૧૯૨૦માં સભ્યોની સંખ્યા ૫૬૩,૦૦૦હતી. ૧૯૩૨માં તે ઘટીને ૨૭૫,૦૦૦ થઈ ગઈ. વાહનવ્યવહાર અને સામાન્ય મજૂરીના ઉદ્યોગમાં ૧૯૨૦માં કુલ સભ્યસંખ્યા ૧, ૬૮૫,૦૦૦ હતી જ્યારે ૧૯૩૨માં તે ઘટીને ૬૬૦,૦૦૦ થઈ ગઈ. ૧૯૨૦માં મજૂર સંઘ કોંગ્રેસની કુલ સભ્યસંખ્યા જોતાં કુલ સભ્યસંખ્યા ૬,૫૦૫,૦૦૦ હતી જ્યારે ૧૯૩૨માં તે ફક્ત ૩,૬૧૩,૦૦૦ સભ્યોની જ હતી. મહોદય, જે ઇંગ્લેન્ડમાં છે તેવા ઉગદ્યોમાં, જ્યાં મજૂર સંઘવાદને કામદારનાં નસકોરાંમાં જતો - આવતો શ્વાસોચ્છાવાસ કહેવામાં આવે છે ત્યાં, એક દશકમાં મજૂર સંઘની સભ્યસંખ્યામાં ૫૦ ટકા જેટલી વધઘટ થતી રહે, તો, મને એ નથી સમજાતું કે કોઈ પણ વ્યક્તિ આપણા દેશમાંના મજૂર સંઘોના સંચાલકોનું કોઈ પણ જૂથ તેના હાજરીપત્રક પર બધા સમયે ૫૧ ટકાની સભ્ય સંખ્યા જાળવી રાખે એવી અપેક્ષા કઈ રીતે રાખી શકે ? જો સભ્યસંખ્યા ૧ ટકા જેટલી ય ઘટી જાય તો સંઘની નોંધણી રદ થઈ જાય છે. આ આખોય તમાશો સમેટી લેવાનો રહેશે. હું પૂછું છું કે શું આ વાજબી શરત છે ? શું આ એવી શરત છે ખરી કે જેનાથી મજૂર સંઘની પ્રવૃત્તિનો વિકાસ સુનિશ્ચિત થઈ શકે ? નોંધાયેલાં હોય એવા દરેક સંઘની નોંધણી જો રદ થઈ જતી હોય અને નોંધણી રદ થવાના ભયમાં જો તેણે રોજેરોજ જીવવાનું હોય, તો આ દેશમાં મજૂર સંઘવાદ વિકસી શકે એવી કઈ ભાવિ આશા છે ?

એ પછી મહોદય, બીજું એક શોચનીય લક્ષણ એવું છે જે એક ગંભીર વિચારણા માગી લેતી બાબત છે. આ વિધેયક હેઠળ, કોઈ વ્યક્તિને સંઘની નોંધણી રદ કરવાનો અધિકાર આપવામાં આવ્યો હોય તે વ્યક્તિ તેના પોતાના સંઘની નોંધણી માટે અરજી કરી શકે નહિ. જો નોંધણી રદ કરવાનો અધિકાર કોઈ સંઘના એવા સભ્યોને આપવામાં આવ્યો હોય કે જેઓ પોતાની સભ્યસંખ્યા વધુ મોટી હતી એ હકીકતના કારણે તેમની જાતે નોંધવાની સ્થિતિમાં હોય તો, આ દરખાસ્તના વાજબીપણાને હું તદ્દન સમજી શકું છું. હું એ પરિસ્થિતિને પણ તદ્દન સમજી શકું છું, પણ ખંડ ૧૦નો ઉલ્લેખ કરવાથી જણાશે કે કોઈ વ્યક્તિની સ્થિતિ એવી હોવી જરૂરી નથી કે તે પોતાના સંઘની નોંધણી કરાવી શકે, એટલે કે, ઉદ્યોગમાંની કુલ કામ કરતી વ્યક્તિઓની ૫૧ ટકા સભ્યસંખ્યા તેની પાસે ન પણ હોઈ શકે. આવા તોફાની તત્ત્વ માટે તો એટલું જ જરૂરી છે કે , માલિકના હાજરીપત્રકના આધારે અને-સંઘના હાજરીપત્રકના આધારે

ટકાવારી ૫૦ ટકા કરતાં ઘટી ગઈ છે એ સાબિત કરવું. મેં કહ્યું તેમ, જ્યાં કામગીરીમાં વધઘટ થતી હોય, મજૂરો માં વધઘટ થતી હોય તેવા ઔદ્યોગિક પરિસ્થિતિઓમાં આ શરત પરિપૂર્ણ કરવી અશક્ય છે.

એ પછી, મહોદય, એક બીજી જોગવાઈ છે જેના તરફ મને લાગે છે કે ગૃહનું લક્ષ દોરવું જરૂરી છે. જે સંઘની નોંધણી રદ કરાઈ હોય તેનું શું થાય છે ? શું તે નોંધણી માટે ફરીથી અરજી કરી શકે ? જવાબ છે, ના. વિધેયકના ખંડ નં. ૫૪ થી ઔદ્યોગિક અદાલતને, સંઘને પોતાની નોંધણી રદ કરાઈ હોવાનું અમુક સંજોગો હેઠળ જાહેર કરવાની સત્તા આપવામાં આવી છે. તેમાં જણાવ્યું છે કે :

"આ અધિનિયમ હેઠળની કોઈ પણ કાર્યવાહીમાં જો ઔદ્યોગિક અદાલતને એમ જણાય કે કોઈ પણ સંઘની નોંધણી અથવા કોઈ પણ સંઘની લાયકાત ધરાવતા સંઘ તરીકેની અથવા પ્રતિનિધિત્વ કરતા સંઘ તરીકેની જાહેરાત કોઈ ભૂલ, ગેરરજૂઆત કે કપટ હેઠળ મેળવવામાં આવી હતી અથવા તેવા સંઘે આ અધિનિયમની કોઈ પણ જોગવાઈનું ઉલ્લંઘન કર્યું છે, તો ઔદ્યોગિક અદાલત એવો આદેશ આપી શકશે કે આવા સંઘની નોંધણી અથવા આવા સંઘની લાયકાત ધરાવતા સંઘ તરીકેની અથવા પ્રતિનિધિત્વ કરતા સંઘ તરીકેની જાહેરાત રદ કરવી.

ખંડ ૮ દ્વારા નિયત કરાયેલી શરતોની એક એવી પણ શરત છે કે કોઈ સંઘને ખંડ ૫૪ હેઠળ ગેરલાયકાત ઠરાવવામાં આવ્યો હોવો ન જોઈએ. હવે જે પ્રશ્ન હું પૂછવા માગું છું તે આ છે . એવું શા માટે છે કે આ ગેરલાયક કાયમને માટે રહેવી જોઈએ ? તદ્દન સંમત થઈ શકું છું કે ગેરલાયક હંગામી મુદત માટે હોઈ શકે. એવી દલીલ કરી શકાય કે જે વ્યક્તિઓએ કપટ કરીને, ખોટી રજૂઆત કરીને નોંધણી મેળવી હોય તેઓને અમુક સમય માટે અજમાયશ પર રાખવી જોઈએ. તે પ્રકારની દરખાસ્તના વાજબીપણા અંગે હું તદ્દન સંમત થઈ શકું છું. પરંતુ, કોઈ વ્યકિત કપટ કે ખોટી રજૂઆત બદલ દોષિત હતો એ કારણસર તેને રજિસ્ટ્રાર સમક્ષ આવીને પોતાના સંઘની નોંધણી મેળવવામાંથી પણ કાયમને માટે બાકાત કરી મૂકવો જોઈએ એવું જેમાં કહેવાયું છે તે જોગવાઈનું વાજબીપણું હું સમજી શકતો નથી. મહોદય, હું આ સંબંધમાં ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટમાં જે જોગવાઈ છે તેનો ઉલ્લેખ કરું છું. આપણે, આ ગૃહના સભ્યોએ, ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટમાં જણાવેલી અમુક

ગેરલાયકાતોનો સામનો કરવાનો રહે છે. આપણે જાણીએ છીએ કે વ્યક્તિઓ, ગેરલાયકાત ધરાવતી હોવાના કારણે ચૂંટણીમાં ઊભી રહી શકતી નથી, અમુક વ્યક્તિઓ, તેઓ ચૂંટાઈ ગઈ હોય તોપણ, તેઓ ગેરલાયક ઠરી હોવાના કારણે વિધાનમંડળની સભ્યો થઈ શકતી નથી. હું એવી એક વ્યક્તિ હતો જેને ગેરલાયક ઠરાવવાની તૈયારી હતી, પરંતુ એમ કહેવાય છે કે સરકાર મારી વહારે આવી અને મારા માટે મારી બેઠક બચાવવાની વ્યવસ્થા કરી શકી; નહિતર, મને ગેરલાયક ઠરાવવામાં આવ્યો હોત, પરંતુ હું ઉપસ્થિતિ કરવા માગું છું તે મુદ્દો એ છે કે ગવર્મેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટમાં જણાવેલી ગેરલાયકાતો ચોક્કસ કાયમને માટે તો નથી જ. એ ગેરલાયકાતો હંગામી છે. એકવાર સમયના વહેવા સાથે ગેરલાયકાત સમાપ્ત થઈ જાય તે પછી સભ્ય ચૂંટણી લડવા માટે લાયક ઠરે છે અને આ ગૃહનો સભ્ય બને છે. ગવર્મેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટમાં જણાવેલો સિદ્ધાંત જો આ હોય., જો સભ્યોની ગેરલાયકાત, તેઓ તમામ નૈતિક કલંકથી મુક્ત હોવાનું મનાતું હોય, તેઓમાં કશાય પ્રકારનું નૈતિક અધ:પતન હોય તો દૂર થઈ જતી હોય, અને તેથી કરીને જો તેઓ આ ગૃહમાંના તેમના અધિકારો, તેમના વિશેષાધિકારો અને ફરજો પ્રમાણિક રીતે બજાવી શકતા હોય અને એ રીતે તેમની ગેરલાયકાત કાયમી ન હોય, તો હું એમ પૂછું છું કે જે વ્યક્તિઓ મજૂરોનું સંગઠન કરતી હોય તેઓની ગેરલાયકાત શા માટે કાયમી હોવી જોઈએ ? હકીકતની બાબત તરીકે હું કહીશ કે આ જોગવાઈથી, કલકત્તા હાઈકોર્ટની પૂર્ણ બેન્ચનો નિર્ણય ખરેખર રદબાતલ થઈ જાય છે. હું દિલગીર છું કારણકે હું ઉતાવળમાં આવ્યો છું તેથી હું અહેવાલને પૂરો વાંચી શક્યો નથી. પરંતુ કેસ છે. જે સભ્યો મજૂર રાજકારણમાં અભિરુચિ ધરાવતા હોય તેઓમાંના ઘણાને એ ખબર હશે કે કલકત્તામાં કટોકટી સત્તા અધિનિયમ અમલમાં લાવવામાં આવ્યો હતો ત્યારે રજિસ્ટ્રારે અમુક સંઘને ગેરકાયદે જાહેર કર્યો હતો કારણકે તેનું સંચાલન સામ્યવાદીઓ દ્વારા કરવામાં આવ્યું હતું. કટોકટી સત્તા અધિનિયમ પૂરતું એ સંપૂર્ણ કાયદેસર હતું, પરંતુ પેલા સામ્યવાદી સજ્જનો જેઓ સંઘનો હવાલો ધરાવતા હતા તેઓ એ રીતે હાર માનનારા ન હતા, તેઓએ બીજી યોજના શોધી કાઢી. એ યોજના અનુસાર નવા નામે નોંધણી માટે બીજી અરજી રજૂ કરવાની હતી. રજિસ્ટ્રારને એમાં કાવતરાની ગંધ આવી ગઈ કારણકે તેમણે જોયું કે જે માણસની નોંધણી રદ કરવામાં આવી હતી તે માણસ આ અરજી લઈને આવ્યો હતો તે જ હતો, એટલે તેમણે કહ્યું, "મારે થોડોક સમય જોઈશે, મારે તપાસ કરવાની

છે." તેથી, તેમણે નોંધણી માટેની અરજી લઈને આવનાર આ નવા સંઘના કર્મચારીગણ અને વહીવટની રચના અંગે તપાસ કરી અને તેમને જણાવ્યું કે તેમણે જેનો સંઘ રદ કર્યો હતો તે સજ્જન અને જેઓ નોંધણી માટેની આ અરજી લઈને આવ્યા તે સજ્જન એક જ હતા. તેમણે કહ્યું, "તમે એ જ સજ્જન છો, હું તમને નોંધણી નહિ આપું. તેઓ કલકત્તા હાઈકોર્ટમાં ગયા અને કલકત્તા હાઈકોર્ટે ઠરાવ્યું કે સંઘના સંચાલન વહીવટીના કર્મચારીગણની તપાસ કરવી એ રજિસ્ટ્રારનું કામ ન હતું. રજિસ્ટ્રારને જે કાંઈ કરવાનો હક હતો તે આટલો જ હતો કે તેમણે સંઘ જે ઉદ્દેશ માટે રચાયો હતો તે ઉદ્દેશ અંગે અને અરજી પર સાત વ્યક્તિઓએ સહી કરી છે કે કેમ તે અંગે તપાસ કરવાની હતી, પરંતુ તેથી વધુ કંઈ પણ કરવાની તેમને જરૂર ન હતી. જૂના કાયદા હેઠળ એ સ્થિતિ હતી, એટલેકે, જે વ્યક્તિઓ એકવાર ગેરલાયક ઠરતી તે વ્યક્તિઓ, કાયદા દ્વારા તેઓના માર્ગમાં કશી આડખીલી ઊભી કરાયા વગર, નોંધણી માટે જઈ શકતી હતી. અને નોંધણી મેળવી શકતી હતી. આ વિધેયકથી, જે લોકો મજૂરોને સંગઠિત કરવા માગે છે તેમના માર્ગમાં, તેઓએ માત્ર અમુક પ્રકારની ગેરરજૂઆત કે કપટ આચર્યું હોવાનાં જ કારણસર, કાયમી અંતરાય ઊભો થાય છે. આ વિધેયકની જોગવાઈઓ માટે મારે ખરેખર જે કહેવું હતું તે સઘળું મેં કહ્યું છે.

અલબત્ત, એવું દર્શાવી શકાય કે આ વિધેયકથી મજૂરો અને માલિકો વચ્ચે વ્યવહારની સમાનતા સ્થપાય છે કારણકે જે રીતે આ વિધેયકથી કામદારોની હડતાળને શિક્ષા થાય છે તે જ પ્રમાણે તેનાથી માલિકો દ્વારા કરાતી તાળાબંધીને પણ શિક્ષા થાય છે. મને નથી લાગતું કે આ સ્થિતિને સમર્થન મળી શકે, કારણકે હું ચોક્કસ એક કે બે કેસોમાં એવું જોઉં છું કે જેમાં માલિક અને નોકર વચ્ચે ભેદભાવ ઊભો કરવામાં આવતો હોય. દા.ત., મારો ઉલ્લેખ ખંડ ૨૮ હેઠળની નોટિસના પ્રશ્ન પરત્વેનો છે માલિકે, (૧) સ્થાયી હુકમો, (૨) અનુસૂચિત-૨ માં જણાવેલી ઔદ્યોગિક બાબતો અંગે કરાતા કોઈ પણ ફેરફાર માટે નોટિસ આપવી જરૂરી બને છે. જ્યારે તમે નોકરની વાત કરો, ત્યારે નોકરે, સ્થાયી હુકમો અંગે અને અનુસૂચિ-૨ પૂરતી મર્યાદિત ન હોય તેવી કોઈ પણ ઔદ્યોગિક બાબત અંગે કરાતા કોઈ પણ ફેરફારની નોટિસ આપવી જરૂરી બને છે. તો એ ચોક્કસ સમાનતાની સ્થિતિ નથી. હાજરી અંગે, જો માલિક હાજર ન રહે તો ચોક્કસ એને શિક્ષા કરાતી નથી. પરંતુ જો સંઘ હાજર ન રહો તો કામદારનું પ્રતિનિધિત્વ ફરજિયાત પણે કરી શકાય છે. જો કોઈ પણ ન હોય તો મજૂર અધિકારી

તો છે જ જેઓ મજૂરનું પ્રતિનિધિત્વ કરી શકે છે અને સમાધાન પછી કરવામાં આવેલો કરાર મજૂરને પણ બંધનકર્તા નીવડી શકે છે, જો કે મજૂરે સમાધાનનો અસ્વીકાર કર્યો હોય અને તે અધિકારી દ્વારા પોતાનાં હિતનું પ્રતિનિધિત્વ કરાવા તૈયાર ન હોય તોપણ. જો કે આ બધી ક્ષુલ્લક બાબતો છે. આ બધું બાદ કરતાં હું જે અંગે આગ્રહભરી વિનંતી કરું છું તે તો આ છે. મહોદય, આપણે જે માગીએ છીએ તે સમાનતા નથી, આપણ જે માગીએ છીએ તે છે નીતિન્યાય. આ ગૃહ સમક્ષ હું જે ભારપૂર્વક જણાવવા માગું છે તે આ છે. સમાનતા એટલે નીતિન્યાય એવું જરૂરી નથી. (અવરોધ:) હું તે પુરવાર કરવાનો છું. સમાજમાં ન્યાય જન્મે તે માટે, જુદાજુદા લોકોનો સાથે અસમાનતાપૂર્વકનો વ્યવહાર કરવાનો છે. બહુ સાથે શા માટે જવું ? આવકવેરાનો જ કેસ લો. હું નાણાંનો અભ્યાસી છું અને તેથી આ ઉદાહરણ તરત મારા મનમાં આવે છે આપણે ત્યાં શા માટે પ્રગતિશીલ આવકવેરો છે ? શા માટે આપણે તમામ લોકો પર એકસરખી રીતે વેરો નથી નાખતા ? આપણે શા માટે ધનિક પર ઊંચા દરે વેરો નાખીએ છીએ અને નિર્ધન પર નીચા દરે વેરો નાખીએ છીએ એનું કારણ એ છે કે એ બંનેની વેરાપાત્ર હેસિયત જુદીજુદી છે. આના જેવા કેસમાં સમાનતાથી તો ઊલટાનું સૌથી મોટો અન્યાય પેદા થશે. એક સામાન્ય કેસ લો. ધારોકે એક કુટુંબમાં કેટલીય વ્યક્તિઓ છે જેમાંથી એક માંદી છે. એ માંદી વ્યક્તિ માંદગીમાંથી બહાર આવે અને એ સારી થઈ જાય તે માટે આપણે એને મરઘીનું સૂપ આપીએ છીએ પણ આપણે બીજી વ્યક્તિઓને મરઘીનું સૂપ નથી આપતા. કુટુંબમાં જે માતા છે તેનાં કોઈ પણ વ્યક્તિ દોષ નહિ કાઢે જો તે માંદા સભ્યને મરઘીનું સૂપ આપે અને મસ્ત આરોગ્ય ભોગવતા બીજા પુખ્ત સભ્યોને તે આપવાનો ઇનકાર કરે. આપણે જે માગીએ છીએ તે નીતિન્યાય છે. જો આપણે મજબૂત અને નિર્બળ, ધનિક અને નિર્ધન, અજ્ઞ અને પ્રજ્ઞ સાથે સમાન ધોરણે વ્યવહાર કરવાનું વિચારીએ તો આ નીતિન્યાય પેદા થઈ શકે નહિ. જો મારા માનનીય મિત્ર બંને વર્ગો સાથે સમાનતાપૂર્વક વ્યવહાર કરવાનું ઇચ્છે તો આ વિધેયક પૂરતું ગણાશે નહિ. તેમણે વિધેયકમાં કેટલીક બીજી જોગવાઈઓ દાખલ કરવાની રહેશે. અને હું પૂછવા માગીશ કે વિધેયકમાં આવી જોગવાઈઓ દાખલ કરવા માટે તેઓ તૈયાર છે કે કેમ.

આપણા આ ઉદ્યોગમાં આજે શું ચાલી રહ્યું છે ? હું દિલગીર છું કે આ પ્રસંગે મને જે લાગે છે તે અંગે પેટછૂટી વાત કરવાની છે. આપણે મુંબઈ શહેરમાં પારસીઓ

દ્વારા ચલાવાતી મિલો છે. એવી મિલો પણ છે જે ગુજરાતીઓ દ્વારા ચલાવાય છે. મુંબઈમાં મિલો છે જે યહૂદીઓ દ્વારા કે યુરોપિયનો દ્વારા ચલાવાય છે. મારા કુટુંબના કેટલાય સભ્યો એ મિલોમાં કામ કરતા હતા ત્યારે હું નાનો હતો ત્યારે હું એ તમામ મિલોમાં ફર્યો છું. તેઓ માટે હું મિલોમાં જ્યાં તેઓ કામ કરતા હતાં ત્યાં ભાતું લઈને જતો. તાજેતરમાં પણ હું અમુક મિલોમાં ફર્યો છું, જો કે વારંવાર નહિ. આ તમામ મિલોની સૌથી વધુ આશ્ચર્યજનક બાબત એ છે કે એ મિલોને મેનેજરોનાં બાંધવો માટેનું સ્વર્ગ બનાવી દેવામાં આવી છે. હજારો નકામા લોકોને ઊંચા પગારધોરણોવાળી નોકરીઓમાં રાખી લેવામાં આવ્યા છે, માત્ર એ જ કારણસર કે તેઓ મેનેજિંગ એજન્ટોના એક યા બીજી રીતે સગાસંબંધી થતા હોય છે. તમે કોઈ પારસી મિલમાં જાવ, ત્યાં તમે જોશો કે હજારો પારસીઓ કામ કરતા હશે, પછી ભલે તેમની જરૂર હોય કે ન હોય. ગુજરાતીઓ દ્વારા ચલાવાતી મિલોમાં જાવ. ત્યાં તમને હજારો ગુજરાતીઓ કામ કરતા જોવા મળશે, પછી ભલે તેમની જરૂર હોય કે ન હોય. યહૂદીઓ દ્વારા ચલાવાતી મિલમાં જાવ તમે ત્યાં જોશો કે હજારો યહૂદીઓ કામ કરતા હશે, પછી ભલે તેઓની જરૂર હોય કે ન હોય. કામદારોની કમાણીનો શ્રેષ્ઠ ભાગ મેનેજરો દ્વારા લઈ લેવામાં આવે છે. જેથી કરીને આ મિલોમાં નોકરીએ રખાયેલા હોય તેવા લોકોનું પોષણ કરી શકાય, પછી ભલે એ લોકો કાર્યક્ષમ હોય કે ન હોય, તેઓની જરૂર હોય કે ન હોય. આ તમામ લોકો જેઓ ઉદ્યોગને નિયંત્રિત રાખે છે તેઓ મૂડીને તરતી મૂકે છે અને તમામ પ્રકારના કાગળિયા સોદા દ્વારા તેને ફૂગવી મૂકે છે. જ્યારે કામદાર કહે કે તેને ઓછું વેતન મળે છે ત્યારે ઉદ્યોગ નિયંત્રિત કરનારી વ્યક્તિ તેને કહે છે, "એ મારી મૂડી છે." આ બધી સટોડિયાઓ દ્વારા ટેકો અપાયેલી તરકટી મૂડી છે, શેરબજારી મૂડી છે. ઉદ્યોગની કમાણીનો સારો એવો ભાગ આ લોકો સ્વાહા કરી જાય છે. જે કંઈ નાની સિલક બચી જાય છે તેમાંથી કામદારોને તેમનું અસ્તિત્વ ટકાવી રાખવાનું જણવવામાં આવે છે. જો માનનીય મુખ્યમંત્રી નીતિન્યાય દાખલ કરવા માગતા હોય તો તેમણે કામદારોનાં વેતનને ઉદ્યોગના નફા પરનો પ્રથમ બોજ બનાવવો જોઈએ. હું એ નથી સમજી શકતો કે એક હકીકત તરીકે શા માટે મિલમાલિકોને, કોઈ પણ ઉદ્યોગના કોઈ પણ માલિકને પોતાનું બજેટ વાર્ષિક ધોરણે રજૂ કરવાનું કાયદા દ્વારા જરૂરી બનાવવું ન જોઈએ ? સરકાર માટે પોતાનું બજેટ દર વર્ષે રજૂ કરવાનું જરૂરી બનાવાયું છે; દર વર્ષે આપણને સરકારનું બજેટ મળે છે જેમાં સરકાર જણાવે

છે કે કેટલા મંત્રીઓને કામે રખાયા, કેટલા ચપરાસીઓને મંત્રીઓની સેવામાં મુકાયા, વિભાગોમાં કેટલા અધીક્ષકો છે, કેટલા કારકુનો છે, આ , તે , પેલું-એ સઘળું જણાવે છે. આ ગૃહ એ સમજી શકશે કે મહેકમ અધિક છે કે નહિ. આ ગૃહ જણાવા માગે છે કે નાણાં યોગ્ય રીતે ખર્ચાય છે કે નહિ. શા માટે મિલમાલિકને, ઉદ્યોગના માલિકને જે પોતાની કમાણી સંપૂર્ણત: પોતાની મૂડી દ્વારા નહિ પરંતુ બીજી વ્યક્તિના પરસેવા દ્વારા પણ મેળવે છે તેને પોતાના સંચાલનની વિગતો આપવાની ફરજ પાડવામાં આવતી નથી આવી માગણી કરવી એ બહુ વાજબી ગણાય એમ છે. એનાથી ફાયદો આ થશે. ઉદ્યોગના માલિક દ્વારા એકવાર એ પ્રકારનું બજેટ રજૂ થાય પછી કામદારોને પરિસ્થિતિનો ખ્યાલ આવશે અને તેઓ તેની ચકાસણી કરી શકશે કે મજૂરો વચ્ચે વિભાજિત કરવા માટે બાકી રહેવા દીધેલી સિલક વાજબી છે કે કેમ અથવા માલિકે કુલ નફાનો અનુસૂચિત હિસ્સો લીધો છે કે કેમ. સમાધાન બોર્ડ રાખવાનો અને માલિકોને તેઓના હિસાબના ચોપડા રજૂ કરવાનું જણાવવાનો શો અર્થ છે જ્યારે નોકરને એવી તક આપવામાં આવતી ન હોય કે એ તેની ચકાસણી કરી શકે કે ખરેખર કામકાજની સ્થિતિ કેવી છે ? જો હું સૂચવું છું એ કાર્યવાહી અપનાવાય તો મને ખાતરી છે કે મજૂર તકલીફો ઓછી થઈ જશે અને સમાધાન વધુ અસરકારક થશે અને ઔદ્યોગિક શાંતિ વધુ પ્રમાણમાં રહેશે. જો માનનીય મુખ્યમંત્રી, મેં સૂચવેલા અર્થમાં સમાનતાના ધોરણે મજૂરી અને મૂડી સાથે વ્યવહાર કરવા માગતા હોય એટલે કે નીતિન્યાય હોવો જોઈએ એમ ઈચ્છતા હોય, તો આ, વિધેયકની જોગવાઈઓમાં નીતિન્યાય માટે કશો આધાર રહેતો નથી. બીજું. મૂડી અને મજૂરી વચ્ચે સમાનતા માટેનો કશો આધાર નથી કારણકે સરકાર કોઈ પણ વિવાદમાં હંમેશા માલિકોના પક્ષે રહે છે. સરકાર હડતાળમાં પોલીસનો ઉપયોગ કરે છે તેના પરથી આ સ્પષ્ટ થાય છે. પોલીસ દળનો નિભાવ જાહેર નાણાંમાંથી, આપણે સૌ વેઠીએ છીએ તે કરવેરામાંથી કરવામાં આવે છે. તેનો ઉદ્દેશ તો સૌના લાભ માટેનો છે. ચોકક્સ, કોઈ પણ સરકારને આ પોલીસ દળનો ઉપયોગ, કામદારોએ પાડેલી હડતાળના પરિણામે શાંતિનો ભંગ થાય છે માત્ર એટલા જ કારણસર કરવાનો હક નથી. વધુમાં જરૂરી છે તે એવું દર્શાવવાનું છે કે શાંતિનો ભંગ, ઉદ્યોગના અમુક એક વિભાગ દ્વારા કરાયો છે. જો શાંતિનો ભંગ, મજૂરોએ કરેલી અમુક ગેરવાજબી માગણીના કારણે કરાયો હોય, તો તેઓની સામે પોલીસ દળનો ઉપયોગ કરવામાં તમે વાજબી ઠરો છો. જો, બીજી બાજુ, શાંતિનો ભંગ, જેનું કોઈ

કારણ ન હોય અને જે ન્યાય અને નીતિન્યાયની વિરુદ્ધ હોય એવો કોઈ માલિક દ્વારા કરાયેલા કોઈ કૃત્યના પરિણામે થયો હોય,તો સરકારને પોલીસ દળનો ઉપયોગ કામદારો સામે કરવાનો કોઈ અધિકાર નથી. માલિકો અને નોકરો વચ્ચે વાસ્તવિક સમાનતા, આ બે જોગવાઈ દાખલ કરીને જ લાવી શકાય. માલિકને તેનું બજેટ જાહેર કરવાની ફરજ પાડવી જોઈએ અને સરકારે શાંતિનો ભંગ થયો છે માત્ર એટલા જ કારણસર મજૂરો સામે પોલીસ દળનો ઉપયોગ કરવાનું બંધ કરવું જોઈએ. આના વગર, સત્તાની સોદાબાજી અંગે મૂડી અને મજૂરી વચ્ચે કોઈ સમાનતા સંભવી શકે નહિ. શું તમે એ કરશો ખરા ? જો તમે એ કરી શકો તો તમે માલિકો સાથેનો કેસ હારી જશો. જો તમે તેમ ન કરો, તો તમે મજૂરોના મિત્ર બની શકો નહિ. મને ખાતરી છે કે વિધેયક જેવું છે તેવું પસાર કરી દેવું જોઈએ નહિ. તેનાથી તો મજૂરોને માત્ર નુકસાન જ થાય છે. મજૂરોને હમણાં એની ખબર પડતી નહીં હોય કે આ વિધેયકથી શું થવાનું છે. પરંતુ જ્યારે વિધેયક અમલમાં આવે અને મજૂરો વિધેયકની સામે મોઢામોઢ ઊભા રહે ત્યારે તેઓ એમ કહી ઊઠશે કે આ વિધેયક ખરાબ છે, ખૂની અને કાતિલ છે. મહોદય, હું તેનો પક્ષકાર થઈ શકું નહિ.(પ્રશંસા).

● ● ●

# ૪૪

# તોફાનોની તપાસ માટેની સમિતિના અહેવાલ અંગે

**ડૉ. બી.આર.આંબેડકર** (મુંબઈ શહેર) : હું પાંચ મિનિટમાં પૂરું કરવાનો પ્રયાસ કરીશ કારણકે મારે વધુ કંઈ કહેવાનું છે નહિ. અધ્યક્ષ મહોદય, આ કાપ દરખાસ્ત અંગે બોલવા માટે હું ઊભો થયો છું તેનું કારણ એ નથી કે સમિતિએ મારા વિશે જે કહ્યું તેનો જવાબ આપવાનું મને જણાવવામાં આવ્યું છે. એટલો સમય પણ નથી અને, મારા મતે,મારે માટે એવી કશી જરૂર પણ નથી કે મેં આ હડતાળ બાબતમાં જે વલણ લીધું તે અંગે મારે કશી દલીલ કરવાની હોય અને તેથી એ બાબતને હું બાજુએ મૂકી દઈશ. હું બોલવા ઊભો થયો છું તેનું કારણ એ છે કે મારી પહેલાં આ ગૃહના જે બે માનનીય સભ્યોએ જે પ્રવચનો કર્યાં તેની મારા મન પર એવી છાપ પડી છે કે તે પ્રવચનોના પરિણામે આ અહેવાલના પરિણામ તરીકે જે મુખ્ય મુદ્દાઓ સાથે આપણને સંબંધ છે તેમાંથી લક્ષ ખસી જશે. મારા નિર્ણયાનુસાર આપણે વિચારવાના પ્રશ્નો ત્રણ છે- ખાસ કરીને તો બે જ. ગૃહમંત્રીને આ ત્રણ પ્રશ્નો પૂછવા માટે હું બોલવા ઊભો થયો છું. એક દલીલ ખાતર, તોફાનો થયાં હતાં એવા આ સમિતિના નિર્ણયમાં જે તથ્ય છે તેને હું સ્વીકારું છું.

**શ્રી જમનાદાસ એમ. મહેતા :** એ નિર્ણયો નહોતા પરંતુ સમિતિ માટે એ શોધી કાઢવામાં આવ્યા હતા.

**ડૉ. બી.આર.આંબેડકર :** એ જે હોય તે, સમિતિએ અહેવાલમાં જે જણાવ્યું છે તે આ છે અને અહેવાલમાં તે સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવ્યું છે. ફકરા ૮૪માં કહેવામાં આવ્યું છે કે

"ટોળાનું વલણ અને વર્તન જ ગોળીબાર માટે તદ્દન જવાબદાર હતું . અમે એ મતના છીએ કે એલ્ફીન્સ્ટન મિલ આગળ થયેલું તોફાન જે ગોળીબારમાં અને અનુગામી ઈજાઓમાં પરિણમ્યું તેની આખરી જવાબદારી કાઉન્સિલ ઑફ એકશનના શિરે જ મૂકાવી જોઈએ, જેણે તેના સઘન પ્રચાર દ્વારા અભણ કામદારોને હડતાળની સફળતા માટે હિંસાનો આશરો.લેવા આમંત્રિત કર્યા."

મેં કહ્યું તેમ, હું આ નિર્ણયના સાચાપણાને તપાસવાનો નથી,. મને લાગે છે કે જો કોઈ વ્યક્તિ નિર્ણયના ખરાપણાને તપાસવા માગતી હોય તો તે ઘણું બધું કહી શકે, કારણકે મારા પૂરતી વાત કરું તો મને ચોક્કસ એવું જણાય છે કે જે પુરાવા પર નિર્ણયનો આધાર રાખવામાં આવ્યો છે તે પુરવાથી અને જેઓ કાઉન્સિલ ઑફ એકશનની સભ્યો હતી તેવી વ્યક્તિઓએ આપેલાં કહેવામાં તમામ પ્રવચનો જે આ અહેવાલનાં લગભગ પૃ.૧૦ પછીનાં પાનાં પર આપવામાં આવ્યાં છે તે પ્રવચનોથી, મારા મતે આ નિર્ણયને ટેકો મળતો નથી. મેં જણાવ્યું તેમ હું આને.એક દલીલ ખાતર સત્યની શોધ તરીકે લઉં છું અને માનનીય ગૃહમંત્રીને હું જે પૂછવાનો છું તે આ છે; શું તેઓ એમ માને છે કે આ અહેવાલ સાચો છે ? જો તેઓ એમ કહેતા હોય કે અહેવાલ સાચો છે, તો શું તેઓ કાઉન્સિલ ઑફ એકશનના સભ્યો પર આ હિંસાને મદદરૂપ થવા અને તેને સાથ આપવા ફોજદારી કેશ માંડવા તૈયાર છે ખરા ? મારી વાત કરૂં તો હું આ કાઉન્સિલ ઑફ એકશન સાથે સંકાળાયેલો હોવાને કારણે હું મારી અદાલતી કાર્યવાહી સ્વીકારવા તૈયાર છું. ભલે કોઈ પણ વ્યક્તિ જેમાં હિંમત છે, જેને વિશ્વાસ છે. જે આ પુરાવામાં માને છે- તે આગળ આવે અને મારી સામે ફોજદારી કેસ માંડે. હું મારી અદાલતી કાર્યવાહી ઉપાડી લેવા અને કાયદો મારા પર જે કોઈ શિક્ષા ઠોકી બેસાડે તે સહન કરવા તૈયાર છું. એ મારો પહેલો પ્રશ્ન છે. બીજો પ્રશ્ન જે હું માનનીય ગૃહમંત્રીને પૂછવા માગું છું અને એ પણ પાછો તપાસ સમિતિના નિર્ણય પર આધારિત છે અને , જે મેં કહ્યું તેમ, હું એક દલીલ ખાતર સ્વીકારું છું તે આ છે. મને લાગ્યું કે આ સમિતિને જેની સાથે નિસ્બત છે તેવો મુખ્ય પ્રશ્ન

ગોળીબારના વાજબીપણાનો પ્રશ્ન હતો. સમિતિએ જણાવ્યું છે કે ગોળીબાર વાજબી હતો અને ગોળીબારનાં કારણો હતાં. હું માનું છું કે સમિતિએ અહેવાલમાં એવું પણ જણાવ્યું છે કે ગોળીબાર વગર હિંસા કાબૂમાં લઈ શકાઈ ન હોત, બીજા શબ્દોમાં, ગોળીબાર હેતુ માટે પૂરતો હતો. મેં કહ્યું તેમ, મારી દલીલના હેતુ માટે હું તે નિર્ણયને સાચા તરીકે ગણું છું. તેથી, માનનીય ગૃહમંત્રીને હું બીજો પ્રશ્ન પણ પૂછું છું. શું તેઓ, જેમણે આ ગોળીબાર કર્યો તે પોલીસ અધિકારીઓ સામે સામાન્ય કાયદાની અદાલતમાં ફોજદારી કેસ માંડવા અને આ સમિતિએ આપેલા નિર્ણયને જજ અને જ્યુરી દ્વારા સમર્થિત કરાવવા તૈયાર છે ? મહોદય, હું આ ગૃહને એ જણાવવા માગું છું તે કાયદાને લાગેવળગે છે ત્યાં સુધી સામાન્ય નાગરિક અને પોલિસ અધિકારી કે લશ્કરી અફસર વચ્ચે કશો ભેદભાવ નથી, અને ગૃહના લાભ ખાતર હું ખૂબ શિષ્ટ દસ્તાવેજમાંથી ટૂંકો ફકરો વાંચવા માગું છું જે, મને ખાતરી છે તેમ, મારા માનનીય ગૃહમંત્રી જાણે છે, એટલે તે ફેધરસ્ટોન રમખાણ સમિતિનો અહેવાલ તેમાં એક ફકરામાં જણાવવામાં આવ્યું છે કે :

"કાયદાના સિદ્ધાંતના બાબતમાં અધિકારીઓ અને સૈનિકોને કોઈ ખાસ વિશેષાધિકાર મળી જતા નથી અને તેઓ કોઈ ખાસ જવાબદારીને અધીન નથી. એક સૈનિક એટલે નાગરિકવ્યવસ્થા સ્થાપવાના હેતુ માટે કેવળ અમુક રીતે શસ્ત્રસજ્જ નાગરિક જ છે, તે સૈનિક છે માટે, જો તે જરૂર વગર માનવજીવનને હણે તો તેમાંથી તેને માફ કરી શકાય નહિ. લશ્કરની સહાય માગવાની અથવા નહિ માગવાની મેજિસ્ટ્રેટોની અને પોલીસ અધિકારીઓની ફરજ આ કેસમાં એ જ રીતે આધારિત છે. એક સૈનિક પોતાનાં શસ્ત્રોનો ઉપયોગ કરીને જ કામગીરી બજાવી શકે. તે લઈને ફરે છે તે હથિયારો ઘાતક હોય છે. તેઓને જો ઉપયોગમાં લેવામાં આવે તો માનવજીવનને અને માવનઅંગોને માટે ભય ઊભો થાય, અને આજની સુધરેલી વિધિઓ અને સંપૂર્ણ કરાયેલાં દારૂગોળાને અમુક જોખમ અને અમુક અંતરને ભયભીત બનાવ્યા વગર વાપરી શકાય નહિ અને કદાચ શક્ય છે કે આજુબાજુ ઊભેલા નિર્દોષ માણસોને પણ ભય પેદા થાય. આવી ગંભીર પરિસ્થિતિઓમાં જેઓ માત્ર વચમાં આવી પડે એવાઓની રમખાણ કરનારાઓ સામે મદદ માટે બોલાવવા એ અલબત્ત નાગરિક સત્તાધિકારીઓ માટેની છેલ્લી અતિ આવશ્યક બાબત બનવી જોઈએ."

"આ દેશના કાયદાનો સવાલ છે તેટલા પૂરતું આ જ કાયદો છે. અને ટૂંકમાં કહીએ તો, સંબૈધાનિક કાયદા અંગેના મહાન લેખક પ્રોફેસર ડાઈસીની ભાષામાં જણાવીએ તો, કાયદો એ છે કે જો પોલીસ અધિકારીને કે લશ્કરી અફસરને તેનો અધિકારી ગોળીબાર કરવાનો હુકમ આપે અને એ હુકમ તે માને નહિ તો કોર્ટ માર્શલ દ્વારા તેને ફાંસીએ લટકાવી શકાય અને જો તે એ હુકમ માને અને નિર્દોષ માનવીને મારી નાખે તો જજ અને જ્યુરી દ્વારા તેને ફાંસીએ લટકાવવામાં આવશે. તેના કેસનો નિર્ણય સંજોગોની જરૂરિયાત પ્રમાણે જ કરવો જોઈએ. તેના કેસનો નિર્ણય, તેણે અધિક બળનો પ્રયોગ કર્યો છે કે કેમ તેના આધારે જ કરવો જોઈએ. હું જે દલીલ કરવા માગું છું તે આ છે. અહીં એક સમિતિ છે જેણે પોલીસના વર્તનને વાજબી ઠરાવ્યું છે. મારા માનનીય મિત્રને હું જે બાબત પૂછવા માગું છું તે આ છે : જો તેઓ, ત્રણ કાબેલ અને માનનીય માણસોએ લખેલા આ દસ્તાવેજને માનતા હોય, જો તેઓને તેમાં વિશ્વાસ હોય, તો જો એ સાચું હોય તો, તેઓ એ લોકો સામે ફોજદારી કેસ માંડવાની મંજૂરી શા માટે નથી આપતા ? જો જ્યુરી હોય જે એવો સ્વીકાર કરી શકે કે એ જરૂરી હતું અને જો જ્યુરી હોય જે એવો સ્વીકાર કરી શકે કે અધિક બળનો પ્રયોગ ન હતો, તો બહુ સારું અને સરસ કહેવાય. આપણે તો જજ અને જ્યુરીનો નિર્ણય જ માગીએ છીએ અને એને હું આ રીતે કહું છું કે જો તેઓ આવું ન કરે જો તેઓ કાઉન્સિલ ઓફ એકશનના સભ્યો સામે ફોજદારી કેસ માંડે નહિ, જો તેઓ પોલીસ અધિકારીઓ સામે ફોજરાદી કેસ માંડે નહિ તો આ અહેવાલની કિંમત, ટૂલી સ્ટ્રીટના ત્રણ દરજીઓએ લખેલી વાર્તા કે નવલકથા કરતાં સહેજ પણ વધુ નથી (હસાહસ).

- અને મહોદય, એક ત્રીજો પ્રશ્ન પણ છે જે હું પૂછવા માગું છું , અને એ માહિતી માટે જે મહોદય, મને જણાવવામાં આવ્યું છે અને ખૂબ આધારભૂત રીતે માહિતી આપવામાં આવી છે કે અને એ માહિતી હું માનનીય ગૃહમંત્રીની જાણ માટે રજૂ કરું છું કે જેની નજીકમાં તે દિવસે ૬-૩૦ કલાકે ગોળીબાર થયો એ સ્પ્રિંગ મિલના મેનેજરે એ ગોળીબારમાં ભાગ લેનાર પોલીસ અધિકારીઓને ઇનામ તરીકે વહેંચવા માટે રૂ.૨૦૦/- ની રકમ મોકલી હતી.માનનીય મંત્રીને આ હકીકતની જાણ છે કે નહિ તેની મને ખબર નથી, પરંતુ હું જાણું છું કે આ હકીકત છે અને જો તેઓ તેમના ખાતામાંથી માહિતી મંગાવે તો મને ખાતરી છે કે આ હકીકત છે એવી તેઓને જાણ થશે. હવે, મહોદય, જો આ હકીકત હોય કે સ્પ્રિંગ મિલના મેનેજરે રૂ. ૨૦૦/-

સરકારને મોકલ્યા હતા અને એવી સ્પષ્ટ સૂચના આપી હતી કે એ રકમ, તે અમુક દિવસે મિલની નજીક ફાટી નીકળેલા રમખાણ દરમિયાન ગોળીબાર કરવામાં ભાગ લેનાર પોલીસ અધિકારઓ વચ્ચે નામ તરીકે વહેંચવાની છે. મહોદય, હું પૂછવા માગું છું કે એમ કહેવું વાજબી નથી કે ગોળીબાર કરવો પડ્યો તેનું કારણ હિંસા થઈ રહી હતી તે નહોતું પણ મિલ મેનેજરે પોલીસ અધિકારીઓને પોતાનું કામ સંપૂર્ણ પાર પાડવાનું કહેલું તે કારણે હતું ? આ એક અત્યંત લજ્જાસ્પદ કામકાજની સ્થિતિ છે અને માનનીય ગૃહમંત્રી આ હકીકતને ખૂબ ગંભીરતાથી લે તેમ હું ઇચ્છું છું, કારણ કે જો એ હકીકત હોય તો આ પોલીસ દળ રાજ્ય દ્વારા નિભાવાતું પોલીસ દળ છે અને વર્ગો વચ્ચે ન્યાય કરવા માટે નથી, પરંતુ એ પોલીસ દળ એવું છે કે કામદારોની ચળવળને દાબી દેવાના હેતુ માટે મૂડીવાદી વર્ગ દ્વારા તેનો ઉપયોગમાં ગુંડાઓ અને ખૂનીઓની પડખે ઊભા રહેવા માટે કરવાનો છે.

મહોદય, આ પરિસ્થિતિ મારા માટે ભયપ્રેરક છે અને સંયુક્ત સંસદીય સમિતિ સમક્ષ પોતાના પુરાવા દરમિયાન એક બહુ જ બાહોશ સિવિલ અધિકારીએ જે કહ્યું હતું તેની મને યાદ આવે છે. હું સ્વ. એડવર્ડ થોમ્પ્સનના પુરાવાનો ઉલ્લેખ કરું છું. તેઓ અમુક સમય માટે પંજાબના રાજ્યપાલ હતા અને થોડોક સમય વાઇસરોયની એક્ઝીક્યુટીવ કાઉન્સિલના સભ્ય હતા . તેઓએ નિવૃત્ત થયા પછી ઇન્ડિયન હોમરૂલના લક્ષ્યને ટેકો આપવા માટે ઇંગ્લેન્ડમાં એક સંસ્થા શરૂ કરી હતી. આ ગૃહમાંનો દરેક સભ્ય જાણે છે કે જ્યારે ગોળમેજી પરિષદ મળી તે સમયે જે સિવિલ અધિકારીઓ અહીંથી પાછા જતા રહ્યા હતા એમને બે જૂથમાં વહેંચી નાખવામાં આવ્યા હતા-એક જૂથ ઇન્ડિયન હોમરૂલનો વિરોધ કરતું હતું એ અને બીજું જૂથ તેને ટેકો આપતું હતું એ. સર એડવર્ડ થોમ્પ્સન એવા લોકોમાંથી એક હતા જેમને ઇન્ડિયન હકદાવાના સમર્થનમાં રહેલા જૂથની નેતાગીરી લીધી હતી. એ જૂથના એક સભ્ય તરીકે તેઓ સંયુક્ત સંસદીય સમિતિ સમક્ષ તેમનો પુરાવો આપવા અને તેમના દ્રષ્ટિકોણનું સમર્થન કરવા આવ્યા હતાં. તેઓ માનતા હતા કે શા માટે ભારતને સ્વરાજ આપવું ન જોઈએ? આપણને સૌને ખૂબ આનંદ થાય છે કે ઇન્ડિયન સિવિલ સર્વિસના અધિકારીઓનો એક સમૂહ પ્રમાણિકતાથી અને સાચા હૃદયથી આગળ આવ્યો અને ભારતીય લક્ષ્યને ટેકો આપ્યો. પરંતુ હું સ્પષ્ટ કહેવા માગું છું કે તેમણે જે દલીલ રજૂ કરી તેનાથી હું ભય પામ્યો હતો. તેઓએ રજૂ કરેલી એ દલીલ કઈ હતી ? એ દલીલ એ હતી કે, "હું એક આઇરિશ છું. હું દક્ષિણ આયર્લેન્ડમાં રહું છું. ૧૯૧૬ દરમિયાન અને તે કે

પછી દક્ષિણ આયર્લેન્ડમાં થયેલા બળવાનો હું સાક્ષી છું. એક વાત એમને ખાતરી કરાવી ગઈ તે એ હતી કે આઈરિશ સ્વરાજ માટે જ્યારે : જ્યાં સુધી બળવો ચાલુ રહે તે દરમિયાન કોઈ પણ અંગ્રેજ આઈરિશ વ્યક્તિને ગોળી મારે પછી ભલે તે ગમે તેટલી હિંસક બની ગઈ હોય, કારણકે જો અંગ્રેજ આઈરિશ વ્યક્તિને ગોળી મારે તો સમગ્ર આઈરિશ દેશ શસ્ત્રો ધારણ કરી લેશે. તેઓએ કહ્યું કે સ્વરાજ અપાયું કે તરત કોસગ્રેવ માટે એ શક્ય હતું કે આઈરિશ વ્યકિતને ગોળી મારે અને તેની સામે કોઈ પણ વ્યક્તિ બળવો ન કરે. તેઓએ કહ્યું કે ભારતને સ્વરાજ આપવાથી અંગ્રેજને એક ફાયદો એ થશે કે ભારતીય મંત્રીઓ ભારતીયને ગોળી મારી શકશે, કશાય ખચકાટ વગર. અને ખરેખર એવું જ બની રહ્યું છે. આ કંઈ એકમાત્ર એવો પ્રસંગ નથી કે જ્યારે તોફાનો થયાં હોય.

**માનનીય અધ્યક્ષ :** હું માનનીય સભ્યને સમય મર્યાદાની યાદ આપાવીશ.

**ડૉ. બી.આર.આંબેડકર :** મહોદય, હું આપનો ખૂબ આભારી છું. હું એક મિનિટમાં પૂરું કરીશ.

મેં કહ્યું તેમ માત્ર આ જ એક એવો પ્રસંગ નથી જ્યારે તોફાનો થયાં હોય. જો મારા માનનીય મિત્ર સરકારી ફાઈલો જોશો તો તેઓને જણાશે કે આના પહેલાં ઘણાં પ્રસંગો બની ગયા જ્યારે તોફાનો આથી વધુ મોટાં હતાં એકજ દ્રષ્ટાંત લો- જ્યારે પ્રિન્સ ઑફ વેલ્સ આ દેશની મુલાકાતે આવ્યા તે પ્રસંગ. એ વખતે થયાં તે તોફાનોનું પ્રમાણ કેવું હતું ? ૧૯૨૮-૨૯માં થયાં તે તોફાનો લો; એ વખતનાં તોફાનો કેવાં હતાં ? તોફાનો થાય એ ખૂબ મોટી કમનસીબી છે, પણ એ તો એવાં જ હોય. પ્રશ્ન માત્ર આ છે : શાંતિ અને વ્યવસ્થા જાળવવામાં આપણે મુક્તિ અને સ્વાતંત્ર્યનો પણ ખ્યાલ રાખવો પડશે. અને મને લાગે છે કે તેમ જો સ્વરાજનો અર્થ બીજો કંઈ ન હોય તોપણ આટલો તો છે જ કે તમારા પોતાના મંત્રી તમારા પોતાના લોકો પર ગોળીબાર કરી શકે છે, અને બાકીના સૌ માત્ર હસ્યા કરે એ આખો તમાશો જોઈને, અથવા તો મંત્રીને ટેકો આપે કારણકે તેઓ અમુક પક્ષના હોય, તો હું કહીશ કે સ્વરાજ એ અખિલ ભારતના લાભ માટે નહિ પરંતુ તે એક અભિશાપ છે. (પ્રસંશા).



# ૪૫

# યુદ્ધમાં ભાગ લેવા અંગે : ૧

ડૉ. બી.આર. આંબેડકર : મહોદય, હું વ્યવસ્થાના મુદ્દાઓ અંગે ઊભો થયો છું. મારો વ્યવસ્થાનો મુદ્દો, ઠરાવના છેલ્લા ભાગ સાથે સંબંધ ધરાવે છે જેમાં નીચે પ્રમાણે જણાવાયું છે :

"આ સભા અફસોસ વ્યક્ત કરે, છે કે હિઝ મેજેસ્ટીની સરકાર દ્વારા ભારત અંગે તેમના વતી કરાયેલા વિધાનને અધિકૃત કરતી વખતે, ભારતમાંની સ્થિતિને સાચી રીતે સમજાવવામાં આવી નથી."

મહોદય, હું મુંબઈ વિધાનસભા નિયમોના નિયમ ૭૫ પર આધાર રાખું છું જેમાં ઠરાવોના સ્વરૂપ અને વિગતોની છણાવટ કરાઈ છે. નિયમમાં નીચે પ્રમાણે જણાવ્યું છે:

"આ નિયમમાં જણાવેલી મર્યાદાઓને અધીન રહીને, એક ઠરાવ સામાન્ય જનતાના હિતની બાબત અંગે પસાર કરવામાં આવે :"

પરંતુ શરત એ કે જે ઠરાવ નીચેની શરતો સાથે સુસંગત ન હોય તે સ્વીકારી શકાશે નહિ, એટલે કે :

(એ) તે સ્પષ્ટ રીતે અને ચોક્કસ રીતે વ્યક્ત કરવામાં આવશે અને તેમાં એક ચોક્કસ મુદ્દો ઊભો કરવામાં આવશે......

મારી રજૂઆત એ છે કે ઠરાવનો છેલ્લો ભાગ માત્ર ચોક્કસ નથી એટલું જ નહિ બલકે એ નક્કી ખૂબ સંદિગ્ધ છે. હું જેનો ઉલ્લેખ કરું છું તે ભાગમાં જણાવાયું છે કે "હિઝ મેજેસ્ટીની સરકાર દ્વારા ભારતમાંની સ્થિતિને સાચી રીતે સમજાવવામાં આવી

નથી. મારી રજૂઆત એ છે કે ગૃહને એ જાણવાનો હક છે કે ભારત સરકાર કઈ બાબતમાં ભારતમાંની સ્થિતિને સાચી રીતે સમજી નથી. ઠરાવનો આ ભાગ કઈ બાબતમાં સંદિગ્ધ છે. ગૃહના તમામ નિર્ણયોને લાગુ પડે છે તે મૂળભૂત સિધ્ધાંતો એ છે કે ગૃહે પોતે લે તેવા નિર્ણયના કોઈ પણ ભાગનું અર્થઘટન કરવાનું કામ ગૃહ બહારની કોઈ વ્યક્તિને માટે રાખવું જોઈએ નહિ. ગૃહે ચોક્કસ રીતે એ જણાવવું જોઈએ કે તે કેવો નિર્ણય લે છે, અને તે મુદ્દા અંગે હું, મુંબઈ વિધાન પરિષદના પ્રમુખોનાં ડાઈજેસ્ટ ઑફ રૂલિંગ્સમાંના પૃષ્ઠ ૧૪૮ પરના રૂલિંગ પર આધાર રાખું છું રૂલિંગ નં. ૨૪માં જણાવ્યું છે કે :

"કોઈ પણ ઠરાવ સંદિગ્ધ નહિ પણ ચોક્કસ હોવો જોઈએ. જે ઠરાવમાં તેનો અર્થ તદ્દન સ્પષ્ટ કરાયો ન હોય તેવા સંદિગ્ધ ઠરાવના પક્ષકાર પરિષદે કે સરકારે થવું જોઈએ નહિ."

આ રૂલિંગ સંબંધમાં મેં વૉલ્યુમ ૪ (૧૯૨૧) પૃષ્ઠ ૭૭૨ નો ઉલ્લેખ કર્યો હતો, અને મને જણાય છે કે આ રૂલિંગ સિંચાઈના પાણીની વહેંચણીનો ઉલ્લેખ કરતા ઠરાવ અંગે માનનીય સભ્ય સર દિનશા કૂપરે રજૂ કરેલા સુધારામાંથી ઉપસ્થિતિ થયું હતું, અને આ સુધારામાં "સત્ય હોય ત્યાં સુધી" અમુક ઉપાયો લાગુ પાડવા એવું સૂચન કરવામાં આવ્યું હતું. એક વ્યવસ્થાનો મુદ્દો ઊભો કરવામાં આવ્યો હતું. એક વ્યવસ્થાનો મુદ્દો ઊભો કરવામાં આવ્યો હતો કે આ એક સંદિગ્ધ સુધારો હતો અને એ નામંજૂર કરવામાં આવ્યો હતો. મારી રજૂઆત એ છે કે આ ઠરાવ પૂરતું જેનો હું ઉલ્લેખ કરું છું એ કેસને આ રૂલિંગ લાગુ પડે છે. અને તેથી તેને નિરર્થક જાહેર કરવો જોઈએ.

**માનનીય સભ્ય શ્રી બી.જી.ખેર :** મારી રજૂઆત એ છે કે મારા માનનીય મિત્રે જેનો ઉલ્લેખ કર્યો એ નિયમ અહીં બિલકુલ લગુ પડતો નથી. નિયમમાં માત્ર એટલું જ કહેવાયું છે કે ઠરાવ સ્પષ્ટ અને ચોક્કસ રીતે વ્યક્ત કરાયેલો હોવો જેઈએ. મારા ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે "આ સભા અફસોસ વ્યક્ત કરે છે કે હિઝ મેજેસ્ટ્રીની સરકાર દ્વારા, ભારત અંગે તેમના વતી કરાયેલા વિધાનને અધિકૃત કરતી વખતે, ભારતમાંની સ્થિતિને સાચી રીતે સમજવામાં આવી નથી." તેથી, પ્રશ્ન એ છે અને ચોક્કસ મુદ્દો એ છે કે : હિઝ મેજેસ્ટ્રી વતી કરાયેલા વિધાનમાં ભારતમાંની સ્થિતિ શું સાચી રીતે રજૂ કરવામાં આવી છે ? એ એક ચોક્કસ અને સ્પષ્ટ મુદ્દો છે

અને એમાં કશી અનિશ્ચિતતા નથી. વધુમાં હું રજૂ કરું છું કે તે મુદ્દો, નિયમ ૭૫ (એ) દ્વારા વિચારાયા પ્રમાણે એક ચોક્કસ મુદ્દો છે. તેથી, માનનીય સભ્યે ઉઠાવેલો વાંધો અહીં લાગુ પડતો નથી. "શક્ય હોય ત્યાં સુધી" વિશે શક્ય અપાયેલું રૂલિંગ હું તદ્દન સમજી શકું છું, કારણકે તેનો અર્થ ગમે તે થઈ શકે છે. અહીં આપણે એ વિધાનનો- અને એ વિધાન કંઈ કોઈ અજાણી બાબત નથી- ઉલ્લેખ કરી રહ્યા છીએ કે તે વિધાન ગૃહ સમક્ષ છે- અને

**ડૉ. બી. આર. આંબેડકર :** હું માનનીય મુખ્યમંત્રીનું લક્ષ એ હકીકત તરફ દોરું કે શબ્દરચના આવી છે કે "ભારતમાંની સ્થિતિને સાચી રીતે સમજવામાં આવી નથી" ; અને મારી રજૂઆત એ છે કે ગૃહને એ જાણવાનો હક છે કે કઈ બાબતમાં ભારત સરકારે સ્થિતિને સાચી રીતે સમજી શકી નથી.

**ડૉ. બી. આર. આંબેડકર** (મુંબઈ શહેર) : મહોદય, હું નીચેના ચાર સુધારા રજૂ કરવા માગું છું મારો પહેલો સુધારો આ છે :

**માનનીય અધ્યક્ષ :** હું એને એક સુધારા તરીકે લઉં છું.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું રજૂ કરવાની રજા માગું છું-

નીચેના શબ્દો કાઢી નાખો-

"અને વધુમાં, ભારતના અભિપ્રાયની તદ્દન અવગણના કરીને, પ્રાંતિક સરકારોના સત્તાઓ તથા પ્રવૃત્તિઓ પર કાપ મૂકતાં પગલાં લીધાં છે."

**માનનીય શ્રી કે. એમ. મુનશી :** મહોદય, માનનીય સભ્ય ડૉ. બી.આર આંબેડકર ચાર સુધારાને એક સુધારા તરીકે ગણવો જોઈએ એવા આપના છેલ્લા રૂલિંગ બાબતમાં વ્યવસ્થાના મુદ્દા અંગે. બીજા સુધારા નહિ પણ આ સુધારાનો એક ભાગ સ્વીકારવાનું ગૃહ માટે શક્ય બની શકે; તો જો તેને એક તરીકે લેવાય તો મુશ્કેલી ઊભી થશે.

**માનનીય અધ્યક્ષ :** એને એક સુધારા તરીકે લેવામાં આવે તો પણ, તેને મતદાનમાં મૂકતી વખતે તેને બે ભાગમાં વહેંચી શકાય. જો ગૃહની એવી ઈચ્છા હોય તો હું ચોક્કસ તેમ કરીશ.

**ડૉ. બી. આર. આંબેડકર :** વધુમાં-

"તેનું પોતાનું સંવિધાન ઘડવાનો હક" -એ શબ્દો પછી નીચેનો મજકૂર ઉમેરવો:

"અને બ્રિટિશ સરકાર, નાની કોમો દ્વારા નિયુક્ત પ્રતિનિધિ મારફત એ રીતે ઘડાયેલા સંવિધાનમાં એ કોમોની જિંદગી અને સ્વતંત્રની સાવચેની રાખવામાં આવી છે એવી ખાતરી થયેથી, એવા સંવિધાનને અમલમાં મૂકવા સંમત થશે."

"ભારતનો રાજકારભાર એ શબ્દો પછી નીચેનો મજકૂર ઉમેરવો :" ભારતના રાજકારભાર માટે સ્થાપાયેલા તંત્રમાં ઉક્ત કોમોના અધિકૃત પ્રતિનિધિઓ મારફત પોતાનો અવાજ રજૂ કરવાના તેઓના મૂળભૂત અધિકારને આવી કામગીરી ઘટાડી શકશે નહિ તેવી તર્કબધ્ધ હોવાથી.

"વ્યવસ્થાઓ સહિત" એ શબ્દોથી શરૂ થતો અને "ભારતની બાબતમાં" એ શબ્દોથી પૂરો થતો આખો હિસ્સો કમી કરવો.

પ્રશ્ન રજૂ.

**માનનીય અધ્યક્ષ :** સુધારવાના ઉદ્દેશવાળો હોય તે પ્રમાણેનો ઠરાવ આ રીતે વંચાશે :-

"આ સભા અફસોસ વ્યક્ત કરે છે કે બ્રિટિશ સરકારે ગ્રેટ બ્રિટ્રન અને જર્મની વચ્ચેના યુધ્ધમાં ભારતના લોકોની સંમતિ વગર ભારતને ભાગીદાર બનાવ્યું છે. આ સભા સરકારને ભલામણ કરે છે કે ભારત સરકારે એ જણાવવું જોઈએ એને ભારત સરકારે મારફત બ્રિટિશ સરકારને એની જાણ કરવી જોઈએ કે હાલના યુધ્ધના વ્યક્ત ઉદ્દેશો સાથે સુસંગત હોય એ રીતે એ આવશ્યક છે કે ભારતીય પ્રજાનો સહકાર મેળવવા માટે લોકશાહીના સિધ્ધાંતો ભારતને લાગુ પાડવા જોઈએ અને ભારતની નીતિનું માર્ગદર્શન તેની પ્રજા દ્વારા કરાવું જોઈએ; અને ભારતને તેનું પોતાનું સંવિધાન ઘડવા હકદાર એવા એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ગણવું જોઈએ અને બ્રિટિશ સરકાર, આ રીતે ઘડાયેલા સંવિધાનમાં નાની કોમોની જિંદગી અને સ્વાતંત્રતાની સાવચેતી રાખવામાં આવી છે એ અંગે આ નાની કોમો દ્વારા નિયુક્ત પ્રતિનિધિઓ મારફતે ખાતરી થયેથી આવા સંવિધાનને અમલમાં મૂકવા સંમત થશે, અને વધુમાં દેશના રાજકારભાર માટે સ્થપાયેલા તંત્રમાં ઉક્ત કોમોના અધિકૃત પ્રતિનિધિઓ મારફત પોતાનો અવાજ રજૂ

કરવાના તેઓની મૂળભૂત અધિકારને આવી કામગીરી ઘટાડી શકશે નહિ તેવી તર્કબદ્ધ હોવાથી, ભારતના હાલના રાજકારભારની બાબતમાં એ સિદ્ધાંતને તાત્કાલિક રીતે શક્ય હોય ત્યાં સુધી અમલમાં મૂકવા મટે અનુકૂળ હોય તેવી કામગીરી કરવી જોઈએ.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, વ્યવસ્થાના મુદ્દા અંગે હું ઊભો થયો છું. મારી રજૂઆત એ છે કે આ વિધાન નિરર્થક છે, અને હું પૃષ્ઠ ૨૦ પરના નિયમ ૭૫ ના પેટાખંડ (એ) પર ફરીથી આધાર રાખું છું. પેટાખંડ (એ) તેમાં જણાવ્યું છે કે ઠરાવને સ્પષ્ટપણે અને ચોક્કસપણે વ્યક્ત કરવામાં આવશે અને તે માં એક ચોક્કસ મુદ્દો ઊભો કરવામાં આવશે. હું "એક ચોક્કસ મુદ્દો" એ શબ્દો પર ભાર મૂકવા માગું છું મારી રજૂઆત છે કે જો આ સુધારો, ઠરાવનો એક ભાગ બને, તો આખોય ઠરાવ, નિયમ ૭૫ના પેટાખંડ (એ)ની વિરુદ્ધ બની જશે, કારણકે એ પ્રસંગે ઠરાવવામાં એક થી વધુ ચોક્કસ મુદ્દાઓ આવરી લેવામાં આવશે. જો કે ઠરાવવામાં, તે જેવો છે તે પ્રમાણે, મારી અગાઉના વક્તાઓએ દર્શાવ્યા મુજબ, ચાર કે પાંચ જુદીજુદી બાબતો અંગે જણાવવામાં આવ્યું છે, તેમ છતાં એ અંગે સંમત થઈ શકાશે કે આ તમામ ચાર કે પાંચ જુદીજુદી બાબતો એક મુદ્દામાંથી જ ઊભી થાય છે અને એ મુદ્દો છે યુદ્ધ નીતિ અંગેનો અને આદેશ દ્વારા માંગવામાં આવેલી જાહેરાત અંગેનો પરંતુ આ સુધારા દ્વારા ઉઠાવાયેલો પ્રશ્ન જે મંત્રીમંડળમાં વિશ્વાસની બાબત સંબંધી છે તે, હું કરું છું કે એક સ્પષ્ટ, ચોક્કસ અને અલગ મુદ્દો છે અને નિયમ ૭૫ના પેટાખંડ (એ) ની જોગવાઈઓ સાથે અનુરૂપ હોય એ રીતે તેને ઠરાવના એક ભાગ તરીકે કાયદેસર ઠરાવી શકાય નહિ. મહોદય, હું આપનું લક્ષ, પૃષ્ઠ ૧૪૮ પર જણાવેલા નં. ૨૩ ના આ મુદ્દા અંગે અપાયેલા રૂલિંગ પરત્વે પણ દોરવા માગું છું. તે નીચે પ્રમાણે છે:-
"પરસ્પર સંપૂર્ણ રીતે ભિન્ન અને અલગ હોય તેવા બે ચોક્કસ મુદ્દા એક જ ઠરાવમાં હોવાના દુર્ગુણને કારણે ઠરાવ માટે મુશકેલી ઊભી થાય છે."

આ એક રૂલિંગ છે જે, ૧૯૨૧ના વોલ્યુમ-૨ના પૃષ્ઠ ૧૪૨૫ માંથી જણાવવામાં આવ્યું છે. એ કિસ્સામાં, સ્ત્રીઓના મતાધિકાર અંગે ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો, અને વ્યવસ્થાના મુદ્દા પર એવી દલીલ કરવામાં આવી હતી કે જો કે ઠરાવ એક જ હોવા છતાં તેમાં બે ચોક્કસ મુદ્દા ઉઠાવાયા હતા. એક હતો, સ્ત્રીઓના મત આપવાના અધિકારને લગતો અને બીજો હતો, ગૃહમાં બેસવાના સ્ત્રીઓના અધિકારને લગતો,

અને પ્રમુખ એ સમયે નિર્ણયથી નકારી કાઢ્યું હતું કે ઠરાવમાં બે ચોક્કસ મુદ્દા હોવાથી તે નિરર્થક બની જતો હતો. મારી રજૂઆત એ છે કે એ જ કારણસર આ સુધારો, જો અપનાવવામાં આવે તો તેનાથી ઠરાવ નિરર્થક બની જશે.



ડૉ. બી.આર.આંબેડકર : ના. મંત્રીમંડળના રાજીનામાનો પ્રશ્ન એ પક્ષની બાબત છે એ ગૃહની બાબત નથી. એ પ્રશ્ન જોવાનું છે કે મંત્રીમંડળે હોદ્દા પર ચોંટી રહેવું જોઈએ કે નહિ. જો મંત્રીમંડળ કહે કે આ દેશના લોકોએ યુધ્ધમાં ભાગ લેવો જોઈએ નહિ, તો એ એક સાવ બીજી બાબત બની જશે. તે મુદ્દા પર ગૃહ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી શકે છે. મારી રજૂઆત એ છે કે મારા માનનીય મિત્રે કરેલું સૂચન ગૃહની સમક્ષ કર્યું નથી- મને ખબર નથી કે "મંત્રીમંડળમાં તેનો સંપૂર્ણ વિશ્વાસની નોંધ કરતી વખતે એ શબ્દો કમી કરતો આવો સુધારો રજૂ થઈ રહ્યો છે કે નહિ. હું જે સુધારો હમણાં છે તેના અંગે બોલી રહ્યો છું, અને મારી રજૂઆત એ છે કે હવે જે શબ્દોમાં સુધારો છે તે નિયમ ૭૫ ના પેટાખંડ (એ)ની વિરુધ્ધ જાય છે. જ્યારેબીજો સુધારો ગૃહ સમક્ષ હોય ત્યારે હું મારી રજૂઆત કરીશ.

માનનીય અધ્યક્ષ : વ્યવસ્થાનો મુદ્દો એ હતો કે આ સુધારાથી એક કરતાં વધુ મુદ્દા, મૂળ જે રીતનો ઠરાવ છે તેમાં ઊભા કરવાનું વિચારાયું છે. તેથી, માનનીય સભ્યોનો વાંધો, "મંત્રીમંડળમાં તેના સંપૂર્ણ વિશ્વાસની નોંધ કરતી વખતે માત્ર એ જ શબ્દો પૂરતો મર્યાદિત નથી.

ડૉ.બી.આર.આંબેડકર : મેં જે કહ્યું તે એ છે. તે સમગ્ર બાબત અંગે છે.



## ૪૬

# યુદ્ધમાં ભાગ લેવા અંગે : ૨

ડૉ.બી.આર.આંબેડકર (મુંબઈ શહેર) : અધ્યક્ષ મહોદય, શરૂઆતમાં મારે કહેવું જોઈએ કે નેતાની સ્થિતિમાં હોય તેવા કોઈ પણ સભ્યને આપ ૪૫ મિનિટથી વધુ સમય નહિ આપો એવા આપના નિર્ણયથી હું કંઈક અંશે ઠંડોગાર ગયો છું. આપે પાછું હમણાં પણ જણાવ્યું, અને મારી સમક્ષ પડેલી નોંધ જોતાં મને ડર છે કે થોડોક સમય વધારી આપવાનું આપને જણાવવાથી મારે શરૂઆત કરવી જોઈશે, અગાઉનું એક દ્રષ્ટાંત છે. આપણે સૌ મહાભારતમાંની યયાતિરાજાની વાત તો જાણીએ છીએ. તેમણે વૃદ્ધાવસ્થામાં લગ્ન કર્યું, દેવયાની નામની યુવતિ સાથે. લગ્ન પછી તેમને જણાવ્યું કે એ બંનેની ઉંમરમાં એટલો બધો તફાવત હતો કે તેમના યૌવનમાં કંઈક સમય ઉમેરવામાં નહિ આવે તો એમના લગ્નનો કશોય અર્થ નહિ રહે. આજુબાજુ જોતાં એ શોધવા લાગ્યા કે એવો કોઈ ઉદાર જણ છે જે તેના જિંદગીનાં થોડાં વર્ષો પોતાની ઉંમરમાં ઉમેરી આપવાની સંમતિ આપે. તેમને કોઈ એવું જણાયું નહિ. સદ્‌ભાગ્યે, તેમનો આંજ્ઞાકેત અને અતિયુવાન પુત્ર પુરુરવા- જેને પોતાના યૌવાનની પોતાને જરૂર હતી- તે આગળ આવ્યો અને પોતાના જીવનનો એક ભાગ પોતાના પિતાને આપવા તૈયાર થયો. મહોદય, હું આપને ખાતરી આપું છું કે મારી પાછળ બેઠેલી વ્યકિતઓ- અને, જો કહું તો, મારા એમની સાથેના સંબંધો પુત્રો અને પિતા જેવા છે- તે સૌએ પોતાને મળેલા સમયમાંથી થોડોક સમય મારા સમયમાં ઉમેરી દેવા સંમત થયા છે. પરંતુ હું જાણું છું આપ એ સોદાને આશિષ ન આપો અને મંજૂરી ન આપો ત્યાં સુધી એવો ઉમેરો કરી શકાય નહિ. એવું બને કે આ ઉમેરો જરૂરી ન હોય પરંતુ પ્રસંગોપાત્ત એવું બને કે ઉમેરો જરૂરી બની જાય તો, આખરે આપ એ મંજૂર કરશો એવી આશાએ હું આગળ વધું છું.

મહોદય, માનનીય મુખ્યમંત્રીએ રજૂ કરેલા ઠરાવની વાત કરું તો કહ્યા વિના રહી શકતો નથી કે મારા મતે આ ઠરાવ અયોગ્ય અને કસમયનો લાગે છે. આ ઠરાવથી ગૃહને અમુક કાર્યરીતિને મંજૂર કરવાનું ગૃહને જણાવાયું છે. જાહેરાત કરવાનું જણાવાયું છે અને વધુમાં, એ માગણીઓને સંતોષાય નહિ તો અમુક સૌપ્રથમ, હું જાણવા માગું છું કે આ માગણીઓ કોણે કરી ? દેખીતી રીતે, હિઝ એક્સેલન્સી વાઈસરોયને કરાયેલી માગણીઓ આ ગૃહે નથી કરી. માનનીય મુખ્યમંત્રી એવું નથી માનતા કે આ ગૃહને એવી યોગ્ય જગ્યા હોય જ્યાં તેઓ દેશના નામે, માગણીઓ વાઈસરોયને મોકલતાં પહેલાં આ ગૃહનો ટેકો મેળવવા માટે તે માગણીઓ રજૂ કરી શકે. અને હવે આપણે જાણીએ છીએ તેમ માગણીઓ, માનનીય મુખ્યમંત્રી ના કહેવા મુજબ તેમના "હાઈ કમાન્ડ દ્વારા રજૂ કરાઈ હતી, અને જેને હું બીજું કશું જ નહિ બલકે મંત્રીઓના હિંમતભર્યા કાર્યો પર અંકુશ રાખવા માટે નિમાયેલી કેવળ તકેદારી સમિતિ જ કહું છું.(હસાહસ). મારી રજૂઆત એ છે કે આ એક એવી યોગ્ય જગ્યા હતી જ્યાં માગણીઓ મુકાવી જોઈતી હતી. તેમણે તેમ કરવાનું પસંદ કર્યું નહિ. જો માગણીઓ રજૂ કરાઈ હોત તો આ ગૃહની પીઠ પાછળ તે પસાર કરાઈ હોત અને એમ કર્યા પછી તેઓ હવે શાંતિથી ગૃહમાં આવીને કહે છે કે : "ઠીક ત્યારે, વાત ગૂંચવાઈ ગઈ છે; અમને બચાવો." હું કહું છું કે આ સૌથી વધુ અપમાનજનક કાર્યરીતિ છે.

આ ઠરાવ વિશે મારે કહેવાની બીજી વાત એ છે કે આ ઠરાવ જણાવે છે કે જાહેરાત સ્પષ્ટ શબ્દોમાં કરવી. હવે, મહોદય, મને જણાય છે કે વાઈસરોયે અમુક પ્રકારની જાહેરાત કરી છે. એ જાહેરાતની જાણ ભારતના લોકોને આ મહિનાની ૧૮મીએ કરાઈ હતી; ને પછી લગભગ સાત દિવસ પસાર થઈ ગયા છે. હવે, ઔચિત્ય જોતાં ગૃહે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાનો છે કે એ જાહેરાત સંતોષપ્રદ જાહેરાત નથી; પરંતુ ઠરાવમાં એવું નથી કરાયું.જો કે તેમાં જાહેરાત તો છે જ. માનનીય મુખ્યમંત્રીએ પોતાના ઠરાવમાં એવા શબ્દો વાપર્યા છે કે તે જાહેરાત સ્વીકાર્ય છે કે નહિ તે વિશે અથવા બીજી કોઈ જાહેરાત કરવી જરૂરી છે કે નહિ તે વિશે કંઈ જાણવા મળતું નથી. આ આખીય બાબત ક્ષુલ્લક હોવાનું જણાય છે. મહોદય, હું એ પ્રવાહમાં આગળ વધવા માગતો નથી કારણકે મારા માનનીય મિત્ર મુખ્યમંત્રીએ વિરોધ પક્ષના સભ્યોને વિનંતી કરી છે કે આ ઠરાવને જાણે તે બિન-તકરારી બાબત હોય તેમ ગણવો. પરંતુ હું કહીશ કે એવું ક્યારેક જ બને છે કે કૂતરાને ખાવાની તક સાંપડે, અને આ ઠરાવ

એવો છે કે કૂતરો કૂતરાને ખાઈ શકે છે.તેમ છતાં, હું માનનીય મુખ્યમંત્રીના આમંત્રણને સ્વીકારવા તૈયાર છું અને રજૂ કરાયેલા ઠરાવને તથા સુધારાઓને બિનતકરારી રીતે ગણું છું.

મહોદય, હું ઠરાવ અંગે અને સુધારા અંગે પણ ટીકાટિપ્પણ કરવાનો છું તેથી શરૂઆતમાં હું ગૃહને જણાવીશ કે કઈ બાબતમાં હું ઠરાવ સાથે સંમત છું. ઠરાવમાં કહ્યું છે કે ભારતને ગ્રેટબ્રિટન અને જર્મની વચ્ચે યુદ્ધમાં ભારતના લોકોની સંમતિ વિના ભાગીદાર બનાવ્યું છે તેટલા પૂરતું હું તેની સાથે પૂરા અને ખરા હૃદયથી સંમત છું. હકીકતમાં, હું એક ડગલું આગળ વધ્યો હોત કારણકે સ્થિતિ ખરેખર બહુ વિસંગત છે.અહીં આપણને બ્રિટિશ મંત્રીમંડળના રથના પૈડા સાથે બાંધી દેવામાં આવ્યા છે. બ્રિટિશ મંત્રીમંડળ સામ્રાજયની વિદેશી નીતિ પર નિયંત્રણ ધરાવે છે. વિદેશી નીતિ ઘડવામાં આ દેશનો કશો અવાજ નથી. યુદ્ધ જાહેર કરવામાં આ દેશનો કશો અવાજ નથી. શાંતિની શરતો નક્કી કરવામાં આ દેશનો કશો અવાજ નથી, સંભવ છે કે જનતાના કોઈ સભ્યોને વર્સેલ્સ કે કોક બીજા સ્થળે જવાનું આમંત્રણ મળે તે જ્યાં શાંતિકરાર પર સહી કરવાની છે; તેથી દસ્તાવેજ પર તેઓ પોતાનો નામની સહી કરી શકે. એ સિવાય મને ખાતરી છે કે આ દેશને કશું સ્થાન નહિ મળે. એ એક ખરેખર સૌથી વધુ વિસંગત બાબત છે. હું કહું છું કે ગ્રેટબ્રિટનની વિદેશ નીતિમાં ભાગ લેવાનો ભારતને વધુ અધિકાર છે- સાર્વભૌમ રાજ્યોને હોય તેના કરતાં ય ઘણો બધો. માનનીય મુખ્યમંત્રીએ તેમના પ્રવચન દરમિયાન ઉલ્લેખ કર્યો તેમ, વેસ્ટમિનિસ્ટરના કાનૂન હેઠળ સાર્વભૌમ રાજ્યને, જેના માટે પોતે જવાબદાર ન હોય તેવા ફાટી નીકળેલા યુદ્ધમાં પોતાને તટસ્થ રાખવાની અને તેવા યુદ્ધનાં પરિણામોમાંથી પોતાને મુક્ત રાખવાની છૂટ છે. કમનસીબે, આપણે અત્યારે સાર્વભૌમ દરજ્જો ધરાવતા નથી.આપણે તટસ્થ છીએ એમ જાહેર કરવાનો આપણને અધિકાર નથી. આપણી ઇચ્છા વગર અને આપણી સંમતિ વગર આપણાને આ કતલમાં ખેંચવામાં આવી રહ્યા છે; અને હું કહું છું કે જો આમ જ હોય તો, અમારી સાથે મસલત કરવી પડશે એવો આગ્રહ રાખવા માટે કોઈ પણ સાર્વભૌમ રાજ્યને હોય તેથી ય વધુ અધિકાર આપણને છે. તેથી, ઠરાવના તે ભાગ પૂરતું હું મારો સંપૂર્ણ ટેકો આપું છું.

બીજી પણ એક બાબત છે જેનો હું ટૂંકો ઉલ્લેખ કરવા માગું છું. આ દેશને તેની સંમતિ વગર યુદ્ધમાં સંડોવવામાં આવ્યો હોવા છતાં, ઠરાવમાં સાચું કહેવાયું છે તેમ

આ દેશ, સંરક્ષણની દ્રષ્ટિએ તદ્દન સંરક્ષણ વિનાની દશામાં છે. ધારોકે આ દેશના સંરક્ષણનો પ્રશ્ન ઊભો થાય, તો લશ્કર ક્યાં છે ? નૌકાદળ ક્યાં છે ? આ દેશની રક્ષા કરી શકે તેવાં વિમાનો ક્યાં છે ? ગોળમેજી પરિષદના સભ્યો તરીકે મને યાદ છે કે આપણે એક સિધ્ધાંત માટે લડ્યા હતા અને એ સિધ્ધાંત એ હતો કે ભારતના સંરક્ષણને ગ્રેટબ્રિટનની જવાબદારી ગણવી જોઈએ અને ભારતીયોને પોતાનું રક્ષણ કરતાં શીખવવું જોઈએ. મને કહેતાં દિલગીરી થાય છે કે ભારત સરકારની સંરક્ષણ નીતિને હું જોઈ શક્યો છું તેટલા પૂરતું, તેઓએ એ સિધ્ધાંત પ્રમાણે કોઈ સંતોષકારક ઉપાયો લીધા નથી. એ સિધ્ધાંતને પરિપૂર્ણ કરવા પૂરતું તેઓની નીતિમાં હું કંઈ જોતો નથી. તેથી, મને લાગે છે કે ભારત કરી શકે તેવી ફરિયાદનો તે પણ એક કાયદેસરનો ભાગ છે. હવે, આ એવા મુદ્દાઓ છે જે અંગે હું સરકાર સાથે સંમત થાઉં છું; પરંતુ મને એ કહેતાં દિલગીરી થાય છે મારી સંમતિ ત્યાં પૂરી થાય છે.

મહોદય, આપ જાણો છો તેમ, મેં કુલ ચાર સુધારા રજૂ કર્યા છે. તે ત્રણ છે પણ હકીકતમાં તે ચાર છે. હું બે સુધારા સાથે હાથ ધરવા માગું છું જેમાં લઘુમતિઓના અધિકારોની છણાવટ કરવામાં આવી છે, અને હું બીજા સુધારાઓ અલગ રીતે હાથ ધરીશ. હું આ સુધારાઓ ગૃહ સમક્ષ ફરી વાંચવાનું વિચારતો નથી, કારણકે હું સમયની કરકસર કરવા માગું છું. ગૃહને પૂરેપૂરી જાણ છે કે એ સુધારાઓ કયા છે માનનીય મુખ્યમંત્રીએ અમેરિકાના સંવિધાનમાં જણાવેલા સિધ્ધાંત તરફ ગૃહનું લક્ષ દોરીને પોતાનું વ્યક્તવ્ય પૂરું કર્યું તેમણે અમેરિકાના સંવિધાનમાંથી લોકશાહીનો, જીવન અને સ્વાતંત્ર્યનો અને સુખ પ્રાપ્તિનો ઉલ્લેખ કરતા ફકરા વાંચ્યા. અને તેમણે ભલામણ કરી કે આપણામાંના જેઓ વિરોધપક્ષે બેઠા છે તેઓને, લોકશાહીના સિધ્ધાંતો જણાવતા એ પુરાતન અને અત્યંત માનવીય દસ્તાવેજ તરફ માનની દ્રષ્ટિએ જોવું જોઈએ. મહોદય, મારા પક્ષે હું માનનીય મુખ્યમંત્રીને, દક્ષિણ અમેરિકા સંબંધી કામકાજની સ્થિતિની યાદ દેવડાવવાની છૂટ લઉં છું. તેમણે ઉત્તર અમેરિકાનો ઉલ્લેખ કર્યો અને હું દક્ષિણ અમેરિકાનો ઉલ્લેખ કરીશ- એ બંને દેશો એક બીજાની બહુ નજીક છે. મને ખાતરી છે કે મારા માનનીય મિત્ર મુખ્યમંત્રી એ હકીકત યાદ કરશે કે બ્રાઝિલ અને બીજાં એવા સ્પેનિશ અમેરિકન સંસ્થાનો જ્યારે સ્પેનિશ સામ્રાજ્યથી અલગ થયાં ત્યારે તેઓએ પણ તેમનાં પોતાનાં સંવિધાનો ઘડવાનો વિચાર કર્યો હતો. તેમનાં પોતાનાં સંવિધાનો કઈ રીતે ઘડવાં એની તેઓને ખબર ન હતી. પરિણામે, તેમણે એક એવા

માનવીની સહાય માગી જેનાથી માનનીય મુખ્યમંત્રી પરિચિત છે- તેઓએ આ બાબત જેરેમી બેન્થમને સોંપી. જેરેમી બેન્થમને દરેક કાયદાશાસ્ત્રી ઓળખતો હોવો જોઈએ, જો બહારના વિશ્વના કોઈ ના ઓળખે તોપણ જેરેમી બેન્થમ મહાન કાયદાસર્જક હતો; એ એવો માનવી હતો જે સૂત્રસંગ્રહમાં રચ્યોપચ્યો રહેતો હતો, તે એવો માનવી હતો જે વસ્તુઓના સપ્રમાણ વર્ગીકરણમાં રચ્યોપચ્યો રહેતો હતો; ઇંગ્લીશ કાયદાને તે શુધ્ધ તર્કવાદના ધોરણે રચવા માગતો હતો. દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો એ વિચાર્યું કે જે માનવી તર્ક લાગુ પાડવા સિવાય કશામાં માનતો ન હોય અને જે કાર્યકારણભાવના સિધ્ધાંત પ્રમાણે કાર્ય કરવામાં માનતો હોય તે એક યોગ્ય માનવી હતો જેને તેઓના માટેનું સંવિધાન ઘડવાનું જણાવી શકાય. તેઓએ સલાહ માટે સામાન્ય રીતે હોય છે તેવાં ચિહ્નોવાળી સંવિધાનનો મુસદ્દો તૈયાર કરવા માટેની નોંધ સાથે દૂત મોકલ્યા.દક્ષિણ અમેરિકામાં અસંખ્ય સંસ્થાનો હતાં અને તે તમામ જૂના સ્પેનિશ સામ્રાજ્યમાંથી છૂટા પડેલા ફાંટા જેવા હતાં. જેરેમી બેન્થમે દક્ષિણ અમેરિકામાંનાં આ નવાં સંસ્થાનો માટેનાં સંવિધાનોનો મુસદ્દો તૈયાર કરવાની તક ઝડપી લીધી. તેણે ખૂબ કષ્ટ ઉઠાવ્યું અને અત્યંત વિગતવાર દસ્તાવેજો ઘડી કાઢ્યા. હું જોઉં છું મુખ્યમંત્રી હસી રહ્યા છે કારણકે તેઓ હકીકતો જાણે છે. અને મહોદય, જેરેમી બેન્થમે તૈયાર કરેલા આ તમામ સંવૈધાનિક દસ્તાવેજો, લોકોની જિંદગી અને સ્વતંત્રતાના રક્ષણ માટે અને લોકશાહીના સિધ્ધાંતને વાચા આપવા માટે, નૌકાઓ દ્વારા દક્ષિણ અમેરિકા મોકલવામાં આવ્યા હતા. જ્યારે તે દસ્તાવેજો ત્યાં પહોંચ્યા ત્યારે દક્ષિણ અમેરિકાના લોકોએ તે દસ્તાવેજોનો અખતરો કર્યો હતો. અને ત્યારબાદ, જેરેમી બેન્થમે તૈયાર કરેલા દરેક સંવિધાનની અસંખ્ય નકલો છપાઈ અને એ ફાજલ નકલોનું શું કરવું તેની તેઓને સમજ ન પડી એટલે દક્ષિણ અમેરિકાના તમામ લોકોએ નક્કી કર્યું કે એ નકલો જાહેરમાં બાળી નાખવી જોઈએ.

મહોદય, હું ભારપૂર્વક જણાવવા માગું છું તે મુદ્દો એ છે કે સૂટની જેમ સંવિધાન બંધબેસતું હોવું જોઈએ. જે સંવિધાન બંધબેસતું ન હોય તે સંવિધાન નથી- તે સંવિધાન હોઈ શક્તું નથી. દા.ત., માનનીય ગૃહમંત્રીએ તેમના પાતળા શરીર પર પહેરેલો કોટ મારા જેવા સ્થૂળ શરીર પર બંધ બેસતો ન થાય. ( હસાહસ). થઈ શકે ખરો કે? ખૂંધા માનવી માટે તૈયાર કરેલો સૂટ સામાન્ય માનવીને બંધબેસતો થાય ? (હસાહસ.) જે બૂટ પહેરીને માનવી પોતાનો પગ જમીન પર મજબૂત અને સીધી રીતે મૂકી શકે



૨૪

એ બૂટ વળેલા પગવાળાને બંધબેસતા થાય ખરો ? તે થઈ ન શકે. તેથી, લોકશાહીની વાત કરીએ તો આપણે સિદ્ધાંતો હકીકતો સાથે બંધબેસતો થાય તે વિશે વાત કરવી જોઈએ. હવે, હું વિગતવાર જણાવવા માગું છું તે મુદ્દો આ છે : શું લોકશાહીનો સિદ્ધાંત ભારતના લોકોને બંધબેસતો આવશે ખરો ? મારા માનનીય મિત્ર મુખ્યમંત્રી તેઓ લોકશાહીનો સિદ્ધાંત એટલે શું તેનું વર્ણન કરીને આપણને વાકેફ કર્યા નથી. પરંતુ હું સમજું છું કે લોકશાહીનો અર્થ એ એવો કરે છે કે બહુમતી શાસન, કારણકે આપણે સૌ બહુમતી શાસનને મૂળભૂત કાર્યકરી સિદ્ધાંત તરીકે ન સ્વીકારીએ ત્યાં સુધી રાજકીય લોકશાહી હોઈ શકે નહીં. દેખીતી રીતે જ, એ મૂળ છે, એ આધાર છે, એ પ્રક્રિયા છે જેના આશ્રર્યે આપણે આ પ્રશ્નની ચર્ચા આગળ ચલાવવી જોઈએ.

હવે, મહોદય, મને લાગે છે કે સૌ એક તારણ અંગે એકમત થશે જે વિરોધ પક્ષના નેતાએ કર્યું છે એટલે કે આ દેશમાં, હકીકતો જોતાં એક બાબત છે જે અફર છે; અને તે અફર બાબત એ છે કે હિંદુઓ બહુમતીમાં રહેશે અને મુસ્લિમો તથા અનુસૂચિત જાતિઓ લઘુમતિમાં રહેશે, એ હકીકત એક બિનવિવાદાસ્પદ સત્ય છે, એક એવું સત્ય જે આપણે એક વસ્તુમાં માનીએ કે બીજામાં પણ આપણે સૌએ સ્વીકારવું જોઈએ. હવે મારા મનમાં છે તે પ્રશ્ન ખૂબ સરળ પ્રશ્ન છે અને હું એની છણાવટ, આ દેશના અસ્પૃશ્ય લોકોના દ્રષ્ટિબિંદુથી જ કરવા માગું છું. શરૂઆતમાં હું આ ગૃહને પૂછીશ કે આ લોકશાહી હેઠળ અમે જે સ્થિતિમાં હોઈશું સાપેક્ષ સ્થિતિની નોંધ લો. મુખ્યમંત્રી આ દેશમાં સ્થાપવા ઇચ્છે છે તેવી આ લોકશાહી હેઠળ મેં કહ્યું તેમ એક બાબત અફર રહેશે અને તે એ કે તેમાં હિંદુ બહુમતી હશે અને આ આખીય ભૂમિ પર વિખરાયેલાં દરેક ગામ આખાયમાં વેરવિખેર પડેલાં, એક નાનું પરિશિષ્ટ, જો હું એ શબ્દપ્રયોગ વાપરું તો, ઝૂંપડાનાં થોડાંક ઝૂમખાં, અસ્પૃશ્યો કહેવાતા લોકોનાં થોડાંક માટીનાં ઘરો હશે. દરેક ગામમાં તમે જોશો કે હિંદુઓની વસાહતની નજીકમાં મહારવાડો, ચમારવાડો, ભંગીવાડો , તમને જે ગમે તે તેમ કહો, તે વસાહતને જોડાયેલો હશે. એ એક અફર હકીકત હશે .

હવે, મારા માનનીય મિત્ર મને લોકશાહી સ્વીકારી લેવાનું કહે છે. ઠીક છે, મને લાગે છે કે તેઓ મને એટલું કહેવાની છૂટ આપશે કે આ પ્રશ્નના મારા જવાબનો આધાર આ બહુમતી મારી સાથે કઈ રીતે વર્તે છે એના પર છે. શું આ બહુમતી

સહિષ્ણુ બહુમતી છે ખરી ? શું આ બહુમતી સમાનતા, સ્વતંત્રતા અને બંધુતામાં માને છે ખરી ? શું આ બહુમતી મને જીવવા દેશે ? શ્વાસ લેવા દેશે ? પ્રગતિ કરવા દેશે ખરી ?

માનનીય શ્રી બી.જી.ખેર : અલબત્ત વળી, તે એમ કરશે.

ડૉ. બી.આર.આંબેડકર : બહુમતીનું વલણ કેવું છે ? એ એક જ પ્રશ્ન વિચારવાનો રહે છે. મારા માનનીય મિત્રે કહ્યું "હા." પરંતુ આપણે હકીકતો જોઈએ. હું ભૂતકાળના અને પ્રાચીન ઈતિહાસની સફર કરવા નથી ઈચ્છતો; હું ૧૯૨૦ના વર્ષથી શરૂ કરવા વિચારું છું. ગૃહને ખબર છે કે ૧૯૨૯ના વર્ષમાં મુંબઈ વિધાનપરિષદે એક ઠરાવ દ્વારા, દલિતો અને આદિ જનજાતિઓની ફરિયાદોની તપાસ કરવા એક સમિતિ નિયુક્ત કરી હતી. એ સમિતિના અધ્યપદે મી. સ્ટાર્ટ નામના અધિકારી હતા અને તેઓ ગુનેગાર જનજાતિઓનો હવાલો ધરાવતા હતા. હું એ સમિતિનો સભ્ય હતો; મારા, સાથી ડૉ. સોલંકી પણ સભ્ય હતા; બાકીના હિંદુઓ હતા. હું ખાસ એક વ્યક્તિનો ઉલ્લેખ કરીશ જેઓ પણ સમિતિના સભ્ય હતા, અને તે હતા શ્રી ઠાકર. મને ખબર છે કે મારા માનનીય મિત્ર મુખ્યમંત્રી મારા કરતાં ડૉ. ઠાકરનું સમર્થન તરત સ્વીકારશે. હવે, મહોદય, બહુમતી હિંદુઓનું દલિતો પ્રત્યેનું વલણ ૧૯૨૮ના વર્ષમાં કેવું હતું ? હું, આ અહેવાલ માંથી એક ફકરો વાંચવાની આપની પરવાનગી લઉં છું. આ અહેવાલના ફકરા ૧૦૨માં જણાવ્યું છે કે :

"જો કે અમે, દલિતોને તમામ જાહેર ઉપયોગી સ્થળોએ પ્રવેશવાનો તેઓનો અધિકાર મળે તે માટેના જુદાજુદા ઉપાયોની ભલામણ કરી છે તેમ છતાં અમને ડર છે કે તેઓ તેમના અધિકારોનો લાંબા સમય સુધી ઉપયોગ કરે તો તેમના માર્ગમાં મુશ્કેલીઓ ઊભી થશે. પહેલી મુશ્કેલી એ છે કે રૂઢિચુસ્ત વર્ગો દ્વારા તેઓની સામે ખુલ્લી હિંસાનો ડર રહે છે. એ નોંધવું જોઈએ કે દરેક ગામમાં દલિતો નાની લઘુમતિમાં હોય છે જ્યારે તેમની સામે વિરોધી બળ તરીકે રૂઢિચુસ્તોની ભારે બહુમતી હોય છે જેઓ,દલિતો દ્વારા આવી પડનારાં કોઈ પણ જાતના આક્રમણ સામે કોઈ પણ ભોગે પોતાનાં હિત અને ગૌરવનું રક્ષણ કરવા કટિબધ્ધ હોય છે. પોલીસ દ્વારા ફોજદારી કાર્યવાહીના ભયને કારણે રૂઢિચુસ્ત વર્ગો દ્વારા હિંસાના ઉપયોગ પર મર્યાદા મુકાઈ છે અને પરિણામે આવા કેસો જવલ્લે બને છે.

"બીજી મુશ્કેલી, આજે દલિતોની જે આર્થિક સ્થિતિ છે તેમાંથી ઊભી થાય છે. ઈલાકાના મોટા ભાગના ભાગોમાં દલિતોને આર્થિક સ્વાતંત્ર્ય નથી. થોડાક રૂઢિચુસ્ત વર્ગોની જમીન તેઓના મરજિયાત ગણોતિયા તરીકે ખેડતા હોય છે. બીજા, રૂઢિચુસ્ત વર્ગો દ્વારા કાયે રખાયેલા ખેતમજૂરો પોતાની કમાણી પર જીવતા હોય છે અને બાકીના ગ્રામસેવકો તરીકે રૂઢિચુસ્ત વર્ગોની કરાતી સેવા બદલ રૂઢિચુસ્ત વર્ગો દ્વારા તેઓને અપાતા ખોરાક કે અનાજ પર નિર્વાહ કરતા હોય છે. અમે એવા અસંખ્ય દાખલા સાંભળ્યા છે જ્યાં રૂઢિચુસ્ત વર્ગોઓ તેઓનાં ગામોમાં દલિતોએ પોતાના અધિકારોનો ઉપયોગ કરવાની હિંમત બતાવી હોય ત્યારે તેઓની સામે પોતાની આર્થિક સત્તાનો એક હથિયાર તરીકે ઉપયોગ કર્યો હોય અને તેઓને પોતાની જમીન પરથી હાંકી કાઢ્યા હોય અને તેઓનો બહિષ્કાર તો એટલા મોટા પાયે વારંવાર આયોજિત કરાતો હોય છે કે દલિતોને સામાન્ય રીતે વપરાતા રસ્તાઓનો ઉપયોગ કરતાં અટકાવી દેવાય છે અને ગામના વાણિયા દ્વારા અપાતી જીવનજરૂરિયાતની ચીજવસ્તુઓ આપવાનું બંધ કરી દેવાતું હોય છે. પુરાવો કહે છે તેમ કોકવાર તો નાનાં કારણો પણ દલિતોનો સામાજિક બહિષ્કાર કરવાનું પૂરતું બહાનું બની જતું હોય છે. દલિતો સામાનો કરવાનો ઉપયોગ કરવાનો પોતાના અધિકારને અમલમાં મૂકે ત્યારે વારંવાર એના પરિણામે આવો સામાજિક બહિષ્કાર થતો હોય છે, પરંતુ કોઈ દલિતે જનોઈ પહેરી હોય, જમીન ખરીદી હોય, સારાં કપડાં કે ઘરેણાં પહેર્યાં હોય અથવા વરરાજાને ઘોડા પર બેસાડીને લગ્નનો વરઘોડો જાહેર માર્ગે થઈ લઈ જતા હોય માત્ર તેટલા જ કારણસર સખત બહિષ્કાર કરાયો હોવાના દાખલાય કંઈ ઓછા નથી."

તો. ૧૯૨૮માં પરિસ્થિતિ આવી હતી. હું આ પ્રશ્ન પૂછવા માગું છું : શું ૧૯૨૮થી કશો ફેરફાર થયો છે ખરો ? હવે, મહોદય, મારી પાસે પુરાવો છે તે જોતાં મારે કહેવું પડે છે કે પરિસ્થિતિ સુધરી નથી, પરંતુ વણસી છે. મારી દલીલના સમર્થનમાં હું થોડા દાખલા આપીશ.

સૌપ્રથમ હું વિધાનપરિષદમાં ૧૯૩૨ની ચૂંટણીનો ઉલ્લેખ કરીશ. મારા માનનીય મિત્ર મુખ્યમંત્રીને યાદ હશે કે ૧૯૩૨માં કોંગ્રેસે વિધાનમંડળનો બહિષ્કાર કર્યો હતો. તેણે ચૂંટણી લડવાનો ઈનકાર કર્યો હતો. હવે, મહોદય ૧૯૩૨માં-કદાચ તારીખની ભૂલ હોય; હું યાદદાસ્તમાંથી રજૂ કરું છું-

એક માનનીય સભ્ય : એ ૧૯૩૦ ની સાલ હતી.

**ડૉ. બી.આર. આંબેડકર :** હા, ૧૯૩૦ ; ૧૯૩૦માં કોંગ્રેસે લોકોને ડરાવવા, ચૂંટણીમાં ભાગ નહિ લેવાનું લોકોને જુદીજુદી યુક્તિઓ શોધી કાઢી. મહોદય, હું ગૃહને યાદ અપાવીશ કે એ વર્ષમાં સવિનય કાનૂનભંગની ચળવળ શરૂ થઈ હતી. અને જો હું ભૂલતો ન હોઉ તો કોંગ્રેસીઓને મન એ મહત્ત્વનું વર્ષ હતું કારણકે એ વર્ષમાં દાંડીયાત્રા શરુ થઈ હતી. મહોદય, લોકોને વિધાનમંડળમાં જોડાતાં અટકાવવા માટે ૧૯૩૦માં કોંગ્રેસીઓએ ક્યાં સૂત્રો પોકાર્યાં હતાં ? એક સૂત્ર એ હતું, મને યાદ છે: પરિષદ મેં જાના હરામ હૈ. પરંતુ એટલું જ બસ નહોતું : પરિષદ મેં કૌન જાયેગા ? ઢેડ જાયેગા ; ચમાર જાયેંગા. કોંગ્રેસીઓએ આવાં સૂત્રો પોકારેલાં (અવરોધ). જો મારા મિત્રને પુરાવો જોઈતો હોય તો હું જડબેસલાક પુરાવો રજૂ કરીશ. અને હું આ ગૃહમાં કહીશ કે એ સૂત્ર એટલું અપમાનજનક હતું કે ટાઇમ્સ ઓફ ઇન્ડિયાને પણ એના વિશે તંત્રીલેખ લખવો , જરૂરી લાગ્યો હતો. હવે મહોદય, જે મુદ્દો હું રજૂ કરતો લાગ્યો હતો. તે આ હતો : કોંગ્રેસ વિચારસરણી ધરાવતા હિંદુઓ - જેઓ કહે છે કે તેઓ જ્ઞાતિને ભૂલી ગયા છે, ધર્મને ભૂલી ગયા છે, અસ્પૃશ્યતાને ભૂલી ગયા છે તેવા કોંગ્રેસી હિંદુઓ એ પણ એ સૂત્ર પોકાર્યું: હવે મહોદય, જો રાષ્ટ્રમાં હિંદુ કોમમાં ઉચ્ચ ગણાતો. વિદ્વાન ગણાતો, જ્ઞાની એવો હિંદુઓનો એક ભાગ, આટલી લાચાર, આટલી પતિત કોમ તરફ આવો તિરસ્કાર બતાવે તો પછી, મારા મિત્ર મુખ્યમંત્રીના કાયદા કરતાં મનુના કાયદો જેમને મન મોટો છે એવા રૂઢિચુસ્તો પાસેથી તમે શી અપેક્ષા રાખી શકો ?

મહોદય, બીજો પ્રસંગ જણાવું હું ગુજરાતમાંથી મોટા ભાગના પ્રસંગ જણાવું છું. એનું ઇરાદાપૂર્વકનું કારણ છે, મને જણાવાયું છે કે આપણા ઇલાકાનો એ સૌથી જાગૃત ભાગ છે. પ્રસંગ છે અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાના કાવિઠા ગામનો. એમાં હકીકતો આ હતી. અમુક દિવસે ગામના અમુક બ્રાહ્મણોએ કાવિઠામાં રહેતા અમુક અસ્પૃશ્યો પર હુમલો કર્યો. મારા માનનીય મિત્ર નોંધે કે મેં આ દ્રષ્ટાંત 'હરિજન' માંથી લીધું છે. અને 'હરિજન' એ બાબતમાં સત્ય સિવાય કંઈ નહોતું છાપતું.

**માનનીય શ્રી બી.જી.ખેર :** હું એ સ્થળે ગયો હતો; મને બનાવની ખબર છે. માનનીય સભ્ય એ ટાંકે એની જરૂર નથી.

**ડૉ. બી. આર. આંબેડકર :** હકીકતો આમ હતી. તે ગામમાં અમુક બ્રાહ્મણોએ અસ્પૃશ્ય કોમના અમુક સભ્યો પર હુમલો કર્યો. તે લોકોએ એમની ઉધ્ધતાઈમાં વિચાર્યું કે આ અસ્પૃશ્યો બ્રાહ્મણો સામે કેસ કરીને એમને શિક્ષા કરાવી શકશે નહિ તેમ છતાં અસ્પૃશ્યો તેમની સામે ફરિયાદ નોંધાવવા જિલ્લા પોલીસ પાસે ગયા. તે દરમિયાન બન્યું એવું કે જે દિવસે અસ્પૃશ્ય કોમના પુરુષો બહાર ગયા હતા એટલે ગામના હિંદુઓએ આ અસ્પૃશ્યનાં ઘરો પર હુમલો કર્યો. તેમનાં ઘરો તોડી પાડ્યાં. તેમનાં છાપરાં ઉડાવી દીધાં. તેઓનો માર ખાવા માટે અસ્પૃશ્ય પુરુષો હાજર ન હોતાં તેથી આ તમામ હિંદુઓ સાંજ સુધી પેલાઓની વાટ જોઈને ત્યાં બેસી રહ્યા, એવી આશામાં કે રાત્રે તો તેઓ પાછા આવશે જ. કેટલાક સ્ત્રીઓને આ લોકોની યોજનાની જાણ થઈ ગઈ એટલે તેઓ છટકી ગઈ અને રાત્રે સામેથી આવતા તેમના પુરુષોને કહ્યું કે ગામમાં જવું બહુ જોખમકારક હતું કારણકે તેઓની જિંદગી સુરક્ષિત નહોતી. આ લોકો આખી રાત ગામની બહાર રહ્યા અને પાછા આવી શક્યા નહિ. બીજે દિવસે તેઓ છૂટાછવાયા, કોઈ જાણે નહિ એમ ગામમાં પાછા આવ્યા. તેમણે જોયું કે તેમનાં તમામ ઝૂંપડાંનો નાશ કરાયો હતો. પછીથી તેમણે જાણ્યું કે ગામે તેઓનો બહિષ્કાર કર્યો હતો. ગામના વાણિયા પાસેથી તેઓ કંઈ ખરીદી શકતા નહિ. એટલું જ નહિ પણ ગામલોકો તેથીય આગળ વધ્યા અને અસ્પૃશ્યો જ્યાંથી પાણી ભરતા હતા તે કૂવામાં કેરોસીન રેડ્યું. હવે તો કંઈક કરવું જોઈએ એમ વિચારી અસ્પૃશ્યો કાયદાનો આશ્રય લઈને તેઓ ફરી ફરિયાદ દાખલ કરાવવા ગયા. કેટલાક કોંગ્રેસી મિત્રો વચ્ચે પડ્યા. તેમણે શું કર્યું ? શું તેઓએ આ ગરીબ અસ્પૃશ્યોને તેમના અધિકારોનું વાજબીપણું પુરવાર કરવામાં મદદ કરી ? ના. તેઓએ તે લોકોને અરજી પાછી ખેંચી લેવા સમજાવ્યા અને શાંતિપૂર્વક શરણે જવા કહ્યું. આખા પ્રસંગનો દુ:ખદ મુદ્દો આ જ છે. કવિઠાના આ અસ્પૃશ્યોએ ખોટું શું કર્યું છે ? શા માટે તેઓને આ રીતે સતાવવામાં આવ્યા ? બીજું કંઈ નહિ, બસ આટલું જ કારણ. કવિઠાના અસ્પૃશ્યઓએ પોતાનાં ચાર બાળકોને શાળામાં પ્રવેશ માટે મોકલ્યાં હતાં કે તેઓને સરકારી હુકમો મુજબ દાખલ કરવાં જોઈએ.

બીજો એક કેસ જણાવું છું તે ભંગી છોકરાનો છે. તેની કમનસીબી જુઓ કે તેને તલાટી તરીકે નિમણૂક અપાઈ હતી. તેનું નામ છે પરમાર કાલિદાસ શિવરામ. આપની રજા હોય તો હું એ વાંચી બતાવું કે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના અધ્યક્ષપદે મુંબઈમાં

મળેલી જાહેર સભામાં જ્યાં હું પણ હતો, પરમાર કાલિદાસ શિવરામે શું કહ્યું ? તેની વાત સાંભળીને હું હચમચી ગયો હતો. મેં તેને તમામ વિગત લખીને આપવા જણાવ્યું. એણે જે આપ્યું તેનું મેં માત્ર ભાષાંર જ કર્યું હતું. આ રહી તેની વાત :

"મેં વર્નાક્યુલર ફાઈનલની પરીક્ષા ૧૯૩૩માં પાસ કરી. મેં અંગ્રેજી ૪થા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. મેં શિક્ષક તરીકેની નોકરી માટે મુંબઈ મ્યુનિસિપાલિટીની શાળા સમિતિને અરજી કરી હતી. પરંતુ જગ્યાના અભાવે હું નિષ્ફળ ગયો. તે પછી મેં અમદાવાદના પછાત વર્ગ અધિકારીને તલાટીની નોકરી માટે અરજી કરી અને હું સફળ થયો. તા.૧૯મી ફેબ્રુઆરી, ૧૯૩૮ના રોજ ખેડા જિલ્લમાં બોરસદ તાલુકામાં મામલતદાર કચેરીમાં મને તલાટી તરીકે નીમવામાં આવ્યો.

જો કે મારું કુટુંબ મૂળ ગુજરાતમાંથી આવ્યું હતું પણ તેમ છતાં હું તેપહેલાં ગુજરાતમાં કદી ગયો નહોતો. ત્યાં જવાનો મારો આ પહેલો પ્રસંગ હતો. એ જ પ્રમાણે, સરકારી કચેરીઓમાં અસ્પૃશ્યતા પાળવામાં આવશે એની મને ખબર નહોતી. ઉપરાંત, મારી અરજીમાં હું હરિજન હતો તે હકીકત જણાંવી હતી, અને તેથી મને ખબર હતી કે કચેરીમાંના મારા સાથીઓને હું કોણ હતો તેની અગાઉથી ખબર પડી જશે. એમ હોવાથી, જ્યારે હું તલાટીની જગ્યાનો ચાર્જ લેવા મામલતદાર કચેરીમાં ગયો ત્યારે કારકુનનું વલણ જાણી મને આશ્ચર્ય થયું.

કારકુને તિરસ્કારથી પૂછ્યું, "કોણ છો તમો ?" મેં જવાબ આપ્યો, "સાહેબ, હું હરિજન છું." તેણે કહ્યું, દૂર ખસ. આઘો ઊભો રહે. તું મારી આટલો નજીક ઊભા રહેવાની હિંમત કઈ રીતે કરે છે. તું કચેરીમાં છે, જો તું બહાર હોત તો. મેં તને છ લાત મારી હોત. નોકરી માટે અહીં આવવાની તારી આ ધૃષ્ટતા !" ત્યાર પછી તેણે મને મારું પ્રમાણપત્ર અને તલાટી તરીકેનો નિમણૂક-હુકમ જમીન પર નાખી દેવા જણાવ્યું. પછી તેણે તે ઉપાડી લીધો.

જ્યારે હું બોરસદની મામલતદાર કચેરીમાં કામ કરતો હતો ત્યારે પીવા માટે પાણી મેળવવામાં મને ભારે મુશ્કેલી વેઠવી પડતી હતી. કચેરીના વરંડામાં પીવાના પાણીનાં ડબલાં રાખવામાં આવતાં. આ પાણીનાં ડબલાનો હવાલો પાણીવાળો સંભાળતો હતો. તેની ફરજ એ હતી કે કચેરીના કારકુનોને જરૂર હોય ત્યારે તેમને પાણી કાઢી અપાતું. પાણીવાંળો ગેરહાજર હોય ત્યારે કારકુનો પોતે પાણી ડબલાંમાંથી લઈને પી લેતા હતા.

મારી બાબતમાં એ અશક્ય હતું. હું ડબલાને અડકી શક્તો નહિ કારણકે મારા અડવાથી પાણી ભ્રષ્ટ થઈ જતું હતું તેથી મારે પાણીવાળાની દયા પર રહેવું પડતું હતું. મારા ઉપયોગ માટે એક નાનું કટાયેલું પાત્ર રાખવામાં આવ્યું હતું. મારા સિવાય બીજું કોઈ એને અડકતું નહોતું કે ધોતું ન હોતું. પાણીવાળો મને પાત્રમાં પાણી રેડી આપતો હતો. પાણીવાળો હાજર હોય તો જ મને આ પાણી મળી શક્યું હતું મને પાણી આપવાનો વિચાર પાણીવાળાને ગમતો ન હોતો. હું પાણી લેવા જતો તે જોઈને તે આઘોપાછો થઈ જતો હતોં, પરિણામે મારે પાણી વિના પાછું જવું પડતું હતું અને એવા તો કેટલાય દિવસ મારે પાણી પીધા વિના ચલાવી લેવું પડતું હતું.

મારે રહેવાની પણ એટલી જ તકલીફો હતી, હું બોરસદમાં અજાણ્યો હતો. હિંદુ મને ઘર ભાડે આપે નહિ. બોરસદમાંના અસ્પૃશ્યો મને રાખી શકતા નહિ કારણકે તેમને ડર હતો કે મારા કારકુન તરીકે રહેવાનો પ્રયાસ હિંદુઓને નારાજ કરવા માગતા ન હતા. એથી ય વધીને વધુ મુશ્કેલીઓ તો જમવા અંગેની હતી. એવું સ્થળ કે વ્યક્તિઓ ન હતી જ્યાંથી મને જમવાનું મળી શકે. હું સાંજ અને સવારે 'ભજીયાં' ખરીદતો, ગામ બહાર કોઈ એકાંત સ્થળે તે ખાતો અને પાછો આવી રાત્રે મામલતદાર કચેરીના વરંડાની પગથી પર સૂઈ જતો. આ રીતે મેં ચાર દિવસ કાઢ્યા. પછી હું જંત્રાલ્ મારા બાપાદાદાના ગામમાં- રહેવા ગયો. બોરસદથી તે છ માઈલ દૂર હતું દરરોજ મારે બાર માઈલ ચાલવું પડતું. આવું મેં દોઢ મહિનો કર્યું.

ત્યારપછી મામલતદારે મને એક તલાટી પાસે કામ શીખવા મોકલ્યો. આ તલાટી ત્રણ ગામનો હવાલો ધરાવતો હતો- જંત્રાલ, કાનપુર અને સૈજપુર. જંત્રાલ એનું મુખ્ય મથક હતું હું જંત્રલમાં તલાટી સાથે બે મહિના હતો. ગામનો મુખી ખાસ કરીને વિરોધી અને ત્રાસજનક વૃત્તિ ધરાવતો હતોં. એકવાર એણે કહ્યું, "અલ્યા, તું , તારો બાપ, તારો ભાઈ તો ભંગી છો જે ગામની [illegible] તું અમારા બરોબરિયા તરીકે કચેરીમાં બેસવા માગે છે ? મારું માન, આ નોકરી છોડી દે તેમાં તારી ભલાઈ છે."

એક દિવસ તલાટીએ મને ગામનું વસ્તીપત્રક તૈયાર કરવા માટે સૈજપુર બોલાવ્યો. હું જંત્રાલથી સૈજપુર ગયો. મેં જોયું કે મુખી અને તલાટી ગામની કચેરીમાં બેસીને કંઈ કામ કરતા હતા. હું ત્યાં ગયો, કચેરીના બારણા નજીક ઊભો અને તેમને ગુડ

મોર્નિંગ કહ્યું પણ તેમણે મારી ઉપેક્ષા કરી. હું બહાર ૧૫ મિનિટ ઊભો રહ્યો. હું જિંદગીથી તદ્દન કંટાળી ગયો હતો અને આમ મારી ઉપેક્ષા અને અપમાનથી સળગી ઉઠ્યો. હું બાજુમાં પડેલી ખુરશી પર બેઠો. મને ખુરશીમાં બેઠેલો જોઈને મુખી અને તલાટી ચૂપચાપ, મને કશુંય કહ્યા વિના, ચાલ્યા ગયા. ત્યાર પછી થોડા વારે કેટલાક લોકો ગામની લાઈબ્રેરીમાં આવવા માંડ્યા. હું સમજી શક્તો ન હતો કે એક શિક્ષિત વ્યક્તિ આ ટોળાની આગેવાની શા માટે લેતો હશે. મેં પાછળથી જાણ્યું કે એ ખુરશી એની હતી. તેણે અત્યંત ખરાબ શબ્દોમાં મને ભાંડવા માંડ્યો.

રાવળિયાને એટલેકે ગ્રામસેવકને ઉદ્દેશીને તેણે કહ્યું, "આ ભંગીના ગંદા કૂતરાને ખુરશી પર કોણે બેસવા દીધો ?" રાવળિયાએ મને ઊઠાડી મૂકયો અને મારી પાસેથી ખુરશી લઈ લીધી. હું જમીન પર બેસી પડયો. પછી ટોળું ગામની કચેરીમાં પ્રવેશ્યું અને મને ઘેરી વળ્યું. એ ભયાનક ટોળું હતું, ક્રોધથી સળગતું, કેટલાક મને ગાળો દેતા હતા, કેટલાક મને ધારિયાથી વાઢીને ટુકડા કરી નાખવાની ધમકી આપતા હતા અને હું તેમને કરગરવા લાગ્યો, માફી માગવા માંડયો અને દયા દાખવવાની કાકલૂદી કરવા માંડયો ટોળા પર તેની કશી અસર ન થઈ. મારે બચવું કેમ તે મને ન સમજાયું. પણ મારા પર આવી પડેલી આ વિનાશક આફત વિશે જો ટોળું મને મારી નાખે તો મારા અને શરીરનો કઈ રીતે નિકાલ કરવો એ વિશે મામલતદારને લખી જણાવવાનો મને વિચાર આવ્યો. સાથેસાથે મને એવી પણ આશા હતી કે જો ટોળું એમ જાણે કે હું ખરેખર તેમની વિરુદ્ધ મામલતદારને લખતો હતો તો કદાચ તેઓ અટકી જાય. મેં રાવળિયાને કાગળનો ટુકડો મને આપવા જણાવ્યું જે તેણે મને આપ્યો. મારી ફાઉન્ટન પેનથી મેં તેના પર નીચે પ્રમાણે મોટા અક્ષરે લખ્યું જેથી પ્રત્યેક એ વાંચી શકે :-

"પ્રતિ
મામલતદાર,
તાલુકો બોરસદ

મહેરબાન સાહેબ,

કૃપયા પરમાર કાલિદસ શિવરામની નમ્ર અરજ સ્વીકરશો. નમ્રતાપૂર્વક આપને જણાવવાનું કે આજે મારું અધમ પ્રકારે મૃત્યું થવાનું છે. મારાં માતપિતાનું કહ્યું મેં

માન્યું હોત તો આવું બનત નહિં. તેથી મહેરબાની કરી મારાં માતાપિતાનો મારા મૃત્યુની જાણ કરશો."

હવે, બહુમતી હિંદુઓ અનુસૂચિત જાતિઓ તરફ કેવું વર્તન રાખે છે તેના દાખલાનો ઉલ્લેખ કરીશ. એક આવો કેસ જામનેર તાલુકાના કેકટનિંભોર ગામનો છે તે આ રહ્યો:

"આ ગામના દલિતોએ કોઈ પણ હિંદુ તહેવાર ઉજવવાનું છોડી દઈને સ્વચ્છ પદ્ધતિનું જીવન જીવે છે. એક રજાના દિવસે હિંદુઓએ હોળી માટે ગાયનું છાણ ખેતરોમાંથી લાવવાનું તેઓને કહ્યું. દલિતોએ લઈ આવ્યા. પરંતુ તેઓએ હોળી ઉજવી નહિ તેથી તેઓએ સવર્ણ હિંદુઓને આગળની જોગવાઈ કરી આપી નહિ. તેથી હિંદુઓ તેમના મહોલ્લામાં ઘૂસી ગયા, તેઓને તેમનાં ઘરોમાં જઈને માર્યો અને તેઓનો બહિષ્કાર કર્યો અને તેઓનું જીવવાનું દુષ્કર બનાવી દીધુ.

બીજો એક કેસ છે. જામનેર તાલુકાના વડાલી ગામનો. એ ગામમાં દલિતોના વરઘોડાને ગામના દીધો નહતો. વરઘોડાના માણસો વિખરાઈ ગયા અને સવર્ણ હિંદુઓએ તે દિવસે લગ્નની વિધિ પતાવા ન દીધી. દલિતોનો સામાજિક રીતે બહિષ્કાર કરાયો.

હજી બીજો એક કેસ છે અમલનેર તાલુકાના માંદડે ગામનો. માંદડેમાં દલિતોએ સંમેલન ભર્યું અને ઠરાવ કર્યો કે ખરાબ આદતો છોડીને સ્વચ્છ નિરામય જીવન જીવવું. કેટલાક સવર્ણ હિંદુઓને આ ન ગમ્યું તેઓએ એક નાનું ભૂંડ મારી નાખ્યું અને દલિતોના પીવાના પાણીના કૂવામાં નાખી દીધું. આવું તો બબ્બે વાર કરાયું હતું. હવે, દલિતોનો બહિષ્કાર કરાયો છે અને તેમના પર ત્રાસ ગુજારવામાં આવે છે. ઘણા દલિતો આવી પજવણીથી છૂટવા ગામ ખાલી કરીને જતા રહ્યાં છે.

આ હિંદુ બહુમતી અસ્પૃશ્યો પ્રત્યે કેટલી અસહિષ્ણુતા છે તે દર્શાવતા આવા બેસુમાર કેસો હું વારંવાર જણાવવા ઈચ્છતો નથી. હું કહું છું કે મારી પાસે છે તે સામગ્રી ગણી બતાવવા હું એક દિવસ નહિ પણ કદાચ આખો મહિનો લઈશ.

હવે, બીજો પ્રશ્ન હું એ પૂછું છું : આ પજવણી સામે અનુસૂચિત જાતિઓને શું રક્ષણ મળે છે ? એ મુદ્દો અંગે હું મારી રજૂઆત ગૃહ સમક્ષ રજુ કરું તે પહેલાં, આ દેશના વહીવટની રચના તરફ હું ગૃહનું લક્ષ દોરીશ. મારી પાસે ફક્ત મુંબઈ ઈલાકા

પૂરતા જ આંકડા છે પરંતુ મારા મતે આ આંકડા લાક્ષણિક પ્રકારના છે. એ આંકડા આ પ્રાંત માટે સાચા છે એટલું જ નહિ બલકે ભારતના કોઈ પણ ભાગ માટે પણ તે એટલા જ સાચા છે. આ ઈલાકાના વહીવટને કેટલા માણસો ચલાવે છે ? તેમાં આવા માણસો છે. સરકારે પોતે આપેલાં આંકડા હું લઉં છું ; એ મારા પોતાના આંકડા નથી. હું સૌપ્રથમ અનુસૂચિત જાતિઓ અને મહેસૂલ ખાતું લઉં છું. જ્યાં સુધી જિલ્લા નાયબ કલેક્ટરોની વાત છે, તેઓ ૩૩ છે અને તેમાં એક જ વ્યક્તિ અનુસૂચિત જાતિની છે. આ ઈલાકામાં સો મામલતદારો છે, પણ આ સો મામલતદારોમાંથી એક જ વ્યક્તિ અનિસૂચિત જાતિની છે. ૩૪ મહાલકારીઓ છે પણ તેમાં અનુસૂચિત જાતિના કોઈ વ્યક્તિ નથી. ૨૪૬ મુખ્ય કારકુનો છે પણ અનુસૂચિત જાતિની કોઈ વ્યક્તિ તેમાં નથી. મહેસૂલ ખાતામાં કારકૂનોની સંખ્યાની વાત કરીએ તો તેઓ કુલ ૨,૪૪૪ છે. તેમાંથી અનુસૂચિત જાતિઓની વ્યક્તિઓ માત્ર ૩૦ જ છે.

હવે આપણે જાહેર બાંધકામ ખાતું લઈએ. જાહેર બાંધકામ ખાતામાં ૮૨૯ કારકુનો છે. ૮૨૯ કારકુનોની આ સંખ્યામાં અનુસૂચિત જાતિઓનાં લોકો માત્ર સાત જ છે.

આબકારી ખાતામાં ૧૮૯ કારકુનો છે. તેમાંના અનુસૂચિત જાતિઓનાં કારકુનો ત્રણથી વધુ નથી.

પોલીસ ખાતાની વાત કરીએ તો આપેલા આંકડા મુજબ સબ-ઈન્સ્પેક્ટરોની કુલ સંખ્યા ૫૩૮ છે. ૫૩૮ની આ સંખ્યામાં અસ્પૃશ્યો માત્ર બે જ છે. તેથી, એ દેખીતું છે કે વહીવટની રચના સમગ્રપણે હિંદુ છે. એ મુદ્દા પર તો કોઈ સવાલ હોઈ શકે નહિ.

આ પ્રાંતમાં બીજી લઘુમતીઓની તુલનામાં અનુસૂચિત જાતિઓની સ્થિતિ કેવી છે. તે દર્શાવવા હું ગૃહનું લક્ષ દોરીશ. મહેસૂલ ખાતામાં જિલ્લા નાયબ કલેક્ટરો ૩૩ છે તેમાંથી ૮ મુસ્લિમો છે, ૩ ખ્રિસ્તીઓ છે અને માત્ર ૧ અનુસૂચિત જાતિના છે. ૧૦૦ મામલતદારોમાંથી ૩૦ મુસ્લિમો છે, ૩ ખ્રિસ્તીઓ છે અને ૧ અનુસૂચિત જાતિના છે. ૩૪ મહાલકારીઓમાંથી ૪ મુસ્લિમો છે, ૩ ખ્રિસ્તીઓ છે પણ અનુસૂચિત જાતિના કોઈ નથી. ૨૪૬ મુખ્ય કારકુનોમાંથી ૧૭ મુસ્લિમો છે, ૭ ખ્રિસ્તીઓ છે પણ અનુસૂચિત જાતિના કોઈ નથી. કારકુનોની ૨૪૪૪ની કુલ સંખ્યામાંથી ૨૮૩ મુસ્લિમો છે, ૬૧ ખ્રિસ્તીઓ છે, ૫૮ પછાત વર્ગના છે અને ૩૦ અનુસૂચિત જાતિઓના.

પોલીસ ખાતામાં ૫૩૮ સબ-ઈન્સ્પેકટરોમાંથી ૧૦૬ મુસ્લિમો છે, ૧૭ ખ્રિસ્તીઓ છે, ૬ પછાત વર્ગોના છે અને માત્ર ૨ અસ્પૃશ્યો છે. જાહેર બાંધકામ ખાતામાં ૮૨૯ કારકુનોમાંથી ૪૧ મુસ્લિમો છે, ૨૮ ખ્રિસ્તીઓ છે, ૭ પછાત વર્ગોના છે અને ૭ અસ્પૃશ્યો છે. આબકારી ખાતામાં ૧૮૯માંથી, ૧૩ મુસ્લિમો છે, ૧૯ ખ્રિસ્તીઓ છે અને ૩ અસ્પૃશ્યો છે.

તેથી, મહોદય, સ્થિતિ અંગે શરૂઆત કરીએ તો હિંદુઓ, વસ્તીને લાગેવળગે છે તેટલા પૂરતુંય, માત્ર બહુમતીમાં છે એટલું જ નહિ પણ વહીવટને સંબંધ છે તેટલા પુરતું હિંદુઓ બહુમતીમાં છે. માનનીય મુખ્યમંત્રીને હું આ પ્રશ્ન પૂછવા માંગુ છું. મને લાગે છે કે મેં જે બતાવ્યું તેનાથી એમને સંતોષ થયો હશે એવો મને વિશ્વાસ છે કે હિંદુ બહુમતીને બેશક એક ધિક્કારપૂર્ણ બહુમતી તરીકે ગણાવી જોઈએ તેઓ માથું હલાવે છે. તેમના પોતાના નિર્ણયો તેમને મુબારક. હું એમની સાથે ટંટો નહિ કરું. પણ સ્થિતિ આવી છે. અસ્પૃશ્યો તેમની થતી કનડગત સામે કયું રક્ષણ મેળવી શકે છે ? હું ફરી વાર એવા કેસો બતાવવા માંગું છું જેમાં સવર્ણ હિંદુઓ દ્વારા સંચાલિત વહીવટ ચોકકસ રીતે અસ્પૃશ્યો પ્રત્યે દ્વેષપૂર્ણ વર્તન રાખે છે; એક પક્ષે સવર્ણ હિંદુઓ હોય અને બીજા પક્ષે અસ્પૃશ્યો હોય એવા ઝઘડાઓમાં સવર્ણ હિંદુઓના વહીવટે ન્યાય માટે કશી ઈચ્છા, કશી કાળજી રાખી નથી.

હવે, હું ઉલ્લેખવા માંગું છું તેવો પહેલો કેસ આ છે. હું એનો નંબર આપું છું. જેથી મારા માનનીય મિત્ર તે અંગે તપાસ કરાવી શકે. એ ચુકાદો ફોજદારી કેસ નં. ૧૯૧ ઑફ ૧૯૩૮ છે જે સંગમનેરના ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની ફાઈલ પર છે. આ કેસમાં ૭ હિંદુઓ પર ભારતીય ફોજદારી કાયદાની કલમ ૧૪૭ એટલે કે રમખાણ કરવા અંગેની અને કલમ ૩૨૩, ૩૪૧, ૪૫૨, ૪૫૪ તથા ૧૪૯ હેઠળ આવતા ગુનાઓનો આરોપ મૂકવામાં આવ્યો હતો. હકીકતો ટૂંકમાં આમ હતી. ફરિયાદી અસ્પૃશ્ય હતો અને વડગાંવ લંગડા ગામનો હતો. એનો કેસ એવો હતો કે એક દિવસ ગામના ૨૦૦ માણસોએ લાઠીઓ, લાકડીઓ અને બીજાં હથિયારો લઈને મહારના ઘર પર આક્રમણ કર્યું અને પુરુષો પર જ નહિ, સ્ત્રીઓ પર પણ હુમલો કર્યો. ગંભીર ઈજાઓ પહોંચાડી. ઘવાયેલાં કેટલાય દિવસ દવાખાનામાં રહ્યાં. તેમના સારા નસીબે પોલીસે એમના કેસને અધિકારના કેસ તરીકે હાથ ધર્યો. જોકે પોલીસે આમ કરવું જ પડે તેમ

હતું. કારણ કે ઈજાઓ ગંભીર હતી. આ નવ લોકો સામે સંગમનેરના ફર્સ્ટક્લાસ મેજિસ્ટ્રેટની કોર્ટમાં ફોજદારી કામ-ચલાવવામાં આવ્યું પોલીસે પુરાવો રજૂ કર્યો. ઈજાઓ થઈ હતી તેવો વિસ્તૃત દાકતરી પુરાવો હતો અને છતાં શું થયું ? આ નવા આરોપીઓને એમના ગુનાની એટલી ખાતરી થઈ ગઈ કે તેમણે ખરેખર રૂ. ૩૦૦ મહાર સ્ત્રીપુરુષોને જેમના પર હુમલો થયો હતો તેમને આપીને સમાધાન કરતા તેઓ તૈયાર થઈ ગયા. મેં મહારોને સમાધાન નહિ કરવા જણાવ્યું, અને કહ્યું કે કાયદાને એનું કામ કરવા દો. અને કાયદાએ શું કર્યું, મેજિસ્ટ્રેટે શુ કર્યું ? સૌના આશ્ચર્ય વચ્ચે મેજિસ્ટ્રેટે તમામ આરોપીઓને છોડી મૂકયા.

**ડૉ. કે. બી. આંત્રોલીકર :** મહોદય, મેજિસ્ટ્રેટના ચુકાદા પર ટીકાટિપ્પણી કરવાનો શું માનનીય સભ્યને સત્તા છે ?

**ડૉ. બી. આર. આંબેડકર :** ચોક્કસ વળી; હું હકીકતો જણાવું છું.

**માનનીય અધ્યક્ષ :** હું એ જ મુદ્દો વિચારતો હતો. પણ હું માનનીય સભ્ય કહી રહ્યા હતા તે હકીકતો સાંભળતો હતો. મને નથી લાગતું કે મેજિસ્ટ્રેટના ચુકાદાની ટીકા કરવી એમના માટે ઉચિત ગણાશે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું ટીકા નથી કરતો. હું તો માત્ર હકીકતો જ રજૂ કરું છું કે એ જણાવું છું કે અમને કેટલું રક્ષણ મળે છે. અસ્પૃશ્યોને મળતા રક્ષણનો ખ્યાલ હું આ ગૃહ સમક્ષ રજૂ કરું છું હું કોઈ પણ રીતે ચુકાદાને પડકારતો નથી. હું જે કહી રહ્યો છું તે આ છે : કે આ લોકો જેમને તેમના અંતઃકરણમાં એમ લાગ્યું કે તેઓ ગુનેગાર છે અને જેઓ વળતર તરીકે રૂ.૩૦૦ ચૂકવીને સમાધાન કરવા તૈયાર હતા તેમને આખરે મેજિસ્ટ્રેટે છોડી મૂકયા. હું ભાર મૂકવા માંગું છું તે મુદ્દો આ છે : આ હુમલો શા માટે કરાયો હતો ? એનું સાદું કારણ એ છે કે જંગલની અમુક જમીન પોતાને આપવી જોઈએ એવી અરજી મેજિસ્ટ્રેટને કરવાની અસ્પૃશ્યોએ ધૃષ્ટતા કરી હતી. આ ગરીબ લોકોએ એટલો જ ગુનો કર્યો હતો. બીજો એક કેસ છે જે-

માનનીય અધ્યક્ષ : માનનીય સભ્યના પોતાના જ શબ્દો વાપરું, તો હું એમને "ઠંડાગાર" કરવા નથી માગતો, પણ હું તેમને એટલું જ યાદ અપાવું કે એમણે પૂરો

એક કલાક લીધો છે. મને ખાતરી છે કે તેઓ હજી વધુ સમય લેશે. પણ જો તેઓ પોતે કહે છે તેવા કેસોની આવી નાનીનાની વિગતોમાં જશે તો મને લાગે છે કે બીજો એક કલાક પણ પર્યાપ્ત બનશે નહિ, અને હું એ જોવા આતુર છું કે ચર્ચા જલદીથી સમાપ્ત થાય.

**ડૉ. બી. આર આંબેડકર :** મહોદય, મારી દલીલ પૂરી કરવા હું માત્ર બીજી બે જ બાબતોનો ઉલ્લેખ કરવા માગું છું. બીજો એક કેસ જ્યાં અસ્પૃશ્યોને લાગે છે કે રાજ્યના અધિકારીઓ, જે રક્ષણ મેળવવાનો તેમને હક છે તે આપવામાં નિષ્ફળ ગયા છે તે કેસ છે અકુશી ગામનો. આ ગામમાં જે બન્યું તે આ છે. આ ગામ સતારા જિલ્લાના વાઈ તાલુકામાં આવેલું છે. હકીકતો બહુ સાદી છે. એ ગામમાં અસ્પૃશ્યો અને સ્પૃશ્ય હિંદુઓ વચ્ચે કંઈક ઝઘડો થયો. અસ્પૃશ્યો અને સવર્ણ હિંદુઓ પરસ્પર વિરોધી થઈ ગયા. પરંતુ અસ્પૃશ્યોએ નક્કી કર્યું કે તેઓ એકાદશીના દિવસે દેવદર્શન માટે જશે. સવર્ણ હિંદુઓએ તેઓનો બહિષ્કાર કર્યો હોવાથી તેઓ નહોતા ઇચ્છતા કે અસ્પૃશ્યો દેવદર્શન માટે જાય. આમ છતાં અસ્પૃશ્યો ગયા. પરિણામે ગામના પટેલે ગામના બીજાઓ સાથે મળીને દેવદર્શન માટે ગયેલા અસ્પૃશ્યો પર હુમલો કર્યો. હંમેશા બને છે તેમ અસ્પૃશ્યોએ ગામના પટેલ વિરુદ્ધ ફરિયાદ દાખલ કરી. પરિસ્થિતિ આવી થઈ; પટેલને લાગ્યું કે પોતે દોષિત હતો. તેના વિરુદ્ધ સમન્સ કાઢવામાં આવ્યો. તે નાસી ગયો અને સમન્સ ન લીધો. પણ એ સમન્સ એના દરવાજે ચોંટાડવામાં આવ્યો. તે ત્રણ મહિના સુધી ફરાર રહ્યો. આખરે એ પાછો આવ્યો અને કાયદાએ પોતાનું કાર્ય બજાવ્યું. આ કેસમાં પણ જે મેજિસ્ટ્રેટે કેશ ચલાવ્યો તેમણે જે આરોપી ત્રણ મહિના સુધી નાસતોફરતો રહ્યો અને જે દોષિત હતો તે પુરું જાણતા હોવા છતાં તેને છોડી મૂકયો.

બીજો એક કેસ જેનો હું ટૂંકો ઉલ્લેખ કરીશ તે કેસ છે પૂના જિલ્લાના મુલશી પેટામાંના થાટવાડી ગામનો. એ કેસમાં જે બન્યું તે આવું હતું આ એક ઇનામી ગામ છે.

કોકે ઇનામદારનાં બે કે ત્રણ વૃક્ષો કાપી નાખ્યાં હતા. ઇનામદાર પોલીસ ફરિયાદમાં એવું જણાવ્યું કે મહારોએ તેનાં વૃક્ષો કાપ્યાં હતાં અને લાકડું ચોરી ગયા હતા. જેણે તપાસ કરી તે પોલીસ અધિકારીએ મેજિસ્ટ્રેટની કોર્ટમાં ચાર વ્યક્તિઓ પર કેસ માંડયો.

આરોપીના વકીલે સરકારી વકીલને બનાવટી પ્રથમ બાતમી અહેવાલ રજૂ કરવા જણાવ્યું અને ચાર મહારોનો નામ આરોપી તરીકે દાખલ કર્યાં જો કે મૂળ કોઈ નામ જણાવ્યું નહોતું તેમ છતાં. સદ્‌ભાગ્યે, મહારોને છોડી મૂકવામાં આવ્યા પણ હકીકત એ રહે છે કે જેમણે આ અસ્પૃશ્યોને રક્ષણ આપવું જોઈએ તે પોલીસ અધિકારીઓએ પણ તેઓને આવા કેસોમાં સંડોવવા માટે બનાવટી પુરાવો ઊભો કર્યો હતો.

મહોદય, હવે હું વધુ દાખલા નહિ આપું મને લાગે છે કે આ વાત હવે કંટાળજનક લાગે છે. મને તો તેનાથી કંટાળો જ આવે છે. મને લાગે છે કે એકંદરે હિંદુઓને કશી પડી નથી. તેઓ તો આ વાત હસવામાં કાઢી નાખે છે. તેઓ તો માત્ર એટલું જ વિચારે છે કે આ દેશમાં સમસ્યા માત્ર હિંદુઓ અને મુસ્લિમો વચ્ચેની જ છે. હું તેઓને કહેવા માંગું છું કે આ એનાથીય વધુ ગંભીર સમસ્યા છે અને માત્ર હિંદુઓ જ નહિ પણ રાજ્યો પણ આ લોકોની પૂરતી પરવા કરી નથી. મેં રજૂ કરેલા બે સુધારાના ટેકામાં કોઈ દલીલની જરૂર હોય તો એટલી જ છે કે ઘડવામાં આવે તેવા કોઈ પણ સંવિધાનમાં અસ્પૃશ્યો માટે પૂરતી સાવચેતી રાખવી જોઈશે. મને લાગે છે કે મેં હમણાં ગૃહ સમક્ષ રજૂ કરેલી દલીલો જોઈએ તે કરતાં વધુ પર્યાપ્ત ગણાશે. મને ખબર છે કે બીજા પક્ષે અમુક પ્રમાણનો પ્રતિભાવ છે. માનનીય ગૃહમંત્રીએ રજૂ કરેલા બે સુધારા અંગે મારે એમને સ્પષ્ટ કહેવું જોઈએ કે હું એ સુધારા સ્વીકારી શકું એમ નથી. અને હું ગૃહને કહીશ કે હાલમાં મારા સુધારા જોતાં હું એમના સુધારા કેમ સ્વીકારી શકતો નથી.

માનનીય ગૃહમંત્રીનો પહેલો સુધારો એવી મતલબનો છે કે સંવિધાનમાં લઘુમતીઓના રક્ષણ માટેની સાવચેતીઓની જોગવાઈ કરવામાં આવશે. જે સ્થિતિ હું આપનાવું છું તે સરળ છે અને તે આવી છે : અમારે સાવચેતીઓ જોઈએ છે એટલું જ નહિ પણ એ સાવચેતીઓ અમને સંતોષ આપે તેવી પણ હોવી જોઈએ. એ મૂળભૂત મુદ્દો છે. માનનીય ગૃહમંત્રી સ્પષ્ટ રીતે માને છે કે તેઓ અસ્પૃશ્યોના ટ્રસ્ટી છે અને એક ટ્રસ્ટી તરીકે તેઓ સંવિધાનમાં અમુક જોગવાઈઓ કાયદારૂપે દાખલ કરી શકશે જે, તેઓના અનુસાર, લઘુમતીઓના અધિકારોના રક્ષણ માટે પૂરતી બનશે. હવે હું કહેવા માંગુ છું કે હું સ્થિતિનો વિરોધ કરું છું મારો કોઈ ટ્રસ્ટી નથી; હું ખુદ મારો ટ્રસ્ટી છું. તેઓ ભલે પોતાનું સંવિધાન ઘડે, પણ અમે અમારો અધિકાર માગીશું જ.

તેઓ ગમે તેવી જોગવાઈઓ કરે પણ અમારા માટેની એ સાવચેતીઓ દલિતોના પ્રતિનિધિ દ્વારા પ્રમાણિત કરાવી જોઈશે કે તે પૂરતી છે. તેઓની પર્યાપ્તપણાની વ્યાખ્યા મને સંતોષ નહિ આપે, અને એ જ કારણે હું, મારા વિદ્વાન મિત્રે રજૂ કરેલો સુધારો સ્વીકારી શકું એમ નથી.

બીજા સુધારા અંગે, બેશક માનનીય ગૃહમંત્રી સામે ચાલીને અડધે રસ્તે મળવા સંમત થયા છે. તેઓ માન્ય કરવા તૈયાર થયા છે કે દેશના રાજકારભારમાં લઘુમતીઓને અવાજ હોવો જોઈએ. ત્યાં પણ મને જણાય છે કે તેમની અને મારી વચ્ચે અમુક પ્રમાણમાં મતભેદ છે. મારો બીજો સુધારો ખૂબ ઇરાદાપૂર્વક શબ્દસ્વરૂપ પામ્યો છે. મેં "મૂળભૂત અધિકાર" એ શબ્દો વાપરવાની ખાસ કાળજી લીધી છે, અને હું મારી સ્થિતિ અમુક અંશે સ્પષ્ટતા કરવા માગું છું કે શા માટે મેં "મૂળભૂત અધિકાર" એ શબ્દપ્રયોગનો ઉપયોગ કર્યો છે. સંવિધાનના અમલ દરમિયાન એક બાબત જે મેં પિછાણી છે તે આ છે : આપણે તે કબૂલ કરીએ કે ન કરીએ પણ આ દેશની રાજકીય સ્થિતિ ચાતુર્વર્ણ્યનું પ્રતિબિંબ પાડે છે. એ પધ્ધતિમાં સિધ્ધાંત આ હતો; ક્ષત્રિયો રાજ કરે, બ્રાહ્મણો સલાહ આપે; વૈશ્યો વેપાર ખેડે પણ શૂદ્રો અથવા આદિ શૂદ્રો સેવા કરે. જૂના સમયમાં એ સ્થિતિ હતી. મને જણાય છે કે રાજકારણમાં એ સ્થિતિમાં કંઈક અંશે પરિવર્તન થયું છે. વૈશ્ય વેપાર નથી ખેડતો. જો તે વેપાર કરે છે તો માત્ર રાજકારણમાં વેપાર કરે છે. (હસાહસ). તેમ છતાં એક બાબત અફર રહી છે, અને તે એકે શૂદ્રોને આ દેશના રાજકારણમાં કશો ભાગ ભજવવાનો નહિ મળે. આ દેશમાં હું જે સ્થિતિ જોઉં છું , સમગ્ર ભારતભરમાં રચાયેલાં જુદાજુદાં મંત્રીમંડળોની રાજકીય રચના હું જોઉં છું તેના પરથી મારા ધ્યાનમાં એક વાત એ આવી છે કે જ્યારે અસ્પૃશ્યો સામાજિક રીતે શૂદ્રો કે આદિ શૂદ્રો છે ત્યારે કૉંગ્રેસ સરકાર - જો કૉંગ્રેસ સરકાર નહિ તો સ્થિતિની અનિવાર્યતા-એવી છે કે આખરે તેના પરિણામે અમે રાજકીય રીતે શૂદ્રો બની જઈશું. હું આ સહન નહિ કરું. એ સ્થિતિને જડમૂળથી ઉખેડી નાખવા માટે હું મારા લોહીના છેલ્લા બુંદ સુધી લડી લઈશ (મોટા આવજો - સાંભળો, સાંભળો.). હું એ નહિ સાંખી લઉં, જો સામાજિક અંકુશમાં, આર્થિક અંકુશમાં અને ધાર્મિક અંકુશમાં જે હિંદુઓ મારા પર ભોગવે છે, તેમાં રાજકીય અંકુશ પણ ઉમેરવામાં આવે. હું એને હરગિજ સાંખી નહિ લઉં. હું ફરીથી જણાવવા માંગું છું કે એવું હું કદી થવા નહિ દઉં. શાસક વર્ગનું અલ્પજન શાસન સ્થાપવાના હેતુ માટે રાજકારણને વિકૃત કરવામાં આવે એના સામે

અમે પૂરું જોર લાગાડીને લડી લઈશું. હું તેવું થવા નહિ દઉં. હું ફરી કહું છું કે હું એવું સંવિધાન માન્ય નહિ રાખું. જેનો અર્થ તેઓના માટે સ્વાતંત્ર્ય હોય અને મારા પર તેઓનું સામ્રાજ્ય હોય. હું એવું સંવિધાન માન્ય નહિ રાખું જેમાં હું મુક્ત નહિ હોઉં અને હું તેમનો સમાન ભાગીદાર નહિ હોઉં. હું તેવું કોઈ પણ ભોગે નહિ થવા દઉં. મહોદય, હું જાણું છું મારા શબ્દો કડક છે. પરંતુ હું માનનીય મુખ્યમંત્રીને યાદ દેવડાવા માંગુ છું કે મારા શબ્દો, અલ્સ્ટરવાસીઓએ આયર્લેન્ડ સંબંધી વાપર્યા હતા તે શબ્દો કરતાં વધુ કડક નથી. હું જાણું છું કે આ દેશમાં નાની કોમની વ્યક્તિ જયારે તેની કોમના અધિકારો માટે લડવા તૈયાર થાય છે ત્યારે આખું ટોળું તેની સામે ઊભું રહી જાય છે અને તેને કોમવાદીનું આડનામ આપી દે છે, તેને ભારતવિરોધીનું આડનામ આપી દે છે અને તેને આ દેશના વિનાશ માટે કામ કરતા કોઈ નોકરશાહીના અમલદારના હાથમાં રમતા પૂતળાનું આડનામ આપી દે છે. મહોદય, હું આવું વલણ આપનાવતા આ ટોળાને ચેતવણી આપવા માંગું છું; હું કહું છું કે આ દેશમાં લઘુમતીઓ જે વલણ અપનાવે છે તે અલ્સ્ટરવાસીઓએ લીધેલા વલણ કરતાં કંઈ કેટલાંય ગણું વધું સારું છે, વધુ ઉદાર છે. અલ્સ્ટરવાસીઓનું વલણ કેવું હતું ? દક્ષિણ આઈરિશ રાષ્ટ્રવાદીઓ અને અલ્સ્ટરવાસીઓને એકસાથે લાવવા માટે બંકિંગહામ પેલેસમાં ૭માં રાજા એડવર્ડની સૂચનાથી યોજાયેલા સંમેલનની કાર્યવાહી વાંચ્યાનું મને યાદ છે. પ્રશ્ન એ હતો કે અલ્સ્ટરને દક્ષિણ આઈરિશ માણસોના બહુમતી શાસન હેઠળ લાવવું જોઈએ કે કેમ. દક્ષિણ આયર્લેન્ડમાંનાં રાષ્ટ્રવાદીઓએ અલ્સ્ટરવાસીઓ સમક્ષ મૂકેલી દરખાસ્તો કેવી હતી ? ઘણા લોકોને કદાચ એ ઈતિહાસની ખબર નહિ હોય. જેઓને એની ખબર હશે તેઓ એ જાણતા હશે કે આઈરિશ રાષ્ટ્રવાદી પક્ષના નેતા શ્રી જહોન રેડમંડે કાર્સોનાઈટ લોકોને સંવિધાન હેઠળ આવી જવા લલચાવવા માટે તેનાથી બનતા તમામ શ્રેષ્ઠ પ્રયાસો કર્યા. તેણે કહ્યું, "તમારે જેટલું જોઈએ તેટલું મહત્ત્વ તમે માગી શકો છો; મને એનો વાંધો નથી." આપણે એવા ભ્રમમાં નહિ રહેવું જોઈએ કે મહત્ત્વ આપવાની વાત માત્ર ભારતમાં જ કરવામાં આવે છે; મહત્ત્વ આપવાની વાત મોટા પાયે આયર્લેન્ડમાં કરવામાં આવતી હતી, અને રેડમંડ, અલ્સ્ટરવાસીઓને મહત્ત્વ આપવા તૈયાર થયો હતો. અલ્સ્ટરવાસીઓ પ્રત્યે કોઈ પણ પ્રકારનો ભેદભાવ રાખવામાં આવે તેને નિવારવા માટે કોઈ અધિકારીને બંધારણમાં સત્તા આપવા પણ તે તૈયાર હતો. આઈરિશ રાષ્ટ્રવાદીઓ અલ્સ્ટરવાસીઓ માટે કરવા તૈયાર હતા તેવી વધુ જોગવાઈ

આ હતી; કે જો ૧૦ વર્ષ પછી અલ્સ્ટરના લોકોને એમ જણાય કે જેઓ બેશક બહુમતીમાં કહેનાર છે એવા દક્ષિણ આઈરિશવાસીઓ તેમની સત્તાનો દુરુપયોગ કરે અને અલ્સ્ટર દેશના પ્રોટેસ્ટન્ટો સાથે દુર્વર્તન કરે અને તેમને હેરાન કરે તો અલસ્ટરવાસીઓને બંધારણને ફગાવી દેવાનો અધિકાર રહેશે. મહોદય, એ જોગવાઈઓ પ્રચંડ હતી. આવી ઓફર સામે અલ્સ્ટરવાસીઓનો ઉત્તર કેવો હતો ? અલ્સ્ટરવાસીઓએ રેડમંડને આપેલો ઉત્તર આ હતો : "ચૂલામાં જાય તમારી સાવચેતીઓ. તમે અમારા પર શાસન ભોગવો તેવું અમે માગીએ જ નહિ." શું આપણે એવું કહી શકીએ છીએ ખરા ? મેં જે વાતો ફરી કહી બતાવી છે તે જોતાં શું મને એવું કહેવાનો હક નથી કે, "ચૂલામાં જાય તમારી સાવચેતીઓ. તમે અમારા પર શાસન ભોગવો તેવું અમે માગીએ જ નહિ ?" હું એવું નથી કહેતો. હું એમ કહું છું :" મને મારી સાવચેતીઓ આપો, જે મારા મતે જરૂરી હોય; અને તમારી લોકશાહી તમારી પાસે રાખી શકો છો". મને ખાતરી છે કે સ્થિતિ આવી છે અને કોઈને પણ તે અંગે તકરાર હોય નહિ.

અંતમાં હું એક શબ્દ કહીશ. હું જાણું છું મારી સ્થિતિને દેશમાં સાચી રીતે સમજવામાં આવી નથી. તે અંગે ઘણીવાર ગેરસમજ ફેલાયા કરી છે. તેથી, મારી સ્થિતિ અંગે સ્પષ્ટતા કરવાની આ તક હું ઝડપી લઉં છું. મહોદય, હું એમ કહું છું જયારે જયારે મારાં અંગત હિત અને એકંદરે દેશનાં હિત વચ્ચે સંઘર્ષ થયો છે ત્યારેત્યારે મેં હંમેશાં દેશના હકદાવાને મારા પોતાના અંગત હકદાવા કરતાં વધુ મહત્ત્વ આપ્યું છે (સાંભળો, સાંભળો). મેં અંગત લાભનો માર્ગ કદીપણ અપનાવ્યો નથી. જો મેં મારી બાજીનાં પત્તા સારી રીતે નાખ્યાં હોય તો બીજા કરે છે તેમ હું કોઈ બીજી જગ્યાએ હોત. હું તેના વિષે કશુંય કહેવા માગતો નથી, પણ મેં એવું કર્યું નથી. ગોળમેજી પરિષદમાં મારી સાથે જે સાથીદારો હતા તેઓ, મને ખાતરી છે કે, હું કહું છું તેને ટેકો આપશે-કે જયાં સુધી દેશની માગણીઓને સંબંધ છે તેટલા પૂરતું મેં કદીય પારાઠેનાં પગલાં ભર્યાં નથી. પરિષદમાં હતા તેવા ઘણા યુરોપિયન સભ્યોને ખરેખર મુંઝવણ થઈ હતી કે હું પરિષદનો એક પ્રશ્ન પૂછી મૂંઝવનારું બાળક હતો. પરંતુ, આ દેશના લોકોનાં મનમાં હું એવો સંદેહ પણ રહેવા દેવા માગતો નથી કે મારે બીજી પણ એક વિશ્વાસુ ફરજ છે જેની સાથે હું પ્રતિબધ્ધ છું અને જેને હું કદીપણ ત્યાગી શકું નહિ. એ વિશ્વાસુ ફરજ અસ્પૃશ્યોની કોમ પરત્વેની છે, જેમાં હું જન્મ્યો છું, જેનો

હું એક ભાગ છું અને મને આશા છે કે હું તેને કદી પણ તરછોડીશ નહિ. અને હું આ ગૃહને આ વાત શક્ય તેટલી મજબૂત રીતે કહુ છું કે જ્યારેજ્યારે દેશના અને અસ્પૃશ્યોના હિત વચ્ચે સંઘર્ષ થશે ત્યારેત્યારે, મારા પૂરતું તો, અસ્પૃશ્યોનાં હિતનું સ્થાન દેશનાં હિત કરતાં અગ્રિમ રહેશે. હું જુલમગાર બહુમતીને ટેકો નથી જ આપવાનો માત્ર એજ કારણસર કે તે દેશના નામે વાત કર્યા કરે છે. એ પક્ષને ટેકો હરગિજ નથી આપવાનો કારણકે તે દેશના નામે વાત કર્યા કરે છે. હું એવું નહિ જ કરું અહીં અને સર્વત્ર સૌ સમજી લે કે મારી સ્થિતિ એ જ છે. દેશ અને મારી વચ્ચે દેશ અગ્રિમ સ્થાને રહેશે; દેશ અને દલિતો વચ્ચે દલિતો અગ્રિમ સ્થાને રહેશે-દેશને અગ્રિમ સ્થાન નહિ મળે. મારા આ બે સુધારા અંગે મારે જે કહેવું હતું તે આટલું જ.

હવે, બીજા સુધારાઓની બાબતમાં હું ગૃહને રોકી રાખવા માગતો નથી. જે કંઈ વ્યવસ્થા કરવાની હોય તે પ્રાંતિક સરકારોની સંમતિથી કરવી જોઈએ એવું ઠરાવના જે ભાગમાં કહેવાયું છે તે ભાગ અંગે માનનીય મુખ્યમંત્રીએ કરેલી ટકોર પ્રત્યે મને આશ્ચર્ય થયું છે. હું જાણું છું કે મારા માનનીય મિત્ર શ્રી મુકાદમે રજૂ કરેલા ઠરાવની તેમને જાણ ન હતી, કારણકે મને લાગે છે કે તેવા ભાગોને કમી કરવાના છે. તેથી, ઠરાવના તે ભાગ અંગે હું કશી ટીકાટિપ્પણ નહિ કરું, જો કે મારે કહેવું જોઈએ કે ઠરાવના આ ભાગ સાથે હું સૈદ્ધાન્તિક દ્રષ્ટિએ સંમત થતો નથી.

હવે મહોદય, બેસી જતાં પહેલાં, ગૃહ સમક્ષ છે તેવા બીજા સુધારાઓ અંગે હું એકાદ બે શબ્દ કહીશ. એમ કરવામાં હું પ્રથમ માનનીય સભ્ય વિરોધ પક્ષના નેતાએ રજૂ કરેલા સુધારાનો ઉલ્લેખ કરીશ. તે સુધારા અંગે હું મુખ્યમંત્રીને એક બાબતની નોંધ લેવાની વિનંતી કરીશ જેની નોંધ મને લાગે છે તેમણે નથી કરી. એ સાચું છે કે વિરોધપક્ષના નેતા તેમના સુધારમાં કહે છે કે લોકશાહી નિષ્ફળ ગઈ છે. પરંતુ મહોદય, વિરોધપક્ષના નેતાના સુધારા પર પોતાની ટીકાટિપ્પણી કરવામાં મુખ્યમંત્રી એક મુદ્દો નોંધે તેવી હું ઇચ્છા રાખું છું અને તે મુદ્દો આ છે. આપણે હમણાં જોઈએ છીએ કે તેઓ લોકશાહીની વિરુદ્ધ છે; પરંતુ મહોદય, તેઓ સ્વરાજની વિરુદ્ધ હોઈ શકે નહિ. ગમેતેમ તોય લોકશાહી, સરમુખત્યારશાહી, પ્રજાતંત્રવાદ- આ તમામ શાસનનો સ્વરૂપો છે; તે તમામ સ્વરાજ હેઠળ આવે છે. જ્યાં સુધી માનનીય સભ્ય વિરોધ પક્ષના નેતા એવો મત ધરાવતા નથી કે આ દેશ સ્વરાજ માટે હકદાર નથી ત્યાં સુધી મને લાગે

છે કે વાપરવામાં આવેલી કમનસીબ ભાષા પર વધુ પડતું કલંક લગાડવું જોઈએ નહિ. ગમે તેમ હોય તેઓ આપણી સાથે છે.

અને હું એ નથી સમજતો કે મારા માનનીય મિત્ર મુખ્યમંત્રી શા માટે એવો આગ્રહ રાખે છે કે લોકશાહી એ જ એકમાત્ર ઉકેલ છે. ત્રિપુરી કોંગ્રેસ વખતે માનનીય મુખ્યમંત્રીના નેતાઓનાં પ્રવચનો વાંચ્યાં હોવાનું મને યાદ છે. કમનસીબે, મારી પાસે જે પુસ્તક હતું તે હું આજે લાવવાનું ભૂલી ગયો છું. પણ જે થયું તે સારું જ થયું, કારણકે હું સમય બચાવી શકયો, પણ મને લાગે છે કે ત્રિપુરી કોંગ્રેસ વખતે માનનીય મુખ્યમંત્રીના મિત્રો, પંડિત ગોવિંદ વલ્લભ પંત, શ્રી રાજગોપાલાચારી, પંડિત જવાહરલાલ નહેરુ અને એ બધા મુસોલિની અને હિટલરનાં ગુણગાન ગાતા હતા-

**માનનીય શ્રી મોરારજી દેસાઈ :** કયારે ?

**ડૉ. બી. આર .આંબેડકર :** જો એનો પુરાવો જોઈતો હોય તો તે હું થોકબંધ રજૂ કરવા તૈયાર છું. હકીકતમાં તો હું પુસ્તક લાવવા માગતો હતો પણ હું તે લાવવું જ ભૂલી ગયો.

**માનનીય શ્રી બી.જી.ખેર :** હું તે વખતે ત્યાં હાજર હતો, અને મેં પણ પ્રવચનો સાંભળ્યાં હતાં. માનનીય સભ્ય જે કહે છે તે સાચું નથી.

ડૉ. બી.આર.આંબેડકર : હું દિલગીર છું, હમણાં મારી પાસે એ પુસ્તક નથી. જો મારી પાસે તે હોત, તો આપણે એ મુદ્દાનો અહીં જ ફૈસલો લાવી દઈ શકત.

માનનીય અધ્યક્ષ : હવે તેના માટે સમય નથી-

**ડૉ. બી.આર. આંબેડકર :** હું જે કહું છું તે આટલું જ છે કે જયાં સુધી ભારતના લોકોને સ્વરાજ મળ્યું હોય, પણ મે સ્વરાજ લોકશાહીનું સ્વરૂપ લે કે પછી તે સરમુખત્યારશાહીનું સ્વરૂપ લે કે પછી તે કોઈ બીજું સ્વરૂપ લે, તે એક વિગતોની બાબત છે જેના વિષે કશી તકરાર હોવી જોઈએ નહિ. અને તેથી મારી રજૂઆત એ છે કે: મેં કહ્યું તેમ જે ઠરાવ કંઈક અંશે કમનસીબ શબ્દોમાં પ્રયોજાયો છે તેનો નિર્ણય કરવામાં તેમનાં ઇરાદાને ખોટી રીતે સમજવો જોઈએ નહિ.

પ્રગતિ પક્ષે રજૂ કરેલા સુધારાની બાબતમાં, તેઓએ રજૂ કરેલા સુધારા અંગે તેઓને બિરદાવવા જોઈએ એમ કહેવામાં હું મુખ્યમંત્રીની સાથે છું, અને તેઓના ઠરાવના મુખ્ય આધાર સાથે હું સંમત થાઉં છું. તેમ છતાં, એવો એક સુધારો છે જેને હું કોઈ પણ ટેકો આપી શકું નહિ, અને તે ઠરાવ એવો મતલબનો છે કે આ ગૃહ આ મંત્રીમંડળના રાજીનામું આપવાના આશયને બહાલ રાખે છે-અથવા એવી જ કોઈ મતલબનો. હવે મહોદય, હું જે કહેવા માગું છું તે આ છે. મારા માનનીય મિત્ર મુખ્યમંત્રી સંમત થશે- તેઓ કોઈ પણ રાજકારણી થઈ શકે એટલા જ સારા રાજકારણી છે-કે આ ખરેખર તેઓના પક્ષીય રાજકારણની બંધારણ સમિતિની બાબત છે. ગૃહે નિર્ણય કરવાની એ બાબત નથી. મંત્રીમંડળે જવું જોઈએ કે ન જવું જોઈએ એ તેઓના પક્ષે નકકી કરવાની બાબત છે. તેઓ જતા રહેવા માટે મારી મંજૂરી શા માટે માગે છે ?

**માનનીય શ્રી બી. જી. ખેર :** હું એ નથી કહેવા માગતો.

**ડૉ.બી.આર.આંબેડકર :** તેઓને તેની શી શરૂર છે ? હું તેઓની સમક્ષ એક બીજો કોયડો મુકું છું. ધારોકે હું એમ કહેતો સુધારો રજૂ કરું કે હું બોલાવું નહિ ત્યાં સુધી મંત્રીમંડળે પાછું આવવું જોઈએ નહિ, તો શું તેઓ તે સ્વીકારશે ? મને ખાતરી છે કે તેઓ પોતાની જાતને એ બાબતમાં બાંધી નહિ લે. જતા રહેવા માટે જો તમે મારી મંજૂરી માગતા હો તો, મારી મંજૂરી પર આધારિત હોય એવા પુનઃપ્રવેશ પણ જો તમે કરશો તો એ તો મને કંઈક માન આપ્યું ગણાશે. પણ તમે એવું નહિ કરો, અને તે સુધારાનો વિરોધ કરવા હું અંતઃકરણથી બંધાયો હોવાનું મને લાગે છે.

મહોદય, મને આપ સૌએ સાંભળ્યો તે બદલ આપ સૌનો આભાર. (પ્રશંસા)

**માનનીય અધ્યક્ષ :** સમય-કાપની મારી અપીલ હું ફરીથી કરું છું. માનનીય ડૉ.આંબેડકર દોઢ કલાક લીધો છે. હું આશા રાખું છું કે બીજા માનનીય સભ્યો તેઓનો સમય ટૂંકાવશે.

**ડૉ. બી. આર. આંબેડકર :** મહોદય, હું માફી માંગું છું.

● ● ●

# ૪૭

# યુદ્ધમાં ભાગ લેવા અંગે : ૩

**માનનીય શ્રી બી.જી. ખેર :** આપ ઈચ્છો છો તેટલો જલદી હું પ્રયાસ કરીશ અને પુરું કરીશ.

મહોદય, માનનીય ડૉકટરે આવરી લીધેલા સમગ્ર ક્ષેત્રની વાત હું નહિ કરું. હું તેમની સાથે સંમત છું હરિજનોને થયેલા અન્યાયો વિશે એ જે કહે છે તેના સાચાપણા અંગે હું સંમત છું, કારણકે આ દેશમાં તેમની કોમના સભ્યોને કરવામાં આવેલા અન્યાયોના એ તમામ દ્રષ્ટાંતોનો ઈન્કાર કરવાનું મારા હેતુ માટે જરૂરી નથી. એ ખરેખર એવા અન્યાયો છે જેનો ખૂબખૂબ લાંબા સમય સુધી આપણા ગજા પ્રમાણેનો શ્રેષ્ઠ ઉપાય શોધવાનો આપણે પ્રયાસ કર્યો છે.

માનનીય સભ્યે એ નહિ કહ્યું કે ઉપાય શો હતો; એ બાબતમાં એમના પ્રવચનમાં કશો ઉલ્લેખ નહોતો. બીજા વક્તઓએ જણાવ્યું છે તે પ્રમાણે એ સંગમનેર કેસમાંનો ચુકાદો હોય કે પછી તેમણે અહીં વાંચી સંભળાવેલા એકસોને એક કેસો હોય પરંતુ એનો એકમાત્ર ઉપાય એ જ છે કે આપણે યોગ્ય સ્વરૂપની સરકાર હોવી જોઈએ; અને તેવા સ્વરૂપની સરકાર આ દેશમાં માત્ર લોકશાહી જ હોઈ શકે જેમાં લઘુમતીઓ માટેની ઉચિત સાવચેતીઓની જોગવાઈ હોઈ શકે-અને આ મુદ્દા પર આપણે સંમત છીએ. મહોદય, આપણે માનનીય સભ્યનો આભાર માનીએ છીએ કે એમણે આપણને અલ્સ્ટરવાસીઓની જેમ એવું નહિ કહ્યું કે, "ચૂલામાં જાય તમારી સાવચેતીઓ; તમે અમારા પર શાસન ભોગવો તેવું અમે માગીએ જ નહિ." તેઓ એવું કહેવાના ન હતા, અને હું તે અંગે તેમની કદર કરું છું. પરંતુ એમણે જે વિધાન કર્યું અને પૂરી નિખાલસતાથી તે એમાં માને છે. તેની હું કદર કર્યા વિના રહી શક્તો નથી- તેમણે

કહ્યું : મારી અને દેશની વચ્ચે, દેશ અગ્રિમસ્થાને છે." હું તેમનું આ બાબતમાં સમર્થન કરું છું અને તેમણે જે કહ્યું છે તેના દરેક શબ્દને હું ટાંકીશ. હું માનનીય સભ્યની જિંદગીથી અને કારકીર્દીથી પરિચિત છું; અને હું કહી શકું છું કે આ તદ્દન સાચું છે. દેશના ભલા ખાતર પોતાની અંગત પ્રગતિને ગૌણ બનાવી દેવા તેઓ સદાય તત્પર રહ્યા છે. તેઓ કહે છે; દલિતો અને દેશની વચ્ચે, દલિતો એમને મન અગ્રિમસ્થાને છે."

**ડૉ. બી.આર.આંબેડકર :** ચોક્કસ જ વાત.

માનનીય બી.જી.ખેર : તેમણે એવું કહ્યું છે; તેઓ એનો ઈનકાર નથી કરતા. મારો ઝઘડો તો તેઓના પેલા વિધાન અંગે છે, કારણકે કોઈ ભાગ તેના સમગ્ર અસ્તિત્વ કરતાં મોટો કદી હોઈ શકે જ નહિં. એક અખિલાઈમાં એક ભાગ સમાઈ જવો જોઈએ.

**ડૉ.બી.આર.આંબેડકર :** હું કંઈ એવી કોઈ અખિલાઈનો એક ભાગ નથી ; હું એક ભાગ છું ખરો પણ સાવ સ્વતંત્ર ભાગ છું.



# પરિશિષ્ટ ૧
# જન્મ-નિયંત્રણ માટેના ઉપાયો અંગે

**મી. પી.જે. રોહમ** (એહમદનગર દક્ષિણ) : મહોદય, હું રજૂ કરવાની રજા માગું છું.

"આ સભા સરકારને ભલામણ કરે છે કે કૌટુંબિક એકમો મર્યાદિત રાખવાની તાકીદની જરૂરિયાત જોતાં, સરકારે પ્રાંતની આમજનતામાં જન્મ-નિયંત્રણની તરફેણમાં સઘન પ્રચાર કરવો જોઈએ અને જન્મ-નિયંત્રણના અમલ માટેની પૂરતી સગવડોની જોગવાઈ કરવી જોઈએ."

**મી.પી. જે રોહમ** (ગૃહને મરાઠીમાં સંબોધન કર્યું) : શિક્ષિત વર્ગે, અત્યાર સુધીમાં, જન્મ-નિયંત્રણની જરૂરિયાત પિછાણી છે અને સદ્‌ભાગ્યે આપણા દેશના નેતાઓ પણ મુદ્દા પર સર્વસંમતિ ધરાવે છે. પંડિત જવાહરલાલ નહેરુ, સર રવીન્દ્રનાથ ટાગોર અને શ્રીમતી સરોજિની નાયડુ જન્મ-નિયંત્રણ માટેની પ્રવૃત્તિના મહત્ત્વ અને તાકીદને સારી રીતે જાણે છે અને તેઓ ગર્ભનિરોધકોની તરફેણમાં છે. ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ બાબુ સુભાષચંદ્ર બોઝે એમના પ્રમુખીય પ્રવચનમાં કહ્યું :

"જો વસ્તી કૂદકે ને ભૂસકે વધતી રહી, તો તાજેતરમાં થયું છે તેમ, આપણી યોજનાઓ કકડભૂસ કરતી જમીનદોસ્ત થઈ જશે."

મહાત્મા ગાંધીએ પણ લાંબા સમય અગાઉ નીચે પ્રમાણે લખ્યું છે :

"આ ભૂમિ પર જન્મો અંગે સાંભળીને મને જે દુ:ખ થાય છે તે મારે વાચકોથી છુપાવવું જોઈએ નહિ."

જે વ્યક્તિઓ શારીરિક રીતે, માનસિક રીતે કે આર્થિક રીતે અપંગ હોય તેમને ત્યાં જન્મેલાં બાળકોથી થતા નુકસાનનો પૂરતો ખ્યાલ બહુ થોડાને હોય છે. માતાપિતા તેમજ સમાજ એ બંનેને પણ બહુ જડ વેઠવું પડતું હોય છે. આવાં બાળકો જન્મતાં અટકાવવાથી બાળજન્મ વખતે મૃત્યુ પામતી માતાઓનો મૃત્યુદર ઘટશે અને બાળજન્મની સાથે થતા રોગો, બાળમૃત્યુનું પ્રમાણ પણ ઘટી જશે અને ઘણી વ્યક્તિઓને જોઈતી મુખ્ય જરૂરી ચીજવસ્તુઓના અભાવે થતા ઘણા રોગો દૂર થવાથી જાહેર આરોગ્ય સુધરશે, તેમ જ તીવ્ર ગરીબીમાં સબડતી વ્યક્તિઓ દ્વારા કરાતા ગુનાઓ પણ કાબૂમાં આવશે અને સમાજના આધ્યાત્મિક વિકાસ માટેની પૂરેપૂરી તક આપીને સમાજની સર્વાંગી ઉન્નતિ પણ લાવશે.

હાલના તીવ્ર જીવનસંઘર્ષને કારણે ઘણા લોકો માટે સમયસર લગ્ન કરવાનું અશક્ય બની જાય છે અને આમ થવાથી તેઓ જુદાજુદા રોગો અને આદતોનો શિકાર બની જાય છે. ઘણી સ્ત્રીઓ તેમની રોગિષ્ટ અવસ્થામાં અથવા ઘણી બધી સંખ્યામાં અથવા ખૂબ ઝડપી ગતિએ બાળકોને જન્મ આપવાથી જીવન માટે નકામી બની જાય છે અથવા કેટલીક તો જીવનથી હાથ પણ ધોઈ નાખે છે. વણજોઈતો વંશવેલો અટકાવવા માટે કરાતા ગર્ભપાતના પ્રયાસોને લીધે ભારે સંખ્યામાં સ્ત્રીઓ મૃત્યુ પામે છે. વણજોઈતાં બાળકો તેમની માતાઓ દ્વારા ઘણીવાર ઉપેક્ષા પામતાં હોવાને કારણે સમાજ માટે એક બોજારૂપ બની જાય છે. એટલું જ નહિ પણ રોગિષ્ટ વ્યક્તિઓમાંથી જન્મતાં ખામીભર્યાં બાળકોથી સમાજ વધુ બગડી જાય છે. આ તમામ આપત્તિઓને દૂર કરી શકાતી હોય તો તેને માટે એકમાત્ર ખાસ ઉત્તમ ઉપાય જન્મ-નિયંત્રણ જ છે. જ્યારેજ્યારે સ્ત્રીને કોઈ ગમે તે કારણસર ગર્ભાધાનની ઇચ્છા ન હોય ત્યારે ગર્ભાધાન અટકાવવાની સ્થિતિમાં તે હોવી જોઈએ અને બાળકોને જન્માવવાં કે નહિ તેની પસંદગીનો આધાર સંપૂર્ણરીતે સ્ત્રીઓને હોવો જોઈએ. વણમાગ્યાં બાળકો ઉમેર્યે જવાથી સમાજને કોઈ પણ દ્રષ્ટિએ લાભ થવાનો નથી. માતાપિતાને મન આવકાર્ય હોય માત્ર તેવાં જ બાળકોથી સામાજિક લાભ થઈ શકે છે અને દરેક સ્ત્રી ગર્ભાધાન સાવ સરળ રીતે અટકાવી શકે તેમ કરવું જોઈએ.

ગરીબી જ અનીતિનું મૂળ કારણ છે. ૧૯૩૩માં વિયેના ખાતે કોંગ્રેસ સમક્ષ પ્રોફેસર ડૉ. ટોન્ડલરે વાંચેલા નિબંધમાંથી નીચેના ફકરા પરથી, રહેવાની વ્યવસ્થાના

અપૂરતાપણાના પરિણામે થતું અનિષ્ટ જોઈ શકાશે. પ્રોફેસરે કહ્યું," જર્મનીમાં સરેરાશ દરેક કુટુંબને એક ઓરડી મળે છે ફ્રાન્સમાં અઢી ઓરડી મળે છે, અને ઈંગ્લેન્ડમાં ત્રણ ઓરડી મળે છે. ૧૯૨૫માં બર્લિનમાં ૭૫૦૦૦ કુંટુબોને તેમનાં પોતાનાં મકાનો ન હોતા. પરિણામે બાળકો એક જ ઓરડીમાં જ નહિ પણ એક જ પથારીમાં પુખ્તવયની વ્યક્તિઓ સાથે સૂતાં હતાં. અસ્વચ્છ રહેઠાણોમાં અતિભીડને કારણે ઘણાં બાળકોએ પોતાના જીવ ખોયા હતા. આખો ને આખાં કુટુંબોને ગુપ્ત રોગોનો શિકાર બન્યાં હતાં. છોકરીઓ પુખ્ત થાય તે અગાઉ જ તેમણે સંભોગને તાબે થવું પડતું હતું. માતાપિતા અને તેમનાં બાળકો વચ્ચે અને ભાઈઓ તથા બહેનો વચ્ચે સંભોગ ઘણીવાર થતો હતો. છોકરાઓ ચોરીઓ કરતા શીખી જાય છે અને છોકરીઓ વેશ્યાઓ બની જાય છે. વિયેનામાં આવી જ પરિસ્થિતિ પ્રવર્તે છે. ૧૯૧૯માં, ભાડે આપેલાં મકાનોમાંથી ૧૦ ટકા મકાનોમાં માત્ર એક નાની ઓરડી હતી; ૩૭ ટકા મકાનોમાં એક મોટો ઓરડો હતો અને ૨૩ ટકા મકાનોમાં એક નાની ઓરડી અને એક મોટો ઓરડો હતાં. ચૌદથી અઢાર વર્ષ વચ્ચેની વયનાં બાળકો જેઓ પોતે પોતાનો નિભાવ કરતાં હતાં તેમાંથી વીસ ટકા બાળકોને તેમની પોતાની પથારીઓ ન હતી. નગરો અને ગામડાંની દશા તો એથીયે બદત્તર હતી."

આપણા દેશમાં, મુંબઈ જેવાં શહેરોમાં પણ આવી જ દશા પ્રવર્તે છે. થોડાક અપવાદો બાદ કરતાં એવું જોવામાં આવે છે કે જ્યાં ગરીબી પ્રવર્તતી હોય ત્યાં સદ્‌ગુણ પક્ષાઘાતથી પીડાતો હોય છે. વધુમાં એ જોઈ શકાશે કે જન્મ-નિયંત્રણ વગર ગરીબીને જડમૂળથી ઉખેડી નાખવી લગભગ કેટલું અશક્ય છે. "ભૂખ્યો કયું પાપ નથી કરતો" એ ઉક્તિ સુવિદિત છે.

જ્યારે આપણે આ રીતે સમજ્યાં છીએ કે સર્વાંગી પ્રગતિ માટે જન્મ-નિયંત્રણ એક અનિવાર્ય શરત બની જાય છે ત્યારે આપણે તે લક્ષ્ય સિધ્ધ કરવા માટેનાં સાધન વિચારવાં જોઈએ. જોઈતી સંખ્યાનાં બાળકો મેળવવા જરૂરી હોય તેટલા જ સંભોગાનંદથી સંતુષ્ટ થવું અને બાળકોની જરૂર ન હોય ત્યારે વિષયવાસનાના વિચારોને મનમાંથી જાકારો આપવો એ એક રીત છે. આધુનિક ગર્ભભનિરોધકોનો ઉપયોગ એ બીજી રીત છે. પહેલી રીત જોઈએ તો એ યાદ રાખવું પડશે કે અપરિણિત અવસ્થામાં સંયમ પાળવો શક્ય બની શકે પરંતુ, યુવાન અને તંદુરસ્ત પરિણિત યુગલો એકસાથે રહે

અને પરસ્પર પ્રેમ કરે છતાં વર્ષો સુધી સંયમ પાળે એવી આશા રાખવી એ માનવ-પ્રકૃતિ વિશેનું અજ્ઞાન પ્રદર્શિત કરવા જેવું થાય. ઉપભોગની વસ્તુઓની હાજરીમાં જેઓનાં મન વિચલિત થતાં નથી એવી દ્રઢ સંકલ્પ વયક્તિઓના કેસો બાદ કરતાં, સામાન્ય માનવીઓ આકર્ષણની અસરનો ભાગ બની જ જવાનાં એમાં શંકા નથી. તેથી, દિવસના અજવાળા જેવી આ સ્પષ્ટ હકીકતનો કેટલાક લોકો ઈનકાર કરે એ વિચિત્ર નથી લાગતું ?

કેટલાક દેશો અને યુગોની અનુભવપરથી, જન્મ-નિયંત્રણ માટે આત્મસંયમ તદ્દન નિરર્થક પુરવાર થયો છે. સંયમના હિમાયતીઓ પણ એવો દાવો નથી કરી શકતા કે સામાન્ય વ્યક્તિઓ તેઓની આખી જિંદગી દરમિયાન સંભોગનો તદ્દન ત્યાગ કરી શકે. એકાદ દિવસ માટે પણ સંયમને બાજુએ મૂકીએ તો તેના પરિણામે પણ વાર્ષિક ગર્ભાધાન થાય. આપણે એવું માની લઈએ કે આત્મસંયમથી અમુક વ્યક્તિઓ જન્મ-નિયંત્રણ લાવી શકે છે તોપણ, આપણે એવું તારણ કાઢી શકીએ નહિ કે બીજા લોકો તેઓના પગલે ચાલી શકશે. એ યાદ રાખવું જરૂરી છે કે ખોરાક માટેની રુચિ જેમ જુદીજુદી વ્યક્તિઓમાં અલગઅલગ હોય છે તે જ રીતે સંભોગ માટેની રુચિ પણ વ્યક્તિએ વ્યક્તિએ વધતીઘટતી હોય છે.

હિંદુ ધર્મગ્રંથોમાં જણાવેલા અમુક નિયમોનું કડક પાલન કરવું, કુટુંબ- મર્યાદાના આદર્શની ઉપેક્ષા કરવાની જરૂરિયાત ઊભી કરે છે. દા.ત., "વિષ્ણુ સ્મૃતિ"ના અધ્યાય ૫૪ ના શ્લોક ૮માં અમુક નિર્દિષ્ટ દિવસોએ સંભોગનું ફરમાન કરવામાં આવ્યું છે.

મહોદય, શ્રીમતી સરોજિની મહેતા, એમ.એ.દ્વારા લિખિત ચોપાનિયું માનનીય સભ્યોને મળ્યું છે. હું આખું ચોપાનિયું નથી વાંચવાનો પણ તેમાંથી માત્ર થોડાક ભાગ જ ટાંકીશ :

"જ્યારેજ્યારે જન્મ - નિયંત્રણનો વિષય છેડવામાં આવે છે ત્યારેત્યારે આપણા વિરોધીઓના ગીતનો સૂર એવો હોય છે બ્રહ્મચર્ય એ જ આપણા દેશ માટેનો સર્વોત્તમ વિશિષ્ટ ઈલાજ છે અને પશ્ચિમવાસીઓ તેમના પોતાના કૃત્રિમ ઉપાયો યોજતા હોય તો ભલે એમને એ મુબારક હો. હું આ માનનીય સજ્જનો નમ્રતાપૂર્વક આજીજી કરું છું કે તેઓ આવું મંતવ્ય ક્યાં કારણોસર ધરાવે છે તે જણાવે. એવું કહેવાય છે કે આપણા લોકો આધ્યાત્મવાદી છે, જ્યારે પશ્ચિમવાસીઓ ભૌતિકવાદી છે હવે તો આ

પોપટિયું રટણ સાંભળીસાંભળીને કાન પાકી ગયા છે આપણા લોકો કઈ રીતે આધ્યાત્મવાદી છે ? શું આપણા લોકોએ દુનિયાનો ત્યાગ કર્યો છે અને બાવા બની ગયા છે ? "આ બધી માયા છે." સંસારી જીવનની પ્રત્યેની આસક્તિ છોડી દેવી જોઈએ; એવું વારંવાર બોલ્યા કરવાથી શું લોકો આધ્યાત્મવાદી થઈ શકે ? શું આપણા દરેક ગામમાં શાયલોક નથી જેઓ ગરીબ અને નિર્દોષ દેણદારોનું લોહીમાંસ ચૂસી ખાતા હોય ? શું એવા નીચ શરાફો નથી જેઓ વિધવાઓની થાપણોને હજમ કરી જતા હોય. શું આપણે ત્યાં એવા શેતાનો નથી જેઓએ જેમને ભોળવી હોય તેવી નિરાધાર વિધવાઓને અધમ કૃત્યો ભોગ બનાવીને તરછોડી મૂકી હોય ? શું આપણે એવો દાવો કરી શકીએ ખરા કે આપણા સમાજમાં એવા માણસો નથી કે જેમણે પોતાની શીલવતી અને નિષ્ઠાવાન પત્નીઓને છોડી દીધી હોય અને વેશ્યાઓનાં પડખાં સેવ્યા હોય ? મને એની તદ્દન સમજ નથી પડતી કે આવા સમાજને આધ્યાત્મવાદી કઈ રીતે કહી શકાય જેમાં લગ્નની સોદાબાજીમાં ખરેખર તો નવવધુઓ અને વરરાજાઓનાં વેચાણ જ થતાં હોય ? જેમાં વ્યક્તિ પ્રસંગ પછી તેના નાતભાઈઓને જમણ ન આપે તો તેને નાતબહાર મૂકવામાં આવતી હોય ? જ્યાં પુરુષો તેમની પહેલી પત્નીના મૃતદેહ હજી ચિતા પર બળી રહ્યા હોય તે જ વખતે બીજાં લગ્નનો મનસૂબો ઘડતા હોય છે ? જેમાં સાઠ વર્ષના ઘરડા ખડુઓ પણ નાણાં કોથળીની લાંચના જોરે બાર વર્ષની બાલિકાઓને પરણી શકતા હોય ? અને જ્યાં વિધવાઓ સાથે કરાતો વ્યવહાર પશુઓ કરતાંય બદતર હોય ? પાશ્ચાત્ય ભૌતિકવાદને ઉપર જણાવ્યા પ્રમાણેની આપણા સમાજની સડેલી સ્થિતિ માટે જવાબદાર ઠરાવી શકાય નહિ. ઊલટું, જેઓ પાશ્ચાત્ય ભૌતિકવાદના સંપર્કમાં આવ્યા છે તેવા લોકો તો આ અનિષ્ટોને દૂર કરવાના પોતાનાથી બનતા તમામ ઉપાયો કરે છે, જો કે તેમના પ્રયાસો કેવળ અરણ્યરુદન જ પુરવાર થાય છે."

વધુમાં તે બીજા ફકરામાં લખે છે :

ઈન્દ્રરાજનું અહલ્યા તરફનું વર્તન, પરાશર ઋષિનું સત્યવતી સાથેનું વર્તન, સૂર્યદેવનું કુંતી સાથેનું વર્તન જોઈએ તો એ અત્યાચારીઓને આ કલિયુગમાં સખત શિક્ષા કરી શકાય, પણ એ સતયુગ ગણાતો એટલે આપણે એ દુરાચારો પ્રત્યે આંખ આડા કાન કરી શકીએ એટલું જ નહિ પરંતુ આવાં વર્ણનોવાળાં પુસ્તકો તૈયાર કરીને

એમને 'પવિત્ર ગ્રંથો' નો દરજ્જો અપાયો અને બાળકોના અભ્યાસક્રમમાં તેમને પાઠ્યપુસ્તકો તરીકે નિયત કરાયાં. વિદ્યાર્થીઓને મહાભારત, ભાગવત અને પુરાણોમાંથી બ્રહ્મચર્યના કેટલા પાઠો જડી શકે એમ છે ? જે યુગમાં બ્રહ્મચર્યનું મહત્ત્વ નહોતું તે યુગમાંથી આપણે તે સદ્‌ગુણ પાળવાની પ્રેરણા કઈ રીતે મળી શકે ? તે યુગમાં સંયમ પળાતો હતો એમ વિચારનું શક્ય કઈ રીતે હોય જ્યાં દુષ્યંત રાજાની વાત જેવા પ્રસંગો હોય જેણે પહેલાં ઋષિના આશ્રમમાં રહેતી નિર્દોષ અને ભોળી કન્યાને ભોળવી અને જ્યારે તે સગર્ભા બની ત્યારે તેને છોડી દીધી ? જ્યારે અતિ પ્રાચીન કથાઓમાં જણાવ્યા પ્રમાણે અમુક વ્યક્તિઓને જન્મેલાં બાળકોની સંખ્યાનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને સહજ જ વિચાર આવે છે કે એ યુગના લોકોને સંયમનો કદીય ખ્યાલ આવ્યો હશે ખરો ? સગરને સાઠ હજાર પુત્રો હતા અને સૌ કૌરવો હતા, દક્ષ પ્રજાપતિને સત્તાવીસ પુત્રીઓ હતી અને એવા બીજા કેટલાય પ્રસંગો હતા એવું જ્યારે વિચારીએ છીએ ત્યારે શું કોઈ એવું માની શકે ખરું કે એ સમયમાં બ્રહ્મચર્ય પળાતું હતું ? વીતેલા યુગમાં બ્રહ્મચર્યને તદ્દન ઓછું માન અપાતું હતું. ખરેખર જોવામાં તો એવું આવે છે કે અત્યારના યુગમાં સંયમને સર્વત્ર વેંત છેટો રાખવામાં આવે છે. આપણા દેશનો જન્મદર બીજા કોઈ પણ 'ભૌતિકવાદી' દેશના જન્મદર કરતાં નીચો ઊતરતો નથી. સ્ત્રી ગમે તેટલાં બાળકોની માતા હોય અને ધારાની પ્રસૂતિથી એની જિંદગી જોખમમાં આવી પડવાની હોય તોપણ બ્રહ્મચર્યનું પાલન કરી શકાતું નથી. દેવાદાર થઈ ગયાં હોય, ભૂખે મરતાં હોય અને જ્યાં એકાદ બાળકનો ઉમેરો પણ કેવળ આપત્તિ બની જાય તેવાં કુટુંબોમાં પણ બ્રહ્મચર્યની ઉપેક્ષા કરવામાં આવે છે. આજના બેકારીના સમયમાં પણ જ્યારે પુત્રો માટે કમાવાનો સાધનો શોધવાનું અશક્ય બની ગયું હોય તોપણ મધ્યમ વર્ગનાં કુટુંબોમાં પણ દર વર્ષે અથવા દર દોઢ વર્ષે વધારાનાં બાળકો જન્મતાં હોય છે જે જ્ઞાતિઓમાં દહેજપ્રથા પ્રવર્તે છે ત્યાં માતાપિતા પુત્રી જન્મ વખતે દુ:ખી થઈ જાય છે, શરૂઆતમાં જ તેને મારી નાખે છે અને તેને એટલી બેદરકારીથી ઉછેરે છે કે તેનું કુદરતી મૃત્યુ થઈ જાય. તેમ છતાં પણ તેઓ પુત્રી જન્મની તક દૂર કરવા બ્રહ્મચર્યનો આશ્રય લેતાં નથી. આ બધા પ્રસંગો બનતા હોવા છતાં ય આપણે બણગાં ફૂક્યાં કરીએ છીએ કે આપણા દેશ માટે સંયમ એ જ એકમાત્ર ઉપાય છે ! આવા વર્તનનો વ્યવહારની દ્રષ્ટિએ શો અર્થ છે ? આપણે આપણી નજર સમક્ષ વાસ્તવિક અસ્તિત્વ ધરાવતી બાબતોનો વિચાર કરવો જોઈએ. કેવળ આદર્શોની જ વાતો કર્યા કરવાથી આપણી હાલતમાં કશો સુધારો કરવાની કોઈ તક નથી."

**ડૉ.બી.આર.આંબેડકર :** મહોદય, એ બધું વંચાયું હોવાનું માનીએ કારણકે દરેક સભ્યને મળ્યું છે.

શ્રી. પી.જે. રોહમ મહોદય, મેં એ સ્પષ્ટતા કરી છે હું એ આખું નથી વાંચવાનો. હું મારા માનનીય મિત્ર ડૉ. આંત્રોલીકરને વિનંતી કરું છું કે તેઓ ધીરજ ધરે. શ્રી. પી. જે. રોહમ તે આગળ કહે છે :

"તેથી, જો તેઓના હૈયે દેશનું હિત વસતું હોય તો, જે રીતે જન્મ-નિયંત્રકો ગર્ભનિરોધકોને લોકપ્રિય બનાવવા માટે કરી રહ્યા છે તેવું પદ્ધતિસરનું કામ કરવાના હેતુ માટે સંસ્થાઓ સ્થાપીને તેઓએ સંયમને લોકપ્રિય બનાવવાના તેમનાથી બને તેટલા શ્રેષ્ઠ પ્રયાસો કરી છૂટવું જોઈએ. તેમ છતાં પણ, જો આ બાબતમાં કંઈ પણ કરવાની તેમની શક્તિ ન હોય અથવા મરજી ન હોય તો, ગર્ભનિરોધના પુરસ્કર્તાઓના હાથ મજબૂત બનશે."

કોઈ ડૉક્ટરે સાચી જ ટકોર કરી છે કે બાળજન્મ દરમિયાન સ્ત્રીઓને વેઠવી પડતી યાતના જો પુરુષોને વેઠવાની હોય તો કોઈ પણ પુરુષ પોતાની જિંદગીમાં એક બાળકથી વધુ બાળને જન્મ આપવાની કદીય સંમતિ આપવી નહિ.

અત્યાર લગી સમાજ સમક્ષ મોટાં કુટુંબોનો આદર્શ હતો તે કારણે કોઈ વ્યક્તિ પોતાનું કુટુંબ મર્યાદિત રાખવા ઇચ્છતી નથી એવું મંતવ્ય ધરાવવું ગલત છે. મોટાં કુટુંબોના ભારથી લદાઈ જવાની તીવ્ર ઇચ્છા ધરાવતાં માવનીઓ જૂજ હોય છે. સામાન્ય વ્યક્તિઓ પોતાનાં કુટુંબો મર્યાદિત રાખવા મથાતી હોય છે, અને ગર્ભપાત, બાળહત્યા, વગેરે જેવી ક્રૂર પદ્ધતિઓનો આશ્રય લેવામાં જરાય અચકાતી હોતી નથી. આવા પ્રયાસો સર્વત્ર થતા જોવા મળે છે. ૧૯૩૪માં "ધી પીપલ્સ ટ્રિબ્યુન" દ્વારા પ્રસિદ્ધ કરાયેલા લેખમાં એવું જણાવ્યું છે કે ૧૯૩૩માં એકલા શાંગહાઈની શેરીમાં જ નાનાં શિશુઓનાં લગભગ ૨૪,૦૦૦ થી ય વધુ શબ મળ્યા હતાં અને આવી જ સ્થિતિ મોટા ભાગના ચીનના વિસ્તારોમાં પ્રવર્તતી હતી. કટુ અને ક્રૂર ગરીબીના કારણે જ માતાપિતા પોતાનાં શિશુની હત્યા કરતાં હોય છે. આવાં દૃષ્ટાંતોના આધારે એવી આશા સેવવી વ્યર્થ છે કે સામાન્ય વ્યક્તિઓ કેવળ આત્મસંયમ મારફત વંશવેલો ટાળી શકશે. તેથી, એ પુરવાર થાય છે કે આધુનિક ગર્ભનિરોધકોને અપનાવ્યા વિના બીજો કોઈ ચારો નથી.

એ ઉપાયોની જરૂરિયાત નકારવી એટલે ગર્ભપાત, બાળહત્યા, વગેરેની પસંદગી કરવી એ જ છે.

કેટલાક લોકો એવું વિચારે છે કે જો તેઓના અમુક વંશ, ધર્મ કે પ્રદેશમાં જો સંખ્યા ઘટી જાય તો તેઓએ ગુમાવવાનું થશે. તેઓના એવો ભય છે કે તેઓના દુશ્મનો તેના પરિણામે તેમના પર વિજય મેળવી શકશે. સૌપ્રથમ, આ બાબતમાં એ યાદ રાખવું જરૂરી છે કે કુટુંબ મર્યાદાનો આશરો લેવાય કે તરત વસ્તી વધારાનો દર નીચો ઊતરી જશે. એ દરનો આધાર કેવળ જન્મદર પર નથી પરંતુ મુખ્યત્વે હયાતિ-દર પર છે. જુદાંજુદાં સ્થળની કેટલાય વિજ્ઞાનીઓના અનુભવે એ સાબિત કર્યું છે કે જન્મદર જેટલો ઊંચો, મત્યુ દર પણ તેટલો જ ઊંચો રહે છે. અને જન્મપ્રમાણ નીચું ઊતરે કે તરત જ મૃત્યુપ્રમાણ પણ નીચું ઊતરી જાય છે. પરિણામે, માત્ર હયાતિ-દર પર અવળી અસર પડે છે એટલું જ નહિ બલકે ઘણી વાર તે વધે પણ છે. ડૉ. મેરિયા સ્ટોપ્સે "ધી મધર્સ ક્લીનિક" માંથી મળેલાં અનુભવે એ જોયું છે કે ગર્ભાધાનની સંખ્યા જેટલી વધુ મોટી, માતા અને શિશુનો મૃત્યુદર પણ તેટલો જ ઊંચો હોય છે. બીજા વિજ્ઞાનીઓનો અનુભવ પણ આવો જ છે. ડૉ. જે.એમ.મુનરો, એમ.ડી., એફ.આર.એફ.પી.એસ. તેમના પુસ્તક "મેટર્નલ મોર્ટલિટી એન્ડ મોર્બિડિટી" માં કહે છે.

કુટુંબને મર્યાદિત બનાવવાની તરફેણમાં સૌથી મજબૂત દલીલ એ છે કે ચોથા જન્મથી મૃત્યુ-પ્રમાણ લગભગ પહેલાં જન્મના મૃત્યુપ્રમાણ સુધી પહોંચી જાય છે જેને સામાન્ય રીતે સૌથી વધુ ગંભીર અને ભયંકર ગણવામાં આવે છે. ચોથા જન્મ પછી મૃત્યુદર એકધારો સ્થિર ગતિએ, દરેક ક્રમિક ગર્ભાવસ્થાની અને પ્રસૂતિની સાથેસાથે વધતો જાય છે. આ જ નિયમ મૃત બાળ-જન્મ અને નવજાત શિશુ મૃત્યુને લાગુ પડે છે."

બાળમૃત્યુનું પ્રમાણ અધિક હોવાને કારણે, ભારત જેવા દેશોની વસ્તીના વધારાનો દર, ઇંગ્લેન્ડ જેવા દેશોના વસ્તીવધારાના દર જેટલો નથી, જોકે ભારત જેવા દેશોમાં જન્મદર ઇંગ્લેન્ડ જેવા દેશોના જન્મદર કરતાં ઊંચો હોવા છતાં પણ ઇંગ્લેન્ડનો જન્મદર, ભારતના જન્મદર કરતાં લગભગ અડધો છે. તેમ છતાં આપણે જોઈએ છીએ કે ૧૯૦૧ અને ૧૯૩૧ વચ્ચે ઇંગ્લેન્ડમાં વસ્તી લગભગ ૨૩ ટકા જેટલી વધી હતી, જ્યારે એ

જ મુદત દરમિયાન ભારતમાં વસ્તી કેવળ ૧૭ ટકા જેટલી વધી હતી. આના પરથી જણાશે કે બાળસંખ્યામાં ઝડપી વધારો હોવા છતાં, જન્મ નિયંત્રણની પદ્ધતિ અપનાવવી અને બાળમૃત્યુનું પ્રમાણ ઘટાડવું એ વધુ સારો માર્ગ ગણાશે.

એ પણ યાદ રાખવું જોઈએ કે આધુનિક યુદ્ધો માટે મુકાબલે થોડીક વ્યકિતઓ જરૂરી બને છે. યુધ્ધ માટે આધુનિક સામગ્રીથી સુસજજ લશ્કર, પોતાના કરતાં ઘણી ભારે સંખ્યામાં મોટા લશ્કરને, જો તે એટલું બધું સુસજજ ન હોય તો, હરાવી શકે છે. અગાઉનાં વિશ્વ યુદ્ધમાં ઓછો જન્મદર ધરાવતા દેશોએ ઊંચા જન્મદર ધરાવતા દેશોને જીતી લીધા હતા.

વિશ્વમાં આપણે એવા ઘણા સમાજ જોઈએ છીએ કે જેઓ સંખ્યામાં નાના હોય પણ સંપત્તિ, સંસ્કાર વગેરેની બાબતમાં વિશિષ્ટ સ્થાન ભોગવતા હોય. આપણા દેશમાં પારસી કોમ આ મુદ્દા પરનું એક દ્રષ્ટાંત છે. તેથી, સંખ્યાની પાછળ પડવું એ કંઈ બહુ લાભપ્રદ આદર્શ નથી. એક ગુણી પુત્ર, સો મૂર્ખ પુત્રો કરતાં શ્રેષ્ઠ છે તે ઉકિત સુવિદિત છે.

આ બધું કહ્યા પછી એનો ખ્યાલ રાખવો જરૂરી છે કે જુદાજુદા વંશો, સમાજો અને દેશો વચ્ચેની શત્રુતાનું મૂળ કારણ મુખ્યત્વે ગરીબી છે. જયારે ગરીબીને જડમૂડથી ઊખેડી ફેંકવામાં આવશે ત્યારે આવા ઘણા મોટા ધિક્કારના મૂળ કારણને નાબૂદ કરી શકાશે અને ત્યારે બીજાઓ તરફથી કોઈ પણ જાતની સતામણીનો ડર રાખવાની કોઈને જરૂર નહિ હોય.

પશ્ચિમનાં રાષ્ટ્રોના દાખલા પરથી જણાય છે કે તમામ જાતિઓ, ધર્મો અને પ્રદેશો તથા સ્તરોની વ્યકિતઓ આધુનિક ગર્ભનિરોધકોનો ઉપયોગ કરે છે. દા.ત., એવું જણાયું છે કે રોમન કેથોલિકો જન્મ નિયંત્રણની વિરુદ્ધ છે એવો ખ્યાલ પાયા વિનાનો છે. ફ્રાન્સ રોમન કેથોલિક દેશ છે અને તેમ છતાં એ નોંધપાત્ર હકીકત છે કે તે દેશમાં જન્મદર તદ્દન નીચો છે. ૧૯૩૨માં નીચેના દસ દેશોમાં જન્મદર નીચો હતો :

| | |
|---|---|
| સ્વીડન | ૧૪.૫ |
| જર્મની | ૧૫.૧ |
| ઓસ્ટ્રિયા | ૧૫.૨ |
| ઈગ્લેન્ડ અને વેલ્સ | ૧૫.૩ |

| | |
|---|---|
| નોર્વે | ૧૬.૩ |
| ઓસ્ટ્રેલિયા | ૧૬.૪ |
| સ્વીટઝર્લેન્ડ | ૧૬.૭ |
| ન્યુઝીલેન્ડ | ૧૭.૧ |
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૧૭.૩ |
| ફ્રાન્સ | ૧૭.૩ |

ત્રણ સૌથી ઓછો જન્મદર ધરાવતા દેશોમાં ઓસ્ટ્રીયા જે સંપૂર્ણ કેથોલિક છે અને જર્મની, જે એક તૃતીયાંશ કેથોલિક છે, તેમનો સમાવેશ થાય છે.

નીચેના આંકડા, મહત્ત્વનાં શહેરોના જન્મદર અંગેના છે જે આ જ મુદ્દો સ્પષ્ટ કરે છે. એ તમામ આંકડા ૧૯૨૭ કે ૧૯૨૮ના છે :

| | |
|---|---|
| લંડન | ૧૬.૧ |
| કોલોન | ૧૬.૦ |
| જીનીવા | ૧૪.૬ |
| મિલાન | ૧૪.૫ |
| ટ્યુરીન | ૧૩.૨ |
| પ્રેગ | ૧૨.૫ |
| મ્યુનિચ | ૧૨.૦ |
| વિયેના | ૧૦.૬ |

લંડનનો અપવાદ બાદ કરતાં, ઉપરનાં તમામ નગરો ભારોભાર રોમન કેથોલિક છે, તેમ છતાં એ તમામનો જન્મદર લંડન કરતાં નીચો છે. તેમાંનાં ત્રણ મુસોલિનીના ઇટાલીમાં છે.

આમ, એ જોઈ શકાશે કે બીજી કોમો જન્મ નિયંત્રણની ઉપેક્ષા કરશે અને એ રીતે સંખ્યામાં બળવાન બની જશે એ ખ્યાલ સાવ વજૂદ વિનાનો છે.

યુદ્ધો માટે જેઓ જવાબદાર હોય તે રાજનીતિજ્ઞોનાં પ્રવચનો પરથી સ્પષ્ટ જણાય છે કે વસ્તીના દબાણને કારણે ઊભી થતી આર્થિક મુશ્કેલીઓ મોટા ભાગનાં આધુનિક યુદ્ધોનું મૂળ છે. બર્નહાર્ટ, કૈસર, હિટલર, મુસોલિની અને ગૂરિંગ જેવાઓએ અસંદિગ્ધ શબ્દોમાં આ મુદ્દા પર વારંવાર ભાર મૂક્યો છે. દા.ત., એડોલ્ફ હિટલર તેના પુસ્તક મેઈન કેમ્ફમાં કહે છે કે :

"યુદ્ધ પહેલાં જર્મન લોકોની વસ્તીમાં થયેલાં બેપામ ગાંડા વધારાને કારણે, રોજિંદી જરૂરી ખોરાકની ચીજોની જોગવાઈ કરવાનો પ્રશ્ન, તમામ રાજકીય અને આર્થિક વિચાર અને કાર્ય કરતાં પણ આપણી સમક્ષ મહત્ત્વનો બનીને તીવ્રતાથી ખડો થઈ ગયો."

વધુમાં તે કહે છે કે :

"આ પૃથ્વી પર પર્યાપ્ત પ્રમાણની જગ્યાથી જ, રાષ્ટ્રને પોતાના અસ્તિત્વની મુક્તિ પ્રાપ્ત થઈ શકે છે- રાષ્ટ્રીય સમાજવાદી ચળવળે, આપણી સંખ્યા અને આપણા પ્રદેશ વચ્ચેની વિષમતા દૂર કરવાનો પ્રયાસ કરવો જ જોઈએ... જમીન અને પ્રદેશ એ જ આપણા વિદેશી રાજકારણનો ઉદ્દેશ હોવો જોઈએ." (પૃ. ૭૨૮-૩૫).

તા. ૧૨મી સપ્ટેમ્બર, ૧૯૩૮ના રોજ હિટલરે આપેલા તેના ઐતિહાસિક પ્રવચનમાં તે કહે છે કે :

"જે જર્મનીમાં એક ચોરસ કિલોમીટરમાં ૧૪૦ વ્યકિતઓને ભીડાભીડમાં સમાવાતી હો' ને જર્મની પાસેથી તેના યહૂદીઓને રાખવાની અપેક્ષા તેઓ રાખે છે, જયારે એક કિલોમીટરમાં માત્ર થોડીક વ્યકિતઓ રાખવાની પણ તેમની શકિત નથી...."

એ જ પ્રમાણે મુસોલિની એ કહ્યું છે કે : અમે જમીનના ભૂખ્યા છીએ કારણકે અમે જંગી વસ્તી ધરાવીએ છીએ, અને એવા જ રહેવાનો અમારો ઇરાદો છે ." ("વિદેશી બાબતો" માંથી ઓકટોબર ૧૯૨૬).

"ઇટાલીની માગણી છે કે સૂર્ય અને ભૂમિ અંગેની તેની વિવાદથી પર એવી જરૂરિયાતનો ખ્યાલ બીજા તમામ રાષ્ટ્રોએ કરવો જોઈએ. જો તેઓ તેમ કરવામાં નિષ્ફળ જશે તો ઇટાલીને એ બાબતો પોતાના હાથમાં લેવાની ફરજ પડશે ." ("સન્ડે ટાઈમ્સ માંથી, ૧૪મી નવેમ્બર, ૧૯૨૬).

**નાયબ અધ્યક્ષ :** માનનીય સભ્ય સમયમર્યાદા વટાવી ગયા છે.

**શ્રી બી.કે. ગાયકવાડ :** મહોદય, શું હું જાણી શકું છું કે સમય-મર્યાદા કેટલી છે ?

**નાયબ અધ્યક્ષ :** અડધો કલાક.

**શ્રી બી. કે. ગાયકવાડ :** માહિતીનો મુદ્દો છે, મહોદય. જેમણે છેલ્લો ઠરાવ રજૂ કર્યો તે માનનીય સભ્ય (શ્રી શ્રીકાન્ત), હું માનું છું કે એક કલાકથી વધુ સમય સુધી બોલ્યા હતા.

**નાયબ અધ્યક્ષ :** સમય વધારી આપવો એ અધ્યક્ષની વિવેકબુદ્ધિની વાત છે.

**શ્રી બી .કે. ગાયકવાડ :** શું એવા સમયવધારાનો લાભ બીજા ઠરાવોને ન આપી શકાય ?

**મી. પી. જે. રોહમ :** મહોદય, હું ગૃહનો વધુ સમય લેવા માગતો નથી, પરંતુ મારે હજી થોડાક વધુ મુદ્દા રજૂ કરવાના છે અને આપને વિનંતી છે કે કૃપા કરી મને થોડી વધુ મિનિટો આપો.

તેથી, એ દેખીતું છે કે જેઓ કાયમી વિશ્વબંધુતાના હિમાયતી છે તેઓએ સંખ્યાના વધારા માટે થતો દરેક પ્રયાસ વખોડવો જોઈએ અને જન્મ નિયંત્રણનાં સાધનો દ્વારા વસ્તીને મર્યાદિત બનાવવાના તેઓના શ્રેષ્ઠ ઉપાયો યોજવા જોઈએ.

જન્મ નિયંત્રણનો પ્રચાર આમ જનતાના મનમાં ઊતરી નહિ શકે અને પરિણામે એ પ્રવૃત્તિ એ રીતે પ્રજનનને ઉત્તેજન આપવાને બદલે પ્રજનનવિરોધી બની જશે એવો ડર પણ પાયા વગરનો છે. પશ્ચિમના દેશોમાં થયેલા અનુભવે એ હકીકત સ્થાપિત કરી આપી છે કે ગર્ભનિરોધકોના ફાયદાની જાણ નીચલા વર્ગોને કરાય કે તરત તેઓ તેનો લાભ ઉઠાવે છે, કારણકે એની જરૂરિયાત એ લોકોની બાબતમાં વધુ મોટી છે. આપણાં દેશની આમ જનતા અભણ હોવા છતાં પણ પોતાનું હિત શામાં રહેલું છે તેટલું જાણવા પૂરતી બુદ્ધિશાળી છે જ, અને તેથી એમાં શંકા નથી કે તેઓને આ નવી શોધની જાણ કરાય કે તરત તેઓ એનો પૂરેપૂરો ઉપયોગ કરશે. આવી વ્યકિતઓના કેસમાં વંધ્યીકરણ ઉપયોગી હોવાનું જણાયું છે અને તેથી સરકારે અને મ્યુનિસિપાલિટીઓએ પોતાનાં દવાખાનાં, વગેરેમાં આ અંગેની સવલતો પૂરી પાડવી જોઈએ.

મરહૂમ પ્રિન્સિપાલ ગોળેએ તેમના પુસ્તક "હિંદુ ધર્મ અને સુધારણા" માં સ્પષ્ટ દર્શાવ્યું છે કે ગ્રામવાસીઓમાં પણ ઘણા સદ્‌ગુણો હોય છે અને ખરેખર તો તેઓમાંથી સારા નાગરિકોનો પુરવઠો પૂરો પડાય છે.

આ પ્રવૃત્તિનાં વિરોધીઓ ફ્રાન્સ, જર્મની અને ઈટાલીના દાખલા બતાવીને તેની નિરર્થકતા બતાવે છે પરંતુ તેઓ ભૂલી જાય છે કે તેઓની વસ્તી વધારવાના તેઓના પ્રયાસો વાજબી નથી એવું પુરવાર ન થાય ત્યાં સુધી આપણે એ દેશોને પગલે ચાલી શકીએ નહિ. સૌપ્રથમ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ રાષ્ટ્રોના જન્મદર આપણા દેશના જન્મદર કરતાં ઘણા ઓછા છે. આપણો જન્મદર ૩૫ છે જયારે ૧૯૩૬માં ઈટાલી, ફ્રાન્સ અને જર્મનીના જન્મદર અનુક્રમે ૨૨.૨, ૧૫ અને ૧૯ હતા. ૧૯૦૦માં જર્મનીમાં જન્મદર ૩૫.૬ હતો પરંતુ ૧૯૩૩માં એ ઘટીને ૧૪.૭ થઈ ગયો હતો. ઈટાલીમાં અને ફ્રાન્સમાં પણ એ સમયથી તેમના જન્મદર ઘણા ઘટી ગયા હતા. ઈંગ્લેન્ડમાં ૧૮૫૧-૫૫માં જન્મદર ૩૩.૯ હતો. પરંતુ ૧૯૩૧માં તે ઘટીને ૧૫.૩ થઈ ગયો હતો. આપણો જન્મદર છેલ્લાં પચાસ વર્ષો માટે લગભગ સ્થિર રહ્યો છે. અને તેથી એ દર વધારવા માટે બીજા દેશોના પ્રયાસોનું અનુકરણ કરવાનું આપણે માટે ડહાપણભર્યું ગણાશે નહિ.

સામ્રાજયવાદીઓ તેમની જાતિના લોકોના થતા વધારાના દરમાં ઘટ આવવાથી હાથવરાળ કરતા હોય તો તે સાવ સહજ છે. અને તેઓ "વસ્તી વધારો કે વિનાશ પામો" એના જેવા બૂમબરાડા પાડતા હોય તે તેમાં કશું આશ્ચર્ય નથી. તેમ છતાં, એ વિચિત્ર વાત છે કે એવા બૂમબરાડાના કારણે કેટલાંક શિક્ષિત વ્યકિતઓને પણ જન્મ નિયંત્રણના ફાયદા અંગે સંદેહ જાગ્યો છે. સર લીઓ ચીઓઝા મની દ્વારા ફેબ્રુઆરી ૧૯૩૮ના "ઓગણીસમી સદી અને ત્યારપછી" માં પ્રસિધ્દ્ થયેલા લેખ "વસ્તીવધારો કે વિનાશ પાત્રો આ માં મુદ્દો સ્પષ્ટ જણાવ્યો છે. આ લેખકે ધારી લીધું છે કે શ્વેત નેતાગીરી તમામ માનવજાતના ભલા માટે જરૂરી છે, અને તેમણે શ્વેત લોકોની સંખ્યામાં થઈ રહેલો ઘટાડો નાથવાનો હાઉ ઊભો કર્યો છે. હવે સૌપ્રથમ તો ઘણા લોકો એ કબૂલવાનો ઇનકાર કરશે કે શ્વેત સર્વોપરિતાથી વિશ્વને લાભ થયો છે, અને બીજું બહુ થોડીક જ શિક્ષિત વ્યકિતઓ એવું માનવા તૈયાર થશે કે શ્વેત લોકોની સંખ્યામાં થઈ રહેલા ઘટાડાને પરિણામે માનવજાત પર કશી આપત્તિ આવી પડશે. આ ઉપરાંત, આ વ્યકિતની ધારણાઓ સદંતર ખોટી છે. તેણે એવું માની લીધું છે કે ઈંગ્લેન્ડમાં જન્મદર ક્રમશઃ ઓછો ને ઓછો થતો જશે અને ૨૦૩૫ની સાલમાં ઈંગ્લેન્ડની વસ્તી ઘટીને ૪,૪૦૦,૦૦૦ થઈ જશે. પરંતુ હકીકતો એવી છે કે ઈંગ્લેન્ડમાં જન્મદર ઘટવાને બદલે વધતો જાય છે. ૧૯૩૩માં તે ૧૪.૪ હતો પણ જુલાઈ ૧૯૩૮માં તે ૧૫.૩ થઈ

ગયો. એ જ પ્રમાણે, જ્યાં લેખકે એવો અંદાજ બાંધ્યો છે કે ૧૯૪૦માં ઈંગ્લેન્ડની અને વેલ્સનની વસ્તી માત્ર ૪૦,૭૦૦,૦૦૦ થશે ત્યાં ૧૯૩૭ માટેનો વાસ્તવિક આંકડો ૪૧,૦૩૧,૦૦૦ થઈ ચૂકયો હતો અને તે દર વર્ષે ૧૯૦,૦૦૦ લોકોના દરે વધી રહ્યો છે. આ હકીકતો પરથી જણાશે કે આવા લેખોથી ગેરમાર્ગે દોરવાઈ ન જવાય તેની સાવચેતી રાખવી જોઈએ.

કેટલીક વાર એવું સૂચન કરવામાં આવે છે કે દેશાન્તર એ અતિવસ્તીનું બહિર્દ્વાર શોધી કાઢવા માટેનો એક ઉપાય છે પણ એ ઉપાય પણ બહુ આશાસ્પદ નથી. દેશવટા જેવું ગણાતી દેશાંતરની ફરજ અપ્રસ્તુત બની જાય છે. ઘણી થોડી વ્યકિતઓને પોતાનો દેશ છોડી જવા માટેની જરૂરી હિંમત અને વૃત્તિ હોય છે, કારણકે બાળપણનાં સંસ્મરણો અને સગાંસબંધીઓ તથા મિત્રોની હાજરીને લીધે એમનાં હૃદયમાં પોતાની ભૂમિ પ્રત્યે માયા બંધાઈ હોય છે. તે ઉપરાંત માફક આવતી આબોહવા અને બીજાં પરિબલોને લીધે પોતાની ભૂમિ તેઓને અનુકૂળ થઈ ગઈ હોય છે. વધુમાં, દૂરની ભૂમિમાં જયાં માફક ન આવે તેવા હવામાનનું જોખમ અને તેને અનુકૂળ થવાનો ડર પણ તેમને સતાવે છે. વળી, પોતાની ભાષા, રીતરિવાજો, અને રહેણીકરણીથી ભિન્ન એવા એ ભૂમિના રહેવાસીઓને અનુકૂળ થવાની ચિંતા પણ એમને સતાવતી હોય છે. સામાન્ય રીતે, જે લોકો દેશાંતર કરવા રાજી હોય તે એવા લોકો હોય છે જેઓ સારા નાગરિકો બનવાને લાયક હોય છે. અને જેઓ શક્તિશાળી અને હિંમતબાજ હોય છે. ખરેખર, પોતાની માતૃભૂમિને આવા લોકો દેશાન્તર કરીને જાય છે તેના કારણે ખોટ પડતી હોય છે. આવી વ્યકિતઓ તેમના પોતાના દેશમાં પોતાની મેળે સરળતાથી નિર્વાહ કરી શકતી હોય છે પરંતુ દૂરની ભૂમિમાં જઈને પોતાનું ભાગ્ય વધુ ઉજજવળ બનાવવાનો પ્રયાસ કરવાની મહેચ્છા તેમને પ્રેરતી હોય છે. જે વ્યકિતઓ શારીરિક રીતે કે માનસિક રીતે કે આર્થિક રીતે અપંગ હોય તેમની બાબતમાં દેશાન્તર ખરેખર નિરર્થક છે અને ખરેખર તો આવા લોકોને જ મદદની જરૂર હોય છે. એકમાત્ર જરૂરી મૂડીના મુદ્દાથી જ વિચારીએ તો આ ઉપાયથી ઘણી વ્યકિતઓને રાહત થઈ શકે નહિ.

આ ઉપરાંત એ ધ્યાનમાં રાખવું જોઈએ કે ઓછી વસ્તી ધરાવતા દેશો બીજા લોકોને સમાવવા રાજી નથી હોતા કારણકે તેઓને તેમની વધતી જતી વસ્તીને સમાવવા પૂરતી મુકત જગ્યા જોઈતી હોય છે. કેનેડા, એ બ્રિટિશ સામ્રાજયમાંનું એક એવું

સંસ્થાન છે જયાં મુખ્યત્વે વસ્તી ઈંગ્લીશ લોકોની છે પરંતુ વિચિત્ર વાત એ છે કે કેનેડાવાસીઓએ જેઓ પોતાની ભૂમિમાં સ્થિર વસવા માટે મોસમી કામપૂરતા ત્યાં ગયા હતા. તેવા ઈંગ્લીશ મજૂરોને આવવાની ના પાડી દીધી. જયારેજયારે વધુ વસ્તી ધરાવતા દેશોએ ઓછી વસ્તીવાળા પ્રદેશોમાં બળપૂર્વક પ્રવેશવાનો પ્રયાસ કર્યો ત્યારેત્યારે યુધ્ધો ફાટી નીકળ્યાં હતાં. આ મુદ્દા પરનું દ્રષ્ટાંત જે તદ્દન તાજેતરનું અને આપણી નજીકનું છે તે છે બર્માનું ત્યાં તાજેતરમાં જે કોમી રમખાણો થયાં તેની પાછળનું કારણ મુખ્યત્વે એ હતું કે બર્માવાસીઓના મનમાં એવો સંદેહ હતો કે ભારતીયો તેઓની ભૌતિક પ્રગતિને રૂંધી નાંખે છે. અતિવસ્તી ધરાવતા દેશોની તુલનામાં ઓછી વસ્તી ધરાવતા પ્રદેશો બહુ થોડા છે. જાપાન, ઇટાલી, જર્મની, ચીન, અને ભારત તથા બીજા ઘણા દેશો અતિવસ્તી ધરાવતા દેશો છે. આ બધા દેશોમાંથી દેશાંતર કરીને આવતી વ્યકિતઓ માટે પૂરતી જગ્યા શોધવાનું શકય નથી.

આ બાબતમાં એક વધુ મુદ્દો નોંધપાત્ર છે. દેશાંતરથી કોઈ પણ દેશની વસ્તીની સમસ્યા કાયમી ધોરણે હલ થઈ શકતી નથી. હવાની જેમ, વ્રધતી જતી વસ્તીનું વલણ શૂન્યાવકાશને તરત ભરી દેવાનું છે. પરિણામે પહેલાંની સ્થિતિ પાછી પૂર્વવત્ થઈ જાય છે અને તેથી એ દેખીતું છે કે જન્મ નિયંત્રણ વગર બીજો કોઈ આરો નથી.

કેટલાક લોકો એવું વિચારે છે કે બાળલગ્નો છોડી દેવામાં આવે અને મોટી ઉંમરે લગ્નો શરૂ કરવામાં આવે કે તરત જ વસ્તી પર અંકુશ મુકાઈ જશે. પરંતુ આ માન્યતા પણ વજૂદ વગરની છે. સૌપ્રથમ આપણા દેશમાં જે ઉંમરે છોકરીઓને પરણાવવાની હોય તે ઉંમરને પૂરતા પ્રમાણમાં વધારવામાં આવે એ પહેલાં ઘણાં વર્ષોને જવા દેવાં પડશે. છોકરીઓની બાબતમાં સૌથી વધુ પ્રમાણની ગર્ભાધાન શકિતનાં વર્ષો ૧૮ અને ૨૨ની વચ્ચે છે. પશ્ચિમના દેશોમાં સ્ત્રીઓ આ મુદત પછી પરણે છે. એટલે કે તેઓ તેમની સૌથી વધુ પ્રમાણની ગર્ભાધાનશકિતનો સમય પૂરો થઈ જાય તે પછી પરણે છે. છોકરીના લગ્નની લઘુત્તમ વય ૧૪ વર્ષ નક્કી કરતા શારદા અધિનિયમની અમલબજવણીમાં પડતી મુશ્કેલીઓ જયારે આપણે જોઈએ છીએ ત્યારે આપણને સરળતાથી એ દેખાય છે કે આપણા દેશમાં સ્ત્રીઓ નજીકના ભવિષ્યમાં તેમનાં લગ્ન ૨૨ વર્ષ સુધી મુલતવી રાખશે અને તે દ્વારા વસ્તી પર અંકુશ મુકાશે એવી આશા રાખવી લગભગ વ્યર્થ છે. શ્રી પી.કે. વટ્ટલે ખાસ કરીને ૧૯૩૧ની વસ્તીગણતરી

સંબંધમાં કરાયેલી ગર્ભાધાનશકિતનાં પ્રમાણની તપાસને અંતે નીચેનાં તારણો કાઢયાં છે કે -

(૧) વીસ વર્ષ નીચેની ઉંમરની પરિણિત છોકરીઓ, વીસ વર્ષ ઉપરની ઉંમરની પરિણિત છોકરીઓ કરતાં ઓછી સંખ્યાનાં બાળકોને જન્મ આપતી હોય છે.

(૨) વીસ વર્ષ નીચેની ઉંમરની પરિણિત માતાઓને જન્મતાં બાળકોનો હયાતી-દર, વીસ વર્ષ ઉપરની ઉંમરની પરિણિત માતાઓને જન્મતાં બાળકોના હતાયી-દર કરતાં ખૂબ નીચો હોય છે.

આ તારણો પરથી દેખાય છે કે જયારે મોડી ઉંમરે લગ્ન કરવાની પ્રથા પડશે ત્યારે પણ, સામાન્ય રીતે તેનાથી વસ્તી પ્રશંસાત્મક રીતે અંકુશમાં આવવાની તક ઊભી થશે એમ બનશે નહિ. વધુ બાળકો પાકટ વય સુધી જીવી જશે અને તેથી, આપણા વસ્તીવધારાના દરમાં ઘટાડો નહિ પણ વધારો થવાની શકયતા રહેલી છે.

ડો. જી. એસ. ઘુર્યે, પીએચ.ડી., સમાજશાસ્ત્રના યુનિવર્સિટી પ્રોફેસર, મુંબઈ, એમના "જર્નલ ઑફ યુનિવર્સિટી ઑફ બોમ્બે" (પુસ્તક ૩, મે, ૧૯૩૪)માંના "૧૯૩૧ની ભારતીય વસ્તીગણતરીની ગર્ભાધાનશકિતની માહિતી" એ લેખમાં કરે છે:

"લગ્ન વખતે સ્ત્રીની ગર્ભાધાનશકિત અને ઉંમર વચ્ચેના પરસ્પર સંબંધ વિશેનું પ્રાયોગિક તારણ જો સાચું ઠરે તો, લગ્ન વખતે સ્ત્રીની ઉંમરમાં વધારો થતાં, જે તદ્દન આવશ્યક છે, લગ્નની ગર્ભધાનશકિતમાં વધારો થશે. જે છે તે જોતાં, હું માનું છું કે આપણી વસ્તી બહુ મોટી છે અને આપણો વધારો અનિચ્છનીય છે અને વધુ મોટા દરે તેનો વધારો કરવા મદદરૂપ થવું આપઘાત કરવાં જેવું થશે. તેથી લગ્ન વખતે સ્ત્રીઓની ઉંમર વધારવાના આપણા પ્રયાસો કરીએ તો તે સાથે જન્મ-નિયંત્રણ માટેની સઘન ઝુંબેશ પણ ચલાવવી જોઈએ."

વધુમાં, એ ભૂલવું જોઈએ નહિ કે જે લોકો યોગ્ય ઉંમરે પરણી શકતા નથી તેઓ વેશ્યાગમનને પ્રોત્સાહન આપે છે અને તેના દ્વારા બીજાં અનિષ્ટ પરિણામો પણ સરજાય છે. તેથી, જો યોગ્ય ઉંમરે લગ્ન કરવાનો ઉદ્દેશ રખાય તો જન્મ-નિયંત્રણનો આશરો લેવો જરૂરી છે.

એવો મત ધરાવવામાં આવે છે કે સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યને કારણે વસ્તી વધારો ઘટી જશે પણ એ પણ સાચું જણાતું નથી. આર્થિક સ્વાતંત્ર્યની એટલી શકિત નથી કે તેનાથી વ્યકિત કામવાસનાના સકંજામાંથી મુકત થઈ શકે. થોડીક જ સ્ત્રીઓ તેમનાં આખાં જીવન દરમિયાન સંપૂર્ણ સંયમ પાળી શકે છે. અને તેથી આ ઉપાય નિષ્ફળ જતો જણાશે. હાલમાં પણ નીચલા વર્ગોની સ્ત્રીઓ તેમની પોતાની કમાણીથી તેમનાં કુંટુંબોને ખરેખર મદદરૂપ થાય છે પરંતુ તેટલી હકીકત કોઈ પણ હદે કુંટુંબ મર્યાદા મૂકવામાં મદદરૂપ થતી હોવાનું જણાતું નથી.

કેટલીક વ્યકિતઓ એવો મત ધરાવે છે કે દાકતરી અને સ્વાસ્થ્યનાં કારણોસર જન્મ-નિયંત્રણ કરાવવું જરૂરી છે તેમ છતાં આર્થિક મુશ્કેલીઓ હલ કરવા માટે તેની જરૂર નથી. તેઓ એમ કહે છે કે આપણા દેશને આર્થિક અને ખેતીવિષયક વિકાસ કરવાની વિશાળ તક છે અને એ દિશામાંના પ્રયાસોને કારણે આપણા લોકોનું આર્થિક જીવનધોરણ ઠીક પ્રમાણમાં ઊંચું આવશે. તેમ છતાં, બારીક તપાસ કરતાં આ મંતવ્ય પણ તદ્દન અસ્વીકાર્ય હોવાનું જણાય છે. પૂરતી મૂડી અને સમૃધ્ધ ગ્રાહકોના અભાવે આપણા ઉદ્યોગોનો કાંઈ પણ ભૌતિક વિકાસ અટકી જશે. તે જ પ્રમાણે, ફળદ્રુપ જમીનો વરસાદ અને ખાતર પૂરતા પ્રમાણમાં ન હોવાના કારણે આપણાં ખેતીના ઉત્પાદનમાં સંગીન વધારો કરવાના માર્ગમાં અવરોધ ઊભો થાય છે. અસમ સિવાય, ફળદ્રુપ જમીન વહુ ઓછી છે જેને હજી ખેતી હેઠળ લાવવામાં આવી નથી. બર્મામાં, હમણાં પણ ખેતીની વાટ જોતી પૂરતી અનુકૂળ જમીન છે. અને તે પ્રાંતમાંની આવી જમીનના આંકડાને કારણે અમુક લોકોની ખોટી માન્યતા બંધાઈ ગઈ હતી કે ભારતમાં હજી પણ પૂરતી ફળદ્રુપ ખેડવાલાયક જમીન છે. આપણા ઈલાકામાં ખેડવા પાત્ર જમીન ના ૮૬.૪ ટકા જમીનને ખેડાણ હેઠળ લાવવામાં આવી છે અને એ શંકાસ્પદ બાબત છે કે બાકીની જમીનનો એકાદ ટુકડો જમીન પણ હવે કશી કિંમતની રહી હોય. ભારતીય કૃષિ અંગેના રોયલ કમિશનના અહેવાલ અનુસાર ઘણી બધી જમીન નકામી છે. આપણા દેશમાં મોટા ભાગની ખેતીની જમીન, સતત પાક લેવાના કારણે અને પૂરતા ખાતરના અભાવે ઉજજડ બની ગઈ છે.

વસ્તીના અધિક વધારાને કારણે આપણો દેશ વનોની અને ગૌચરજમીનોની તાણ ભોગવે છે. કેનેડામાં,ખેડવાણ જમીનના ૩૪.૩ ટકા જમીન ગૌચરની જમીન તરીકે

અનામત રાખવામાં આવે છે. ફ્રાન્સમાં આ પ્રમાણ ૨૧.૫ છે, ઈટાલીમાં ૧૮.૩ છે, જર્મનીમાં ૧૪.૩ છે, પરંતુ આપણા દેશમાં તે માત્ર ૧.૬ છે. આ આંકડા પરથી જણાશે કે આપણા પશુધનને કેટલી તંગી વેઠવી પડે છે. ગમે તે દિશામાં નજર નાખો, આપણને પશુધનનાં માત્ર હાડપિંજરો જ જોવા મળશે. આપણા લોકો પોતે માનવતાવાદી હોવાનો ગર્વ લે છે તેમ છતાં તેઓએ, તેઓનો જમીન માટેનો સંઘર્ષ કરવામાં તેમનાં મૂંગાં પશુઓને તેમના માટેની ગૌચરની જમીનને ખેતી હેઠળ લાવીને તેમને ચારાથી અન્યાયભરી રીતે વંચિત કરી દીધાં છે. તેથી, આપણી ખેતીને, ઉપયોગી પશુધન અને ગાયના છાણ જેવાં સેન્દ્રિય ખાતર પૂરતા પ્રમાણમાં ન હોવાથી ફટકો પડે છે અને તેથી તેમાં લાભપ્રદ સુધારણા મોટા પાયે કરવી બહુ કઠિન બની જાય છે. કેટલીક વ્યકિતઓ જાપાનમાં અને ચીનમાં એકરદીઠ ચોખાના ભારે ઉત્પાદન તરફ આંગળી ચીંધે છે અને એવી આશા વ્યકત કરે છે કે આપણા માટે પણ તે પાકનું ઉત્પાદન સંગીન પ્રમાણમાં વધારવાનો અવકાશ છે. તેમ છતાં, એ દેશોમાં ચોખાના ઉત્પાદનના આંકડાની સચ્ચાઈ વિશે શંકા ઉઠાવવાનાં કારણો છે. ઈટાલીના વિદેશી બાબતોના ભૂતપૂર્વ મંત્રી કાઉન્ટ કાર્લો સ્ફોરાએ, ન્યુયોર્કથી પ્રસિધ્ધ થતાં માસિક "આંતરરાષ્ટ્રીય સમાધાન" ના તાજેતરના અંકને "ચીન અને જાપાન વચ્ચેનો સંઘર્ષ" એ શીર્ષક ધરાવતો એક લેખ આપ્યો હતો. તેમાં જણાવાયું છે કે ૧૯૦૦ થી જાપાનમાં એકર દીઠ ચોખાના ઉત્પાદનમાં સારો એવો ઘટાડો થવા પામ્યો છે. મોટા પ્રમાણમાં પુરાવો છે જે બતાવે છે કે જાપાનમાં ખેતી વિશેના આંકડા આધારભૂત નથી. આ ઉપરાંત, એ હકીકતો પણ લક્ષમાં લેવી જોઈએ. કે જાપાનને, ભરપૂર અને સમયસર આખા વરસ દરમિયાન પડતા રહેતા વરસાદનું, અને તેનાં વિસ્તૃત વનોને લીધે પ્રચુર પ્રમાણમાં ખાતરનું અને ચોખાના પાકને આદર્શ તરીકે અનુકૂળ હોય તેવી આબોહવાનું પણ વરદાન મળ્યું છે, ફાયદાઓનું આવું સંયોજન અન્યત્ર કયાંય ભાગ્યે જ જોવા મળતું હોય છે. જો કે એ વાત કબૂલ કરવી જોઈએ કે સ્વશાસન હોય તો કંઈક અંશે આપણી આમજનતાનું ભાગ્ય વધુ સારું બનતું જોઈ શકાય, તેમ છતાં આપણી વસ્તીનો વધારો ઈરાદાપૂર્વક અંકુશમાં ન લવાય ત્યાં સુધી આપણા લોકોની આર્થિક સ્થિતિમાં ગણનાપાત્ર અને કાયમી સુધારો કરવાની આશા રાખી શકાય નહિ. સ્પષ્ટ જણાવાઈ ગયું છે તેમ, વસ્તીના વધારા માટેની દરેક તક મળતાં વસ્તી ઝડપથી વધવી શરૂ થઈ જાય છે અને આ રીતે, ભારે પ્રયાસો કરીને હાંસલ કરેલા તમામ ફાયદા નિરર્થક બની જાય છે. તેથી,

અનુભવે ઘણા વિજ્ઞાનીઓને એવો મત ધરાવતા કરી દીધાં છે કે લોકોની આર્થિક સ્થિતિ સુધારવાના પ્રયાસોની સાથોસાથ જન્મ-નિયંત્રણનાં સાધનો દ્વારા વસ્તી વધારો વિનિયમિત કરવાની સાવચેતી લેવાય નહિ ત્યાં સુધી, આમજનતાના જીવનધોરણને સંગીન અને કાયમી રીતે ઊંચું લાવી શકાય નહિ.

કેવળ સ્વશાસનની તાકાતથી જ લોકોની સ્થિતિમાં સર્વાંગી સુધારણા થઈ શકે નહિ એ હકીકતનું દર્શન, ઘણાં સ્વતંત્ર રાષ્ટ્રોનાં ઉદાહરણો પરથી પૂરેપૂરું થાય છે. જો કે, નીચા જન્મદર સહિત જુદાંજુદાં કારણોને લીધે ઇંગ્લેન્ડ અને અમેરિકા જેવા દેશોના રહેવાસીઓની આર્થિક સ્થિતિ, આ દેશમાં પ્રવર્તતી સ્થિતિ કરતાં બહેતર હોવા છતાં, આપણા દેશવાસીઓને ગરીબીને કારણે પૌષ્ટિક આહાર મેળવવામાં ગરીબી નડતી હોવાથી, સંતોષકારક નથી, ત્યાં પણ ઘણા લોકોને, સંપૂર્ણ આરોગ્ય માટે જરૂરી જીવનધોરણ જાળવી રાખવું મુશ્કેલ જણાય છે. પ્રમુખ રૂઝવેલ્ટ કહે છે તેમ અમેરિકાના એક તૃતીયાંશ રહેવાસીઓને પૂરતો પોષક આહાર મળતો નથી. આ માટેનું એક કારણ એ છે કે ત્યાં પણ જન્મ-નિયંત્રણની પદ્ધતિ જરૂરી હોય તેટલા પ્રમાણમાં અપનાવાતી નથી. નવેસર સ્થિર થયેલા દેશોમાં માથાદીઠ ફળદ્રુપ જમીન ભરપૂર પ્રમાણમાં છે અને તેથી ત્યાંના લોકોને પોષક આહાર, ગીચ વસ્તીવાળાં રાષ્ટ્રોમાંની વ્યક્તિઓને મળે છે તેના કરતાં વધુ માત્રામાં મળે છે. ઑસ્ટ્રેલિયા અને ઇટાલીમાં વર્ષે માથાદીઠ વપરાશનાં આંકડા અહીં આપ્યા છે:

| | ઑસ્ટ્રેલિયા | ઇટાલી |
|---|---|---|
| દૂધ અને તેની બનાવટો (ગેલનમાં) | ૧૦૨ | ૨૩ |
| માંસ (રતલમાં) | ૨૦૨ | ૩૫ |
| ફળ (રતલમાં) | ૧૦૪ | ૪૦ |
| ખાંડ (રતલમાં) | ૧૦૭ | ૧૮ |
| ઘઉં (રતલમાં) | ૨૯૭ | ૩૫૧ |

ઘઉં સિવાયની અનાજની દરેક ચીજવસ્તુ ઇટાલી કરતાં ઑસ્ટ્રેલિયામાં ખૂબ મોટા જથ્થામાં વપરાય છે.

જૂના વિશ્વનાં રાષ્ટ્રોમાંથી, જેમણે જન્મ-નિયંત્રણ મારફત પોતાના જન્મદર ખૂબ ઘટાડી દીધાં છે તેવા હોલેન્ડ જેવા દેશો બાકીના દેશો કરતાં વધુ સુખી છે.

મુંબઈ ઈલાકામાં, રોજનું માથાદીઠ ઉપલભ્ય દૂધનું પ્રમાણ માત્ર સવા "તોલો" છે. પોષણ અંગેના સત્તાધિકારીઓના જણાવ્યા અનુસાર, દરેક વ્યકિતને રોજનું સરેરાશ ઓછામાં ઓછું એક પિન્ટ દૂધ મળવું જોઈએ.

જન્મ-નિયંત્રણ માટેની પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ એ છે કે એવી પરિસ્થિતિ સર્જવી કે જેમાં દરેક દેશ પોતાનો જન્મદર યોગ્ય પ્રમાણમાં ઘટાડી શકે જેથી કરીને તે તેની વસ્તીને તેના પોતાના ઉત્પાદનની સહાયથી સુંદર રીતે નિભાવી શકે.

કેટલાક લોકોના મન પર એવી છાપ છે કે આધુનિક વૈજ્ઞાનિક શોધોના કારણે માનવજાત માટેની ખોરાકની સમસ્યાઓ હલ થઈ ગઈ છે અને માત્ર ખોટી વિતરણ પદ્ધતિ જ, હાલની આર્થિક મુશ્કેલીઓનું મૂળ છે. તેઓના મત પ્રમાણે જો મિલકતનું વાજબી વિતરણ કરવામાં આવે તો સર્વત્ર સમૃદ્ધિ લાવી શકાય. એમાં શંકા નથી કે ઘણા સ્થળોએ મિલકતના વિભાજનમાં અન્યાય પ્રવર્તતો હોય છે અને દરેક નિષ્પક્ષ જાહેર કાર્યકરે આ બાબતમાં અન્યાયનો ભોગ બનેલી વ્યકિતઓને ન્યાય મળે તેવાં તમામ પગલાં લેવાં જોઈએ. તેમ છતાં, એ યાદ રાખવાની જરૂર છે કે, કુટુંબ મર્યાદિત બનાવવાનાં સાધનો દ્વારા વસ્તીનો વધારો નિયંત્રિત કરવામાં નહિ આવે ત્યાં સુધી, આમજનતાની સ્થિતિમાં કાયમી અને સંગીન સુધારો, કેવળ સમાન વિતરણથી કદીય કરી શકાશે નહિ.

જમીન એ તમામ સંપત્તિનું મુખ્ય સાધન હોવાથી, ભરપૂર પ્રમાણની ફળદ્રુપ જમીન દરેક વ્યકિતના હિસ્સામાં આવે નહિ ત્યાં સુધી, તમામને માટે સમૃદ્ધિ આવી શકે નહિ. સર ડેનિયલ હોલ અને પ્રોફેસર ઈસ્ટ જેવા કૃષિનિષ્ણાતોએ જણાવ્યું છે કે, પશ્ચિમ યુરોપનાં ધોરણે એક વ્યકિતના નિભાવ માટે આશરે અઢી એકર ખેડાઉ જમીન જરૂરી છે. પરંતુ તમામ જૂના દેશોમાં, લોકોએ આના કરતાં ય ઘણી ઓછી જમીન પર પોતાનો નિર્વાહ કરવાનો હોય છે. ભારતમાં, દરેક વ્યકિત માટે ફકત ખેડાઉ જમીનના એક એકરનો ત્રણ ચતુર્થાંશ ભાગ જ છે, અને અગાઉ જણાવી દીધું છે તેમ, કૃષિ અંગેના રોયલ કમિશનના મત પ્રમાણે, આ દેશમાં ઘણીબધી ખેડાઉ જમીન ઉપયોગ વિનાની છે.

રસાયણી ખાતરોના આગમનથી ખાતરોની સમસ્યા ઊકલી ગઈ છે એ મંતવ્ય પણ વાસ્તવિક નથી. કૃત્રિમ ખાતરોનો ઉપયોગ દરેક સ્થળે કરી શકાય નહિ.

રાવ બહાદુર ડી.એલ.સહસ્રબુધ્ધે, એમ.એજી., એમ.એસસી., નિવૃત્ત કૃષિ રસાયણશાસ્ત્રી, મુંબઈ સરકાર, એમણે ઑક્ટોબર, ૧૯૩૬ માટેના "સહ્યાદ્રિ" માં પોતાના લેખમાં નીચે પ્રમાણે લખ્યું હતું :

"અનુભવ પરથી એવું જણાવ્યું છે કે કૃત્રિમ ખાતરોનો ઉપયોગ સર્વત્ર કરી શકાતો નથી. ગાયના છાણ જેવાં સેન્દ્રિય ખાતરોની સાથે જ રસાયણી ખાતરોનો ઉપયોગ કરવો જોઈએ. નહિતર, કૃત્રિમ ખાતરો પાકને માટે ઉપકારક સાબિત થતાં નથી. એ જ પ્રમાણે, જે પાકમાં રસાયણી ખાતરોનો ઉપયોગ કરવાનો હોય તે પાકમાં, તેને નુકસાન થતું અટકાવવા માટે, પુષ્કળ પ્રમાણમાં પાણી છોડવું જોઈએ.

આ ઉપરાંત, એ યાદ રાખવું જોઈએ કે બે મુખ્ય રસાયણી ખાતરો છે નાઈટ્રેટ અને ફોસ્ફેટ અને એ બેમાંથી એકનો પણ વધુ ઉપયોગ બીજા વગર કરવાનો નથી. તેમ છતાં, ફોસ્ફેટનો પુરવઠો ખૂબ મર્યાદિત છે. સર ફ્રેડરિક કીબલ કહે છે કે :

'લગભગ વિશ્વની તમામ જમીન ફોસ્ફેટ વગર ભૂખે મરી જાય છે'. (રસાયણી ખાતરો અને અનાજ ઉત્પાદન) (૧૯૩૨) પૃ.૨૨૧. પ્રોફેસર આર્મસ્ટ્રોંગ કહે છે કે:

'ક્રૂકસ દ્વારા નાઈટ્રોજન સમસ્યાના ઉકેલથી આપણે, ફરીથી ભરી ન શકાય એવા ફોસ્ફેટના ભંડારોને ખાલી કરવાની ઉતાવળ કરીને, આપણને બચાવ્યા કરતાં વિનાશની વધુ નજીક આવી પહોંચ્યા છીએ'.

લગભગ તમામ સ્થળોને વનો અપૂરતાં હોવાના કારણે વેઠવું પડે છે. અને તેના પરિણામે પાણી અને ખાતરોની પણ તંગી ઊભી થવા પામી છે.

હાલની કૉંગ્રેસ સરકાર આ મુંબઈ ઈલાકાની આમજનતાનો ઉત્કર્ષ સાધવાનો પ્રયાસ કરી રહી છે. (સાંભળો, સાંભળો) પરંતુ જન્મ-નિયંત્રણનાં સાધનો દ્વારા વસ્તી સમસ્યાને હલ નહિ કરો તો તેમના તમામ પ્રયાસો નિરર્થક બની જવાના.

**નાયબ અધ્યક્ષ :** માનનીય સભ્ય હવે તેમની ટીકાટિપ્પણી બંધ કરે.

**મી. પી. જે. રોહમ :** હા, મહોદય. ડો. રાધાકમલ મુકરજીએ તેમના પુસ્તક "૪૦ કરોડ માટે અન્ન આયોજન" માં જણાવ્યું છે કે :

વસ્તીવધારા પર કંઈક અંકુશ ન મુકાય ત્યાં સુધી, ચીનમાં છે તેમ, બીજો કોઈ **પણ** ઉપાય માત્ર હંગામી બની જવા સંભવ છે, કારણકે વસ્તી ફરી પાછી ઝડપથી વધીને એટલી અધિક સંખ્યાની વ્યકિતઓની થઈ જશે કે જમીન તેમનો આધાર નહીં બની શકે. વસ્તી એટલી ઝડપથી વધે છે કે અપાતી શૈક્ષણિક સવલતો પાછળ પડી જાય છે, જયારે કરવેરાપાત્ર શકિત ભાગ્યે જ વધે છે. એટલે એ સ્પષ્ટ છે કે વસ્તીનું દબાણ, કેવળ અનાજ પૂરું પાડવાના સંદર્ભમાં જ જોઈ શકાય નહિ. વધતી જતી વસ્તીને કારણે ફેર સમાયોજન કરવાનું વધુને વધુ મુશ્કેલ બની જાય છે. તર્કબધ્ધ કુટુંબ નિયોજન અને જન્મ-નિયંત્રણ અંગે આમજનતાનું શિક્ષણ એ બંને બાબતોને વસ્તીવધારો રોકવાનાં સૌથી વધુ અસરકારક સાધનો તરીકે સ્વીકારવાં જોઈએ.

મુંબઈને ભારતનું પ્રવેશ દ્વાર કહેવાય છે અને આ પ્રવૃત્તિ પણ આ દેશમાં એ જ પ્રવેશદ્વારેથી પ્રવેશી. તેથી પરિસ્થિતિને સૌથી અનુકૂળ બાબત એ ગણાશે કે એને આ જ ઈલાકામાં પોષવી પણ જોઈએ. થોડાક જ લોકોને તેમનાં નામ અમર કરી જવાનાં કાર્યો કરવાની તક મળતી હોય છે. જન્મ-નિયંત્રણની પ્રવૃત્તિએ આપણી પ્રાંતિક સરકારને એવી તક આપી છે અને એવી આશા રાખવામાં આવે છે કે સરકાર એ તકને હાથમાંથી સરી જવા નહિ દે પરંતુ તેના પોતાના અને લોકોના લાભમાં તેનો પૂરેપૂરો ઉપયોગ કરશે.



# પરિશિષ્ટ ૨

# ડૉ. આંબેડકરે પૂછેલા પ્રશ્નો અને સરકારે આપેલા ઉત્તરો

## સરકારી નોકરી : પસંદગી બોર્ડ

**ડૉ.બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે- (એ) મુંબઈ સરકારની પ્રાંતિક અને તાબાની સેવાઓમાંની ખાલી જગ્યાઓ માટે અરજી કરતા ઉમેદવારો પસંદ કરવાના હેતુ માટે કોઈ પસંદગી બોર્ડ રચવામાં આવ્યું છે કે કેમ ;

(બી) જો એવા કોઈ પસંદગી બોર્ડની રચના કરવામાં આવી હોય, તો તેનાં સભ્યોનાં નામ ?

**માનનીય સર ચુનીલાલ મહેતા :** મુંબઈ સરકારની પ્રાંતિક અને તાબાની સેવાઓ માટે ઉમેદવારો પસંદ કરવા માટે કોઈ એક બોર્ડ અસ્તિત્વમાં નથી. અમુક પ્રાંતિક સેવાઓ માટે પસંદગી સમિતિઓ રચવામાં આવી છે. તાબાની સેવાઓમાં નિમણૂંકો, કચેરીઓના વડાઓ દ્વારા તેમને સોંપાયેલી સત્તા હેઠળ અથવા સ્થાનિક સરકાર દ્વારા કરવામાં આવે છે.

**ડૉ. બી.આર.આંબેડકર :** પ્રાંતિક સેવાઓ માટે રચાયેલી સમિતિઓના સભ્યોનાં નામ માનનીય સભ્ય આપી શકશે કે કેમ તે જણાવશે ? તેઓ કહે છે કે અમુક પ્રાંતિક સરકારો માટે પસંદગી સમિતિઓ રચવામાં આવી છે.

**માનનીય સભ્ય સર ચુનીલાલ મહેતા :** સભ્યોનાં નામ કંઈ હું મારા માથામાં લઈને ફરી શકું નહિ. જો માનનીય સભ્ય નોટિસ આપે તો હું નામો આપીશ. પરંતુ

મને લાગે છે કે આ સમિતિઓના સભ્યોની કોઈ નિયત યાદી નથી ; તેઓ બદલાતા રહે છે, હું માનું છું કે દર વર્ષે વખતોવખત.

## ગામઠાણો માટે જમીન સંપાદન અને સુધારણા

**ડૉ. બી.આર.આંબેડકર :** મહોદય, હું માહિતીનો મુદ્દો ઉઠાવું છું. હાલના બજેટમાં આ રકમની જોગવાઈ કયા હેતુ માટે કરવામાં આવી છે તે મને ચોકકસ સમજાતું નથી. હવાલો ધરાવતા માનનીય સભ્ય પાસેથી હું જાણવા માંગું છું કે તે રકમ, જેઓ તેમનાં પોતાનાં ગામઠાણથી અસંતુષ્ટ હોય તેવા ગ્રામવાસીઓની નવી વસાહતો સ્થાપવાના હેતુઓ માટે ખર્ચવાની છે કે કેમ, અથવા એ રકમ, ગ્રામવાસીઓને સુખસગડોની જોગવાઈ કરી આપવા માટે ખર્ચવાની છે કે કેમ, અથવા કયા હેતુ માટે ખર્ચવાની છે ? મારા જેવા સભ્યો આ રકમનો હેતુ ચોંકકસ સમજી શકે તે માટે બ્લ્યુ બુકમાં કે વ્હાઈટ બુકમાં ચોકકસ કોઈ માહિતી આપવામાં આવી નથી. તેથી, હું આશા રાખું છું કે આ વિષય પર કંઈક પ્રકાશ નાખવામાં આવે.

## જમીન દફતર અધીક્ષકો

**ડૉ. બી.આર.આંબેડકર :** મહોદય, હું નથી માનતો કે આ દરખાસ્ત પર વધુ દલીલ કરવી જોઈએ. દરખાસ્તનો આધાર એ કારણ પર છે કે બજેટમાં જેમના માટે રૂ. ૩૫,૮૦૦ના ખર્ચે જોગવાઈ કરાઈ છે તે આ અધીક્ષકો એવી કામગીરી કરે છે જે સામાન્ય રીતે રાબેતા મુજબના ક્રમમાં નાયબ કલેકટરો દ્વારા કરી શકાય. આ દલીલનો માત્ર એક જ જવાબ એ છે કે નાયબ કલેકટરો આ કામગીરી કરી શકે એમ નથી. માનનીય સભ્ય, જમાબંધી કમિશ્નરે આપેલો ઉત્તર આ પ્રશ્નના એ પાસાને સ્પર્શતો જણાતો નથી. તેઓ દ્વારા કરાતી કામગીરી સમાજના હિતમાં જરૂરી એવી ઉપયોગી કામગીરી છે એ અંગે આ ગૃહમાંનો કોઈ પણ સભ્ય વાંધો ઉઠાવી શકે એમ નથી. પરંતુ મહોદય, મુદ્દો અને મહત્ત્વનો મુદ્દો એ છે કે આવી કામગીરી નાયબ કલકટરો દ્વારા કરી ન શકાય કે કેમ. જો તેનો ઉત્તર હકારાત્મક હોય, તો સરકારનો કોઈ કેસ જ નથી, અને મારા જેવા નવા સભ્યો એક યા બીજી તરફ નિર્ણય કરી શકે તે માટે સરકાર તે મુદ્દો સ્પષ્ટ કરે એમ હું ઇચ્છું છું.

**નાયબ કલેકટરનો હોદ્દો :**

**શ્રી એમ.કે.જાદવની અરજી**

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(૧) મુંબઈ સરકારના મહેસૂલ વિભાગે તાજેતરમાં ભરેલી નાયબ કલેકટરની ત્રણ જગ્યાઓમાંથી એક જગ્યા માટે શ્રી એમ.કે.જાધવ, બી.એ. (ઓનર્સ), મુંબઈ-એ અરજી કરી હતી કે કેમ ?

(૨) સરકારને ખબર હતી કે તેઓ દલિત છે કે કેમ ?

(૩) એમની અરજી નહિ સ્વીકારવાનાં શાં કારણો હતાં ?

**માનનીય શ્રી જે. એલ. રીયુ :** (૧) હા. (૨) હા.

(૩) સરકારને અફસોસ છે કે શ્રી જાધવને કે બીજા કોઈ વ્યક્તિગત ઉમેદવારને પસંદ શા માટે કરવામાં આવ્યા નહિ તેનાં કારણો આપવા તે તૈયાર નથી.

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકારે આ નિમણૂંકો ભરતી વખતે સરકારી નોકરીમાં દલિતો માટે ૫૦ ટકા અનામત જગ્યાઓનો નિયમ લાગુ પાડયો હતો ખરો?

**માનનીય શ્રી જે.એલ.રીયુ :** એ નિયમ તદ્દન લાગુ જ નથી પડતો. એ કારકુની સ્ટાફને જ લાગુ પડે છે.

**શ્રી ડબલ્યુ.એસ.મુકાદમ :** શું સરકાર, પસંદ થયેલા ઉમેદવારોનાં નામ અમને આપી શકશે ખરી ?

**માનનીય શ્રી જે.એલ.રીયુ :** માનનીય સભ્ય રેકર્ડમાંથી તે મેળવી શકશે.

**ડૉ. બી.આર.આંબેડકર :** શ્રી જાધવને બાકાત રાખવાની બાબત શું દલિતોને પ્રોત્સાહન આપવાની સરકારની નીતિ સાથે સુસંગત છે ખરી ?

**માનનીય શ્રી જે.એલ.રીયુ :** તેની સાથે તે વિસંગત નથી.

## જાહેર સ્થળોએ દલિતોને પ્રવેશ

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે તેણે, આ ઈલાકામાં તમામ જાહેર સ્થળો દલિતો માટે ખુલ્લાં મૂકવા અંગેના શ્રી બોલેના ઠરાવનો અમલ કરવા માટે શાં પગલાં લીધાં છે ?

**માનનીય સર ગુલામ હુસેન :** માહિતી નિયામકે પ્રસિધ્ધ કરેલ અખબારી યાદી નં. પી-૧૭, તા.૨૯મી સપ્ટેમ્બર ૧૯૨૩ (તરત જોઈ જવા સારું નકલ નીચે આપી છે) પરત્વે લક્ષ દોરવામાં આવે છે.

(માહિતી નિયામક, મુંબઈના સૌજન્યથી)

# અસ્પૃશ્ય વર્ગો

## સરકારના અને પરિષદના ઠરાવો

મુંબઈ વિધાનપરિષદના ગત સત્રમાં, શ્રી એસ.કે.બોલેની દરખાસ્ત પર, એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. તેમાં ભલામણ કરવામાં આવી હતી કે "જાહેર નાણાંમાંથી બંધાયેલાં અને નિભાવતાં અથવા સરકાર દ્વારા નિમાયેલી સંસ્થાઓ દ્વારા જેમનો વહીવટ કરાતો હોય તેવાં અથવા કાનૂનો દ્વારા ઊભાં કરાયેલાં તમામ જાહેર પાણી ભરવાનાં સ્થળો, કૂવાઓ અને ધર્મશાળાઓ તેમજ શાળાઓ, કોર્ટો, કચેરીઓ અને દવાખાનાંનો ઉપયોગ અસ્પૃશ્ય વર્ગોને કરવાની છૂટ આપવી."

આ ઠરાવને અનુલક્ષીને, સરકારની માલિકીનાં અને સરકાર દ્વારા નિભાવતાં જાહેર સ્થળો અને સંસ્થાઓને તે ઠરાવ લાગુ પડે છે તેટલા પૂરતું તેનો અમલ કરવા માટે સરકારે તેના અધિકારીઓને આદેશ આપ્યો છે. આ ઠરાવમાં કરાયેલી ભલામણ સ્વીકારવી કેટલી હિતાવહ છે તેની વિચારણા કરવા માટે સ્થાનિક જાહેર સંસ્થાઓને જણાવવાની કલેક્ટરોને વિનંતી કરવામાં આવી છે. મુંબઈ અને કરાંચી પોર્ટ ટ્રસ્ટ, મુંબઈ શહેર-સુધારણા ટ્રસ્ટ અને મ્યુનિસિપલ કૉર્પોરેશનને પણ, તેમના નિયંત્રણ હેઠળનાં સ્થળોની બાબતમાં આ ઠરાવનો અમલ કરવાની વિનંતી કરવામાં આવી છે.

**ડૉ. બી.આર.આંબેડકર :** શું માનનીય સભ્યને ખબર છે કે ગામડાંમાં સામાન્ય ગ્રામવાસીઓ, જાહેર સંસ્થાઓ દ્વારા જોગવાઈ કરાયેલાં જાહેર સ્થળોનો લાભ લેતાં કેટલાંય સ્થળોએ દલિતોને અટકાવે છે ?

**માનનીય સર ગુલામ હુસેન :** મારી જાણમાં નથી.

## દલિતો માટેના મદદનીશ શિક્ષણ નિરીક્ષક.

ડૉ. બી.આર.આંબેડકર : શું સરકાર એ જણાવશે કે-

(૧) શ્રી જી. જી. કાંબળેને, દલિતો માટેના વધારાના મદદનીશ શિક્ષણ નિરીક્ષકની તેમની જગ્યા પરથી શા માટે ઉતારી મૂકવામાં આવ્યા હતા ?

(૨) ઉક્ત જગ્યા નાબૂદ કરાઈ છે ?

(૩) જો હા, તો શા માટે ?

માનનીય દીવાન બહાદુર હરિલાલ ડી. દેસાઈ :

(૧) શ્રી કાંબળેને ઉતારી મૂકવાનું કારણ એ હતું કે તે પોતાના પદને વાજબી ઠરાવી શકયા નહિ, તેમના હવાલા હેઠળ મુકાયેલી શાળાઓમાં ખરેખર કશી સુધારણા થઈ ન હતી.

(૨) હા.

(૩) એ જગ્યા નાબૂદ કરવામાં આવી હતી કારણકે ૧૯૨૩ના મુંબઈ પ્રાથમિક શિક્ષણ અધિનિયમ હેઠળ પ્રાથમિક શાળાઓનું નિયંત્રણ સ્થાનિક સત્તાધિકારીઓને તબદીલ કરાયું હોઈને તેનો નિભાવ કરવાની સરકારને કોઈ જરૂર ન હતી.

ડૉ. બી. આર. આંબેડકર : શું સરકાર એવું જરૂરી છે એમ નથી વિચારતી કે ખાસ મદદનીશ શિક્ષણ નિરીક્ષકનો લાભ દલિતોની શાળાઓને આપવો જોઈએ ?

માનનીય દીવાન બહાદુર હરિલાલ ડી. દેસાઈ : સૌપ્રથમ, સરકારે ખાસ જગ્યા ઊભી કરી. શાળાઓ હવે સ્થાનિક સંસ્થાઓને તબદીલ કરાઈ છે, અને જો સરકારને એમ લાગશે કે આવી નિયણૂંક કરવી જરૂરી છે, તો તે એ બાબત અંગે વિચારણા કરશે.

### મી. ફલેમિંગ, સિટી મેજિસ્ટ્રેટના ચુકાદાઓ

ડૉ. બી.આર.આંબેડકર : શું સરકાર એ જણાવશે કે-

(એ) નીચે જણાવેલા તાજેતરના બે ફોજદારી કેસોમાં મી. ફલેમિંગ, સિટી મેજિસ્ટ્રેટ, પુના દ્વારા અપાયેલા ચુકાદાઓ તરફ સરકારનું ધ્યાન દોરવામાં આવ્યું છે કે કેમ : (૧) એમ્પરર વિરુદ્ધ બાબુરાવ ફુલે અને (૨) એમ્પરર વિરુદ્ધ નીવલકર અને બીજાઓ. આ બંને કેસોમાં આરોપીઓ પર ભારતીય ફોજદારી કાયદાની કલમ ૫૦૦ હેઠળ આરોપ મૂકવામાં આવ્યો હતો.

(બી) મી. ફ્લેમિંગે બંને કેસોમાં રહેલા કાયદાના સમાન મુદ્દા પર પરસ્પર વિરોધી ચુકાદાઓ આપ્યા છે તેની સરકારને જાણ છે કે કેમ, એટલે કે ફોજદારી કાર્યરીતિ કાયદાની કલમ ૧૯૮ના અર્થમાં, ફરિયાદી નારાજ થયેલી વ્યકિત છે કેમ;

(સી) મી. ફ્લેમિંગે આવા પરસ્પર વિરોધી ચુકાદાઓ શા માટે આપ્યા તે અંગે સરકારે તેમની પાસેથી ખુલાસો માંગ્યો છે કે કેમ ;

(ડી) સરકાર આ બાબતમાં મી. ફ્લેમિંગ સામે કોઈ પગલાં ભરવાનું વિચારે છે કેમ ?



**માનનીય સભ્ય મી. જે. ઈ. બી. હોટસન :** (એ)થી (ડી). કોઈ મેજિસ્ટ્રેટના ચુકાદાથી પોતે નારાજ થઈ છે એવું માનતી કોઈ પણ વ્યકિતને માટે કાયદા દ્વારા જોગવાઈ કરાયેલ ઉપાયોની છૂટ છે. આ પ્રશ્નમાં જેમનો ઉલ્લેખ કરાયો છે તે મુદ્દાઓ પર આ ગૃહમાં ગંભીર અનૌચિત્ય વહોરી લીધાં સિવાય સરકાર પોતાનો અભિપ્રાય વ્યકત કરી શકે નહિ.

**શ્રી એસ. કે. બોલે :** જવાબ માત્ર (બી) નો જ આપવામાં આવ્યો છે અને (એ), (સી) અથવા (ડી) નો જવાબ આપવામાં આવ્યો નથી.

**માનનીય મી. જે. ઈ. બી. હોટસન :** પ્રશ્નના ચારેચાર ભાગનો જવાબ આપવામાં આવ્યો છે.

**શ્રી એસ.કે.બોલે :** (એ)માં પ્રશ્ન એ છે કે "મી. ફ્લેમિંગે આપેલા ચુકાદાઓ પ્રત્યે સરકારનું લક્ષ દોરવામાં આવ્યું છે કે કેમ," પરંતુ તેનો જવાબ આપવામાં આવ્યો નથી.

**માનનીય મી. જે.ઈ.બી.હોટસન :** હું માનું છું, એ ગર્ભિત છે. ચુકાદાઓ પ્રત્યે સરકારનું લક્ષ દોરવામાં આવ્યું છે.

**શ્રી એસ.કે.બોલે :** (બી)માં પ્રશ્ન એ છે કે મી. ફ્લેમિંગે પરસ્પર વિરોધી ચુકાદાઓ આપ્યા છે તેની સરકારને જાણ છે કે કેમ", પરંતુ તેનો કોઈ જવાબ નથી.

**માનનીય મી. જે.ઈ.બી.હોટસન :** હા, ઉત્તર છે, સરકાર ગંભીર અનૌચિત્ય વ્હોરી લીધા સિવાય આ ગૃહમાં પોતાનો અભિપ્રાય વ્યકત કરી શકે નહિ.

**શ્રી એસ.કે. બોલે :** પૂછવામાં એવું આવ્યું છે કે સરકારને એની જાણ છે કે કેમ.

**માનનીય પ્રમુખ :** "પરસ્પરવિરાધી" એ શબ્દ સૂચક છે અને તેમાં અભિપ્રાયની જરૂર છે, તેથી એવો ઉત્તર અપાયો છે.

## મુલકી પાટિલ દ્વારા
## મહાર પર હુમલો (ચીખરડી)

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(એ) શોલાપુર જિલ્લામાં ચીખરડી ગામના મુલકી પાટિલે તેનું અંગત કામ કરવાના ઈનકાર બદલ અર્જુન લાલા મહાર પર હુમલો કર્યો અને તેની ખોપરી તોડી નાખી એ હકીકત છે કે કેમ;

(બી) સિવિલ હૉસ્પિટલ; બારસી-માં અર્જુન પોતાની ઈજા અંગે સારવાર લઈ રહ્યો છે એ હકીકત છે કે કેમ;

(સી) જો એમ હોય તો સરકારે પાટિલ સામે ક્યાં પગલાં લીધાં છે ?

**માનનીય મી.જે.એલ.રીયુ :** માહિતી મંગાવવામાં આવી છે.

## મહારની પજવણી (શોલાપુર)

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(એ) શોલાપુર જિલ્લામાં (૧) રાલેરાસ, (૨) પડીગાંવ, (૩) પાંગરી, (૪) ઉપલે દુમાલા, (૫) આંબેગાંવ અને (૬) સુરડી ગામોનાં ગાંવકરીઓએ કાવતરું ઘડીને તેમનાં પોતપોતાનાં ગામોનાં રૈયતોને અને દુકાનદારોને તેમનાં ગામોના મહારો સાથે કશી પણ લેવડદેવડ રાખતાં અટકાવી રહ્યાં છે અને તેઓએ તેમનાં ગામોનાં મહારો પર હુમલા કર્યા છે અને અમુક પ્રસંગોમાં મહાર સ્ત્રીઓની છેડતી કરી છે અને મહારો દ્વારા ઉપયોગમાં લેવાતાં પાણીનાં સાધનોમાં ગંદકી નાખી છે કારણકે આ ગામોના મહારોએ સ્વસુધારણાના પોતાના પ્રયાસો તરીકે મૃતપ્રાણીઓનાં હાડપિંજરો લઈ જવાનું છોડી દીધું છે, એ હકીકત છે કે કેમ;

(બી) મહારોને આવા જુલમ સામે રક્ષણ આપવા માટે સરકાર ક્યાં પગલાં ભરવાનું વિચારે છે ?

માનનીય મી. જે.ઇ.બી. હોટસન : માહિતી મંગાવામાં આવી રહી છે.

## ઉલ્લાસ નદી પર અકસ્માત

**ડૉ. બી.આર. આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(એ) તા.૧૩ મી ફેબ્રુઆરી, ૧૯૨૬ના 'પ્રતિયોગી' માં પ્રસિદ્ધ થયેલા લેખ તરફ અને તા.૧૨મી જૂન, ૧૯૨૬ના 'પ્રતિયોગી'માં પ્રસિદ્ધ થયેલા બાદલપુરના લોકોનાં નિવેદનોનાં ઉતારાઓ તરફ સરકારનું લક્ષ દોરવામાં આવ્યું છે કે કેમ;

(બી) જો એમ હોય, તો માગણી કરવામાં આવ્યા પ્રમાણે ફોજદારી કેસ માંડવાની પરવાનગી હજી સરકાર અટકાવી રાખે છે કે કેમ ?

માનનીય સર કાવસજી જહાંગીર : (એ) સરકારે તા. ૧૩મી ફેબ્રુઆરી, ૧૯૨૬ના પ્રતિયોગી'માં પ્રસિદ્ધ થયેલા લેખનો સારાંશ ધ્યાનમાં લીધા છે પરંતુ તા.૧૨મી જૂન, ૧૯૨૬ના છાપાના અંકમાં પ્રસિદ્ધ થયેલાં બાદલપુરના લોકોનાં નિવેદનોના ઉતારાઓ સરકારે ધ્યાનમાં લીધા નથી.

(બી) હા.

## જાહેર સેવા : દલિતો

**ડૉ. બી.આર. આંબેડકર :** શું સરકાર, જાહેર સેવામાં દલિતોની સંખ્યા અંગે નીચેની માહિતી આપી શકશે ?

| જિલ્લો | ખાતું | નોકરીએ રખાયેલા દલિતોની સંખ્યા | |
|---|---|---|---|
| | | પટાવાળા તરીકે | સ્ટાફ પર |

માનનીય સર ચુનીલાલ મહેતા : માહિતી મંગાવવામાં આવી છે.

**વતનદાર મહારો : મહેનતાણું**

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર, ઈલાકામાંનાં દરેક ગામ માટેની નીચેની માહિતી આપી શકશે ?

| ગામ | કુલ વસ્તી | કામગીરી બજાવતા મહારોની સંખ્યા | કામગીરી બજાવતા મહારોને તમામ સાધનોમાંથી રૂપિયામાં અપાતું અંદાજી મહેનતાણું. | કુલ મહેનતાણું |
|---|---|---|---|---|

**માનનીય શ્રી જે. એલ. રીયુ :** જાહેર હિતની દ્રષ્ટિએ, માહિતી મેળવવામાં જનાર સમય અને થનાર તકલીફનું પ્રમાણ તેની શકય ઉપયોગિતા જોતાં મર્યાદા બહારનું થઈ જશે તેથી સરકાર દિલગીર છે કે તે એવી માહિતી એકઠી કરવા તૈયાર નથી. જો માનનીય સભ્ય આ તપાસ માટે અમુક પ્રકારનાં જ ગામોની નાની સંખ્યા પસંદ કરશે તો સરકાર વિચારશે કે એ અંગે માનનીય સભ્ય ઈચ્છે છે તેવી માહિતી પૂરી પાડવાનું વ્યવહાર્ય ગણાશે કે કેમ.

**ડૉ. બી.આર. આંબેડકર :** શું એ હકીકત નથી કે આ પ્રશ્નમાં માગવામાં આવી છે તે માહિતી દરેક ગામની વતન કાર્યવાહીમાંથી મળી શકે એમ છે ?

**માનનીય શ્રી જે.એલ. રીયુ :** ગમે તેમ, પણ હું માનનીય સભ્યનું લક્ષ એ હકીકત તરફ દોરીશ કે આ પ્રશ્ન મુંબઈ ઈલાકામાંના દરેક ગામને મોકલવાનો રહેશે. આ માહિતી ભેગી કરવામાં લાગનાર મજૂરી અને સમય ખૂબ મોટા પ્રમાણનાં રહેશે.

## કામગીરી બજાવતા વતનદાર મહારો

**ડૉ. બી.આર. આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(એ) ઈલાકાના જુદાજુદા ભાગોમાંનાં ગામોમાં કામગીરી બજાવતા વતનદાર મહારોની સંખ્યાને લાગુ પડતા કોઈ નિયમો છે કે કેમ ?

(બી) જો એમ હોય, તો સરકાર એ નિયમને પ્રસિધ્ધ કરશે કે તેમનો ઉલ્લેખ કરશે ખરી ?

**માનનીય શ્રી. જે.એલ.રીયુ :** (એ) અને (બી). આ વિષય અંગે કોઈ નિયમો નથી. કામગીરી બજાવતા વતનદાર મહારોની નિમણૂકને, મુંબઈ વારસાગત હોદ્દા અધિનિયમની કલમ ૬૪ની જોગવાઈઓ લાગુ પડે છે.

**ડૉ. બી.આર.આંબેડકર :** શું માનનીય સભ્યને જાણ છે કે કલમ ૬૪ હેઠળ વિવેક-નિર્ણય કલેકટર પર છોડવામાં આવ્યો છે જેનો ઉપયોગ કરીને તેઓ કામગીરી બજાવતા વતનદાર મહારો અંગેના નિયમો બનાવી શકે છે ?

**માનનીય શ્રી જે.એલ.રીયુ :** મને એમની જાણ છે.

**ડૉ. બી.આર.આંબેડકર :** શું માનનીય સભ્યને જાણ છે કે અમુક ગામમાં ૧૬ મહારો વતનદારો તરીકે કામગીરી બજાવી રહ્યા છે ?

**માનનીય શ્રી જે.એલ. રીયુ :** જો માનનીય સભ્ય નોટિસ આપે તો હું તપાસ કરાવીશ.

## બાદલપુર ખાતે ઉલ્લાસ નદી પરનો પુલ

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(એ) થાણા જિલ્લામાં બાદલપુર ખાતે ઉલ્લાસ નદી પર નીચી કક્ષાનો બેઠો પુલ બાંધવાના પ્રશ્ન અંગેની વિચારણા હજી પૂરી થઈ નથી કે કેમ;

(બી) તે અંગેના કમિશનરના અને કલેકટરના અહેવાલો સહિત સમગ્ર પત્રવ્યવહાર પરિષદના મેજ પર મૂકવામાં આવશે કે કેમ;

(સી) નીચી કક્ષાના બેઠા પુલને બદલે ઊંચી કક્ષાનો પુલ તદ્દન જરૂરી છે એની સરકારને જાણ છે કે કેમ ?

**માનનીય શ્રી જે.એલ.રીયુ :** (૬) ના. પરંતુ એવી આશા છે કે નિર્ણય તરત લેવાશે.

(બી) સરકાર પત્રવ્યવહારને મેજ પર મૂકવા તૈયાર નથી.

(સી) ના.

## ખેતી માટે વનની જમીન : દલિતોને આપવી

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(એ) ૧૯૨૩,૧૯૨૪, ૧૯૨૫ અને ૧૯૨૬નાં વર્ષોમાં આ ઈલાકાના દરેક જિલ્લામાં ખેતી માટે આપવામાં આવેલી વનની જમીનનું કુલ પ્રમાણ;

(બી) જણાવેલાં વર્ષોમાં દરેક જિલ્લામાં દલિતોને આમાંથી કેટલી જમીન આપવામાં આવી હતી ?

માનનીય શ્રી.જી.બી.પ્રધાન : (એ) અને (બી)જરૂરી માહિતી આપતું પત્રક પરિષદના મેજ પર મૂકવામાં આવ્યું છે. પત્રકમાં જણાવેલો વિસ્તાર, ઈલાકાના દરેક વન વિભાગ માટેનો છે.

**૧૯૨૩, ૧૯૨૪, ૧૯૨૫, અને ૧૯૨૬ દરમિયાન ખેતી માટે આપી દેવામાં આવેલી વનની જમીનનું પત્રક.**

| વન વિભાગ | ખેતી માટે આપી દેવામાં આવેલી વનની જમીનનું કુલ પ્રમાણ | | | |
|---|---|---|---|---|
| | ૧૯૨૩ | ૧૯૨૪ | ૧૯૨૫ | ૧૯૨૬ |
| **ઉત્તર વર્તુળ** | **એકર** | **એકર** | **એકર** | **એકર** |
| ૧. પંચમહાલ | ૬૬૦ | ૭,૫૩૬ | -- | ૯ |
| ૨. સુરત | ૧,૧૭૫ | ૧,૧૫૨ | ૩,૫૫૮ | -- |
| ૩. ઉત્તર થાણા | ૧૯૧ | ૧૭૧ | -- | ૫ |
| ૪. પશ્ચિમ થાણા | ૩૩૯ | ૩૩૦ | ૨૯૫ | -- |
| ૫. પૂર્વ થાણા | ૨૧,૪૬૩ | ૨,૨૩૭ | ૨,૮૧૦ | ૩,૭૩૩ |
| ૬. પશ્ચિમ નાસિક | ૩,૦૮૦ | ૪૩૨ | ૧,૮૧૭ | ૨૫૬ |
| ૭. પૂર્વ નાસિક | ૮,૪૯૩ | ૨,૭૧૪ | ૨,૧૦૦ | ૨,૪૮૨ |
| **મધ્ય વર્તુળ** | | | | |
| ૧. પૂર્વ ખાનદેશ | ૧૮૬ | ૪૦૧ | ૧,૭૫૬ | ૧,૮૭૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨. | ઉત્તર ખાનદેશ | -- | ૧,૩૨૫ | ૧,૬૬૦ | ૧,૮૧૫ |
| ૩. | પશ્ચિમ ખાનદેશ | ૯૦ | ૫૧ | ૨૩૫ | ૫૬૦ |
| ૪. | પૂના | ૧ | ૧ | ૭૦ | ૩૬ |
| ૫. | અહમદનગર | ૪,૨૫૪ | ૫૫ | ૮૬ | ૮૮ |
| ૬. | સતારા | ૩,૫૧૬ | ૨૫૨ | ૪૭૩ | ૨૮૫ |
| **દક્ષિણ વર્તુળ** | | | | | |
| ૧. | ઉત્તર વિભાગ, કાનડા | ૨૨ | -- | -- | ૭ |
| ૨. | પૂર્વ વિભાગ, કાનડા | ૧૦૫ | ૧૩૭ | ૩૩ | ૭ |
| ૩. | દક્ષિણ વિભાગ, કાનડા | ૨૬ | ૪૦ | ૪૧ | ૩૭ |
| ૪. | પશ્ચિમ વિભાગ, કાનડા | ૧૩૩ | ૭૦ | ૫૯ | ૫ |
| ૫. | મધ્ય વિભાગ, કાનડા | ૧૩ | ૬ | ૧ | -- |
| ૬. | બેલગામ | ૬૬૮ | ૭૧૯ | ૨,૦૦૬ | ૨,૭૧૭ |
| ૭. | ધારવાડ | ૩૪૬ | ૨૫ | ૧૫૪ | ૧૩૨ |
| **સિંધ વર્તુળ** | | | | | |
| ૧. | સક્કર | ૧,૮૪૧ | ૨,૫૭૭ | ૧,૩૩૦ | ૧,૮૮૮ |
| ૨. | શીકાપુર | ૧,૩૯૯ | ૧,૨૫૬ | ૧,૦૬૬ | ૯૨૮ |
| ૩. | લારકાના | ૪,૩૨૧ | ૩,૧૪૩ | ૪,૮૩૮ | ૫,૩૦૦ |
| ૪. | હૈદરાબાદ | ૫૪૯ | ૧,૭૮૨ | ૨,૦૭૧ | ૨,૩૯૬ |
| ૫. | કરાચી | ૯૨ | ૧,૦૯૩ | ૧,૭૮૯ | ૩,૦૮૪ |

| વન વિભાગ | દલિતોને આપવામાં આવેલી જમીન ૧૯૨૩ | ૧૯૨૪ | ૧૯૨૫ | ૧૯૨૬ | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|
| ઉત્તર વર્તુળ | એકર | એકર | એકર | એકર | |
| ૧. પંચમહાલ | ૨૨૭ | ૧,૪૪૬ | -- | ૯ | |
| ૨. સુરત | ૧૧૭૫ | ૧,૧૫૨ | ૩,૫૫૮ | -- | |
| ૩. ઉત્તર થાણા | ૧૯૧ | ૧૭૧ | -- | ૫ | |
| ૪. પશ્ચિમ થાણા | ૩૩૯ | ૩૩૦ | ૨૯૫ | -- | |
| ૫. પૂર્વ થાણા | ૨૧,૪૬૩ | ૨,૨૩૭ | ૨,૮૧૦ | ૩,૭૩૩ | |
| ૬. પશ્ચિમ નાસિક | ૨,૯૨૭ | ૪૧૧ | ૧,૭૨૭ | ૨૪૩ | |
| ૭. પૂર્વ નાસિક | ૮,૪૯૩ | ૨,૭૧૪ | ૨,૧૦૦ | ૨,૪૮૨ | |
| મધ્ય વર્તુળ | | | | | |
| ૧. પૂર્વ ખાનદેશ | -- | ૩૦ | ૯૧ | ૧૦૧ | |
| ૨. ઉત્તર ખાનદેશ | -- | ૧,૩૨૫ | ૧,૬૬૦ | ૧,૮૧૫ | |
| ૩. પશ્ચિમ ખાનદેશ | ૪૦ | ૩૭ | ૯૦ | ૩૪૦ | |
| ૪. પૂના | -- | -- | -- | -- | |
| ૫. અહમદનગર | ૫૫ | -- | -- | -- | |
| ૬. સતારા | -- | -- | -- | -- | |
| દક્ષિણ વર્તુળ | | | | | |
| ૧. ઉત્તર વિભાગ, કાનડા | -- | -- | -- | -- | |
| ૨. પૂર્વ વિભાગ, કાનડા | -- | -- | -- | -- | આ વર્ષો દરમિયાન કોઈ અરજી મળી નહોતી. |
| ૩. દક્ષિણ વિભાગ, કાનડા | ૨૦ | ૩૮ | ૨૮ | ૩૬ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪. | પશ્ચિમ વિભાગ, કાનડા | -- | -- | -- | -- | |
| ૫. | મધ્ય વિભાગ, કાનડા | -- | -- | -- | -- | |
| ૬. | બેલગામ | ૪૫ | ૧૦૪ | ૨૩ | ૬૬૪ | |
| ૭. | ધારવાડ | -- | -- | -- | -- | |
| સિંધ પ્રર્તુળ | | | | | | |
| ૧. | સક્કર | | | | | સિંધમાં |
| ૨. | શીકાપુર | | | | | ખેતીકામ |
| ૩. | લારકાના | | | | | કરતા હોય |
| ૪. | હૈદરાબાદ | | | | | એવા દલિતો |
| ૫. | કરાચી | | | | | નથી. |

## તમાકુ લાઈસન્સ

ડૉ. બી.આર.આંબેડકર : શું સરકાર એ જણાવશે કે-

(એ) કોઈ એક નારાયણ સખારામે તમાકુ વેચવા માટેનું લાઈસન્સ મેળવવા અંગેની અરજી આબકારી અધીક્ષક, તામાકું ખાતાને કરી હતી કે કેમ;

(બી)અરજદાર લશ્કરી પેન્શનર હતો અને ઑફિસર કમાન્ડિંગ, ૧૧૭મી રાજપૂત-દ્વારા લાઈસન્સ માટે તેની ભલામણ કરાઈ હતી તેમ છતાં તેની અરજી અંગે ના પાડવામાં આવી હતી કે કેમ;

(સી) તેની અરજી અંગે ના પાડવાનાં કારણો;

(ડી) અરજદાર દલિત હતો એ હકીકતના કારણસર અરજી અંગે ના પાડવામાં આવી હતી કે કેમ?

(ઇ) સરકાર લાઈસન્સ આપવાની બાબતમાં કોઈ જ્ઞાતિ અંગેનો ભેદભાવ રાખે છે કે કેમ?

માનનીય શ્રી જે.એલ.રીયુ : (એ) હા.

(બી) હા.

(સી) તમાકુ લાઈસન્સ માત્ર એવી જ વ્યક્તિઓને અપાય છે જેઓ ખરેખર ગરીબ સંજોગોમાં હોય અને બીજા કોઈ સાધન દ્વારા આજીવિકા રળી શકતી ન હોય. માનનીય સભ્યે ઉલ્લેખ કરેલી વ્યક્તિ બીજા માર્ગો દ્વારા પોતાની આજીવિકા કમાઈ શકે એટલી તદ્દન સશક્ત હોવાનું જણાવાયું હતું. તેથી તેને લાઈસન્સની ના પાડવામાં આવી હતી.

(ડી) ના.

(ઇ) ના.

ડૉ. બી.આર.આંબેડકર : શું આ પગલું, તમાકુ લાઈસન્સની બાબતમાં ખાતાએ નિયત કરેલા નિયમો અનુસાર લેવાયું છે ?

માનનીય સભ્ય શ્રી જે.એલ.રીયુ : મને નથી લાગતું કે આ વિષય અંગે કોઈ વિશિષ્ટ નિયમો હોય, પરંતુ એવી પ્રથા છે.

ડૉ. બી.આર.આંબેડકર : આ અમુક પ્રકારનો પ્રશ્ન માનનીય સભ્યના ખાતાને લગતો છે કે આબકારી મંત્રી હેઠળનાં ખાતાને લગતો છે તે હું જાણી શકું કે કેમ ?

માનનીય શ્રી જે.એલ.રીયુ : આ પ્રશ્ન મહેસૂલ ખાતાને લગતો છે. તમાકુ લાઈસન્સ મુંબઈના કલેકટર દ્વારા આપવામાં આવતાં હોય છે.

## વનની જમીનો, નાસિક :
## મહારોની અરજીઓ

ડૉ. બી.આર.આંબેડકર : શું સરકાર એ જણાવશે કે-

(એ) નાસિક તાલુકાનાં પીંપલદ ગામના મહારોએ વનની જમીન અંગે કલેકટરને અરજી કરેલી તેની સરકારને જાણ છે કે કેમ;

(બી) મહારોએ પીંપલદ ગામમાં સર્વે નંબર ૨૨૦ માટે માગણી કરી હતી કે કેમ;

(સી) તેઓની એ અરજી અંગે ના પાડવામાં આવી તેથી તેઓએ ચજુર-બાબુલ્લા ગામમાનાં સર્વે નં. ૨૦૨ માટે માગણી કરી હતી કે કેમ ;

(ડી) તેઓની એ અરજી સંબંધે પણ ના પાડવામાં આવી તેથી તેઓએ રાજુર-બબુલા ગામમાંના સર્વે.નં.૭ માટે માગણી કરી હતી કે કેમ ;

(ઇ) આ છેલ્લી અરજી પણ નકારવામાં આવી હતી એ હકીકત છે કે કેમ;

(એફ) આ મહારોની અરજીઓ અંગે સાનુકૂળ વિચારણા કરવાની સતત ના પાડવા માટેનાં કારણો ?

માનનીય શ્રી જી.બી.પ્રધાન : (એ), (બી), (સી), (ડી) અને (ઇ) હા, કારણકે એ જમીન બીજી વ્યક્તિને અપાઇ ચૂકી હતી.

(૨) રાપુરના સર્વે નં. ૨૦૨ મહેસૂલ ખાતાના હવાલામાંનું ચરિયાણ વન છે. ગ્રામવાસીઓને ચરાણ માટે દર વર્ષે તે વેચવામાં આવે છે. અને બીજા કોઇ પણ હેતુ માટે તે આપી શકાતું નથી, કારણકે ગામમાં ઉપલબ્ધ બાકીનો ચરાણ વિસ્તાર તેઓની જરૂરિયાતો માટે પર્યાપ્ત નથી.

(૩) આ જ કારણસર, કુરણ (ચરિયાણ જમીન) માટે આપવામાં આવ્યો હોવાથી સર્વે નં. ૭ મહારોને આપી શકાયો નહોતો.

હું અત્રે એ ઉમેરું કે પીંપલદ અને રાજુર-બબુલાના ૨૦૦ એકર જમીનનો વિસ્તાર ધરાવતા ૧૧ સર્વે નંબરનોની જમીનો જ માત્ર ખેતી માટે આપી શકાય તેવી ઉપલબ્ધ જમીનો હતી. તેથી, ૧૨ ગણી આકારણીની મુકરર કિંમતે તે જમીનો વેચવા કાઢી હતી અને એવો હુકમ કરવામાં આવ્યો હતો કે મહારો, ભીલો અને કોળીઓ સિવાય કોઈએ હરાજી બોલવી નહિ. ધનિક લોકો દ્વારા ગેરવાજબી સ્પર્ધા ટાળવા માટે જ ખાસ આવી શરત મૂકવામાં આવી હતી. તાજેતરમાં મંજૂર થયેલાં વેચાણનાં કાગળો પરથી જણાય છે કે પીંપલદનાં બે કોળીઓ અને ત્રણ મહારો અને રાજુર-બબુલાનો એક કોળી અને ત્રણ મહારોએ એ જમીનો ખરીદી છે.

### ચરિયાણ જમીન, થાણા જિલ્લો

ડૉ. બી.આર.આંબેડકર વતી ડૉ. પી.જી સોલંકી : શું સરકાર એ જણાવશે કે-

(એ) વર્ષ ૧૯૨૬ ના વિવિધ જ્ઞાન વિસ્તારનાં પૃ. ૩૭૨ અને ૪૧૭ પર પ્રસિદ્ધ થયેલી માહિતી તરફ સરકારનું લક્ષ દોરવામાં આવ્યું છે કે કેમ;

(બી) જો એમ હોય તો આવા વરકાઓ અથવા ઘાસિયા જમીનોને આકારણીમાંથી મુક્ત રાખવાનો હુકમ કરવા સરકાર પગલાં લેવાનો ઈરાદો રાખે છે કે કેમ;

(સી) થાણા જિલ્લામાંના બાદલપુર ગામની વનની જમીનોમાંથી થતી આવક મુકાબલે બહુ ઓછી હોવાથી, એ વનની જમીનોને ખેતીવિષયક અને ચરાણના હેતુઓ માટે ખુલ્લી મૂકવાનો સરકારનો ઈરાદો છે કે કેમ ?

માનનીય સભ્ય શ્રી જે એલ. રીયુ : (એ) માનનીય સભ્ય આ પ્રશ્નની નોટીસ આપે માત્ર ત્યારે જ.

(બી) ના.

(સી) ના.

## દલિતો માટે વનની જમીનો

ડૉ. બી.આર. આંબેડકર વતી ડૉ. પી.જી. સોલંકી : શું સરકાર એ જણાવશે કે-

(એ) દલિતોમાં પ્રવર્તતી બેકારીના રાક્ષસી પ્રમાણ અંગે સરકાર જાગૃત છે કે કેમ;

(બી) અસ્પૃશ્યતાની પ્રથાને લીધે ઘણા વ્યવસાયો દલિતો માટે બંધ કરીદેવાયા છે એ હકીકત જોતાં; મ્હૈસુર સરકારે કર્યું છે. તે પ્રમાણે, જ્યાંજ્યાં વનની જમીનોના પટ્ટા ઉપલભ્ય હોયં ત્યાંત્યાં દલિતોની વસાહતો ઊભી કરવાનો પ્રશ્ન અંગે વિચારણા કરવાનો સરકારનો ઈરાદો છે કે કેમ ;

(સી) વનની જમીનો માટેની દલિતોની અરજીઓ અંગે પસંદગીના ધોરણે કામગીરી કરવાનો સરકારનો ઈરાદો છે કે કેમ ? માનનીય શ્રી જી.બી.પ્રધાન : (એ) ના.

(બી) આવી વસાહતો, ખાનદેશના ત્રણ વિભાગોમાં ઊભી કરાઈ ચૂકી છે, અને વધુ વસાહતો ઊભી કરવાની શક્યતા અંગે, જો અરજીઓ કરાય અને વનોમાં અનુકૂળ જમીનો ઉપલભ્ય થાય તો વિચારણા કરવામાં આવશે.

(સી) દલિતોની અરજીઓ અંગે સાનુકૂળ વિચારણા કરવામાં આવશે, પરંતુ પસંદગીના ધોરણે કામગીરી કરવાનું કોઈ વચન આપી શકાય નહિ.

## દક્ષિણ ખેડૂત રાહત અધિનિયમ. રદ કરવો :

**ડૉ.બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે-

(એ) દક્ષિણ ખેડૂત રાહત અધિનિયમને રદ કરવા માટેનું વિધેયક દાખલ કરવાનું સરકાર વિચારી રહી છે એ હકીકત છે કે કેમ;

(બી) જો એમ હોય, તો આવા પગલાથી જેમનાં હિતોને ચોક્કસ અસર થવાની છે તેવી ખેડૂત વસ્તીનાં મંતવ્યો અંગે સરકારે ખાતરી કરી છે કે કેમ;

(સી) ૧૯૧૮ના વ્યાજખોર લોન અધિનિયમનો અમલ સફળ થયો નથી એવા ખેતી અંગેનાં રૉયલ કમિશને વ્યકત કરેલા અભિપ્રાયની સરકારને જાણ છે કે કેમ ?

**માનનીય શ્રી જે.આર.માર્ટિન :** (એ) અને (બી) દક્ષિણ ખેડૂત રાહત અધિનિયમ સુધારવાનો કે રદ કરવાનો પ્રશ્ન, રૉયલ ખેતી કમિશને ખેતી વિષયક દેવાદારીની બાબતમાં કાયદો ઘડવા અંગે કરેલી ભલામણનો પ્રશ્ન સમગ્રતયા હાથ ધરી ન શકાય ત્યાં સુધી, મોકૂફ રાખવામાં આવ્યો છે

(સી) હા.

## સરકારી કર્મચારીઓ : વેતન અને પેન્શન

**ડૉ.બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે ૧૯૨૭-૨૮માં (અથવા જેના આંકડા ઉપલભ્ય હોય તેવા તેના અગાઉના બીજા કોઈ પણ વર્ષમાં) સરકારે કુલ કેટલી રકમ નીચે પ્રમાણે ચૂકવી ?

(૧) તાબાની અને કારકુની સેવામાંના તેનાં કાયમી કર્મચારીઓને વેતન તરીકે;

(૨) તેમની તાબાની અને કારકુની સેવામાં હોય તેવા કર્મચીરઓને પેન્શન તરીકે.

**માનનીય શ્રી જી.બી. પ્રધાન :** (૧૨) કાયમી અને હંગામી મહેકમોના ખર્ચના આંકડા અલગઅલગ ઉપલભ્ય નથી. પ્રાંતિક સરકારે ૧૯૨૫-૨૬ દરમિયાન

તેનાં તાબાનાં મહેકમોનાં વેતન અંગે ખર્ચ કરેલી કુલ રકમ, નોકર-ચાકર મહેકમોનું ખર્ચ (આશરે રૂ. ૨૫ લાખની રકમનું) બાદ કરતાં, રૂ. ૨૯૬ લાખ હતું

(૨) સરકાર દિલગીર છે કે, મહેકમોમાં જુદાજુદા વર્ગો માટેનાં અલગ આંકડા ઉપલભ્ય ન હોવાથી, માગવામાં આવેલી માહિતી તે આપી શકે તેમ નથી.

## સરકારી કર્મચારીઓ :
## સ્નાતકોનો શરૂઆતનો પગાર

ડૉ.બી.આર.આંબેડકર વતી ડૉ.પી.જી સોલંકી : શું સરકાર એ જણાવી શકશે કે-

(એ) મુંબઈ શહેરમાં સ્નાતકોના શરૂઆતમાં પગાર વિશે માહિતી મળતો પ્રશ્ન શ્રી એસ. કે. બોલે એ પરિષદમાં રજૂ કર્યો હતો એ હકીકત છે કે કેમ;

(બી) જ્યાં મકમોને "ઉપલાં અને નીચલાં પગારધોરણોમાં" વિભાજિત કરવામાં આવ્યાં હોય તેવી કચેરીઓમાં નીચલા પગારધોરણમાં નોકરી કરતા હોય તેવાં સ્નાતકો સિવાયના સ્નાતકોને શરૂઆતનો પગાર રૂ.૯૦ આપવામાં આવતો હતો એવો સરકારે ઉત્તર આપ્યો હતો તે અને સરકારના નાણા વિભાગે ખાતાનાં વડાઓને તદનુસાર સૂચનાઓ આપતો તા. ૨૫મી માર્ચ, ૧૯૨૫નો સરકારી ઠરાવ નં. ૧૧૪૦ બહાર પાડયો હતો તે હકીકત છે કે કેમ ;

(સી) મુંબઈ શહેરમાં સ્નાતકોને શરૂઆતનો પગાર રૂ. ૯૦ આપવાની ખાતાના વડાઓને સૂચના આપતો ઉપર જણાવેલો સરકારી ઠરાવ હોવા છતાં, મુંબઈના કલેકટર તેમના તાબાનાં ખાતામાં ઉપલાં અને નીચલાં પગારધોરણો ન હોવા છતાં પણ, તેવાં ખાતામાં સ્નાતકોને શરૂઆતનો પગાર ફક્ત રૂ. ૬૦ આપે છે એ હકીકત છે કે કેમ;

(ડી) મુફસિલમાં સ્નાતકોને શરૂઆતનો પગાર રૂ.૭૦ આપવામાં આવે છે તેની સરકારને જાણ છે કે કેમ ?

**માનનીય શ્રી જી.બી. પ્રધાન :** (એ)હા.

(બી) સરકારે ઉત્તર આપ્યો હતો કે મુંબઈમાંની તમામ કચેરીઓના વડાઓને, જેમાં મહેકમને ઉપલા અને નીચલા વિભાગોમાં વિભાજિત કરવામાં આવ્યું હોય તેવી કચેરીઓમાં નીચલા વિભાગમાં હોય તે સ્નાતકો સિવાયના તમામ સ્નાતકોને શરૂઆતનો

પગાર રૂ. ૯૦ ચૂકવવાની સત્તા આપવામાં આવી હતી. ઉપરની મતલબના હુકમો, નાણા વિભાગના તા. ૨૫મી માર્ચ, ૧૯૨૫ના સરકારી ઠરાવ. નં. ૧૧૪૦માં બહાર પાડવામાં આવ્યા હતા.

(સી) માનનીય સભ્યે ઉલ્લેખેલા હુકમો હેઠળ સરકારે તેની કચેરીઓનાં વડાઓને, જેમાં મહેકમને ઉપલા અને નીચલા વિભાગોમાં વિભાજિત કરવામાં આવ્યું હોય તેવી કચેરીઓમાં નીચલા વિભાગમાં હોય તે સ્નાતકો સિવાયના સ્નાતકોને, સુધારેલા પગારધોરણમાં માસિક રૂ. ૯૦નો શરૂઆતનો પગાર આપવો. ઉપરના હુકમો અનુસાર મુંબઈનાં કલેકટર, જ્યાં તેમને લાગે કે સ્નાતક કારકુન તદ્દન જરૂરી છે ત્યાં, સ્નાતકોને માસિક રૂ. ૯૦નો શરૂઆતનો પગાર આપે છે, જ્યારે બીજા કિસ્સાઓમાં સ્નાતકોને, તેમને સોંપાયેલી કામગીરીના મહત્ત્વ અનુસાર રૂ. ૬૦થી રૂ.૯૦ વચ્ચેનું પગારધોરણ આપવામાં આવે છે.

(ડી) હા.

## જમીન સંપાદન મુલશી બંધ

**ડૉ.બી.આર.આંબેડકર વતી ડૉ.પી.જી સોલંકી :** શું સરકાર એ જણાવશે કે-

(એ) પૂના જિલ્લાનાં હવેલી તાલુકાના મહોરા અને વડગાંવના મહારોની જમીનો મુલશી બંધના કારણે સરકારે સંપાદિત કરી હતી કે કેમ ;

(બી) જે દરે જમીનો સંપાદિત કરવામાં આવી હતી તે દર;

(સી) જમીનોની કિંમત આ ગામોના મહારોને ચૂકવવામાં આવી હતી કે કેમ ?

**માનનીય શ્રી જે. એલ.રીયુ :** (એ) હા.

(બી) જિરાયત જમીન માટે એકર દીઠ રૂ. ૫૦ અને આડી (ચોખા) જમીનો માટે એકર દીઠ રૂ. ૫૫૦

(સી) આ જમીનો સેવા-ઇનામી જમીનો હોવાથી આપવામાં આવેલી રકમ સરકાર ખાતે જમા કરાવવામાં આવી હતી અને વળતરની કુલ રકમના ૫ ટકા લેખે ગણવામાં આવેલું વાર્ષિક રોકડ ભથ્થું વતનદાર મહારોને મંજૂર કરવામાં આવ્યું હતું.

## સ્થાનિક બોર્ડોને સહાયક ગ્રાન્ટ

**ડૉ.બી.આર. આંબેડકર વતી ડૉ.પી.જી, સોલંકી :** શું સરકાર એ જણાવશે કે-

(એ) સ્થાનિક બોર્ડોને ગ્રાન્ટ આપવાનો પ્રશ્ન, જાહેર શિક્ષણ નિયામકે લગભગ ૩ વર્ષ સુધી નિકાલ-બાકી રાખ્યો છે એ હકીકત છે કે કેમ;

(બી) જો તેમ હોય તો, વિલંબ માટે જવાબદાર કોણ છે;

(સી) આ બાબતમાં કંઈ લેવાનાં થતાં હોય તો સરકાર કયાં પગલાં લેવાનું વિચારે છે ?

માનનીય મૌલવી રફિયુદ્દીન અહેમદ : (એ) જો માનનીય સભ્ય પ્રાથમિક શિક્ષણના કારણે સરકાર દ્વારા અપાતી ગ્રાન્ટનો ઉલ્લેખ કરતા હોય તો, જિલ્લા સ્થાનિક બોર્ડને અથવા સ્થાનિક સત્તાધિકારીઓને દર વર્ષે અપાતી કામચલાઉ ગ્રાન્ટની રકમ, ઑડિટ પછી લેણી તરીકે દર્શાવેલી વાસ્તવિક રકમ કરતાં ઘણીવાર અધિક હોય છે. આ વર્ષોવર્ષ અપાતી ગ્રાન્ટની રકમોનું આખરી સમાયોજન, મોડેથી જયારે ઓડિટ-વાંધાઓનો નિકાલ કરાય ત્યારે, કરવામાં આવે છે.

(બી) ઉપસ્થિત થતો નથી.

(સી) હાલની કાર્યરીતિમાં કશો ફેરફાર કરવાનું વિચારાયું નથી.

## મુંબઈ મ્યુનિસિપલ કૉર્પોરેશન- મોર્લેન્ડ રોડ

**ડૉ. બી.આર.આંબેડકર :** શું સરકાર એ જણાવશે કે -

(એ) મુંબઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનને છેલ્લાં ૧૫ વર્ષ દરમિયાન એકપણ વખત મોર્લેન્ડ રોડ પૂરેપૂરો ફરીથી બાંધ્યો નથી એ હકીકત છે કે કેમ; અને જો તેમ હોય, તો તે માટેનાં કારણો ;

(બી) સરકાર આ બાબતમાં કોઈ પગલાં લેવાનો ઈરાદો રાખે છે કે કેમ ;

(સી) રજૂઆતો કરીને અને છાપામાં છપાવીને આ બાબત અંગે પોલીસ સત્તાધિકારીઓ સમક્ષ તથા મ્યુનિસિપલ કોર્પોરેશન સમક્ષ રજૂઆત કરવામાં આવી હતી તે હકીકત છે કે કેમ ?

**માનનીય દીવાન બહાદુર હરિલાલ ડી. દેસાઈ :** (એ) છેલ્લાં ૧૫ વર્ષ દરમિયાન રોડનું સમારકામ કરવામાં આવ્યું નથી એ હકીકત નથી. ૧૯૧૪થી ૧૯૨૦ની મુદત દરમ્યાન આખા રોડનું સમારકામ નિયમિત રીતે કરવામાં આવ્યું હતું. અને ૧૯૨૦-૨૧માં ૧૧, રૂ. ૬૪૦-૧૫-૩ ના ખર્ચે રોડની સમગ્ર લંબાઈનું સમારકામ કરવામાં આવ્યું હતું. અને તેના પર ડામર પાથરવામાં આવ્યો હતો. ૧૯૨૨થી મહત્ત્વનું સમારકામ કરવામાં આવ્યું નથી, પરંતુ રોડની સપાટીને વારંવાર વિસ્તૃત પ્રમાણમાં થીંગડાં મારવામાં આવ્યાં છે. સિમેન્ટ કાંકરેટના પાયા પર ડામરનું પડ પાથરીને રોડને ફરીથી બાંધવાની સંમતિ કોર્પોરેશને આપી છે અને યોગ્ય સમયે કામ હાથ ધરવામાં આવશે.

(બી) ના.

(સી) કોર્પોરેશનને ફરિયાદો કરવામાં આવી છે.

## માધ્યમિક શાળાઓ : સહાયક ગ્રાન્ટ

**ડૉ. બી.આર.આંબેડકર વતી ડૉ.પી.જી. સોલંકી :** શું સરકાર એ જણાવશે કે-

(એ) માધ્યમિક શાળાઓને અપાતી વાર્ષિક ગ્રાન્ટનો કયાસ કાઢવાનું ધોરણ પુનર્વ્યવસ્થિત કરવાના પ્રશ્ન અંગે ગયા વર્ષે વિચારણા નહિ કરવા માટેનાં કારણો ;

(બી) જે નિયમિત સહાયક ગ્રાન્ટ મેળવવાના મુદ્દા પર સરકાર તરફથી ખાસ વિચારણા માટે લાયક ઠરી હોય તેવી કોઈ શાળાઓ ઈલાકામાં છે કે કેમ ;

(સી) માધ્યમિક શાળાઓને અપાતી ગ્રાન્ટનો કયાસ કાઢવામાં જાહેર શિક્ષણ નિયામક, શિક્ષણ નિરીક્ષકોના નિરીક્ષણ અહેવાલોમાંથી અચૂક માર્ગદર્શન મેળવે છે કે

કેમ ? જો ના, તો માધ્યમિક શાળાઓને વાર્ષિક ગ્રાન્ટનું વિતરણ કરવાનું તેમનું ધોરણ શું છે ?

(ડી) કાર્યક્ષમતાનું ખાતાકીય ધોરણ જાળવી રાખવા માટે શિક્ષણ ખાતું, જે ધોરણે સહાયિત શાળાઓ પાસેથી વર્ષે માથાદીઠ ખર્ચ કરવાની અપેક્ષા રાખવામાં આવે છે. અને બીજી બાજુ તત્સમાન ખર્ચનો હિસ્સો ભોગવવાની સરકાર પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે તેવા કોઈ ધોરણનું પાલન કરે છે કે કેમ ? જો તેમ હોય તો તેવા ધોરણ અનુસાર, સરકાર અને સંસ્થાને થતા ખર્ચ વચ્ચેનો ન્યૂનતમ ગુણોત્તર શો છે ;

(ઈ) શિક્ષણ ખાતા દ્વારા જે વર્ષો પછી માધ્યમિક શાળાને નોંધણી આપવામાં આવતી હોય તે વર્ષોની ન્યૂનતમ સંખ્યા;

(એફ) જેમને સહાયક ગ્રાન્ટ માટે કાયમી ધોરણે હજી નોંધવામાં આવી ન હોય તેવી પથી વધુ વર્ષના અસ્તિત્વવાળી માધ્યમિક શાળાઓની સંખ્યા ?

**માનનીય મૌલવી રફિયુદ્દીન એહમદ :** (એ) સરકારને સામાન્ય રીતે ખાતરી થઈ હતી કે જે ધોરણના આધારે માધ્યમિક શાળાઓને અપાતી ગ્રાન્ટનો કયાસ કાઢવામાં આવે છે તે ધોરણ સમુચિત છે.

(બી) હા.

(સી) સહાયક ગ્રાન્ટ નિયમસંગ્રહમાં નિયત કરેલા સિધ્ધાંતો અનુસાર ગ્રાન્ટનો કયાસ કાઢવામાં આવે છે. જે પ્રમાણ સુધી અમુક શાળા સહાયક ગ્રાન્ટ નિયમસંગ્રહની આવશ્યકતાઓ અંગે ખાતરી કરાવતી હોય તે પ્રમાણનો પોતાનો અંદાજ તૈયાર કરવામાં જાહેર શિક્ષણ નિયામક, નિરીક્ષક સ્ટાફના અહેવાલમાંથી અચૂક માર્ગદર્શન મેળવતા હોય છે. તેથી, પ્રશ્નનો પાછળનો હિસ્સો ઉપસ્થિત થતો નથી.

(ડી) ગ્રાન્ટ માટેના ખર્ચનો કયાસ કાઢવામાં માથાદીઠ ખર્ચના કોઈ ચોક્કસ ધોરણનું પાલન કરવામાં આવતું નથી. સહાયક ગ્રાન્ટ નિયમસંગ્રહમાં નિયત કરેલી પધ્ધતિમાં, આવશ્યકતાઓ અંગે ખાતરી કરાવતી તમામ શાળાઓને, હેતુ માટે

ફાળવાયેલાં નાણાંની મર્યાદાને અધીન રહીને, સ્વીકૃત ખર્ચના એક તૃતીયાંશ લેખે ગ્રાન્ટ આપવાની જોગવાઈ કરવામાં આવી છે.

(ઈ) વર્ગોની ન્યૂનતમ સંખ્યા નક્કી કરવામાં નથી. નાણાંના અભાવે, વધારાની શાળાઓની નોંધણી મોકૂફ રાખવામાં આવી છે.

(એફ) આશરે ૧૧૦ શાળાઓ.



# પરિશિષ્ટ ૩
# યુનિવર્સિટી સુધારા સમિતિ

## ૧. મુંબઈ ઈલાકામાં યુનિવર્સિટી સુધારાની પ્રશ્નાવલિ

(મુંબઈ સરકારે મુંબઈ યુનિવર્સિટીના સુધારાની સમસ્યા તપાસવા માટે એક સમિતિ નિયુકત કરી હતી. આ સમિતિ ૧૩ સભ્યોની બનેલી હતી અને તેના અધ્યક્ષ હતા સર ચીમનલાલ એચ.સેતલવાડ, નાઈટ. ડૉ. આંબેડકર આ સમિતિના સભ્ય નહોતા પરંતુ, સમિતિએ ૫૪ પ્રશ્નોની પોતાની પ્રશ્નાવલિ જે ૩૨૧ વ્યકિતઓને મોકલી હતી તેમાંના તેઓ એક હતા. ડૉ. આંબેડકરે, જેના ઉત્તર આપવાનું તેમને યોગ્ય લાગ્યું તેવા જ માત્ર થોડાક પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા. ડૉ. આંબેડકરે જેના ઉત્તર આપ્યા હતા માત્ર તે જ પ્રશ્નો અહીં ફરીથી રજૂ કરવામાં આવ્યા છે અને તેના પછી ડૉ. આંબેડકરનો પુરાવો આપવામાં આવ્યો છે - સંપાદક)

(૧) આપના અભિપ્રાય મુજબ મુંબઈ ઈલાકામાં યુનિવર્સિટી શિક્ષણનો ઉદ્દેશ અને કાર્ય શું હોવાં જોઈએ ? શું આપ એવું વિચારો છો કે આ ઈલાકામાં યુનિવર્સિટી શિક્ષણની હાલની પધ્ધતિથી આ ઈલાકાના યુવાન ભારતીઓને આ ઉદ્દેશ હાંસલ કરવાની પૂરતી તકો મળે છે ? જો ના, તો આપ એવાં કયાં મુખ્ય પાસાં વિચારો છો કે જે કારણે હાલની પધ્ધતિમાં ઊણપ રહી ગઈ હોય ?

(૨) શું આપ એવું વિચારો છો કે આપે જણાવેલી ક્ષતિઓ મુખ્યત્વે નીચેની બાબતોને લીધે છે કે તેમાંથી ઉપસ્થિત થાય છે ?

(એ) શિક્ષક કે વિદ્યાર્થીની ભાવના અને પધ્ધતિઓ ;

(બી) યુનિવર્સિટીમાં પ્રવેશ મળે તે પહેલાંની વિદ્યાર્થીઓના શિક્ષણની તથા તેના પૂર્વઈતિહાસની પરિસ્થિતિ ; અથવા

(સી) યુનિવર્સિટીનું વહિવટી કે શૈક્ષણિક તંત્ર.

(૩) આપના અભિપ્રાય મુજબ, આ ઈલાકામાંની જુદીજુદી કોમોના ઈતિહાસ અને સંસ્કૃતિ અંગેના જ્ઞાનને અને તે અંગેના પરસ્પર રસને અને તે માટેની સહાનુભૂતિને યુનિવર્સિટીએ કેટલે અંશે ઉત્તેજન આપ્યું છે ? આ બાબતને વધુ ઉત્તેજન આપી શકાય તેવાં સાધનો આપ સૂચવી શકો ખરા ?

## ૨. માધ્યમિક અને વચગાળાનું શિક્ષણ. (પ્રશ્નો ૪-૭)

(૪) શું આપ એવું વિચારો છો કે આપણી હાઈસ્કૂલોમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓની તાલીમ અને સિદ્ધિ, યુનિવર્સિટી શિક્ષણમાં પ્રવેશવા અંગેની પૂરતી તૈયારી છે ? જો આપ આ તૈયારીને અપૂરતી વિચારતા હો, તો હાલની સ્થિતિની સુધારણા માટે આપની પાસે કંઈ સૂચનો છે ?

(૫) શું આપ એવું વિચારો છો કે આ ઈલાકામાં કલકત્તા યુનિવર્સિટી કમિશન દ્વારા દરખાસ્ત કરવામાં આવ્યા પ્રમાણે (એ) હાઈસ્કૂલો અને યુનિવર્સિટી વચ્ચે વચગાળાની સંસ્થાઓના એક નવા સેટની; (બી) માધ્યમિક અને વચગાળાના શિક્ષણના બોર્ડની રચના કરવી જરૂરી કે ઇચ્છનીય છે ? જો એમ હોય, તો આવી સંસ્થાઓ અને આવા બોર્ડની કઈ રીતે રચના કરવી અને કઈ રીતે તેને નાણાં પૂરાં પાડવાં ?

(૬) જો આપ એવું વિચારતા હો કે વચગાળાના બોર્ડ સાથે કે સિવાય વચગાળાની સંસ્થાઓ બિનજરૂરી કે અનિચ્છનીય છે, તો તેમના સિવાય, આ ઈલાકામાં હાલના હાઈસ્કૂલ શિક્ષણની કક્ષા, વ્યાપ અને અસરકારકતાને કઈ રીતે સુધારી શકાય ?

(૭) જે સંસ્થાઓ પ્રવેશ માટે યુનિવર્સિટીને વિદ્યાર્થીઓ મોકલે છે તે સંસ્થાઓમાં કાર્યક્ષમતા ટકી રહે તેમ કરવા માટેનો શ્રેષ્ઠ કયા ઉપાય યુનિવર્સિટી કરી શકે ?

## ૩. મુંબઈ યુનિવર્સિટીનાં કાર્યો (પ્રશ્નો ૮-૨૪)
### (એ) શિક્ષણ (પ્રશ્ન ૮-૧૩)

(૮) આપના નિર્ણય અનુસાર, મુંબઈ યુનિવર્સિટીને મુખ્યત્વે એક શિક્ષણ આપતી યુનિવર્સિટી બનાવવા માટે, તેનાં કાર્યો કઈ દિશાઓમાં વિસ્તારવાં જરૂરી અને વ્યવહાર્ય તેમ જ હિતાવહ છે ?

(૯) શું આપ એવું વિચારો છો કે યુનિવર્સિટીએ, અનુસ્નાતક શિક્ષણ ઉપરાંત, પૂર્વ-સ્નાતક શિક્ષણમાં કશો પ્રત્યક્ષ ભાગ લેવો જોઈએ ? જો એમ હોય, તો યુનિવર્સિટીનાં શિક્ષણ કાર્યોનો હાલની શિક્ષણ સંસ્થાઓનાં શિક્ષણ કાર્યો સાથે આપ કઈ રીતે મેળ બેસાડશો અને સંકલન કરશો ?

(૧૦) જો આપ એવું વિચારતા ન હો કે યુનિવર્સિટીએ પૂર્વ-સ્નાતક શિક્ષણમાં કશો પ્રત્યક્ષ ભાગ લેવો જોઈએ, તો યોગ્ય સંકલન દ્વારા, પૂર્વસ્નાતક અભ્યાસ માટેની હાલની સગવડોનો શ્રેષ્ઠ ફાયદો થાય એમ આપ કઈ રીતે ઉપયોગ કરશો ?

## ૪. મુંબઈ ઇલાકામાં વધારાની યુનિવર્સિટી (પ્રશ્નો ૨૫-૩૦)

(૨૫) મુંબઈ ઇલાકાની અંદર કોઈ વધારાની યુનિવર્સિટીઓની રચના કરવી હિતાવહ છે ? ઇલાકામાં ઉચ્ચ શિક્ષણનાં કયાં કેન્દ્રોને આપ-

(એ) યુનિવર્સિટીઓમાં તાકીદે વિસ્તારવા માટે પકવ હોવાનું,

(બી) નજીકના ભવિષ્યમાં પકવ થવાનો સંભવ હોવાનું, વિચારો છો, અને કયાં કારણોસર ?

(૨૮) વધારાની યુનિવર્સિટીઓની સંસ્થાની અસર હાલની મુંબઈ યુનિવર્સિટી પર કેવી પડશે ? મુંબઈ યુનિવર્સિટી અને નવી યુનિવર્સિટી વચ્ચે આપ કઈ રીતે સહકાર સંકલન અને પરસ્પરતા સિદ્ધ કરી શકશો ? સંક્રમણ મુદત માટે આપ કઈ વ્યવસ્થા સૂચવો છો ?

## ૭. બંધારણ (પ્રશ્નો ૩૬-૪૦)

(૩૬) મુંબઈ યુનિવર્સિટીના બંધારણીય તંત્રમાં આપને કઈ ખામીઓ જણાય છે ?

(૩૭) સેનેટનું સંખ્યાબળ, તેની રચના, તેના હોદ્દાની અવધિ, રચના કરવાની પદ્ધતિ અને સત્તાઓ તથા કાર્યો કેવાં રાખવાં જોઈએ? જો કોઈ હોય તો તેવા સેનેટના હોદ્દાની રૂએ, આજીવન અને નિયુકત સભ્યો કોણ હોવા જોઈએ ? સેનેટની રચના કરવાની આપની પદ્ધતિથી તમામ હિતો અને કોમોનું પ્રતિનિધિત્વ કઈ રીતે હાંસલ કરી શકાય ?

(૩૮) શું આપ એવું વિચારો છો કે મુંબઈ યુનિવર્સિટીની સિન્ડીકેટ દ્વારા અત્યાર સુધી ઉપયોગ કરાઈ રહેલી સત્તાઓ તથા કાર્યોને વિકેન્દ્રિત કરવાનું જરૂરી કે હિતાવહ છે ? જો તેમ હોય, તો આપ કઈ સત્તાઓ અને કાર્યોને સીન્ડીકેટમાંથી ખસેડી લેશો અને એ તમે યુનિવર્સિટીની કઈ નવી અથવા હાલની સંસ્થાઓને સોંપશો ? સિન્ડીકેટની એવી પુનર્રચના અને આપ સૂચવો એવી કોઈ નવી સંસ્થાઓની રચના કઈ રીતે કરવી જોઈએ ?

(૩૯) આપ વિદ્યાશાખાઓને અને અભ્યાસ બોર્ડોને કયાં કાર્યો અને સત્તાઓ સોંપશો ? આ સંસ્થાઓની રચના અને નિમણૂંક કઈ રીતે કરવી જોઈએ ?

## ૩. મુંબઈ યુનિવર્સિટીનાં કાર્યો (પ્રશ્નો ૮-૨૪)

(સી) અભ્યાસક્રમો અને પરીક્ષાઓ નિયત કરવી (પ્રશ્નો ૧૬-૧૯).

(૧૬) આપના અભિપ્રાય મુજબ યુનિવર્સિટી-(એ) પરીક્ષાઓનું સંચાલન કરવા, (બી) અભ્યાસ માટે અભ્યાસક્રમો નિયત કરવા, અને (સી) પાઠ્યપુસ્તકો મુકરર કરવાની બાબતમાં કઈ રીતે કાર્યો અદા કરે છે ? આ કાર્યો અમલ કરવામાં આપ કોઈ ફેરફાર સૂચવશો ?

૧૭. કાર્યદક્ષતા, બુદ્ધિપ્રતિભા અને સક્ષમતાની કસોટી કરવાનાં બીજાં સાધનો દ્વારા યુનિવર્સિટી પરીક્ષાઓને લાભપ્રદ રીતે કઈ રીતે બદલી શકાય અથવા તો તેને કઈ રીતે પૂરક બની શકાય ?

૧૮. મુંબઈ યુનિવર્સિટીએ તાત્કાલિક ધોરણે અને નજીકના ભવિષ્યમાં અભ્યાસની કઈ શાખાઓ અંગે શિક્ષણકાર્ય હાથ ધરવું જોઈએ ?

૧૯. મુંબઈ યુનિવર્સિટીનાં શિક્ષણકાર્યોના વિસ્તરણ અંગે વિચારતા અને મુંબઈના લોકોની ખાસ આવશ્યકતાઓને ધ્યાનમાં રાખતાં, કોઈ વધારાની વિદ્યાશાખાઓ દા.ત., લલિત કલા, કે ટેકનોલોજીની સંસ્થા અંગે આપ સૂચન કરશો, જેથી યુનિવર્સિટીનો વ્યાપ વિશાળ, વધુ ઉદાર અને વધુ સર્વગ્રાહી બની શકે ?

(ડી) અનુસ્નાતક અભ્યાસક્રમો અને ડિગ્રીઓ (પ્રશ્નો ૨૦-૨૧)

૨૦. જ્યારે મુંબઈ યુનિવર્સિટી પોતાનાં શિક્ષણકાર્યોનાં વધુ વિકાસ કરે ત્યારે અનુસ્નાતક અભ્યાસક્રમોના અભ્યસાની અવધિ કેટલી રહેશે ? આપ આવી ડિગ્રીઓ કઈ રીતે પ્રદાન કરી શકશો ? પરીક્ષા દ્વારા, શોધ નિબંધ દ્વારા, મૌલિક સંશોધન દ્વારા કે પછી આમાંથી કોઈ એક કે વધુ બાબતોના સંયોજન દ્વારા ?

૨૧. આપ કોઈ પણ પ્રકારની નવી માનદ ડિગ્રી શરૂ કરવાની ઇચ્છા રાખો છો? જો એમ હોય તો આપ એવી ડિગ્રી કઈ ભૂમિકાના આધારે પ્રદાન કરશો ?

(ઈ) સંશોધનને ઉત્તેજન (પ્રશ્નો ૨૨-૨૩)

૨૨. ભારતની અને ખાસ કરીને મુંબઈની ઐતિહાસિક, આર્થિક, સમાજશાસ્ત્રીય, ઔદ્યોગિક કે અન્ય કોઈ સમસ્યાઓ અંગેના સ્વતંત્ર સંશોધનને યુનિવર્સિટી શ્રેષ્ઠ પ્રોત્સાહન અને માર્ગદર્શન કઈ રીતે આપી શકે ?

૨૩. યુનિવર્સિટી પ્રેસ અને પ્રકાશન વિભાગ ઊભો કરવાની કોઈ જરૂરત ખરી ? આવા વિભાગની રચના અને તેને નાણાં જોગવાઈ કઈ રીતે કરી શકાય ?

(એફ) યુનિવર્સિટી શિક્ષકોની નિમણૂંક (પ્રશ્ન ૨૪)

૨૪. મુંબઈ શિક્ષણકાર્ય કરતી યુનિવર્સિટીમાં યુનિવર્સિટી પ્રોફેસરો, રીડરો, લેકચરરો, વગેરેની પસંદગી અને નિમણૂક માટેની પધ્ધતિ કઈ હોવી જોઈએ ? તેઓ માટે કઈ લાયકાતો જરૂરી હોઈ શકે ? તેઓને કયાં પગારધોરણ આપી શકાય ? તેઓની નિમણૂક અને હોદ્દાની અવધિને વિનિયમિત કરતી શરતો કઈ હોવી જોઈએ ?

## ૪. મુંબઈ ઈલાકામાં વધારાની યુનિવર્સિટીઓ (પ્રશ્નો ૨૫-૩૦)

૩૦. (એ) મુંબઈ યુનિવર્સિટીએ, (બી) આ ઈલાકાની અંદરની કોઈ પણ નવી યુનિવર્સિટીએ અંગભૂત હોય કે જોડાયેલી હોય તેવી કોઈ પણ નવી કોલેજ કે સંસ્થા શરૂ કરવાની પરવાનગી આપવામાં કયા સિધ્ધાંતો કે નીતિનું પાલન કરવું જોઈએ ?

## ૫. યુનિવર્સિટી અને જનતાનો સંબંધ (પ્રશ્નો ૩૧-૩૪)

૩૧. મુંબઈ યુનિવર્સિટીના પાઠ્યક્રમ, ઈલાકામાંના અને ખાસ કરીને મુંબઈ શહેરમાંના ખેતીવિષયક, ઔદ્યોગિક, ધંધાકીય અને જાહેર જીવનને કેટલે અંશે સંતોષ આપતા હોવાનું આપ વિચારો છો ?

૩૨. યુનિવર્સિટી અને બીજી જાહેર સંસ્થાઓ જેવી કે ઔદ્યોગિક, વાણિજ્ય, ધંધાકીય, મ્યુનિસિપલ કે સરકારી- એ બંને વચ્ચે હાર્દિક સંબંધ અને સહકારને ઉત્તેજન આપવાની પધ્ધતિ આપ સૂચવી શકશો ?

૩૩. યુનિવર્સિટીને અને તેની કામગીરીને શહેરના ઔદ્યોગિક અને વાણિજ્યિક જીવન તથા હિતો સાથે વધુ ગાઢ સંબંધમાં લાવવા માટે કયા ઉપાયો યોજવા જોઈએ ?

૩૪. પુખ્ત વયની કૉલેજમાં નહિ ભણતી વસ્તીના શિક્ષણ પરત્વે યુનિવર્સિટીના પ્રદાનનો વ્યાપ અને હેતુ કેવો હોવો જોઈએ ? આ ઉદ્દેશને લક્ષમાં રાખીને યુનિવર્સિટીએ વિસ્તરણ લેકચરો, વેકેશન ટર્મ અને બીજા ઉપાયોનું આયોજન કઈ રીતે કરવું જોઈએ ?

## ૬. યુનિવર્સિટી અને સરકારનો સંબંધ (પ્રશ્ન ૩૫)

૩૫. મુંબઈ યુનિવર્સિટી સાથેનો અને શરૂ કરવામાં આવે તેવી કોઈ નવી યુનિવર્સિટીઓ સાથેનો ભારત સરકારનો અને મુંબઈ સરકારનો સંબંધ કેવો હોવો જોઈએ ? યુનિવર્સિટીનાં નાણાં, તેનો કાયદો, યુનિવર્સિટીના અધિકારીઓ અને શિક્ષકોની નિમણૂંક અને યુનિવર્સિટીની સંસ્થાઓના સભ્યપદ જેવી બાબતો પર નિયંત્રણ રાખવા માટે ચાન્સેલરની અને સરકારની હાલની સત્તાઓમાં કંઈ કરવા જેવા હોય તો કયા ફેરફારો કરવા આપને જરૂરી લાગે છે ? જાહેર શિક્ષણ નિયામકનો અને શિક્ષણમંત્રીનો યુનિવર્સિટી સાથેનો કંઈ હોય તો તેવો સંબંધ કેવો હોવો જોઈએ ?

## ૮.પાઠ્યક્રમ (પ્રશ્નો ૪૧-૪૪)

૪૧. જુદીજુદી યુનિવર્સિટી પરીક્ષાઓ માટે હાલમાં નિયત કરાયેલા વિષયો અને પાઠ્યક્રમથી શું આપને સામાન્ય રીતે સંતોષ છે ? જો ના, તો આપ ઈચ્છો છો એવો ફેરફાર આપ બતાવી શકશો ?

૪૨. પાસ અને ઓનર્સ અભ્યાસક્રમોમાં (એ) સંપૂર્ણ કે (બી) વધુ મોટો ભેદ ઊભો કરવાની તરફેણમાં આપ છો ? આવો ભેદ ઊભો કરવાથી કોલેજો અને વિદ્યાર્થીઓ પર કેવી અસર પડશે ?

૪૩. વિજ્ઞાનના અભ્યાસક્રમોને વિનયનના અભ્યાસક્રમોથી સંપૂર્ણ અલગ પાડવામાં આપ મંજૂર છો ? સાહિત્ય અને કલાને વિજ્ઞાનના અભ્યાસ કરતાં હાલમાં જુદો કરી દેવામાં આવ્યો છે તેમાં આપ મંજૂર છો ?

૪૪. શું આપ એવું વિચારો છો કે સ્નાતકની ડિગ્રી અને અનુસ્નાતકની ડિગ્રી માટેના હાલના અભ્યાસક્રમોના પરિણામે અભ્યાસ કરવાના અભ્યાસક્રમોના વિકલ્પોનું પૂરતું વૈવિધ્ય અને સંતોષકારક સંયોજનો તથા સહસંબંધો મળી રહે છે ?

## ૯. માતૃભાષાનો ઉપયોગ (પ્રશ્નો ૪૫-૪૬)

૪૫. (એ) મુંબઈમાં, (બી) કોઈ પણ નવેસર રચાયેલી યુનિવર્સિટીમાં શિક્ષણના અને પરીક્ષાના માધ્યમ તરીકે અંગ્રેજીને બદલે માતૃભાષાનો ઉપયોગ કયા તબ્બકે અને કેટલા પ્રમાણમાં કરી શકાય અને કરવો જોઈએ આ અંગે આપ શું વિચારો છો ? આવી ફેરબદલીથી વિદ્યાર્થીઓ માટે જરૂરી એવા અંગ્રેજીના ધોરણને નુકસાન ન થાય તેમ કરવા આપ કઈ સાવચેતીઓ સૂચવો છો ?

૪૬. આ ઈલાકામાં માતૃભાષાઓના વૈજ્ઞાનિક અભ્યાસને ઉત્તેજન આપવા માટે અને તમામ પ્રકારની માતૃભાષામાં સારું સાહિત્યના સર્જનને પ્રોત્સાહન આપવા માટેની શ્રેષ્ઠ પદ્ધતિ આપ કઈ હોવાનું વિચારો છો ?

## ૧૩. ખાસ કોમો (પ્રશ્ન ૫૨)

૫૨. શું આપ એવું વિચારો છો કે કોઈ એક અમુક કોમમાં યુનિવર્સિટી શિક્ષણ માટે કોઈ ખાસ ઉપાયો કરવા જરૂરી છે ?

## ડૉ.બી.આર. આંબેડકરનો લેખિત પુરાવો.

પ્રશ્ન.૧ : ઈંગ્લેન્ડના શિક્ષણ બોર્ડનાં નિરીક્ષકો સાથે હું સંમત છું કે યુનિવર્સિટી શિક્ષણનો ઉદ્દેશ અને કાર્યો એવાં હોવાં જોઈએ કે તેમાં અપાતું શિક્ષણ પુખ્ત વયની વ્યક્તિઓને અનુકૂળ હોય; તેવા શિક્ષણનું સ્વરૂપ વૈજ્ઞાનિક, મુક્ત અને નિષ્પક્ષ હોય; તેનો ઉદ્દેશ વિદ્યાર્થીના મગજમાં હકીકતો કે સિદ્ધાંતો ઠાંસવાનો ન હોય બલકે તેનું વ્યક્તિત્વ પ્રગટાવવાનો હોય અને તેની માનસિક શક્તિને ઉત્તેજિત કરવાનો હોય; તે શિક્ષણ એવું હોવું જોઈએ કે વિદ્યાર્થી વિશિષ્ટ સત્તાધિકારી વ્યક્તિઓનો આલોચનાત્મક

અભ્યાસ કરી શકે એ રીતે પોતાની જાતને કેળવી શકે અને તેમ કરવામાં કદાચ માહિતીનાં પ્રત્યક્ષ સાધનોનો પ્રસંગોપાત્ત સંદર્ભ મેળવી શકે, અને તેવા શિક્ષણને કારણે વિદ્યાર્થીના માનસમાં સંપૂર્ણતાના ધોરણનો પાયો નંખાય અને વિદ્યાર્થીને તેનાથી મુશ્કેલીની પરખ કરતાં આવડે અને સત્યની સમીપ પહોંચવાનું મૂલ્ય સમજાય. આ રીતે તાલીમ પામેલા વિદ્યાર્થીએ એવું શીખવું જોઈએ કે જેનાથી તે હકીકતની બાબત શું છે અને કેવળ અભિપ્રાયની બાબત શું છે તેની વચ્ચેનો ભેદ કળી શકે. આવા શિક્ષણથી વિદ્યાર્થીએ પ્રશ્નો વચ્ચેના ભેદથી ટેવાવું જોઈએ અને દરેક પ્રશ્નને એવા પ્રશ્નોના આધાર કોઈ મનગમતા સિદ્ધાંત પર આધાર રાખ્યા સિવાય તેના ગુણદોષના આધારે અલગ પાડીને જોવો જોઈએ અને જોવું જોઈએ કે તેને સ્વીકરતાં કે ઈન્કારતાં પહેલાં તેનું શું પરિણામ આવે છે. એક મૌલિક વિદ્યાર્થી બન્યા વગર તેણે મૌલિક સંશોધન જે હેઠળ કરાતું હોય તે શરતોમાં આપસૂઝ કેળવવી જોઈએ. તે પુરાવાનું મૂલ્યાંકન કરી શકતો હોવો જોઈએ, દલિલોને અનુસરીને તેની સમાલોચના કરી શકયો હોવો જોઈએ અને સત્તાધિકારી વ્યક્તિઓ અંગે પોતાનું મૂલ્ય રજૂ કરતો હોવો જોઈએ.

મુંબઈ ઇલાકામાં યુનિવર્સિટી શિક્ષણ શા માટે જુદું હોવું જોઈએ તેનું કારણ મને દેખાતું નથી, એ કહેવું જોઈએ કે વિદ્યાર્થીઓની ગુણવત્તા તપાસતાં, આ ઇલાકામાંની યુનિવર્સિટી શિક્ષણની હાલની પદ્ધતિ, યુનિવર્સિટી શિક્ષણનો ઉદ્દેશ અને કાર્યો પિછાણવામાં સદંતર નિષ્ફળ નીવડી છે.

પ્રશ્ન ૨ : એ શકય છે કે આ નિષ્ફળતા, અશંત: શિક્ષકની ભાવના અને પદ્ધતિઓના અંશત: વિદ્યાર્થીઓના કારણે અને અંશત: વિદ્યાર્થીઓના યુનિવર્સિટી પ્રવેશ પહેલાંની શિક્ષણની પરિસ્થિતિઓના કારણે ઉત્પન્ન થતી હોય. તેમ છતાં, મારા અભિપ્રાય મુજબ આ નિષ્ફળતા મુખ્યત્વે, યુનિવર્સિટીના વહીવટી અને શૈક્ષણિક તંત્રના કારણે ઉત્પન્ન થાય છે. યુનિવર્સિટી શિક્ષણના ઉદ્દેશો અને કાર્યો પરિપૂર્ણ કરી શકે એવી સ્થિતિમાં યુનિવર્સિટી મુકાય તે પહેલાં, તેની રચના એવી રીતે કરવી જોઈએ કે તે અનિવાર્ય રીતે શિક્ષણનું સ્થળ બની જાય, કે જ્યાં માનવીઓની તાલીમ માટે અને જ્ઞાનની પ્રગતિ અને પ્રસાર માટે વિધાનોનું એક જૂથ બિરાદરીની ભાવનાથી પરિશ્રમ ઉઠાવતું હોય. આ ટકોરના આધારે એ દેખીતું હોવાનું જણાશે કે મુંબઈ યુનિવર્સિટીએ સૌપ્રથમ તો એક સાચી યુનિવર્સિટી નથી. એ વિદ્વાનોનું એક જૂથ નથી. તે, માનવીઓને તાલીમ

આપવાનું કાર્ય હાથ ધરતી નથી અને તેને, જ્ઞાનની પ્રગતિ અને પ્રસારમાં પ્રત્યક્ષ રસ, નથી. બીજી બાજુ, મુંબઈ યુનિવર્સિટી તેના વહીવટી અને શૈક્ષણિક તંત્રની બાબતમાં, કોઈ પણ યુનિવર્સિટીએ ન હોવું જોઈએ એવી છે. તે તો એક વહીવટદારોનું જૂથ છે. તેનો સંબંધ માત્ર ઉમેદવારોની પરીક્ષા સાથે છે જ્યારે જ્ઞાનની પ્રગતિ અને પ્રસાર તેના રસક્ષેત્રની બહારની બાબતો બની ગઈ છે.

પ્રશ્ન ૩. : આ ઈલાકામાંની જુદીજુદી કોમોના ઈતિહાસ અને સંસ્કૃતિના જ્ઞાનને અને તે અંગેના પરસ્પર રસને તથા તે માટેની સહાનુભૂતિને મુંબઈ યુનિવર્સિટીએ ઉત્તેજન આપ્યું નથી. શિક્ષણ પ્રત્યેનો પ્રેમ કેળવવા સાથે જે પોતાની જાતને સંબંધિત ન હોવાનું માનતી હોય તેવી કેવળ પરીક્ષા લેતી યુનિવર્સિટી આ ઉદ્દેશ સિદ્ધ કરી શકે નહિ. અને મને તો જણાય છે કે આ દિશામાં સફળ થવાનો એકમાત્ર માર્ગ એ છે કે સૌપ્રથમ આ યુનિવર્સિટીને શિક્ષણ આપતી યુનિવર્સિટીમાં ફેરવી નાખવી જોઈએ.

પ્રશ્નો ૪-૭ : મને નથી લાગતું કે આ પ્રશ્નોનો સંતોષકારક જવાબ આપવા હું સક્ષમ હોઉં. એ બાબતમાં હું સંમત થાઉં છું કે મોટા ભાગનો આધાર, હાઈસ્કૂલોમાંથી યુનિવર્સિટીને કયા પ્રકારનો "માલ" મળે છે તેના પર રહે છે સાચા પ્રકારનો માલ કઈ રીતે મેળવવો એ દરેક યુનિવર્સિટીની સમસ્યા છે. પરંતુ હું એ નથી સમજી શકતો કે હાઈસ્કૂલો જોઈના પ્રકારનો માલ ઉત્પન્ન કરી શકે તે માટે હાઈસ્કૂલોના નિયંત્રણ પર શા માટે યુનિવર્સિટીએ પદાર્પણ કરવું જોઈએ? મારી જાણમાં કોઈ એવી યુનિવર્સિટી નથી જેણે આ જવાબદારી માથે લીધી હોય. બહુ બહુ તો યુનિવર્સિટીઓ એટલું કરી શકે કે તેઓ પોતાની પ્રવેશપરીક્ષા યોજી શકે,અને તે રીતે તેઓનાં કસોટી પ્રશ્નપત્રો દ્વારા તેઓને જોઈતો હોય તેવા પ્રકારના માલ પસંદ કરી શકે. મુંબઈ યુનિવર્સિટીને શા માટે આનાથી વધુ કંઈ કરવાનું કહેવું જોઈએ એ હું સમજી શકતો નથી.

પ્રશ્નો ૮-૧૦ : મારા અભિપ્રાય મુજબ, જુદીજુદી બે સમસ્યઓ એવી છે જે, મુંબઈ યુનિવર્સિટીને શિક્ષણ આપતી યુનિવર્સિટીમાં ફેરવી નાખવા માટે કરાય તેવા કોઈ પણ પ્રયાસમાં ઉપસ્થિત થાય. તે આ છે (૧)તેને શિક્ષણ આપતી યુનિવર્સિટીમાં કઈ રીતે ફેરવી નાખવી અને (૨) તેના શિક્ષણકાર્યને કઈ રીતે વ્યવસ્થિત ગોઠવવું. પહેલી સમસ્યાની છણાવટ હું, જ્યારે હું પ્રશ્નો ૩૯-૪૦ હાથ ધરીશ ત્યારે કરીશ. અહીં હું બીજી સમસ્યાની છણાવટ કરીશ. ૧૮૫૭ના કોર્પોરેશન અધિનિયમમાં શિક્ષણ-

કાર્યો હાથ ધરવા માટે યુનિવર્સિટીને છૂટ આપવા અંગેની કશી જોગવાઈ કરવામાં આવી ન હતી. ૧૯૦૪ના અધિનિયમમાં પહેલી વાર, યુનિવર્સિટીની વ્યાખ્યા, "વિદ્યાર્થીઓના શિક્ષણ માટેની જોગવાઈ કરવાના" હેતુ (બીજા હેતુએઓની સાથેસાથ) માટે સંસ્થાપિત કરાઈ હોવાની કરવામાં આવી હતી. એ વાક્યપ્રયોગનો ઉદ્દેશ કદાચ એવો હોવાનું જણાય છે કે તેમાં પૂર્વસ્નાતકોનો સમાવેશ કરવો જોઈએ. આ કલમને અમલમાં મૂકવા માટે જૂની તમામ યુનિવર્સિટીઓ યુનિવર્સિટી કમિશનના પગલે ચાલી છે. આ કમિશને એવી ભલામણ કરી હતી કે યુનિવર્સિટીઓએ, અભ્યાસના પ્રગતિશીલ અભ્યાસક્રમો માટેની વધુ જોગવાઈ કરીને, શિક્ષણ આપતી સંસ્થાઓ તરીકેના પોતાના અસ્તિત્વને વાજબી ઠરાવવું જોઈએ. આના પરિણામે આપણે આજે જોઈએ છે કે પૂર્વસ્નાતક શિક્ષણકાર્યને અનુસ્નાક શિક્ષણકાર્યથી અલગ કરી નાખવામાં આવ્યું છે. હવે પૂર્વસ્નાતક શિક્ષણકાર્ય યુનિવર્સિટી દ્વારા હાથ ધરવામાં આવે છે. અને અનુસ્નાતક શિક્ષણકાર્ય કોલેજોને માથે નાખવામાં આવ્યું છે.

અનુસ્નાતક અને પૂર્વસ્નાતક શિક્ષણકાર્ય વચ્ચેના આવા કોઈ પણ સૂક્ષ્મ વિભાજનનો હું સંપૂર્ણ વિરોધી છું. મારા કારણો નીચે પ્રમાણે છે :

(૧) અનુસ્નાતક કામગીરીને પૂર્વસ્નાતક કામગીરીથી અલગ કરવી એનો અર્થ છે કે શિક્ષણકાર્યને સંશોધનકાર્યથી અલગ કરવું. પરંતુ એ દેખીતું છે કે જ્યાં સંશોધન-કાર્યને શિક્ષણકાર્યથી છૂટું પાડી દેવાય ત્યાં સંશોધનને નુકસાન થાય છે.

લંડનના યુનિવર્સિટી શિક્ષણ અંગેના ૧૯૧૧ના કમિશનરોએ સુંદર અવલોકન કર્યું છે.

"૬૯. અલબત્ત, શિક્ષણકાર્યનું પ્રાધાન્ય અગાઉની કામગીરીમાં રહેશે અને સંશોધનનું પ્રાધાન્ય પ્રગતિશીલ કામગીરીમાં રહેશે; પરંતુ યુનિવર્સિટીનું શ્રેષ્ઠ હિત એમાં રહેલું છે કે તેના સૌથી વિશિષ્ટ પ્રોફેસરોએ પૂર્વસ્નાતકો પોતાની યુનિવર્સિટી કારકિર્દી શરૂ કરે ત્યારથી તેમના શિક્ષણમાં ભાગ લેવો જોઈએ. જુનિયર વિદ્યાર્થીઓના સંપર્કમાં આવવાથી જ શિક્ષક, તેઓનાં માનસને પોતાના વિષયની તેની પોતાની વિભાવનાઓ તરફ વાળી શકશે, અને તેની પોતાની પદ્ધતિઓથી તેઓને તાલીમ આપી શકશે અને તેમ કરીને બેવડો ફાયદો એવો ઉઠાવશે કે સંશોધન માટે શ્રેષ્ઠ માણસો પસંદ કરી શકશે અને તેઓની પાસેથી શ્રેષ્ઠ કામગીરી લઈ શકશે. પોતાના વિષયમાં મૌલિક કાર્ય કરતા

માનવીની અંગત અસર એવી પડે છે કે તેનાથી તે અંગેની તેની માન્યતાને પ્રેરણા મળે છે, તેનો ઉત્સાહ જાગૃત થાય છે, અને તેને શિષ્યો મળી રહે છે. તેનું વ્યક્તિત્વ જ પસંદ કરવાની એક શક્તિ બની જાય છે જેના કારણે, જેઓ તેના ખાસ કાર્ય માટે સૌથી વધુ યોગ્ય હોય તેવા માનવીઓ તેની સેવામાં સ્વેચ્છાએ જોડાઈ જાય છે અને તેની વ્યક્તિગત અસર, તેના સ્ટાફને કાર્યરત કરવાની ભાવના દ્વારા, ફરી પેદા થાય છે અને વિસ્તરે છે. એવું નથી કે એકલા નવા હોય તેવાને જ લાભ થાય છે; તમામ પ્રમાણિક વિદ્યાર્થીઓને શિક્ષકોના સહવાસથી બેહદ લાભ થાય છે કારણકે શિક્ષકો તેઓને સ્વતંત્ર અને મૌલિક પ્રતિભાઓની વિચારપ્રક્રિયા કંઈક અંશે દર્શન કરાવે છે. હેમહોલ્ઝ કહે છે કે, 'કોઈ પણ વ્યક્તિ જે પ્રથમ કક્ષાના એક વા વધુ માનવીના સંપર્કમાં એક વાર આવે તો તેનું સમગ્ર માનસિક ધોરણ તેની બાકીની જિંદગી માટે બદલાઈ જાય' લેકચરોની ઉપયોગિતા ઘટી નથી ગઈ અને પુસ્તકો, જીવંત બોલાયેલા શબ્દનું સ્થાન કદી પણ પુરેપૂરું લઈ શકે નહિ.

શાળા અને સેમિનારમાં ગાઢ શિક્ષણનું સ્થાન લેવાની પુસ્તોકોની ગુંજાશ તો વળી તેનાથીય ઓછી છે. કારણકે આ પ્રકારનું શિક્ષણ યુનિવર્સિટી શિક્ષણના સામાન્ય ક્રમના વ્યાપની બહાર હોય છે અને આવા શિક્ષણમાં વિદ્યાર્થીઓ, તેઓનું સમર્થન કરતાં તારણો અને કારણોનો જ અભ્યાસ નથી કરતા, કારણકે તેઓને પુસ્તકોમાંથી તે કદાચ મળી શકે, પરંતુ ઉચ્ચ પ્રકારે તાલીમબધ્ધ અને મૌલિક માનસના વિકાસશીલ વિચારો અને કામગીરીની વાસ્તવિકતા પ્રક્રિયાનો અભ્યાસ કરતા હોય છે."

"૭૦. જો આ રીતે એવું ઇચ્છવામાં આવે કે સૌથી ઉચ્ચ કક્ષાના યુનિવર્સિટી શિક્ષકોએ પૂર્વસ્નાતક કામગીરીમાં ભાગ લેવો જોઈએ અને તેઓની ભાવના એમાં સર્વોપરિ બનવી જોઈએ તો એ જ કારણોસર એમાંથી એવું ફલિત થાય છે કે તેમના શ્રેષ્ઠ વિદ્યાર્થીઓ અનુસ્નાતક કામગીરીનાં તબક્કે પહોંચે ત્યારે તેઓને તેમનાથી વંચિત કરી દેવા જોઈએ નહિ. આ કામગીરીને, યુનિવર્સિટીની બાકીની કામગીરીથી અલગ પાડી દેવી જોઈએ નહિ, અને તેનું સંચાલન અલગ સંસ્થાઓમાં જુદાજુદા શિક્ષકો દ્વારા કરાવું જોઈએ નહિ. શિક્ષકને સંબંધ છે તેટલા પૂરતું એ જરૂરનું છે કે તેની પાસે તેના હાથ નીચે અનુસ્નાતક વિદ્યાર્થીઓ હોવા જોઈએ. તે પોતે મૌલિક કાર્ય કરતો હોવો જોઈએ અને તેને ઘણીવાર મહત્ત્વની સહાય, પ્રગતિશીલ વિદ્યાર્થીઓના સહકારમાંથી

મળી રહેતી હોય છે. તેઓની મુશ્કેલીઓ જ સૂચનોથી ભરપૂર હોય છે. અને તેઓના વિશ્વાસ, અને ઉત્સાહ, તાજગી અને તાકાતનું પ્રેરણાસ્રોત હોય છે. તે વિલાઈ જતી ભાવનામાંથી છૂટકારો મેળવે છે અને ઢીલાશની વૃત્તિઓ એકાંતિક કાર્ય કરનાર વ્યક્તિને ઘેરી વળવાનો સંભવ હોય છે. યુનિવર્સિટીના પ્રોફેસરો કરતાં શિક્ષકોને બીજો કોઈ પણ ઊંચો વર્ગ હોવા અંગે પ્રશ્ન જ હોઈ શકતો નથી, અથવા યુનિવર્સિટીની સમગ્ર સ્થિતિ ભ્રષ્ટ થઈ જશે. બીજી બાજુ, સૌથી ઉચ્ચ કક્ષાનો યુનિવર્સિટીનો શિક્ષક સ્વાભાવિક રીતે જ એવી ઇચ્છા રાખશે કે તેના અનુસ્નાતક વિદ્યાર્થીઓ એ જ વિદ્યાર્થીઓ હોય જેમને તેણે તેની પોતાની પદ્ધતિઓ પ્રમાણે તાલીમ આપવાનું શરૂ કર્યું હોય; જો કે અલબત્ત તેની પ્રયોગશાળાઓમાંથી આવતા વિદ્યાર્થીઓ માટે અને કદાચ થોડાક એવા વિદ્યાર્થીઓ માટે જેઓ કોઈ પણ પ્રકારની યુનિવર્સિટીમાંથી આવતા ન હોય, તેમ જ થોડાક વિદ્યાર્થીઓ માટે પણ, જેઓ લંડનની યુનિવર્સિટીના બીજા શિક્ષકો પાસેથી આવતા હોય, તેમના માટે ખુલ્લાં રહેશે. ત્યાં ભારે મોટા પ્રમાણમાં આદાન-પ્રદાન થતું હશે અને વિદ્યાર્થીઓને વારંવાર, એક જ વિષયના એક કે તેથી વધુ શિક્ષક હેઠળ અભ્યાસ દ્વારા લાભ થતો રહેશે; પરંતુ ઊંચા કામગીરીને નીચી કામગીરીથી અલગ પાડવાની બાબત કરતાં તે તો એક સંપૂર્ણતયા અલગ બાબત થઈ ગણાય, આપણને નથી લાગતું કે યુનિવર્સિટીના પ્રોફેસરપણા માટે શ્રેષ્ઠ માણસો મેળવવાનું શક્ય બને, સિવાય કે જો તેઓ પર કોઈ પણ પ્રકારે ઉચ્ચ કામગીરી કરવા અંગે અંકુશ મૂકવામાં આવે અથવા શ્રેષ્ઠ વિદ્યાર્થીઓને પકડી લેવા માટેની તેઓની જાળ વ્યાપક રીતે બિછાવવામાંથી તેઓને અટકાવવામાં આવે છે.

૭૧. "યુનિવર્સિટીના પૂર્વસ્નાતક વિદ્યાર્થીઓને એક મોટો ગેરફાયદો એ પણ છે કે અનુસ્નાતક વિદ્યાર્થીઓને અલગ સંસ્થાઓમાં ખસેડવા જોઈએ.

તેમણે તેમના કરતાં જેઓ વધુ પ્રગતિશીલ કામગીરી કરતા હોય અને જેઓ તેમના કરતાં બહુ આગળ ન હોય પરંતુ સિદ્ધ કરી શકાય એવા કોઈ આદર્શને સતત નજર સમક્ષ રાખીને તેમને પ્રેરણા અને પ્રોત્સાહન આપતા હોય તેવા વિદ્યાર્થીઓના સતત સંપર્કમાં રહેવું જોઈએ."

પ્રગતિશીલ સંશોધનકાર્યને શિક્ષણકાર્યથી જ્યાં અલગ પાડવામાં આવ્યું હોય ત્યાં તેનાં વિનાશક પરિણામો નિદાન મને તો દેખાય જ છે. એ એક વિચિત્ર હકીકત છે

કે ઘણા ભારતીય વિદ્યાર્થીઓ જેઓ લંડનની યુનિવર્સિટીમાંથી અને બીજી યુનિવર્સિટીઓમાંથી ડિગ્રીઓ લઈને પાછા ફર્યા છે તેઓ નિષ્ફળ નીવડયા છે કારણ કે તેઓ તેમના વિષયોમાં નિષ્ણાત થઈ શકયા નથી, જો કે તેમાંના કેટલાક શૈક્ષણિક શાખામાં સર્વોચ્ચ જગ્યાઓ પર બેઠી ગયા છે.આનું કારણ એ હકીકતમાં જણાય છે કે તેમની પૂર્વસ્નાતક તાલીમ, પ્રગતિશીલ સંશોધન કાર્ય માટે સાવ અપૂરતી હતી. સમિતિને યાદ હશે કે અનુસ્નાતક તાલીમ તેના ઉદ્‌ભવ અને વિભાવનાની દ્રષ્ટિએ ખૂબ આધુનિક છે. કેમ્બ્રિજ અને ઓકસફર્ડ યુનિવર્સિટીઓમાં અનુસ્નાતક વિભાગો ન હોવા છતાં તે યુનિવર્સિટીઓમાં એવા માણસો હતા જેમણે મોટા પ્રમાણમાં જવલંત કામગીરી કરી હતી. હમણાં પણ, ઓકસફર્ડ, કેમ્બ્રિજ અને લંડનમાં અનુસ્નાતક વિભાગોના વડા તરીકે હોય તેવા માણસો માત્ર સ્નાતકો જ છે અને તેમ છતાં પણ તેઓ અનુસ્નાનક સંશોધન અંગે માર્ગદર્શન આપવાની તેમની કામગીરી એટલી વિશિષ્ટ અને સુંદર રીતે કરી રહ્યા છે કે વિશ્વના તમામ ભાગોમાંથી વિદ્યાર્થીઓ આકર્ષાઈ આવે છે. આનું કારણ એ છે કે તેમની પૂર્વસ્નાતકની તાલીમ ઊંચા પ્રકારની હતી. તેથી, મારે એ બાબત પર ભાર મૂકવો પડે છે કે જો યુનિવર્સિટી એમ ઈચ્છીત હોય કે અનુસ્નાતક કામગીરી વાસ્તવિક પદ્ધતિનું માળખું તૈયાર થાય તો તે માટે તેણે પૂર્વસ્નાતકોની તાલીમ હાથ ધરવી જ જોઈએ.

(૨) બીજું, યુનિવર્સિટી અનુસ્નાતક ક્ષેત્રોમાંનું શિક્ષણકાર્ય તેના પોતાના સ્ટાફ દ્વારા કરવાની પ્રત્યક્ષ જવાબદારી પોતાના હસ્તક લઈ લે- જેને એક મોટો સુધારો માનવામાં આવે છે- તો તેના પરિણામે અરુચિકર અસર એ ઊભી થવા પામશે કે યુનિવર્સિટીનો સ્ટાફ કોલેજના સ્ટાફથી વિરુધ્ધ દિશામાં મુકાઈ જશે કારણકે કોલેજ સ્ટાફ એવું માને છે કે કોલેજોની ઔપચારિક અને લગભગ કાયમી પ્રકારની મર્યાદા દ્વારા તેમનો દરજ્જો ઊતરતા પ્રકારની કામગીરીના ક્ષેત્ર સુધી ઘટાડી દેવામાં આવે છે.

(૩) ત્રીજું, સ્નાતક કાર્ય માટે એક ભિન્ન યુનિવર્સિટી- પ્રોફેસર વર્ગની સ્થાપના કરવી એ કેવળ યુનિવર્સિટીનાં નાણાકીય સાધનોનો બગાડ જ છે, અને કોલેજનાં નાંણાકીય સાધનોની યોગ્ય વ્યવસ્થા કરીને તે સરળતાથી દૂર કરી શકાય છે . આપણી યુનિવર્સિટી શિક્ષણની પદ્ધતિમાં કોલેજો જ માત્ર શિક્ષણનાં સ્થાન છે. પરંતુ કોલેજો આજે અલગ સંસ્થાઓની મિલકત બની ગઈ છે અને દરેક કોલેજનો વહીવટ અલગ

સંચાલક સંસ્થાઓને સોંપવામાં આવ્યો છે. કોલેજમાંથી થતી આવક તેના પોતાના ફંડમાં જાય છે. જો જરૂરી ખર્ચ પછી કંઈ વધારાની રકમ રહેતી હોય તો તે માત્ર આ ફંડ વધારવામાં જ કામ લાગે છે. દરેક કોલેજ, બાકીની કોલેજોની જેમ સમાન વિષયો જ શીખવે છે અને તે અર્થમાં તે 'લઘુ' યુનિવર્સિટી જ બની જાય છે. અને તેને તમામ વિષયો શીખવવા માટે સક્ષમ સ્ટાફ રાખવાની અને તેઓના પોતાના ઉપયોગ માટે અલગ પ્રયોગશાળાઓ અને લાઈબ્રેરીઓ રાખવાની ફરજ પડે છે. આ કૉલેજો સ્વાયત્ત હોવાથી તેમાં કોઈ પણ કૉલેજ નાણાકીય દ્રષ્ટિએ ધનિક સંસ્થા નથી હોતી તેથી તે લાઈબ્રેરીઓ અને પ્રયોગશાળાઓ રચી શકે તેવી પ્રથમ દરજ્જા પૂરતી સાધનસામગ્રીની જોગવાઈ નથી કરી શકતી અને પ્રથમ કક્ષાનો અને પર્યાપ્ત સ્ટાફ રોકી નથી શકતી. તેમનાં નાજુક નાણાકીય સાધનોને કારણે કૉલેજ સ્ટાફ પાંગળો બની જાય છે અને વધુ પડતા બોજથી દબાઈ જાય છે. ઘણાબધા વિષયો શીખવવાની ફરજ પડાતી હોઈને કોઈ પણ વિષયમાં નિષ્ણાત બનવું અશક્ય બની જાય છે અને આવા સંજોગો હેઠળ કૉલેજના પ્રોફેસરને મહાન વિષયની નાની શાખાના નિષ્ણાત બનાવાની પ્રેરણા કે તક રહેતી નથી. સ્વાયત્ત સ્વયં પર્યાપ્ત કૉલેજોની આ પદ્ધતિના અનિવાર્ય પરિણામરૂપે આપણી પાસે વેરવિખેર અવસ્થામાં પડેલાં ગરીબ પ્રોફેસરી આલમ છે, ગરીબ લાઈબ્રેરીઓ છે અને ગરીબ પ્રયોગશાળાઓ છે. પરંતુ હાલનાં નાણાંકીય સાધનો અપૂરતાં જણાતાં હોવાને કારણે જ્યારે તેમને જુદીજુદી કૉલેજો સાથે જોડાયેલાં અથવા તેવી કૉલેજમાં વહેંચાઈ ગયાં તરીકે જોઈએ છીએ ત્યારે એવું ફલિત નથી થતું કે કુલ એકંદરે કોલેજનાં નાણાંકીય સાધનો એટલા પૂરતા પ્રમાણમાં મોટા નથી કે જે મુંબઈ યુનિવર્સિટીની પૂર્વસ્નાતક કામગીરી અને અનુસ્નાતક કામગીરીને પહોંચી વળી શકે. અર્થશાસ્ત્ર શીખવવાના હેતુ માટે મુંબઈ શહેરમાં આવેલી કૉલેજોનાં નાણાકીય સાધનોનો દાખલો લો.

આપણી પાસે મુંબઈ શહેરમાં મુંબઈ યુનિવર્સિટીના બી.એ. અભ્યાસક્રમ માટે અર્થશાસ્ત્રની તાલીમ આપતી નીચેની કોલેજો છે: (૧) એલ્ફીન્સ્ટન કૉલેજ, (૨) વિલ્સન કૉલેજ, (૩) સેંટ ઝેવિયર્સ કોલેજ અને (૪) સીડનહામ કૉલેજ એલ્ફીન્સ્ટન કૉલેજમાં અર્થશાસ્ત્ર શીખવતા બે માણસો છે, વિલ્સન કોલેજમાં એક છે, સેંટ ઝેવિયર્સ કૉલેજમાં બે છે અને સીડનહામ કૉલેજમાં છ કે એટલા છે. સૌ મળીને અર્થશાસ્ત્રના શિક્ષણમાં રોકાયેલા ૧૨ માણસો મુંબઈ શહેરમાં છે. મારી જાણમાં વિશ્વમાં એવી કોઈ પણ

યુનિવર્સિટી નથી જેમાં એક વિષય શીખવવામાં રોકાયેલા આટલી મોટી સંખ્યાના માણસો હોય અને તેમ છતાં પ્રોફેસરોનો આ આવડો મોટો ઢગલો વધુ સારી વ્યવસ્થાના અભાવે કેવળ દુર્વ્યય માટે દોડાદોડી કરતો રહે છે. અને યુનિવર્સિટીએ આ દુર્વ્યયને અટકાવવાનો પ્રયાસ કરવાને બદલે, હાલના જથ્થામાં તેના પોતાના બે વધુ પ્રોફેસરોની નિમણૂક કરીને તેમાં વધારો કર્યો હતો.

તેમ છતાં એ સ્પષ્ટ છે કે જો આ કૉલેજોને તેમના શિક્ષણ અંગેનાં અને લાઈબ્રેરીનાં નાણાકીય સાધનોનો સંચય કરવાની પ્રેરણા આપી શકાય, તો તેનાથી મજબૂત નિષ્ણાત પ્રોફેસરવર્ગ ઊભો કરી શકાશે એટલું જ નહિ બલકે પૂર્વસ્નાતક અને અનુસ્નાતક એમ બંને કાર્યને પહોંચી વળવા એક પર્યાપ્ત પ્રોફેસરવર્ગ પણ, ઊભો કરી શકાશે અને આમ, અર્થશાસ્ત્રનાં બે યુનિવર્સિટી પદસ્થાન અંગે યુનિવર્સિટીનાં નાણાકીય સાધનોનો દર્વ્યય પણ દૂર કરી શકાશે. આ સિધ્ધ કરવા માટે, માત્ર એટલી જ વ્યવસ્થા કરવાની જરૂર છે કે આ બાર માણસો જરૂર એકબીજા સાથે જોડાય અને તેઓની પોતાની વચ્ચે યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના પાઠ્યક્રમને પૂરો કરવાની કામગીરી વહેંચી લે અને વિદ્યાર્થીઓ કઈ કૉલેજમાં જોડાયા છે તે લક્ષમાં લીધા વિના તે અભ્યાસક્રમ લેતા તમામ વિદ્યાર્થીઓને લેકચર આપવા અંગે સંમત થાય. મુંબઈ શહેરમાંની કૉલેજમાં બીજા વિષયોના શિક્ષણકાર્યને વ્યવસ્થિત બનાવવામાં આ જ યોજના સરળતાપૂર્વક અપનાવી શકાશે. કદાચ આ યોજનાના માર્ગમાં એકમાત્ર મુશકેલી એ આવે કે વિદ્યાર્થીઓને લેકચરોમાં હાજર રહેવા માટે એક કૉલેજમાંથી બીજી કૉલેજમાં દોડાદોડી કરવી પડે. આ મુશ્કેલીને સરળતાથી ઉકેલી શકાય. મારે કહેવું જોઈએ કે રાજકીય વિજ્ઞાન અંગેના તમામ લેકચરો સીડનહામ કૉલેજમાં આપવામાં આવે. ફિલસૂફી અને માનસશાસ્ત્ર અંગેના તમામ લેકચરો વિલ્સન કૉલેજમાં આપવામાં આવે અને સાહિત્ય અને ભાષા અંગેના તમામ લેકચરો એલ્ફીન્સ્ટન કૉલેજમાં આપવામાં આવે. વ્યવસ્થા કરવાથી વિદ્યાર્થીઓને વારંવાર કૉલેજો વચ્ચે દોડાદોડી કરવી પડે છે તે તદ્દન દૂર થઈ જશે કૉલેજોને અમુક વિષય અને લેકચરો અંગેના લેકચર હૉલ તરીકે જાહેર કરવી જોઈએ, જ્યારે સંબંધિત બાકીની કૉલેજો તેમની મૂળ ભૂમિકા પર રહીને એકસાથે જોડાશે જેથી કરીને એક સંવાદી જૂથ ઊભું થઈ શકે અને કૉલેજમાં ઓરડા રહેશે જે ઓરડા, તે કૉલેજ જે વિષય શીખવતી હશે તે વિષય માટે આપવામાં આવશે અને તેમાં, તે અમુક વિષય અંગેની કૉલેજોની લાઈબ્રેરીઓના હિસ્સા રહેશે.

હું એ અંગે સંમત થાઉં છું કે યુનિવર્સિટી એક કેન્દ્રીકૃત સંસ્થા હોવી જોઈએ અને જો નવી યુનિવર્સિટીની યોજના શરૂથી જ આખેઆખી નિયત કરવાની હોય તો એમ કરવું વધુ સારું ગણાશે કે યુનિવર્સિટીને જેમાં જોડાયેલી કૉલેજોની બનેલી રાખવાની હોય તેવા પ્રકારને દૂર કરવો. પરંતુ એનો ખ્યાલ રાખવો પડશે કે યુનિવર્સિટીઓને વ્યાપક ધોરણે બિયારણ નાંખીને વાવી શકાય નહિ અને જ્યાં કૉલેજિયેટ દરજ્જાની સંખ્યાબંધ સંસ્થાઓ અસ્તિત્વમાં આવી હોય ત્યાં તેઓને, કેન્દ્રીકૃત સંસ્થાની સફળતાને મજબૂત બનાવવા માટે સરળતાથી નાબૂદ કરી શકાય નહિ. આ યોજના હેઠળ મેં એવી રૂપરેખા નથી દોરી કે જેનાથી યુનિવર્સિટી શિક્ષણના ધોરણનો કે કૉલેજોની સ્વતંત્રતાનો ભોગ લેવાય. વહીવટી દ્રષ્ટિએ કૉલેજો સ્વતંત્ર રહે છે. શૈક્ષણિક દ્રષ્ટિએ કૉલેજો યુનિવર્સિટીના અંગભૂત ભાગ બને છે. ટૂંકમાં, સ્થિતિ કંઈક અંશે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજમાં જે સ્થિતિ છે તેના જેવી થઈ જાય છે, એટલેકે યુનિવર્સિટી કૉલેજો બને છે અને કૉલેજો યુનિવર્સિટી બને છે. આવી વ્યવસ્થા કરવાથી હાલની કૉલેજોનો સર્વોત્તમ ઉપયોગ કરી શકાય છે અને દુર્વ્યયને દૂર કરી શકાય છે.

પ્રશ્ન ૨૫ : યુનિવર્સિટી શિક્ષણને વ્યવસ્થિત કરવાની મારી યોજના માત્ર એવાં જ કેન્દ્રોને લાગુ પડે છે જ્યાં કૉલેજો પરસ્પર ખૂબ નજીક નજીક આવેલી હોય. જો આ યોજનાનો ઉપયોગ મોટા પાયા પર કરવાનો હોય તો સૌપ્રથમ એવું કરવું પડશે કે કૉલેજોના સ્થળને નિયંત્રિત રાખવું પડશે જેથી કરીને કૉલેજોને પરસ્પર ખૂબ નજીકનજીક શરૂ કરી શકાય.બીજા શબ્દોમાં કહું તો, તમામ પ્રકારનાં કઢંગા અને નિરાશાજનક નગરોમાં વ્યક્તિગત સ્વાયત્ત કૉલેજો શરૂ કરવામાંથી સાહસિક શિક્ષણશાસ્ત્રીઓને અટકાવવાનું જરૂરી છે. આવી અલગઅલગ અને છૂટીછવાઈ કૉલેજોના અસ્તિત્વમાં નાણાકીય સાધનો વેડફાય છે, બેવડાય છે, ઉડાવાય છે તે યાદ કરીએ તો આશ્ચર્ય થાય છે કે આવી અંધાધૂધીભરી પરિસ્થિતિને અત્યાર સુધી આપણે કઈ રીતે સાંખી લેતા આવ્યા છીએ ? હું મુંબઈ ઇલાકાનું એ પરમ સૌભાગ્ય માનું છું કે આવી એકલદોકલ કૉલેજોનો ઉગાડ હજી સુધી, બંગાળમાં છે તે પ્રમાણે ફાલ્યોફૂલ્યો નથી. પરંતુ, યુનિવર્સિટી શિક્ષણનું ધોરણ જાળવી રાખવું હોય તો વેરવિખેર કૉલેજોની આડેધડ સ્થાપના સામે અંકુશ મૂકવાનાં પગલાં તરત લેવાં જોઈએ. આ હેતું માટે મારે આ ઇલાકામાં યુનિવર્સિટી શિક્ષણનાં કેન્દ્રો સ્થાપવાં જોઈએ અને બીજી કોઈ પણ કૉલેજને બીજા કોઈ પણ સ્થળે શરૂ કરવાની છૂટ આપવી જોઈએ નહિ. મારા અભિપ્રાય

મુજબ નીચેનાં સ્થળોને યુનિવર્સિટી શિક્ષણનાં વાસ્તવિક અથવા સંભવિત કેન્દ્રો તરીકે નિશ્ચિત કરવાં જોઈએ :

| | |
|---|---|
| ૧. મુંબઈ | ૬. હૈદરાબાદ (સંભવિત) |
| ૨. પૂના | ૭. ધારવાડ(સંભવિત) |
| ૩. અમદાવાદ | ૮. સાંગલી (સંભવિત) |
| ૪. સૂરત (સંભવિત) | ૯. નાસિક (સંભવિત) |
| ૫. કરાચી | ૧૦. અમલનેર (સંભવિત) |

યુનિવર્સિટી શિક્ષણનાં કેન્દ્રો મુકરર કર્યા પછી કરવાની બીજી બાબત એ છે કે એ કેન્દ્રોમાં શિક્ષણકાર્યને વ્યવસ્થિત બનાવવું. ઉપરનાં મોટા ભાગનાં યુનિવર્સિટી કેન્દ્રોમાં હજી સુધી વિનયન અંગેનું શિક્ષણ આપતી કેવળ એક જ કૉલેજ છે. માત્ર મુંબઈમાં અને પૂનામાં પરસ્પર નજીકનજીક આવેલી કૉલેજોનાં જૂથ છે. ત્યાં, યુનિવર્સિટી શિક્ષણકાર્યની સમસ્યા , જુદીજુદી કૉલેજોના સ્ટાફને વિભાગોમાં એકીકરણ અને અદલાબદલી દ્વારા સહેલાઈથી ઉકેલી શકાશે. એવાં કેન્દ્રો કે જ્યાં હજી સુધી માત્ર એક અલગ કૉલેજ હોય ત્યાં યુનિવર્સિટી પ્રકારનું શિક્ષણ આપવાની સમસ્યા બે રીતે હલ કરી શકાશે. (૧) એક અમુક વિષય શીખવવાના હેતુસર હાલની કૉલેજોની ખૂબ નજીકમાં નવી કૉલેજો સ્થાપવાની છૂટ આપીને અથવા (૨) હાલની કૉલેજને યુનિવર્સિટી તરીકે માન્ય રાખીને, અભ્યાસના નવા વિભાગો શરૂ કરીને તેને વિસ્તારવાની છૂટ આપીને. પહેલી યોજનામાં સફળતા સરળતાથી મળે એમ જણાય છે. પરંતુ, પાછળની યોજના, કાર્યક્ષમતાની દ્રષ્ટિએ વધુ સારી ગણાશે. ઈલાકાના જુદાજુદા ભાગોમાંની શૈક્ષણિક માગણીઓને સંતોષવા માટે ઈલાકાના તેવા ભાગોમાં સર્વત્ર છૂટીછવાઈ કૉલેજોની સંખ્યા રાખવાને બદલે આ નીતિ અપનાવીને આપણે, ઈલાકાના બીજા ભાગોમાંથી શૈક્ષણિક માગણીઓ સંતોષવા માટે તેવા ભાગોમાં બીજી યુનિવર્સિટીઓ ઊભી કરી શકીશું. આમ કરવાથી આપણે કદાચ કેન્દ્રીકૃત યુનિવર્સિટીનો આદર્શ સિધ્ધ કરી શકીએ નહિ. પરંતુ, આપણે ઓછામાં ઓછું, એના પછીનું શ્રેષ્ઠ કામ એટલું તો કરી શકીએ કે યુનિવર્સિટી નગરમાં એકબીજાની ખૂબ નજીક આવેલી, યુનિવર્સિટી સાથે જોડાયેલી હોય તેવી તમામ કૉલેજોને એક બૌધ્ધિક સહકારમાં એકસાથે એકીકૃત કરી શકીએ અને યુનિવર્સિટીને કહો કે એક જીવંત વ્યક્તિત્વ બનાવી શકીએ.

પ્રશ્ન ૨૮ : માત્ર મુંબઈ અને પૂના જ એવાં સ્થળો છે જે યુનિવર્સિટીઓમાં તરત વિસ્તરણ માટે પકવ છે. અને હું સૂચન કરું છું કે આ બંને સ્થળોનું અલગ યુનિવર્સિટીઓમાં તરત એકીકરણ કરવું જોઈએ. અમદાવાદ નજીકના ભવિષ્યમાં પકવ થવાનો સંભવ છે. તેને વિનયન કોલેજ અને વિજ્ઞાન સંસ્થા છે જ અને તેને યુનિવર્સિટીમાં ફેરવી નાંખવું જોઈએ ઉપર જણાવેલાં કેન્દ્રોમાં યુનિવર્સિટીઓની સ્થાપના થાય ત્યાં સુધી, મુંબઈ, પૂના અને અમદાવાદની ત્રણ યુનિવર્સિટીઓને લંડન યુનિવર્સિટી જેવી બાહ્ય બાજુ હોવી જોઈએ જે દ્વારા તેઓની પરીક્ષાઓમાં બેસતા બીજી કોલેજોના વિદ્યાર્થીઓને ડીગ્રીઓ આપવાની વ્યવસ્થા કરી શકાય.

આ ઈલાકામાં સ્થપાનારી ભાવિ યુનિર્સિટીઓ જો પોતાનું સ્વરૂપ કેન્દ્રીકૃત સંસ્થાઓનું કરે તો આ પ્રશ્નોમાં ઉપસ્થિત કરાતી સમસ્યાઓ ઉપસ્થિત નહિ થાય. કારણકે ત્યારે, યુનિવર્સિટીનો તેના સ્ટાફ અને શિક્ષણ વ્યવસ્થા પર પૂરો કાબૂ હશે. પરંતુ, મારી ધારણા એવી રહેશે કે આપણી ભાવિ યુનિવર્સિટીઓ પોતાના સંચાલનમાં સ્વતંત્ર એવું એક સંકુલ અથવા અંગભૂત કોલેજો હશે. ગમે તેમ પણ, એ સ્થિતિ... મુંબઈ અને પૂનાની નવી યુનિવર્સિટીઓની હશે. અંગભૂત કોલેજો રાખવાની યોજના હેઠળ યોજનાઓ હજી એવાં સ્થળો તરીકે ચાલુ રહેશે કે જે સ્થળોને યુનિવર્સિટીએ, યુનિવર્સિટીશિક્ષણ આપવા માટેનું લાઈસન્સ આપ્યું હોય. આંતરકોલેજિયેટ શિક્ષણની યોજનાથી, અંગભૂત કોલેજોનાં નાણાકીય સાધનો બગાડતાં, બેવડાતાં અને વેડફાતાં દૂર થશે, પરંતુ, શું એવી વ્યવસ્થા, યુનિવર્સિટી શિક્ષણનું ધોરણ ઉચ્ચ કક્ષાએ જાળવી રાખવાનું સુનિશ્ચિત બનાવવા માટે પૂરતી ગણાશે ખરી ? એનો આધાર, યુનિવર્સિટી શિક્ષણ આપવામાં રોકાયેલા શિક્ષણ સ્ટાફના અનુભવ પર રહેલો છે. હાલમાં શિક્ષકો કોલેજો સાથે જોડાયેલા છે અને તેમનો પગાર અને દરજ્જો, કોલેજનું સંચાલન કરતા સત્તાધિકારીઓ દ્વારા વિનિયમિત કરાય છે. પરંતુ એવું નથી જણાતું કે કોલેજો શિક્ષકોની નિમણૂકો એકમાત્ર સૌથી વધુ લાયકાત ધરાવતી વ્યક્તિઓ મેળવવાની વૃત્તિથી કરતી હોય. તેમ જ કોલેજો શિક્ષકોનાં પગારધોરણો નોકરીની અવધિ,પગાર અને બઢતીને પણ એ રીતે વિનિયમિત નથી કરતી કે જેથી કરીને સ્ટાફના સૌથી વધુ લાયકાત ધરાવતા સભ્ય માટે કારકીર્દીનો માર્ગ ઉઘડી જાય. સરકાર દ્વારા ચલાવાતી સમગ્ર શૈક્ષણિક કામગીરી ત્રણ પગારધોરણોવાળી શૈક્ષણિક સેવાઓને સોંપવામાં આવી છે જેમાં તમામ વહીવટી અને નિરી... અધિકારીઓ અને સરકારી કોલેજોમાં અને

શાળાઓમાંના તમામ શિક્ષકો- સૌથી વધુ જવાબદારથી માંડીને સૌથી જુનિયર - સુધીનાને સમાવિષ્ટ કરવામાં આવ્યા છે. તમામ નોકરીઓમાં છે તે પ્રમાણે સિનિયોરિટીનો સિધ્ધાંત એટલો ઊંડે સુધી મૂળ ઘાલી બેઠો છે કે એ હવે એક પવિત્ર પ્રણાલી બની ગઈ છે કે તમારી ઉપલી જગ્યાઓ સિનિયોરિટી મુજબની હોવી જોઈએ. યુનિવર્સિટી શિક્ષણને સંબંધ છે તેટલા પૂરતું આ પધ્ધતિની મુખ્ય ખામી એ છે કે ઇનામોનું વિનિયમન વિદ્વત્તાના ઊંડાણથી નહિ પણ નોકરીની લંબાઈથી થાય છે. સરકારી નોકરીના સભ્યોની બાબતમાં છે. તે પ્રમાણે, જેઓની એક સ્થળેથી બીજે સ્થળે બદલી કરવાને પાત્ર હોય તેવા કોલેજના શિક્ષકોને એવું લાગ્યા વિના રહી શક્તું નથી કે તેઓની નિષ્ઠા અને આજ્ઞાંકિતતા માગી લેતી સંસ્થાપિત સંસ્થા એ કૉલેજ નથી પણ નોકરી છે અને ઘણીબધી વાર તેમની મહેચ્છા, જેની સાથે તેમનાં નામ ઓળખાતાં થઈ જશે તેવી શિક્ષણપધ્ધતિ ઊભી કરવા કરતાં, નોકરીમાં બઢતી મેળવવા તરફ વળી જતી હોય છે. ભારતીય શિક્ષણ સેવા અને પ્રાંતિક શિક્ષણ સેવા વચ્ચે દોરેલી અન્યાયી ભેદરેખા એ પાછી સેવા પધ્ધતિની એક બીજી નબળાઈ છે કારણકે તેમાં એવું બને છે કે ભારતીય શિક્ષણ સેવાના ઘણા જુનિયર સભ્યો પણ પોતાની જાતને પ્રાંતિક શિક્ષણ સેવાના વિશિષ્ટ સભ્યો કરતાં ઊંચા ગણાતા હોય છે. આના કારણે, કૉલેજ સ્ટાફના સભ્યો વચ્ચે ઘર્ષણનું તત્ત્વ પ્રવેશે છે જેનાથી, કોઈ પણ શૈક્ષણિક સંસ્થાના બુધ્ધિશાળી આયુષ્યને ઉજ્જવળ બનાવવા માટે અનિવાર્ય હોય તેવા મુક્ત અને મૈત્રીભર્યો સહકાર મુશ્કેલ બની જાય છે. છેલ્લી પણ જરાય ઓછી મહત્ત્વની નહિ એવી હકીકત એ છે કે હાલના સંજોગો હેઠળ સરકારી કૉલેજોના પ્રોફેસરો, તેઓ સરકારના કર્મચારીઓ હોવાના કારણે, પોતાના વિદ્યાર્થીઓનો વિશ્વાસ ગુમાવી બેઠા છે. વિદ્યાર્થીઓ,પોતાના પ્રોફેસરોને પોતાના બુધ્ધિશાળી નેતાઓ માનવાને બદલે સરકારના એજન્ટો માને છે. અને પ્રોફેસરો, પોતાના વિદ્યાર્થીઓ તરફથી કશો પ્રતિભાવ નહિ મેળવવાને કારણે, વિદ્યાર્થીઓમાં કશો રસ જાગૃત કર્યા વગર અને તેમનો વિશ્વાસ જીત્યા વગર વૈતરું કર્યા કરે છે. મિશનરી સંસ્થાઓ દ્વારા નિભાવની કોલેજોમાં સ્ટાફના મુખ્ય સભ્યો યુરોપિયન મિશનરીઓ હોય છે. બાકીનો સ્ટાફ ભારતીય શિક્ષકોનો હોય છે. ભારતીય શિક્ષણ સેવા અને પ્રાંતિક શિક્ષણ સેવા વચ્ચેનો ભેદ બહુ નાના પાયા પર ત્યાં વ્યક્ત થાય છે તેમ છતાં તેના પર એટલો ભાર મૂકવામાં નથી આવતો કે તેના બખેડા સર્જાય. ડક્કન શિક્ષણ સોસાયટી જેવી સોસાયટીઓ દ્વારા નિભાવની ખાનગી કૉલેજોમાં

સ્ટાફના તમામ સભ્યો સોસાયટીના સભ્યો હોય છે. તેથી અહીં સ્ટાફ બહુ સંવાદી હોય છે તેની વ્યવસ્થામાં એવું કશું નથી હોતું જેના કારણે તિરાડ ઊભી થવા પામે. પરંતુ, આ કોલેજોના બંધારણમાં એવી મર્યાદા મૂકવામાં આવી છે કે જેઓ સોસાયટીઓના આજીવન સભ્યો બનવાની ઈચ્છા રાખતા હોય તેવા માણસોની જ નિમણૂક તેઓ કરતા હોય છે જેથી તેમના પર નિયંત્રણ રહી શકે. આ ખાનગી કોલેજો દ્વારા અપાતી ભાવિ આશાઓ વિશે હું બહુ ચોકકસ રીતે બોલી શકતો નથી પરંતુ એક વાત નક્કી છે કે સરકારી કોલેજોમાંના સૌથી નીચા પગારધોરણ સાથે સરખાવતાં પણ તેઓ ખૂબ ગરીબ છે અને ખરેખર તેઓ એટલી ગરીબ છે કે તેઓ સામાન્ય સિદ્ધિપ્રાપ્ત માણસોને આકર્ષી શકતી નથી સિવાય કે તેઓ ભારે પ્રમાણમાં નિ:સ્પૃહ બની જાય. પરંતુ એ એકમાત્ર ખાનગી કોલેજો જ એવી નથી કે જે પોતાની ખાલી જગ્યાઓ ભરવા માટે યોગ્ય વ્યક્તિઓને પ્રાપ્ત કરવામાં નિષ્ફળ જાય છે. શ્રેષ્ઠ ભાવિ આશાઓ ધરાવતી સરકારી કોલેજો પણ સાચા પ્રકારની વ્યકિતને ઝડપી લેવામાં ભાગ્યેજ સફળ થાય છે. એનું કારણ એ છે કે ન્યાયી પસંદગી કરવાનું તંત્ર બંનેમાંથી એકની પણ પાસે નથી. સરકારી કોલેજોની બાબતમાં જાહેર શિક્ષણ નિયામક કે વિભાગના સચિવ પસંદગી કરતા હોય છે. પરંતુ હકીકતે તો તેઓ આ કાર્ય માટે તદ્દન આવડત વગરના માણસો છે.

એ જ પ્રમાણે,ખાનગી કોલેજોમાંની નિમણૂકો કોલેજનાં વડાઓના હાથમાં હોય છે અને તેઓ પણ યોગ્ય પસંદગીઓ કરવા અશક્તિમાન હોય છે. દોષ એમાં રહેલો છે કે આવા પ્રકારની નોકરી માટેની વ્યક્તિના ગુણદોષનું મૂલ્યાંકન કરવા માટેની વ્યક્તિ પણ આવા જ પ્રકારની હોવી જોઈએ. અર્થશાસ્ત્રીનું મૂલ્યાંકન અર્થશાસ્ત્રી જ કરી શકે.

તેમ છતાં આ મુશ્કેલીઓ અને ખામીઓથી સાવ અલગ વાત કરીએ તો જુદી જુદી કોલેજોએ ભરતી કરેલા આવા યુનિવર્સિટી સ્ટાફને યુનિવર્સિટીની જરૂરિયાતો પ્રમાણે તેના સભ્યો કે તેના વિતરણની બાબતમાં ઉચિત સંબંધમાં બાંધવાનાં કોઈ શકય સાધનો નથી.

એવું બને છે કે યુનિવર્સિટીને એકજ વિષયના અડધો ડઝન પ્રોફેસરો મોકલી આપવામાં આવે અને જ્ઞાનની બીજી એટલી જ મહત્ત્વની શાખા માટે પણ ન મળે. યુનિવર્સિટીનું સંચાલન આવાં ધોરણે ન ચાલી શકે, અને ઉપર જણાવેલી મુશ્કેલીઓ

માત્ર એમ કરવાથી જ દૂર કરી શકાય કે યુનિવર્સિટીના તમામ શિક્ષકોની નિમણૂકો ખુદ યુનિવર્સિટીના હાથમાં એકેડેમિક કાઉન્સિલ (જુઓ નવી યુનિવર્સિટીની રચના) મારફત મૂકવી અથવા તેઓની નિમણૂક યુનિવર્સિટીને અસરકારક અવાજ રજૂ કરવાની છૂટ આપીને કરવી.

તેથી હું દરખાસ્ત કરું છું કે શિક્ષણ સેવાની કોલેજિયેટ શાખાને વહીવટી શાખાથી અલગ કરી નાખવી જોઈએ અને યોગ્ય સલામતીઓ સાથે તેને યુનિવર્સિટી હેઠળ મૂકવી જોઈએ. બીજા શબ્દોમાં, જુદીજુદી કોલેજોમાંની શિક્ષકોની જગ્યાઓને પદસ્થાનમાં ફેરવી નાખવી જોઈએ અને અમુક સંસ્થાઓ હાલના કેસમાં ખાનગી કોલેજો અને સરકારી કોલેજો સાથે જોડી દેવી જોઈએ અને તેમના દ્વારા સહાયિત બનાવવી જોઈએ. પરંતુ આ પદસ્થાનો પર નિમણૂકોનું નિયંત્રણ યુનિવર્સિટી દ્વારા કરાવું જોઈએ.

યુનિવર્સિટીના શિક્ષણ સ્ટાફની નિમણૂંક પર યુનિવર્સિટીના નિયંત્રણને હું સૌથી વધુ મહત્ત્વનું ગણું છું. અત્યાર સુધી, મુંબઈ યુનિવર્સિટીએ યુનિવર્સિટી શિક્ષણનું ધોરણ, કડક પરીક્ષા પદ્ધતિ દ્વારા તેની કસોટી કરવાની તેની સત્તા દ્વારા જાળવી રાખવાનો પ્રયાસ કર્યો છે. આના પરિણામે સ્નાતકોની બુદ્ધિમત્તા ક્રમશઃ ઊતરતી ગઈ છે. આનું મુખ્યત્વે કારણ એ છે કે આપણાં યુનિવર્સિટી શિક્ષણના સર્જકોએ બહુ મોટી ભૂલ એ કરી કે એ બાબતને તદ્દન પિછાણી જ નહિ કે યુનિવર્સિટી શિક્ષણનું ધોરણ જાળવી રાખવાનું એકમાત્ર સાધન એ છે કે યુનિવર્સિટી અભ્યાસ માટે અયોગ્ય હોય તેવા વિદ્યાર્થીઓને બાકાત રાખવા અને પર્યાપ્ત રીતે સુસજ્જ હોય તેવાં ખાતાંમાં વ્યવસ્થિત તાલીમ પામેલા ઉચ્ચ લાયકાત ધરાવતા અને સર્જનાત્મક શિક્ષકોનો સમૂહ રાખવો. જ્યારે પ્રસંગો અને પ્રવાહો આપણાને એ દિશામાં લઈ જાય છે કે આપણે મુંબઈ યુનિવર્સિટીને શિક્ષણ યુનિવર્સિટી બનાવીએ, ત્યારે એ વાતનો સ્પષ્ટપણે ખ્યાલ રાખવો જોઈએ કે "શિક્ષણ પર નિયંત્રણ રાખવાની સત્તાનું મહત્ત્વ, ડિગ્રીઓ આપીને શિક્ષણની કસોટી કરવાની સત્તા કરતાં વધુ છે." કોઈ પણ યુનિવર્સિટી શિક્ષણ યુનિવર્સિટી બની શકે નહિ, સિવાય કે તેનું શૈક્ષણિક કામકાજ એટલે કે શિક્ષણ અને પરીક્ષણ, શિક્ષણમાં રોકાયેલી વ્યક્તિઓના અનિયંત્રિત વિવેકનિર્ણય પર છોડી દેવામાં આવે. પરંતુ, જો યુનિવર્સિટી, જેમની બુદ્ધિમત્તામાં તેને કશો વિશ્વાસ ન હોય તેવા શિક્ષકોના સમૂહમાં આવો મોટો વિશ્વાસ મૂકે, તો યુનિવર્સિટી ડિગ્રીના ધોરણ માટે તે જીવલેણ નીવડશે.તેથી

હું દરખાસ્ત કરું છું કે યુનિવર્સિટીને કોલેજો પર નાણાં કોથળીની સત્તા હોવી જોઈએ. કોલેજોને અપાતી તમામ સરકારી ગ્રાન્ટ યુનિવર્સિટી મારફત અપાવી જોઈએ, જેથી યુનિવર્સિટી શિક્ષકોના સ્ટાફની નિમણૂક કરવામાં અને લાઈબ્રેરીઓ તથા પ્રયોગશાળાઓની બાબતમાં તેઓની સાધનસામગ્રી અંગે પોતાનો અવાજ રજૂ કરી શકે.

પ્રશ્નો ૩૬-૩૯ : એક શિક્ષણના કોર્પોરેશન તરીકે જો યુનિવર્સિટીએ સમાજની સેવા કરવી હોય તો,તેના બંધારણમાં (એ) સમાજની તમામ વિવિધ પ્રકારની આવશ્યકતાઓ સાથે સંપર્કમાં રહી શકે તેવી વ્યક્તિઓના જૂથ માટે; (બી) જનતાની શક્ય ગેરસમજ અને વિદ્વાનનો શક્ય હોય તેટલો સંકીર્ણ દ્રષ્ટિકોણ એ બંને વચ્ચે એક કામચલાઉ સમાધાન કરી શકાય તે માટે સાધનો અને સિદ્ધિની જોગવાઈ અને વ્યવસ્થાની બાબતમાં યુનિવર્સિટી મુત્સદ્દી જેવું માર્ગદર્શન આપી શકે તેવી વ્યક્તિઓના જૂથ માટે; અને (સી) યુનિવર્સિટીના શૈક્ષણિક કામકાજમાં પ્રમાણભૂત દિશાસૂચન આપવા માટે શિક્ષણકાર્યમાં રોકાયેલા વિદ્વાનોના જૂથ માટે જોગવાઈ કરવી જોઈએ.

હું સમિતિના ધ્યાન પર એ વાત ભારપૂર્વક લાવવા માગું છું કે કોઈ યુનિવર્સિટી, તેના પોતાના સ્ટાફની એજન્સી મારફત શિક્ષણકાર્યમાં રોકાયેલી રહે કેવળ તેટલા જ કારણે તે શિક્ષણ યુનિવર્સિટી બની જતી નથી. શિક્ષણ યુનિવર્સિટીનો એ માપદંડ નથી. કોઈ યુનિવર્સિટી શિક્ષણકાર્ય હાથ ધરે અને તેમ છતાં તે શિક્ષણ યુનિવર્સિટી બની શકે નહિ. કોઈ યુનિવર્સિટી શિક્ષણ યુનિવર્સિટી છે કે નહિ તેનો આધાર એના પર રહે છે કે યુનિવર્સિટીના શૈક્ષણિક કામકાજનું સત્તાવાર દિશાસૂચન શિક્ષણકાર્યમાં રોકાયેલા વિદ્વાનોના હાથમાં છે કે નહિ. જો તે તેમના હાથમાં હોય તો તે યુનિવર્સિટી શિક્ષણ યુનિવર્સિટી છે. જો તે તેમના હાથમાં ન હોય તો તે યુનિવર્સિટી શિક્ષણ યુનિવર્સિટી નથી. શિક્ષણ યુનિવર્સિટી શિક્ષકોની યુનિવર્સિટી છે.

મારે આ પ્રારંભિક ટકોર એટલા માટે કરવી પડે છે કારણકે મને લાગે છે કે સમિતિ બંધારણ અંગેના તેના પ્રશ્નોના જવાબો મંગાવવામાં એવી ઇચ્છાથી પ્રેરિત થાય છે કે તેને એવાં સૂચનો મળે જેનાથી મુંબઈ યુનિવર્સિટીને શિક્ષણ યુનિવર્સિટી બનાવવામાં મદદ થાય. મુંબઈ યુનિવર્સિટીના હાલના બંધારણમાં, યુનિવર્સિટી યોગ્યરીતે કાર્ય કરી શકે તે માટે જરૂરી હોવાનું મેં જણાવ્યું છે તેવાં ત્રણ જૂથોમાંથી એક પણ જૂથ અંગે

કોઈ પર્યાપ્ત અથવા સુસ્પષ્ટ જોગવાઈ કરવામાં આવી નથી. યુનિવર્સિટીની સેનેટમાં, મુંબઈના જીવન અને હિતસંબંધોનું પૂરતું પ્રતિનિધિત્વ નથી. સિન્ડીકેટ પાસે એવી જવાબદારીઓ અને સત્તાઓ નથી કે જે મહાન યુનિવર્સિટીના કારોબારી પરિષદને મળી શકે અને ઘણીવાર એવું બને છે કે તેના પર એવી ફરજો આવી પડે છે કે જે સંપૂર્ણ રીતે અદા કરવા તે અયોગ્ય હોય, જ્યારે શિક્ષણ સ્ટાફ જે ખરેખર યુનિવર્સિટીનું હૃદય છે તેને, સત્તાવાર દિશાસૂચન તો બાજુએ રહ્યું પણ, યુનિવર્સિટીના શૈક્ષણિક કામકાજમાં લગભગ કશો અવાજ નથી હોતો.

મુંબઈ યુનિવર્સિટીને એક શિક્ષણ યુનિવર્સિટી બનાવવા માટે હું સૌપ્રથમ, વિદ્યાશાખાઓની રચનાની દિશામાં આગળ વધવા ચાહું છું. આ હેતુ માટે, હું માની લઉં છું કે, મુંબઈ શહેરમાં આવેલી કોલેજો વચ્ચે આંતર કોલેજિયેટ શિક્ષણની સારી યોજના અપનાવવામાં આવે. આ યોજના હેઠળ, કોલેજોમાં શીખવાતા જુદાજુદા અભ્યાસોને એટલે કે અર્થશાસ્ત્ર, ઈતિહાસ, રાજનીતિશાસ્ત્ર, વહીવટ, કાયદો-સાહિત્ય, ભાષાઓ, રસાયણ શાસ્ત્ર ભૌતિકશાસ્ત્ર, વગેરેને વિભાગોમાં એક જૂથમાં ગોઠવવામાં આવે. એ કબૂલ કરવું પડશે કે વિદ્યાર્થીઓને યુનિવર્સિટીમાં જે માટે યુનિવર્સિટી શિક્ષણ કોઈ પણ ભોગે જરૂરી અને સૌથી વધુ ફાયદાકારક પ્રારંભિક બાબત છે તેવા જીવનના જુદાજુદા વ્યવસાયોમાંથી એક કે બીજા વ્યવસાયની તેમની આખરી પદ્ધતિસરની તૈયારી કરવાની તક મળે છે.

આ બાબતમાં સફળ થવા માટે, વિદ્યાર્થીઓ હાથ ધરે તેવી જ્ઞાનની અમુક શાખાઓને એક સાથે જૂથમાં ગોઠવવી જરૂરી છે. વિદ્યાર્થીઓની જરૂરિયાતોને કારણે આવું જૂથ બનાવવું જરૂરી બની જાય છે એટલું જ નહિ બલકે અમુક અભ્યાસોને પરસ્પર બહુ ગાઢ સંબંધ રહેલો હોય છે અને તેવા અભ્યાસોના અભિગમ અંગે જે દ્રષ્ટિકોણ રાખવામાં આવતો હોય છે તેમાં ભારે સમાનતા રહેલી હોય છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓમાંથી નિષ્પન્ન થતાં આવાં પરિબળોને પરિણામે સર્વત્ર, અભ્યાસક્રમના જુદાજુદા વિભાગોનું વિદ્યાશાખાઓમાં એકત્રીકરણ થવા પામ્યું છે. તેથી હું સૂચવું છું કે નવી મુંબઈ યુનિવર્સિટીમાં વિભાગોનું વિદ્યાશાખાઓમાં એકત્રીકરણ કરવું જોઈએ અને જો આપણી યુનિવર્સિટીને એક શિક્ષણ યુનિવર્સિટી બનાવવી હોય તો વિદ્યાશાખાઓને યુનિવર્સિટી સંચાલનનો એક આધાર બનાવવી જોઈએ. વિદ્યાશાખામાં,

પૂર્ણતઃ કે મુખ્યત્વે વિદ્યાશાખાની અંદર રહેલા વિષયોના પ્રોફેસરો અને મદદનીશ પ્રોફેસરો હોવા જોઈએ; અને વિદ્યાશાખા કો-ઓપ્ટ કરી શકે તેવા યુનિવર્સિટી દ્વારા નિયુક્ત બીજા શિક્ષકો અને અધિકારીઓ પણ હોવા જોઈએ. વાઈસચાન્સેલર દરેક વિદ્યાશાખા હોદ્દાની રૂએ સભ્ય રહેવા જોઈએ. વિદ્યાશાખાને નીચે પ્રમાણે કરવા માટે વિનિયમો બનાવવાની સત્તા હોવી જોઈએ :

(૧) અભ્યાસ બોર્ડ તરીકેની કામગીરી બજાવવા માટે અને બીજા હેતુઓ માટે બીજી વ્યક્તિઓની સાથોસાથ વિદ્યાશાખાની બનેલી સમિતિઓની નિમણૂંક કરવા.

(૨) વિદ્યાશાખાની અધિકાર મર્યાદામાં હોય તેવી ડિગ્રીઓ, ડિપ્લોમાઓ અને બીજાં વિશિષ્ટ ઇનામો પ્રદાન કરવા માટેની સામાન્ય શરતો નક્કી કરવા;

(૩) વિદ્યાશાખાની અધિકાર મર્યાદાની અંદર હોય તેવા વિષયોમાં યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ અભ્યાસ ધપાવી શકે તે માટે સામાન્ય રીતે અભ્યાસક્રમ નક્કી કરવા;

(૪) વિદ્યાશાખાની અધિકાર મર્યાદામાં હોય તેવા વિષયો અંગે સામાન્ય રીતે શિક્ષણ અને પરીક્ષાની પદ્ધતિ અને રીત નક્કી કરવા.

મારે ફરીથી કહેવું જોઈએ કે જો વિદ્યાશાખાને ઉપર જણાવેલી સત્તાઓ સોંપવાની હોય અને શિક્ષકોને શિક્ષણના સમાન પાઠ્યક્રમ દ્વારા તથા સામાન્ય અર્ધ-બાહ્ય પરીક્ષા દ્વારા મુકાયેલાં નિયંત્રણોથી મુક્ત રાખવા હોય તો શિક્ષકો તેમનામાં મુકાયેલા વિશ્વાસને પાત્ર છે તે અંગે ખાતરી કરી લેવી જરૂરી છે.

વિદ્યાશાખાઓ યુનિવર્સિટીની અંગભૂત સંસ્થાઓ હોવી જોઈએ. યુનિવર્સિટીની શૈક્ષણિક કામગીરીનો હવાલો સંભાળી લેવા માટે આપણી વિદ્યાશાખાઓની રચના કર્યા પછી આપણે યુનિવર્સિટીની વહીવટી કામગીરીનો હવાલો સંભાળી લેવા માટે મધ્યસ્થ સંચાલક મંડળની રચના કરવી જોઈએ. આ મંડળ મુંબઈ યુનિવર્સિટીની હાલની સેનેટને મળતું આવવું જોઈએ, પરંતુ તેના સ્વરૂપમાં અને તેની રચનામાં તે તદ્દન જુદું હોવું જોઈએ. મારા અભિપ્રાય મુજબ એક સર્વોચ્ચ સંચાલક મંડળ તરીકે સેનેટ મુકાબલે મોટું મંડળ હોવું જોઈએ જે સ્વરૂપે મુખ્યત્વે બિનધંધાકીય હોય પરંતુ તેમાં સ્નાતકો અને શિક્ષકોનું પ્રતિનિધિત્વ હોય, સરકારની આવી પદ્ધતિના ફાયદા દેખીતા છે. મોટી સેનેટ રાખવાથી, સંખ્યાબંધ વગદાર નાગરિકો-જેઓને તેમની વ્યક્તિગત હેસિયતના

કારણે પસંદ કરાયા હોય છે તેઓ અને નગર, મ્યુનિસિપલ, વહીવટી, વાણિજ્યિક, કાનૂની વૈજ્ઞાનિક, વગેરે અંગે મોટા હિતસંબંધોના પ્રતિનિધિઓ અને વિધાનપરિષદ વિધાનસભા અને રાજ્યની વિધાનસભા તથા પરિષદના સભ્યો યુનિવર્સિટી સાથે સંપર્કમાં લાવવામાં આવે છે અને તેઓ યુનિવર્સિટી અને સમગ્ર સમાજ વચ્ચેનાં માધ્યમોની ગરજ સારે છે. આવી સેનેટ, યુનિવર્સિટીના ટેકાની માગણી વધુ સત્તાવાર રીતે અને સફળતાપૂર્વક કરી શકશે અને યુનિવર્સિટીની સફળતામાં સમગ્ર શહેરને રસ પડશે.

પરંતુ ૧૯૦૨ના યુનિવર્સિટી કમિશને એને પદ્ધતિના એક દોષ તરીકે ગણીને એવો અહેવાલ આપ્યો કે યુનિવર્સિટીઓની સેનેટો સંખ્યાની દ્રષ્ટિએ વિશાળકાય થઈ ગઈ હતી (૧૯૦૦માં મુંબઈ યુનિવર્સિટીની સેનેટમાં ૩૦૫ ફેલો હતા.) અને તેથી શૈક્ષણિક બાબતોમાં યોગ્ય નિયંત્રણ રાખવું અશક્ય બની ગયું હતું. તે કમિશનને એ સમજાયું નહોતું કે સેનેટનું યોગ્ય કાર્ય શિક્ષણ પર નિયંત્રણ રાખવાનું નહોતું પરંતુ યુનિવર્સિટીને, સમાજની તમામ વિવિધ આવશ્યકતાઓ સાથે સંપર્કમાં રાખવાનું હતું. સેનેટનું કાર્ય એ હોવાથી તે તેની રચનામાં વિશાળકાય અને વૈવિધ્યભરી બની રહે તે જરૂરી હતું. મારી દરખાસ્ત છે કે મુંબઈ યુનિવર્સિટીની સેનેટ ૧૫૦ સભ્યોની બનેલી હોવી જોઈએ. ૧૯૦૪ના યુનિવર્સિટી અધિનિયમ હેઠળ કરાયેલો સૌથી મહત્ત્વનો ફેરફાર એ હતો કે એવી જોગવાઈ કરવી જોઈએ કે સામાન્ય ફેલોની બે- પંચમાંશ સંખ્યા શિક્ષણ વ્યવસાય સાથે સંકળાયેલી હોવી જોઈએ. જે પદ્ધતિમાં, ફેલોશિપ મેળવનાર વ્યક્તિની લાયકાતો પ્રત્યે ઉચિત લક્ષ આપ્યા વિના આદરભાવની દ્રષ્ટિએ ફેલોશિપ એનાયત કરવામાં આવતી હોય તે પદ્ધતિના એક પ્રતિનિધિ તરીકે આ જોગવાઈ એક તંદુરસ્ત જોગવાઈ હતી. પરંતુ આ દરખાસ્ત જોતાં હું હિમાયત કરું છું કે વિદ્યાશાખાઓને ભારે પ્રમાણમાં વધારવામાં આવેલી કાનૂની સત્તાઓ આપવી જોઈએ. મને નથી લાગતું કે દરેક વિદ્યાશાખા એક પ્રવકતા રાખી શકે તેટલું પર્યાપ્ત હોય તેના કરતાં યુનિવર્સિટીમાંના શિક્ષકોને સેનેટ પર વધુ પ્રતિનિધિત્વની જરૂર હોય.તેથી હું દરખાસ્ત કરું છું કે વિદ્યાશાખાઓના ડીન કરતાં શિક્ષકોનું પ્રતિનિધિત્વ મર્યાદિત કરવું જોઈએ. સેનેટમાંની બાકીની સંખ્યા યુનિવર્સિટીને મહત્ત્વની સેવા આપી શકે તેવી રાજકીય અથવા વાણિજ્યિક ક્ષેત્રમાંની વ્યક્તિઓની હોવી જોઈએ. સેનેટનું મુખ્ય કાર્ય નીચેની બાબતો અંગે કાયદો ઘડવાનું રહેશે.-

(૧) યુનિવર્સિટીનું સંચાલન કરવા અને ઠરાવો પાસ કરવાને અસરકર્તા કાનૂનો બનાવવા અંગે.

(૨) તમામ માનદ ડિગ્રીઓ પ્રદાન કરવા અંગે,

(૩) અંગભૂત કૉલેજો કે યુનિવર્સિટી વિભાગોના પ્રવેશને બહાલ રાખવા અંગે,

(૪) કોઈ નવી ડીગ્રી, ડિપ્લોમા કે પ્રમાણપત્ર શરૂ કરવા અંગે, અને

(૫) વિદ્યાશાખાઓ વચ્ચેના વિવાદોનો નિર્ણય કરવા અંગે.

એક યુનિવર્સિટીના સંચાલનની દેખરેખ રાખવા અને બીજું, યુનિવર્સિટીના શૈક્ષણિક કામકાજનો હવાલો સંભાળવા એમ બે મંડળો માટેની જોગવાઈ કર્યા પછી આપણે હવે, સાધનો અને સિદ્ધિ અંગેની જોગવાઈ અને વ્યવસ્થાનો પણ હવાલો સંભાળના ત્રીજા મંડળની જોગવાઈ કરવાની રહે છે. આ મંડળ, મુંબઈ યુનિવર્સિટીની હાલની સિન્ડીકેટને મળતું આવવું જોઈએ પરંતુ તેના સ્વરૂપ અને રચનાની દ્રષ્ટિએ તે સંપૂર્ણ જુદું હોવું જોઈએ. સિન્ડીકેટ, તેની રચના અને કામકાજની સ્થિતિ એમ બંને દ્રષ્ટિએ, યુનિવર્સિટીનાં તમામ મંડળો કરતાં તદ્દન ઓછી સંતોષકારક હોવાનું જણાય છે. એક સર્વોચ્ચ કારોબારી તરીકે સિન્ડીકેટ પાસે સમાન સીલનો કબજો અને ઉપયોગ હોવો જોઈએ. યુનિવર્સિટીના સમગ્ર મહેસૂલ તથા મિલકતનો વહીવટ (અન્યથા જોગવાઈ કરવામાં આવે તે સિવાય) સિન્ડીકેટ પાસે હોવો જોઈએ. યુનિવર્સિટીના તમામ કામકાજનું સંચાલન સિન્ડીકેટ પાસે હોવું જોઈએ. પરંતુ આના બદલે સિન્ડીકેટની કામગીરી,કામકાજના વિશાળ ક્ષેત્ર પર ફેલાવી દેવામાં આવી છે. આમાંથી મોટા ભાગની કામગીરી અનુકૂળતાપૂર્વક બીજાં અને વધુ યોગ્ય મંડળોને સોંપી દઈ શકાય. હાલની પધ્ધતિને ઈરાદાપૂર્વકનો નિર્ણય લેવા કરતાં ચર્ચાની કહેવાતી કારોબારી કામગીરીમાં કેન્દ્રિત કરવામાં આવી છે. તેથી હું દરખાસ્ત કરું છું કે હિસાબી બોર્ડને નાબૂદ કરવું જોઈએ અને તેનાં કાર્યો સિન્ડીકેટને તબદીલ કરવાં જોઈએ જેને નીચેની બાબતો અંગે નિર્ણય લેવાની સત્તા રહેશે.

(૧) યુનિવર્સિટીનાં નાણાં, મૂડીરોકાણો અને હિસાબો અંગે

(૨) યુનિવર્સિટીમાં લેવાની ફીની રકમ અને ચુકવણી, અથવા તેમાંથી મળતા વિશેષાધિકારોના ઉપભોગના સંબંધમાં.

(૩) યુનિવર્સિટીના પ્રોફેસરો, શિક્ષકો, રજિસ્ટ્રારો, ગ્રંથપાલો અને કાયમી કર્મચારીઓ સહિત યુનિવર્સિટીના અધિકારીઓની નિમણૂકની શરતો અને પદ્ધતિ તેમના હોદ્દાની મુદત અને તેમને હોદ્દા પરથી દૂર કરવા, તેમની ફરજો, તેમને મળતી ઉપલબ્ધિઓ, ભથ્થાં, વેતનો અને વયનિવૃત્તિ ભથ્થાં અંગે.

(૪) એસેસરો, પરીક્ષકો અને પરીક્ષાબોર્ડની હોદ્દાની મુદત, નિમણૂકની શરતો અને રીત અને ફરજો અંગે.

(૫) ફેલોશિપ, શિષ્યવૃત્તિઓ, ઈનામો, પુરસ્કાર અને નાણાકીય તથા અન્ય સહાય માટેની જોગવાઈઓ અંગે.

(૬) વિદ્યાર્થીઓનાં રહેઠાણ માટેના હૉલ, હોસ્ટેલો અથવા બીજી મકાન-હદો માટેની જોગવાઈ, તેમના નિભાવ તથા દેખરેખ અંગે.

(૭) યુનિવર્સિટીના પૂર્વસ્નાતક તરીકે વિદ્યાર્થીઓના પ્રવેશ અંગે.

(૮) યુનિવર્સિટીની વાસ્તવિક અને અંગત મિલકતની વ્યવસ્થા અંગે.

(૯) યુનિવર્સિટીની કામગીરી ચલાવવા માટે જરૂરી મકાનો, મકાન- હદો, ફર્નિચર અને સાધનસામગ્રી તથા બીજાં સાધનોની જોગવાઈ કરવા અંગે.

(૧૦) જો જરૂરી લાગે તો યુનિવર્સિટી માટે નાણાં ઉધાર લેવાં અને યુનિવર્સિટીની મિલકત ગીરે મૂકવા અંગે.

(૧૧) યુનિવર્સિટી વતી કોન્ટ્રાક્ટો કરવા, તેમાં ફેરફાર કરવા, તે પૂરા કરવા અને રદ કરવા અંગે.

(૧૨) સેનેટના કૃત્યથી હોય તે સિવાય બીજી રીતે જેઓને નારાજ થયા હોવાનું લાગે તેવા યુનિવર્સિટીના અધિકારીઓ, પ્રોફેસરો, શિક્ષણ સ્ટાફ, સ્નાતકો, પૂર્વસ્નાતકો અને યુનિવર્સિટીના કર્મચારીઓની ફરિયાદો સ્વીકારવા, તે અંગે ન્યાયનિર્ણય કરવા અને જો યોગ્ય લાગે તો તે અંગે દાદ આપવા અંગે.

(૧૩) અંગભૂત કોલેજોને અપાતી સરકારી ગ્રાન્ટ વિનિયમિત કરવા અંગે.

આ ત્રણ મંડળો- સેનેટ, સિન્ડીકેટ અને વિદ્યાશાખાઓની રચના, સંસ્થાપન અધિનિયમન દ્વારા કરવી જોઈએ અને આ ત્રણે એકસાથે મળીને મહાન શિક્ષણ યુનિવર્સિટીનાં તમામ જરૂરી અંગો પૂરાં પાડવા માટે પૂરતાં થઈ પડે છે. પરંતુ ખાસ કરીને, યુનિવર્સિટી શિક્ષણના કેન્દ્ર ખાતેની માતૃ- કોલેજો પક્વ થઈને યુનિવર્સિટીઓ બને તે પહેલાંની ખૂબ લાંબી સંક્રમણ મુદત માટે, નવીમુંબઈ યુનિવર્સિટી માટે વધુ એક મંડળની માંગણી થઈ હોવાનું જણાય છે, કારણકે તેમ ન થાય ત્યાં સુધી તેમણે આ ઇલાકામાં નવેસર સંચાલિત થયેલી શિક્ષણ યુનિવર્સિટીમાંથી એક કે બીજી સાથે જોડાયેલી રહેવું પડશે. પરંતુ સંક્રમણ મુદત માટેની જોગવાઈ કરતી આ સમસ્યા ન હોત તો પણ, મહાન શિક્ષણ યુનિવર્સિટીના વહીવટમાં ચોથા મંડળ માટેની જરૂરિયાત જરાય ઓછી ગણાત નહિ.

મેં દરખાસ્ત કરી છે તે સંચાલનની યોજનાનો આધાર ઓછાવત્તા અંશે સત્તાની અલગતાના સિધ્ધાંત પર રહેલો છે. વૈધાનિક સત્તાનું કેન્દ્ર સેનેટ છે. કારોબારી સત્તાનું કેન્દ્ર સિન્ડીકેટ છે અને શૈક્ષણિક સત્તાનું કેન્દ્ર વિદ્યાશાખા છે. પરંતુ જો અલગઅલગ સત્તાઓનો ઉપયોગ સ્વતંત્ર રીતે અને કશાય સંકલન વગર કરવામાં આવે તો પરિણામ, યુનિવર્સિટીના શ્રેષ્ઠ હિતને હાનિકારક નીવડે એવું ચોક્કસ આવે. વિદ્યાશાખાને અહીં યુનિવર્સિટી સંચાલનના પાયા તરીકે ગણવામાં આવે છે અને અભ્યાસ માટેની અભ્યાસસક્રમો નિયત કરવામાં અને શિક્ષણકાર્ય તથા પરીક્ષણકાર્યની વ્યવસ્થા કરવામાં તેને સંપૂર્ણ સ્વાયત્તતા આપવામાં આવે છે. પરંતુ, વિદ્યાશાખાઓને સ્પષ્ટરૂપે સોંપવામાં આવી ન હોય તેવી તમામ બાબતોના નિયંત્રણ માટેની, એકથી વધુ વિદ્યાશાખાને અસરકર્તા બાબતોની પતાવટ માટેની તથા એક વિદ્યાશાખા અને બીજી વિદ્યાશાખા વચ્ચે મતભેદ ઊભો થાય ત્યારે આખરી નિર્ણય માટેની જોગવાઈ કરવી જ જોઈએ. વિદ્યાશાખાઓના સંકલન માટેના મંડળની જરૂરિયાત છે એટલું જ નહિ બલકે વિદ્યાશાખાઓ અને સિન્ડીકેટ વચ્ચેના સંકલન માટેના મંડળની પણ જરૂરિયાત છે, નહિતર સિન્ડીકેટ તેની કારોબારી સત્તાઓના ઉપયોગ દ્વારા વિદ્યાશાખાઓની શૈક્ષણિક સ્વતંત્રતામાં ગંભીર ખલેલ પહોંચાડી શકે. નાણાંની કોથળી પર નિયંત્રણ હોય એટલે આખરે બીજી તમામ બાબતો પર નિયંત્રણ આવી જાય અને તેથી એ વળની ખાતરી કરવી જરૂરી છે કે સમગ્ર શિક્ષણ સ્ટાફના મંડળ પ્રતિનિધિ સાથે મસલત કર્યા વગર સમગ્ર યુનિવર્સિટી પર પ્રત્યક્ષ શૈક્ષણિક અસર ધરાવતી કોઈ કાર્યવાહી સિન્ડીકેટ કરી

શકાશે નહિ. આમ, સંક્રમણ મુદતના એક લક્ષણ તરીકે હોય કે પછી યુનિવર્સિટી સંચાલનના એક લક્ષણ તરીકે હોય, સંસ્થાપન અધિનિયમમાં ચોથા મંડળની સ્થાપના માટેની જરૂરિયાત સ્પષ્ટ છે. મારી દરખાસ્ત એ છે કે એ મંડળને એકેડેમિક કાઉન્સિલ કહેવું તેનાં કાર્યો અંશત: સલાહકાર તરીકેનાં અને અંશત: કારોબારી તરીકેનાં રહેશે.

તેનાં કારોબારી કાર્યોમાં નીચેની જણાવેલી બાબતોને લગતી તમામ બાબતોને અંગે વિનિયમન દ્વારા કે અન્યથા કરવાના નિર્ણયનો સમાવેશ કરવામાં આવશે-

(૧) વિદ્યાશાખાઓની બેઠકોમાં અથવા વિદ્યાશાખાઓ દ્વારા નિયુક્ત કોઈ પણ સમિતિઓની બેઠકોમાં કોરમ.

(૨) બીજી કોઈ પણ યુનિવર્સિટી અથવા કોઈ પણ શૈક્ષણિક બાબતને સ્પર્શતા મંડળ સાથે સંયુક્ત રીતે યુનિવર્સિટી દ્વારા નિયુક્ત કરવાનાં બોર્ડ અને સમિતિઓ સહિત, સલાહકાર અને બીજાં બોર્ડની ફરજો અને સત્તાઓ.

(૩) યુનિવર્સિટી દ્વારા એનાયત કરવાની માનદ ડિગ્રીઓ અને વિશિષ્ટ સન્માન માટેની લાયકાતો અને તે પ્રદાન કરવા સંબંધી લેવાનાં સાધનો અને પગલાં.

(૪) જોડાયેલી કોલેજોની મુલાકાત.

(૫) કોલેજોનું જોડાણ અને જોડાણમુક્તિ.

(૬) ફેલોશીપ, શિષ્યવૃત્તિ,પ્રદર્શનો અને નાણાકીય તથા બીજી સહાયની અવધિ.

(૭) સ્નાતકો અને પૂર્વસ્નાતકો યુનિવર્સિટીની હકૂમતની અંદર આવતા હોય તેટલા પૂરતું તેમની બાબતમાં અમલ કરવાની શિસ્ત.

(૮) સેનેટને અપીલ કરવામાં આવે તેને અધીન રહીને, યુનિવર્સિટીના સભ્યપદેથી સ્નાતકો અને પૂર્વસ્નાતકોને દૂર કરવા અને ડિગ્રીઓ, ડિપ્લોમા, પ્રમાણપત્રો અને વિશિષ્ટ સન્માન પાછાં લઈ લેવાં. એકેડેમિક કાઉન્સિલનાં સલાહકાર કાર્યો નીચે પ્રમાણે રહેશે :

(૧) એકેડેમિક કાઉન્સિલ પાસેથી તે અંગેનો અહેવાલ પ્રથમ મંગાવ્યા અને મેળવ્યા વગર સિન્ડીકેટ પૂર્વસ્નાતક અને અનુસ્નાતક એમ બંને માટેના યુનિવર્સિટી

શિક્ષણના સંચાલન, સુધારણા અને વિસ્તરણ. અંગેની કોઈ પણ બાબતનો કોઈ પણ નિર્ણય કરી શકશે નહિ.

(૨) એકેડેમિક કાઉન્સિલ પાસેથી તે અંગેનો અહેવાલ પ્રથમ મંગાવ્યા અને મેળવ્યા વગર સિન્ડીકેટ, વિદ્યાશાખાઓને સામાન્ય આદેશો આપી શકાશે નહિ અથવા બીજી કોઈ વિદ્યાશાખાની અપીલના આધારે એવા મંડળના અધિકારી કે પ્રતિનિધિની ચૂંટણી સિવાયના કોઈ વિદ્યાશાખાના કે કોઈ સમિતિના કે વિદ્યાશાખાના મંડળના કોઈ પણ કૃત્યની સમીક્ષા કરી શકશે નહિ અથવા તેમની ભાવિ કાર્યવાહી માટેના આદેશો આપી શકશે નહિ.

(૩) એકેડેમિક કાઉન્સિલ પાસેથી અહેવાલ પ્રથમ મંગાવ્યા અને મેળવ્યા વગર શિક્ષણ સ્ટાફ પર કોઈ પણ નિમણૂક કરી શકશે નહિ.

સેનેટ, સિન્ડીકેટ અને એકેડેમિક કાઉન્સિલની રચના અને સંખ્યાબળ, કલકત્તા યુનિવર્સિટી કમિશને નવી કલકત્તા યુનિવર્સિટી માટે દરખાસ્ત કર્યા પ્રમાણેનાં જ રહેશે. મને લાગે છે કે એ વધુ સારું ગણાશે કે તેમનાં નામાભિધાનમાં પણ ફેરફાર કરવો અને તેમને નવી યુનિવર્સિટીનાં સેનેટ, કોર્ટ અને સિન્ડીકેટ કહેવાં. હું એવી પણ દરખાસ્ત કરું છું કે વાઈસરોય, યુનિવર્સિટીના મુલાકાતી હોવા જોઈએ.

**પ્રશ્ન ૧૬** : મુંબઈ યુનિવર્સિટી (એ) પરીક્ષાઓ લેવી, (બી) અભ્યાસ માટેના અભ્યાસક્રમો નિયત કરવા, અને (સી) પાઠ્યપુસ્તકો નિયત કરવાં - એ કાર્યો બહુ સારી રીતે બજાવતી હશે, પરંતુ, શિક્ષક અને વિદ્યાર્થી પર આ બધાની થતી વિઘાતક અસર પ્રત્યે યુનિવર્સિટીએ લક્ષ આપ્યું હોવાનું જણાતું નથી. યુનિવર્સિટી શિક્ષક પોતાને શ્રેષ્ઠ લાગે એવી રીતે શિક્ષણ આપી શકે અને ચુસ્ત તથા અફર પાઠ્યક્રમથી તેને મર્યાદિત બનાવી ન દેવાય તેવી સ્વતંત્રતા તેના માટે કઈ રીતે મેળવવી એ એક એવી સમસ્યા છે જેને આ સમિતિએ હલ કરવાની સમસ્યાઓ કરતાં આગળ રાખવી જોઈએ. જો શિક્ષક માટે સ્વતંત્રતા મેળવી શકાય તો તેને પગલે વિદ્યાર્થી માટેની સ્વતંત્રતા પણ આવી જ સમજો. આ હેતુ માટે, યુનિવર્સિટીના શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓનું શિક્ષણ અને પરીક્ષણનું સંપૂર્ણ નિયંત્રણ પોતાની પાસે રાખે તે માટે તેમને યોગ્ય સલામતીઓ મળવી જોઈએ અને યુનિવર્સિટીની રચના એવી રીતે કરવી જોઈએ કે જેથી કરીને આ શક્ય બની શકે.

પ્રશ્ન ૧૭ : પરીક્ષાઓ ઉપરાંત, કૉલેજોમાંની વિદ્યાર્થીઓની કામગીરી પણ લક્ષમાં લેવી જોઈએ. ઉચ્ચ ડિગ્રીઓ માટે મહાનિબંધ અને મૌખિક પરીક્ષાઓ પણ હોવી જોઈએ.

પ્રશ્ન ૧૮ અને ૧૯ : મુંબઈ યુનિવર્સિટીને એક સંપૂર્ણ યુનિવર્સિટી બનાવી શકાય એ માટે તેમાં ઈજનેરી, કૃષિ, લલિતકલા, ટેકનૉલોજી અને સંગીત વિદ્યાશાખાઓ હોવી જોઈએ.

પ્રશ્ન ૨૦ : અનુસ્નાતક ડિગ્રીઓ માટેના અભ્યાસની અવધિ ચાર વર્ષની હોવી જોઈએ (હું માત્ર સમાજવિજ્ઞાનની વાત કરી રહ્યો છું). બે વર્ષનો એક એવા બે તબક્કા હોવા જોઈએ. પહેલા તબક્કાને અંતે, ઉમેદવારને એમ.એ.ડિગ્રીનો હકદાર ગણવો જોઈએ. તેણે તેના મુખ્ય રસના વિષય એવા માત્ર એક જ વિષયમાં નિષ્ણાત થવું જોઈએ એની કસોટીમાં, લેખિત પરીક્ષા અને લગભગ ૭૫ ટાઈપ કરેલાં પાનનો નિબંધ હોવો જોઈએ જેમાં તેણે તે કલા સાથેનો તેનો ગાઢ પરિચય અને મૌલિક સાધનોનો તેણે કરેલો ઉપયોગ અને તેમના પર તેની ટીકાટિપ્પણી વગેરે દર્શાવું જોઈએ. બીજા તબક્કાને અંતે. ઉમેદવારને પી.-એચ.ડી. ડિગ્રીનો હકદાર ગણાવો જોઈએ; અને તેની કસોટીમાં, મૌખિક પરીક્ષા અને પ્રકાશન માટે યોગ્ય હોય તેવા માન્ય કદનો મહાનિબંધમાં હોવો જોઈએ. મહાનિબંધમાં, ઉમેદવારના મુખ્ય રસના હોય તેવા એમ.એ.માં તેણે રાખેલા વિષયના વ્યાપની અંદર આવતા અમુક કોઈ ક્ષેત્રમાં તેણે કરેલી શોધને મૂર્તિમંત કરવાની રહેશે. આ ઉપરાંત ઉમેદવારે પોતે તેના મુખ્ય રસના વિષયના આનુષંગિક હોય તેવા ગૌણ રસના વિષયો તરીકે ઓળખાતા બે વિષયો અંગેની મૌખિક પરીક્ષા માટે હાજર થવું પડશે. આવી વ્યવસ્થા કરવાથી વિશેષજ્ઞતા માટે વિસ્તૃત પાયો સરજાશે.

પ્રશ્ન ૨૧ : આવી થોડીક ડિગ્રીઓ રાખવી ઠીક ગણાશે.

પ્રશ્ન ૨૨ : આર્થિક સહાય, શિષ્યવૃત્તિઓ અને ફેલોશિપ દ્વારા.

પ્રશ્ન ૨૩ : યુનિવર્સિટી પ્રેસ અને પ્રકાશન વિભાગ રાખવાનું અત્યંત આવશ્યક. આના વગર અનુસ્નાતક કામગીરી ઠીકઠીક પ્રમાણમાં અટકી પડશે.

પ્રશ્ન ૨૪ : પ્રશ્નો નં. ૧૧-૧૩ નો જવાબ જુઓ.

પ્રશ્ન ૩૦ : મુંબઈ યુનિવર્સિટી એ પોતે મુંબઈ પૂરતું મર્યાદિત રહેવું જોઈએ . નવી યુનિવર્સિટીઓએ તેમના પોતાના વિભાગો શરૂ કરવા જોઈએ. પરંતુ જો નવી યુનિવર્સિટી કોલેજોની બનેલી હોય તો દરેક કોલેજે પોતે માત્ર એક જ વિષય શીખવવા પૂરતું મર્યાદિત રહેવું જોઈએ . પ્રશ્નો ૩૧-૩૩ : પ્રશ્નો નં. ૩૬-૩૯નો જવાબ જુઓ. પ્રશ્ન ૩૪ : શિક્ષણનો પ્રસાર જે યુનિવર્સિટીનું યોગ્ય કાર્ય હોવું જોઈએ. પરંતુ, આ સિધ્દ કરી શકાય એમ લાગતું નથી સિવાય કે યુનિવર્સિટી માતૃભાષાને શિક્ષણના માધ્યમ તરીકે આપનાવે; અને હાલના સંજોગોમાં એ એક નિષ્ફળ બાબત લાગે છે.

પ્રશ્ન ૩૫ : યુનિવર્સિટીના શૈક્ષણિક કામકાજ પર સરકારનું નિયંત્રણ હોવું જોઈએ નહિ. એવું નિયંત્રણ સંપૂર્ણતયા વિદ્યાશાખાઓને સોંપી દેવું જોઈએ. પરંતુ યુનિવર્સિટીના વૈધાનિક અને વહીવટી કામકાજ પર સરકારનું થોડું નિયંત્રણ તો હોવું જોઈએ. યુનિવર્સિટીની કોર્ટ અને સેનેટ પર નિયુક્તિઓ કરીને સરકારે આવું નિયંત્રણ મેળવવું જોઈએ.

પ્રશ્નો ૪૧-૪૪ : મારે આ પ્રશ્નો નવેસર રચવાની વિદ્યાશાખાઓ પર છોડી દેવા જોઈએ. મારો અભિપ્રાય એવો છે કે ઓનર્સ અભ્યાસક્રમના પાઠ્યક્રમમાં પણ વિદ્યાર્થીઓને નજીવું ભાડું આપવાની જોગાવાઈ કરવામાં આવી છે.

પ્રશ્નો ૪૫-૪૬ : માતૃભાષાનો શિક્ષણના માધ્યમ તરીકે ઉપયોગ કરવા અંગે હું અત્યંત દ્રઢ હકારાત્મક મંતવ્ય ધરાવું છું પરંતુ મને લાગે છે કે ભારતીય જનતા સમાન વ્યવહાર માટે કઈ માતૃભાષા પસંદ કરે છે તેનો નિર્ણય ભારતીય જનતાના અભિપ્રાય દ્વારા કરવામાં ન આવે ત્યાં સુધી, આ સમસ્યા હલ કરી શકાશે નહિ.

પ્રશ્ન પ૨ : મને લાગે છે કે પછાત વર્ગોમાં અને ખાસ કરીને દલિતોમાં યુનિવર્સિટી શિક્ષણને ઉત્તેજન આપવા માટે ખાસ ઉપાયો કરવા જરૂરી છે.

પ્રશ્નાવલિને મારા ઉત્તરો આપવાનું બંધ કરતાં પહેલાં, સારી લાઈબ્રેરીના સંચાલનની બાબતમાં સમિતિએ સેવેલા સંપૂર્ણ દુર્લક્ષ બદલ હું મારી આશ્ચર્યની લાગણી વ્યક્ત કરું છું. હું એ સમજી શકતો નથી કે કોઈ પણ યુનિવર્સિટી તેની સાથે જોડાયેલી પ્રથમ કક્ષાની લાઈબ્રેરી વગર કઈ રીતે કાર્ય કરી શકે ?

તા. ૧૫મી ઓગસ્ટ, ૧૯૨૪

● ● ●

# ડૉ.બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષર દેહ ગ્રંથ-૩

## શબ્દ સૂચિ



કેટલાક લોકો કહેછે દેશ પહેલો અને ધર્મ પછી,
કેટલાક લોકો કહે છે ધર્મ પહેલો અને દેશ પછી,
પરંતુ હું કહું છું દેશ પહેલો અને પછી પણ દેશજ.

ડૉ.ભીમરાવ આંબેડકર